# શાહનામુ.

વૉલ્યુમ ૭મું.

કર્તા
મા. ન. કુટાર
ફ. ન. કુટાર.

બનામે ઈઝદ

મહાન શાંએર ફિર્દોસી તૂસીનું

# શાહનામું

## ગુજરાતી હુરૂફે તમામ બયતો તથા તેનો તરજુમો.

બસી રન્જ બોરૂદમ દરીન્ સાલે સી
અજમ ઝેન્દહ્ કરૂદમ બદીન્ પારૂસી
તો ઈન્‌રા દોરૂઘો ફસાનહ્ મદાન્
બયકસાન્ રવેશ દરૂ ઝમાનહ્ મદાન્
બદીન્ નામહ્ બરૂ ઉમ્રહા બોગઝરદ
બેખાનદ હરાન્ કસ કે દારદ ખરદ
(ફિર્દોસી)

"તીસ વરસ તલક રંજ ખેંચીઓ મોટો
મુવો મુલક ઇરાનનો કીધો જીવતો
તું નો જાંણતો એહને જુઠી કાંહાંનીઓ
કે **એકજ રીતનો** નહી હતો આ જમાંનો
ગુજરશે વરસ પર વરસ બેશુમાર
પણ વાંચશે આ કેતાબ ઇનસાન અકલદાર"
(મનસુખ)

વૉલ્યુમ ૭ મું.

બનાવનાર

માહીયાર નવરોજી કુટાર.

ફરામર્ઝ નવરોજી કુટાર.

મુંબઈ.

શાહનામા પ્રેસ.

સને ૧૨૮૫ યઝદજર્દી.

સને ૧૯૧૬ ઈસવી.

Registered under the Government of India's Act XXV of 1867.
આ પુસ્તક સને ૧૮૬૭ ના ૨૫ મા ઍક્ટ પ્રમાણે રજીસ્ટર કરેલું છે.

આ પુસ્તક "ધી શાહનામા પ્રેસ" મુંબઈ કોટ ફ્રીયર રોડ કારવાર સ્ટ્રીટ
માણેકજી રૂસ્તમજી કંટ્રાકટર બીલ્ડીંગ નંબર ૫૦–૬૨ માં એર્વદ
ફરામર્ઝ નવરોજી કુટારે પોતાને માટે છાપી
ત્યાંથીજ પ્રગટ કીધું છે.

THE

# SHAHNAMAH OF FIRDAUSI.

## ITS FULL TEXT & ITS TRANSLATION (in Gujarati).

BY

*MAHIAR NAVROJI KUTAR*

AND

*FARAMARZ NAVROJI KUTAR*

" Bináhá-i-ábád gardad kharáb
Zi bárán o az tábish-i-áftáb
Pai afgandam az nazm-i-kákh-i-baland
Keh az bád o bárán niyábad gazand. "

( FIRDAUSI. )

" The homes that are the dwellings of to-day
Will sink 'neath shower and sunshine to decay
But storm and rain shall never mar what I
Have built—the palace of my poetry. "

( WARNER. )

## VOL. VII.

*Bombay.*

SHAHNAMAH PRESS.

*1916*

" No other great poet ever imposed such strict limitations on himself or so sternly adhered to them as did Firdausi. He put himself at the mercy of his authorities and where they fail him, as they do sometimes in this portion of the Shahnama, he makes no attempt TO INVENT INCIDENTS, but leaves a blank and passes on. This is a proceeding for which the poet should be praised rather than blamed. "

( WARNER. )

# અર્પણ પત્રિકા.

ઝરતોશ્તી ટોળો પોતાનાં હઝારો વર્ષનાં બાપીકાં વતન ઈરાન દેશથી ધર્મ સાચવવા હાડમારી
ભોગવતો હિંદ સરઝમીન ઉપર આવી વસ્યા બાદ બારસો વર્ષે તે ટોળાને પોતાની બોહોળી
સખાવતથી, ભારે જાહોજલાલીથી, પોતાના અમીરી ખવાસથી અને ફરેશ્તાઈ
ખસ્લતથી ઝાહેરાતમાં લાવનાર; શું પોતાની કે શું પારકી કઉમને
સખાવત કરતાં શીખવનાર, ગરીબ હાલતમાં જન્મ લઈ
પોતાની બાહોશી, ચાલાકી, નમ્રતા, વેપારી કુનેહ વગેરે
અનેક ગુણોથી એક શાહ સઉદાગર થનાર

અને

આખાં હિંદમાં પહેલવહેલો "બેરોનેટ" જેવો
માનવંતો ખેતાબ ધરાવનાર
હાતમ દિલના સખી સુજાુદ નેક નામદાર પહેલા

## સર જમશેદજી જીજીભાઈ બેરોનેટ

### કે જે સાહેબની

લાખો રૂપ્યાની ઝાહેર તેમજ ખાનગી સખાવતથી પુષ્કળ
ધર્મ ખાતાંઓ, સદાવ્રત ખાતાંઓ, કેળવણી ખાતાંઓ,
હોસ્પીટલો અને ધર્મશાળાઓ
શેહરેશેહર અને ગામગામ હસ્તીમાં આવ્યાં,
જેથી
તે નેકબખ્તનું પનોતું નામ
કાંઈકિ વર્ષો બાદ આજ પણ દરેક કઉમમાં
અદનાથી આલા સૂધીનાં મોં ઉપર
ઉપકારની લાગણીથી રમી રહ્યું છે,
અને જેમનું કુટુંબ
"સર"ના માન ભરેલા એલ્કાબથી ઓળખાતું રહ્યું છે,
તેવા એક મહાન નરનાં અશો રૂહને
આ વૉલ્યુમ અર્પણ કરી
અમો માન અને મગરૂરી લઇયે છિયે.

# સાંકળિયું.

સફે



**અશ્કાનેયાન.**



**અર્દશીર બાબકાન**

# દીબાચો.

નુખોસ્તીન્ બનામે ખોદાએ જેહાન્
શેનાસન્દએ આશ્કારો નેહાન્

પ્રથમ પાક પર્વર્દેગાર કે જે સાહેબ મીનો અને ગેતીનો પયદા કરનાર અને તેમાં વસ્તી કુલ્ આદમ જાતનો શું બાતેનનો કે શું ઝાહેરનો ભરમનો જાણનાર છે. તે ગયબી સાહેબની મદદ વગર ગમે એવો દાનેશમંદ અને વિદ્વાન શખ્સ ગાફેલ બની જાય છે. તેવા અઝીમ કુદરતના સાહેબની મદદથી આ સાતમું વૉલ્યુમ અમારા કદરશેનાસ વાંચનારા સાહેબોની હુઝૂરમાં મૂકવાને શક્તિમાન થયા છિયે. આ અમારાં મુશ્કેલ કામને અમો જેમ જેમ સવળતા ચાહયે છિયે તેમ તેમ અમારી મુશ્કેલીમાં નવો નવો વધારોજ થતો જાય છે. તેમ થવાનું કારણ આ નેહુસ્ત કદમની લડાઈજ છે, તેણેજ અમારી સર્વ ગણત્રીઓ ઊંધી વાળી છે. તે છતાં અમો સબૂરી એખ્તયાર કરી અમારૂં કામ નિયમિતપણે આગળ ચલાવતાજ જઇયે છિયે, પણ જ્યારે કોઈ કોઈ મુશ્કેલી એવી અમારી સામે આવી ઉભી રહે છે કે જેને દૂર કરવાને અમારાં સાંધનો ખૂટી પડે છે, ત્યારે અમો નાચાર થઈ પડિયે છિયે. ઓ લડાઈ! ઓ ભયંકર લડાઈ! તેં તો આગળો ઝમાનાની મોટી મોટી લડાઇઓ, કે જે સાંભળીને સમજુ માણસો પણ અજબ થતા હતા અને તે સરાહગત ભરેલી બલ્કે માનવાને પણ ના પાડતા હતા, તેને પણ વીસરાવી દીધી. કહોકે આગળી મહાભારત લડાઇઓને આજના વખતની લડાઇએ બચ્ચાંની રમત બનાવી દીધી.

સરૂ અઝ કબ્ર બરૂદારૂ ફેર્દઉસેયા—નેગહૂ કુન્ બજન્ગે પુરૂ અઝ કીમેયા
કે બરૂ ગોફ્તે તૂ હરૂ કસી ખન્દહૂ દાશ્ત—વરા જન્ગે એમરૂઝ શર્મન્દહૂ દાશ્ત

ઓ મહાન શાએર ફિર્દોસી! તારૂં સર કબ્રમાંથી બાહેર કાઢી આજના વખતની દાવપેચથી ભરેલી લડાઈ ઉપર નઝર કર. કારણકે જેઓ તારા વર્ણન કરેલાં લડાઈનાં બેયાન ઉપર હસતા હતા, તેઓને આજની આફતકારક લડાઇએ શર્મિંદા બનાવ્યા છે.

અમો ઉપર પડતી મુશ્કેલીના વખતમાં પણ અમારા મેંહરબાન વાંચકવર્ગના ટેકાથી સન્તોશ લઇયે છિયે અને એ સાહેબોની મદદ માટે ઉપકાર માન્યે છિયે. મુંબઈની પાર્સી પંચાયતના મેહરબાન ત્રસ્ટી સાહેબોનો તેમજ મુંબઈની નામદાર સરકારનો તેમની ચાલુ રાખેલી મદદ માટે આભાર ઝાહેર કર્યે છિયે.

## પાદશાહ બહમન અને તેની ઉપર મેલાયલો ગોત્રગમન (Incest) નો ખોટો આરોપ.

ગોત્રગમન એટલે કે નિકટનાં સગાં સાથના આડા વ્યવહારનો ખોટો આરોપ ઇરાનની પ્રજા અને ખસૂસ કરીને તેઓમાંના 'મગવ' નામના સન્યાસી ટોળા ઉપર માત્ર પ્રજા પ્રજા વચ્ચેના અભાવથી મેલાયલો ધાર્યે છિયે. પ્રથમ કદીમ ઝમાનાના ઇરાન મધ્યેના મગવ ટોળાની ઓળખ અત્રે આપ્યે છિયે.

આથ્રવન ટોળામાં વિદ્યા અભ્યાસની બાબતમાં સર્વથી મોટી અને ચઢતી પદવી 'મૂબેદ' (Doctor) ની અપાતી હતી. જે આથ્રવન બ્રહ્મજ્ઞાન (Divinity) માં પ્રવીણતા મેળવતો હતો તેને આ પદવી આપવામાં આવતી હતી. મોબેદની પદવી મેળવ્યા બાદ જે આથ્રવનો દીન ધર્મનો વધારેને વધારે અભ્યાસ કરી 'રાઝે દાનેશે ઇઝદી' (Misticism) એટલે કે ભાવયોગમાં પ્રવીણ થઈ દુન્યાના સંસારનો ત્યાગ કરી સન્સાસી થતા હતા અને શેવટે કેવળ વેરાગી બનતા હતા, તેઓને મગવની ઉપમાં મળતી હતી. મગવ બોલ અવસ્તાનો શબ્દ છે અને તેનો ખરો અર્થ 'મહાન કોશેશ' અથવા 'સાહસ કામ' એવો થાય છે. ઇન્સાનની ધર્મી ઝિંદગીમાં સર્વથી મોટી કોશેશ તેનાં શરીરમાં વસતા બૂરા ખવાસોના દેવો સાથ લડાઈ કરી તેઓને કચડી નાખી પોતાના આત્માને સ્વચ્છ

બનાવવાની છે. એટલે ત્યારે જેઓ હુવસના અને બીજા બૂરા ખવાસોના દેવોને મારી નાખે તેઓને ગુજરાતી ભાષામાં 'વેરાગી' કહે છે. મગવનો ખરેખરો ગુજરાતી શબ્દ 'વેરાગ' છે. ફારસી અને અરબી ભાષામાં મગવનો બોલ 'જેહાદે અકબર' (War against one's own lusts) છે. 'જેહાદ' શબ્દ 'જહદ' (કોશેશ) ઉપરથીજ નીકળેલો છે. 'જેહાદ'ના બે પ્રકાર છે. એક 'જેહાદે એસઘર' (નાની જેહાદ) છે. ખોદા પરસ્તોના બુત પરસ્તોને સમજાવીને અથવા તેઓ સાથ લડીને તેઓને ખોદા પરસ્ત બનાવવાના કામને 'જેહાદે એસઘર' (War against infidels) કહે છે. બીજી 'જેહાદે અકબર' (મોટી જેહાદ) છે. ખોદા પરસ્તો સંસાર ત્યાગ કરી સન્યાસી બને અને પોતે પોતાના 'રાગો' સામે લડીને 'વેરાગી' (રાગ વગરના) બને તે કામને 'જેહાદે અકબર' કહે છે. અંગ્રેજી ભાષામાં પણ 'મગવ'ના અર્થને લગભગ મળતો આવતો શબ્દ (asceticism) નો છે. જેનો મૂળ અર્થ પણ 'કોશેશ' થાય છે. હવે જ્યારે જેઓ દુન્યા સંસારને ત્યાગ કરે અને 'રાગો'ને કચડી પોતાના આત્માને સ્વચ્છ અને શાન્ત બનાવે તેઓને સંસારી કામનો કલંક કેમ કરી લગાડી શકાય? એ સમજવું કઠણ છે. ખસૂસ કરીને નિકટનાં સગાં સાથના આડા વ્યવહારનો આરોપ તો એક પળ પણ ટકી શકે નહીં.

યૂરોપ ખંડના લોકોએ પ્રથમ આવો નિર્લજ આરોપ ઈરાનના સર્વથી મોઅતબર ટોળા ઉપર અને પાછળથી તમામ પ્રજા ઉપર મેલ્યો તેનાં કારણો શું તે જરા તપાસીશું. અમારા નાકેસ વિચાર પ્રમાણે આ ખોટા અને ના લાયક આરોપ મેલવાના બે કારણ છે. પહેલું કારણ સાસાન વંશના પાદશાહ કોબાદ (નોશીરવાનના બાપ)ના રાજ અમલમાં દેખાવ દીધેલા પેલા શામ (Syria)ના વતની બગભગત મઝદકના ગોત્રગમનના અને તેના બીજા નાજાએઝ અને ખાનાખરાબી ભરેલા સમષ્ટીવાદના આપેલા ફતવાની અને તે મૂજીના દાખેલ કીધેલા બદકામોમાં ફાવી નીકળેલા તેના નીચ ચેલાઓની, તેમજ કોબાદ પાદશાહના તેના હાથ ઉપર ફસીને ગોત્રગમનના કીધેલા ગુનાહોની તવારીખની બીનાઓનું છે. વળી હિંદમાં વસ્તી પાર્સી ઝરતોશ્તી કઉમમાં તથા પારકા દેશની પરકઉમમાં ફારસી ભાષાના શબ્દોના એક નહીં પણ અનેક અર્થ થાય છે, એવાં જ્ઞાનની ગયર હાઝેરી અને ખોટનું બીજું કારણ છે.

મગવનો મોઅતબર ટોળો તો છેક પાદશાહ જમશીદ જેવા મહાત્માના રાજ અમલથી હસ્તીમાં આવ્યો છે, એમ આપણે જાણીયે છિયે. મગવના ટોળાને તેમજ તમામ કદીમ ઈરાની પ્રજાને મૂજી મઝદકના ગોત્રગમન અને એવાજ બીજા ના રવા ફતવા સાથ કાંઈ લાગતું વળગતું નથી. તવારીખ આપણને યાદ આપે છે, કે પાદશાહ નોશીરવાને આદેલે મૂજી મઝદકને અને તેના સેંકડો ચેલાઓને પકડીને તેઓનો નાશ કર્યો હતો. આ તવારીખ વાંચ્યા બાદ હિંદમાં વસ્તી પાર્સી કઉમનો અથવા ઈરાનના ઈસ્લામીઓમાંનો, કે પાદશાહોમાંનો કોઈ વિદ્વાન, મગવના ટોળા ઉપર કે ઈરાની પ્રજા ઉપર ગોત્રગમનનો આરોપ મૂકે, તો આપણ વગર અચકાવે કહીશું કે ઈરાન દેશના હકમાં, ઈરાની પ્રજાના હકમાં અને મગવના ટોળાના હકમાં જાણી બુજીને તેણે મોટો સિતમ ગુઝારેલો કહેવાય. મઝદકના ગુનાહ ભરેલા ફતવાની તવારીખના કારણે આપણા કદીમ નેયાગાનો ઉપર ખોટો આરોપ ટકી નહીં શકે એમ દેખાડી આપીને

## બહમન જેવા દીનદાર અને ખોદાતર્સ પાદશાહ ઉપર મેલાયલો આરોપ

એક અફસોસકારક ગંભીર ભૂલથી પારકા દેશના લખનારાઓને હાથે તેમજ ઇરાનના ઈસ્લામી લખનારાઓને હાથે લખાયો છે, તેનો ખોલાસો અમો કર્યે છિયે. ફિર્દોસી પણ ઈસ્લામી હતો છતાં તેણે તે ભૂલ નથીજ કરી એમ અમો કહેવા માગ્યે છિયે. બહમનની તવારીખમાં તેણે 'દોખ્તર'નો શબ્દ વાપર્યો છે તે શબ્દના અનેક અર્થ થાય છે, તે વાત ધ્યાનમાં નહીં રાખીને ફિર્દોસી પછીના લખનારાઓએ 'દોખ્તર'ને દીકરીના એકજ અર્થે લઇને તેઓએ ગોત્રગમનનો કલંક પાદશાહ બહમનને કપાળે લગાડયો છે. જૂની તવારીખમાં જો 'કન્ય' અથવા 'દુગ્ધર' વપરાયલો હશે તો તે

માત્ર ‘ દીકરી ’નાજ અર્થે પાદશાહ બહમનની નિસ્બતમાં વપરાયો હશે, એમ અમો માનતા નથી. ફિર્દોસીએ જ્યારે જૂની તવારીખમાંથી ‘ કન્ય ’ કે ‘ દુગ્ધર ’ શબ્દો મેળવ્યા હશે અને તેનો અર્થ ચાલુ ફાર્સીમાં ‘ દોખ્તર ’ વાપરી કીધો હશે તો તે માત્ર ‘ દીકરી ’નાજ અર્થે કીધો હશે એમ અમો બિલ્કુલ માનતા નથી. કારણકે હોમાયની જે ઓળખ તે આપે છે તે ઉપરથી તેમજ બહમન, હોમાય અને દારાબના મોંમાં જે શબ્દો આપીને ખોલાસો કરે છે તે ઉપરથી જણાય છે કે તેણે ‘ દોખ્તર ’ શબ્દ ‘ દીકરી ’ના અર્થે વાપર્યોજ નથી. બહમન જેવા પાદશાહ ઉપર પોતાની દીકરી સાથ પરણવાનો ખોટો આરોપ માત્ર ભૂલથીજ મેલાયો છે એમ અમો દેખાડી આપવાની કોશેશ કરીશું.

શેહન્શાહ યઝદજેર્દના ઝવાલ પછી ચાર પાંચ સદી બાદ એટલે કે દાનેશ્વર દેહકાનની અને બીજી પહલવી તવારીખો ઉપરથી લખેલી હકીમ ફિર્દોસીની શાહનામાની તવારીખ વાંચ્યા બાદ તે મધ્યે આવેલાં દાસ્તાનોમાંનાં એક દાસ્તાનનાં મથાળાંમાં તેમજ ખુદ દાસ્તાન મધ્યે વપરાયલા માત્ર ‘ દોખ્તર ’ના શબ્દનો અર્થ એક માણસની પોતાની પેટની ‘ દીકરી ’નોજ થાય છે અને બીજો કોઈ અર્થ થતોજ નથી એવા ખોટા વિચારથી અજાણપણે કે જાણી જોઇને ખોટા અનુમાન કાઢી બહમન ઉપર આ આરોપ ઈરાની લખનારાઓએ મૂકયો છે એમ અમો માન્યે છિયે. જ્યારે હિંદમાં વસ્તા પાર્સી ઝરતોશ્તીઓએ ફિર્દોસીની તેમજ બીજા લખનારાઓની તવારીખ વાંચી ત્યારે તેઓ પણ ગાફેલ બની જઈ બહમનનાં કામ ઉપર શકની નઝરે જોવા લાગ્યા, રફતે રફતે તે વાતમાં કાંઈ ભૂલ નથી પણ ખરેખરી બનેલી બીના છે એમ તેઓએ તેને સ્વીકારી લીધી. જૂના ઝમાનામાં યૂનાનિયોને હાથ જ્યારે આ તવારીખ આવી ત્યારે તેઓએ પણ ‘ કન્ય ’ અથવા ‘ દુગ્ધર ’ને પેટની ‘ દીકરી ’ના અર્થેજ લઈ બાપ બેટીના લગ્નનો ઈશારો કીધો છે. તેઓ ભાઈ બેહેનના લગ્નનો ઈશારો પણ કરે છે, તે પણ ‘ ખાહર ’ શબ્દનો એકજ અર્થ છે એમ સમજીને કર્યો હશે, એમ અમો કહિયે છિયે; તો જો કે સાસાન વંશના પાદશાહ કોબાદ અને તેની બેહેન વચ્ચેના આડા વ્યવહાર સિવાય ભાઈ બેહેન સાથનાં લગ્નની વાત ફાર્સી તવારીખમાં બિલ્કુલ મળતી નથી. ‘ ખાહર ’નો અર્થ બેહેન ઉપરાંત કાકાની, મામાની, માસીની કે ફુઈની છોકરીનો તેમજ દૂરની પિત્રાઈ બેહેનનો પણ થાય છે.

જો કે મોટે ભાગે ઈસ્લામી લખનારાઓ ઈરાનની જૂની તવારીખ લખતાં કહી ગયા છે, કે બહમને પોતાની પેટની દીકરી સાથ લગ્ન કર્યાં હતાં. તો પણ કેટલાક લખનારાઓ આ બાબત ઉપર ખામોશી પકડી બેઠા છે અને ચોકસપણે કાંઈ મત આપતાં નથી. ‘ નામએ ખુસ્રવાન ’નો લખનાર ખાતેરીથી નથી લખતો પણ ભરમમાં લખે છે કે “ બહમનને બે છોકરા અને ત્રણ છોકરી હતી. સાસાન અને દારાબ બે છોકરા અને હોમા, ફરાનક અને બહમન દોખ્ત નામની ત્રણ છોકરીઓ હતી. કહેવામાં આવ્યું છે કે તેની રાણી મરણ પામ્યા પછી હોમા સાથ પરણ્યો હતો. અને તેણીને પેટે દારાબ જન્મ્યો હતો.” તેમજ સર જોન માલ્કમની તવારીખમાંથી પણ કોઈ ચોકસ અનુમાન ઉપર આવતું નથી.

યૂનાનિયોએ પણ આ બાબતમાં કાંઈ બરાબર અજવાળું નાખ્યું નથી. હા, તેઓ લખે છે કે Artaxerxes (અર્દશીર)ની છોકરી Parysatis (પરીઝાદ) પોતાના ભાઈની બૈરી થઈ હતી. Artaxerxes ને બહમન તરીકે લઇયે. અને Parysatis (પરીઝાદ)ને ચેહરેઝાદ ફિર્દોસી લખે છે તેમ લઇયે તો હોમા પોતાના ભાઈ સાસાન સાથ પરણી હતી એમ થાય, જે બીના પણ ફિર્દોસીની તવારીખ પ્રમાણે બલ્કે કોઈ પણ તવારીખ પ્રમાણે ખરી ઠરતી નથી. વળી યૂનાનિયો એમ પણ લખી ગયા છે કે Aataxerxes Nemon પોતાની છોકરી Attossa સાથ પરણ્યો હતો. હવે Artaxerxes Longemanus ને બહમન તરીકે ગણ્યો છે. જેને ફાર્સીમાં અર્દશીરે દરાઝ દસ્ત (લામ્બા હાથવાળો અર્દશીર) કરીને પણ કહયો છે. પણ Artaxerxes Longemames ઉપર Incest નો આરોપ યૂનાનીઓએ મેલ્યો નથી. જ્યારે ઈસ્લામીઓ અને યૂનાનિયો આવાં ગૂચવણ ભરેલાં લખાણો કરે, ત્યારે આટલું લખવાનું અવશ્ય છે કે અવસ્તાના શબ્દ ‘ કન્ય ’ જેનો ફાર્સી શબ્દ ‘ કનીઝ ’ છે. તથા અવસ્તાનો બોલ ‘ દુગ્ધર ’

જેનો ફાર્સી શબ્દ 'દોખ્તર' છે. એ બન્ને શબ્દોને યૂનાનિયોએ તેમજ ઈસ્લામીઓએ અને બીજા લખનારાઓએ 'પેટની દીકરી'નાજ અર્થે લઈ પાદશાહ બહમન ઉપર નાહકનો આરોપ મેલ્યો છે. ફિર્દોસીએ તેમ નથી કર્યું એમ લખતાં અમોને ખુશી ઉપજે છે.

અવસ્તામાં 'કન્ય' શબ્દનો અર્થ 'કુંવારી છોકરી' થાય છે. એનું ફાર્સી રૂપ ઉપર લખી ગયા છિયે તેમ 'કનીઝ' છે. હવે 'કનીઝ'નો પહેલો અર્થ ફાર્સીમાં 'કુંવારી છોકરી' થતો હતો ખરો, પણ તે અર્થ ઘણા જૂના ઝમાનામાં વપરાતો હતો. હાલ તો શ્રીમન્તોને ત્યાંની ગોલામગીરીની હાલતની સ્ત્રીઓને માટે તેમજ તેઓને ત્યાં નોકરી કરતી ગરીબ વર્ગની કુંવારી છોકરીઓને માટેજ 'કનીઝક' બોલ ઘણોખરો વપરાય છે. ઉપર જણાવી ગયા તેમ આપણા નેયાગાનોના વખતમાં 'કનીઝક' કુંવારી બાનૂ માટે વપરાતો હતો તે માટે આપણા જાણીતા વિદ્વાન શમ્સુલ ઓલ્મા દસ્તૂર દારાબ પેશૂતન સંજાણા પોતાનાં 'કારનામા'માં જણાવે છે કે "પહલવી કારનામામાં જેમ બીજાઓ ધારે છે તેમ 'લોન્ડી' યા 'ચાકરડી'ને અર્થે આ 'કનીઝક' બોલ વપરાયો નથી પણ એક પાકદામાન જવાન બાનુનોજ અર્થ ફકત તેમાં સમાયલો છે." અવસ્તાના 'દુગ્ધર' શબ્દનો અર્થ પોતાના પેટની 'દીકરી' થાય છે. એ શબ્દનું મૂળ 'દુગ' (દોહવું) છે. ખેડુતો ઘરમાં તેઓની નાની નાની દશથી પંદર વર્ષની કુમારી દીકરીઓનું કામ ઘરમાં દૂધ દોહવાનું હોય છે. તે ઉપરથી તેણીઓનું નામ 'દુગ્ધર' અપાયું છે. અવસ્તાના 'દુગ્ધર'ને મળતોજ ફાર્સી 'દોખ્તર' આવે છે. જેનો અર્થ પણ તેજ રીતે એક માણસની પોતાને પેટની દીકરીનો થાય છે. જૂના ઝમાનાથી તે આજ સૂધી તે દીકરીના અર્થે વપરાતો આવ્યો છે ખરો, પણ તે શબ્દનો અર્થ વળી બીજો પણ થાય છે. જેમ પહેલા અર્થે તે સામાન્ય રીતે વપરાય છે, તેમ બીજા અર્થે પણ સામાન્ય રીતે વપરાય છે. ઉપર લખ્યા પ્રમાણે 'કનીઝ'ના અર્થે પણ 'દોખ્તર' વપરાય છે. એટલે કે એક માણુસ પોતાને ત્યાં નોકરી કરતી ગરીબ વર્ગની કુંવારી છોકરીને માટે તેમજ ગોલામગીરીમાં આવેલી સ્ત્રીઓને માટે પણ દોખ્તરનો આબરૂ અને મમતા ભરેલો શબ્દ વાપરે છે. ત્યારે ધ્યાનમાં રાખવાનું છે કે 'દોખ્તર'ના અર્થ બે છે. એક તો માણસની પોતાની કુંવારી કે પરણેલી દીકરી. અને બીજો એક શ્રીમન્તને ત્યાં નોકરી કરતી ગરીબ વર્ગની કુંવારી છોકરી તથા ગુલામગીરીમાં રહેલી કુંવારી કે પરણેલી સ્ત્રી. એજ રીતે એક માણસના પોતાના પેટના દીકરાને માટે 'બચ્ચહ' અથવા 'પેસર' બોલ વાપરે છે. પણ વળી તે માણસ પોતાના ઘરમાં નોકરી કરતા જવાન છોકરાઓને માટે પણ 'બચ્ચહ' અથવા 'પેસર' જેવો આબરૂ અને માયા ભરેલો શબ્દ વાપરે છે. એક વૃદ્ધ વયનો બુઝોર્ગ માણસ કાંઈ બોધ આપતાં કે નસીહતની વાતો કરતાં બોધ–નસીહત લેનારને માટે 'બચ્ચહ' અથવા 'પેસર'નો મમતા ભરેલો શબ્દ વાપરે છે, જેના દાખેલા ફાર્સી શાએરોના લખાણુમાં જાબજા વપરાયલા આપણે જોઇયે છિયે. ઈરાનનો એક સેનાપતિ પોતાનાં લશ્કરના સિપાહો માટે 'બચ્ચહ' અથવા 'પેસર'નો બોલ વાપરે છે.

ત્યારે અમો મોટી ખુશી સાથ જણાવ્યે છિયે, કે તમામ તવારીખનવેસોમાં માત્ર ફિર્દોસીનુંજ લખાણુ બહમન પાદશાહ કોણુની સાથ પરણ્યો અને હોમા કોણુ હતી તે સર્વ ભેદ ખુલી આપે છે. ઉપર લખેલા 'કન્ય', કનીઝ', દુગ્ધર' અને 'દોખ્તર' શબ્દોના સઘળા અર્થો આ મહાન શાએર ફિર્દોસી પુરેપુરા સમજતો હતો એમ સાબેત થાય છે. કારણકે બહમનના હોમા સાથનાં લગ્ન વિષે જે વિવેચન તેણે કર્યું છે, તેમાં આપણે આ ભેદ ખુલ્લો થતો જોઇયે છિયે. પણ ઈરાનના ઈસ્લામી લખનારાઓના તેમજ હિંદના પાર્સીઓના મન ઉપર અને સાથે સાથે યૂરોપના ફાર્સી જાણુનારા વિદ્વાનોના મન ઉપર 'દીકરી'ના એકજ અર્થે 'દોખ્તર' શબ્દનો એક એવો મઝબૂત છાપ બેસી ગયો છે, કે તેનાજ ધખારામાં બીજી બયતોમાં શું લખ્યું છે તે ઉપર જરા પણ લક્ષ આપ્યા વગર માત્ર આવાં એકજ અનુમાન ઉપર આવી અટકેલા છે, કે "પાદશાહ બહમને પોતાની દીકરી હોમા સાથ શાદી કરી હતી."

પાદશાહ બહમનની તવારીખ આપતાં ફિર્દોસીએ બહમનની શાદીનાં પ્રકરણમાં જે ત્રણ શબ્દ—'દોખ્તર', 'ચેહરહ ઝાદ' અને 'વલીઅહદ' વાપર્યા છે, તેના ખરા અર્થ જાણવા પછી સઘળો શક પળવારમાં દૂર થઈ જાય છે. અને આફતાબ મિસાલ રોશન થાય છે, કે બહમન પાદશાહ પોતાને પેટની દીકરી સાથ નહીં પણ પોતાના પાદશાહી કુટુંબમાં રહેતી ખૂબસૂરત 'કનીઝ' સાથ શાદી કરી હતી.

બહમનનાં લગ્નની દાસ્તાનની શુરૂઆતમાં ફિર્દોસીએ જે 'દુખ્તર' શબ્દ વાપર્યો છે, તેનો લાભ લઈને શાહનામાની નકલ લખનારા હસદખોરાઓએ કદીમ ઈરાનીઓને કલંક લગાડવા માટે બયતોમાં ફેરફાર કરી જ્યાં ત્યાં 'બહમન અથવા 'શાહ' એવા શબ્દોને બદલે 'પેદર' (બાપ) લખી મેલ્યો છે તેમાં કોઈ રીતનો શક હવે રહેતો નથી. શાહનામાની કોપીઓમાં નીચે પ્રમાણે બયત મળે છે.

**પેદર્ દર્ પઝીરેફ્તશ અઝ્ નીકવી—બદાન્ દીન્ કે ખાની વરા પહ્‌લવી**

પણ અમોએ આ બયતમાં સૂધારો કરી નીચે મૂજબ આપ્યું છે.

**કે બહ્‌મન્ પઝીરેફ્તશ અઝ્ નીકવી—બઆઈન્ કે ખાની વરા પહ્‌લવી**

આ અમારા સૂધારાને મુંબઈ શેહરમાં લામ્બો વખત સૂધી વસેલા અને ત્યાંજ ગુઝર પામેલા ઈરાન દેશના એક અથાક તવારીખદાન અને ફારસી ભાષાના એક મોટા વિદ્વાન કાબેલ ઊસ્તાદ મર્હૂમ મીર્ઝા હયરત સાહેબે સમ્મતિ આપી હતી.

શાએર ફિર્દોસીની પોતાને હાથે લખેલી શાહનામાની કોઈ નકલો તેના વફાત બાદ હસ્તી ધરાવતી હતી, એમ મન્ઝૂર રખાતું નથી. તેણે તો માત્ર શાહનામાનો મુસદ્દો (ખરડો) કીધો હતો જે પાદશાહ મહમૂદ આગળ રજૂ કર્યા પછી પાદશાહથી હોકમ મળ્યો હતો કે તે ખરડાની સાફ અને શુદ્ધ નકલ કરે. તે નકલને પાદશાહી ખઝાનામાં રાખવામાં આવી હતી. ફિર્દોસીના ખરડાનું શું થયું તે વિષે કોઈ એશારો આપણા વાંચવામાં આવ્યો નથી. જો કોઈ સાહેબ કે કોઈ પુસ્તકખાનું ફિર્દોસીની પોતાને હાથની નકલ રાખવાની વડાઈ કરે તો તે માત્ર વડાઈજ છે, એમ સમજવું. તવારીખને છેડે મર્હૂમે મઘપૂર શાએર પોતેજ કહે છે કે "મારા ખરડાની નકલ કરતા હતા ત્યારે હું તો નોકર મિસાલ દૂરથી બેસીને જોયા કરતો હતો."

**નેશસ્તહ્ નઝારહ્ મન્ અઝ્ દૂરે શાન્—તો ગોફ્તી બુદમ પીશ મઝ્દૂરે શાન્**

શાહનામાંની નકલોમાં જે આજે સર્વ ઠેકાણે મળી આવે છે, તેમાં જે જે ગલતીઓ અને બયતોના અનુક્રમના ફેરફારો નઝરે પડે છે, તેનો બધો ખુલાસો શાએરે મઉસૂફની આ છેલ્લી બયત ઉપરથી આપણને મળી આવે છે.

આ એક મોટી અને ગંભીર પ્રકારની ભૂલ થઈ છે અને ફારસી ભાષાના ઊંડા અભ્યાસની અને વળી દૂરઅંદેશીની ગયર હાઝેરીથી કાળા આરોપની ટીલી આપણા કદીમ નેયાગાનોને માથે નાહકની ચાંટી બેઠી છે, તેનું માત્ર કાતેબોની નાફેહમી અને નાદાનીનુંજ છે. ફિર્દોસીએ હોમાની જે ઓળખ આપી છે તથા જે શબ્દો વાપર્યા છે તે ઉપરથી અને પાદશાહ બહમન, હોમા અને દારાબને જે રીતે બોલતાં દેખાડીયા છે, તે ઉપરથી જણાય છે કે ફિર્દોસીએ 'દોખ્તર'નો શબ્દ 'પેટની દીકરી'ના અર્થે [redacted] નથી. જો હોમા ખરેખરી બહમનને પેટનીજ છોકરી હતે તો આવી નાજાએઝ રસ્મ માટે ફિર્દોસી પોતેજ નુકતેચીની કર્યા વગર રહેતે નહીં.

હાલના આપણા વખતમાં પણ એક આપણાં કુટુંબમાં રહેતી આપણાં કોઈ સગાંની છોકરી અથવા પારકી છોકરી (જે આપણાં કુટુંબ સાથ પરોટાઈ ગયલી હોય તે) ને આપણે 'દીકરી'ની ઉપમાથી બોલાવ્યે છિયે અને કોઈ અજાણી છોકરીને સાધારણ, 'છોકરી'નાજ નામથી બોલાવ્યે છિયે, તેથી કાંઈ તે બન્ને જણી પોતાનાં 'પેટની દીકરી'ઓ ઠરતી નથી.

હવે 'ચેહરઈ' અને 'ચેહરઝાદ' શબ્દોનો થોડોક ખુલાસો કરવાની ઝરૂર છે, તો જો કે તેની આ જગ્યા નહીં કહેવાય. પણ આ ખુલાસા વગર કદાચ બરાબર સમજ નહીં મળે તેથી લખ્યા વગર ચાલતું નથી.

છેક પુરાતન વખતથી તે આજના ઝમાના સૂધી ઈરાન અને અફગાનિસ્તાન મધ્યે રાજકર્ત્તાઓમાં એવો રેવાજ છે, કે તેઓ એક કરતાં વધુ અઉરતો પરણી શકે. દાખેલા તરીકે પાદશાહ કયકાઉસ માટે આપણે વાંચ્યે છિયે કે તે હામાવરાન (Syria) ની શાહઝાદી સૂદાબેહ સાથ પરણ્યો હતો. શાહઝાદા સિયાવક્ષની મા પણ તેની પરણેતર હતી. એ ઉપરાંત માલૂમ પડે છે કે બીજી બૈરીઓથી બીજા ફરઝંદો પણ હતાં. આ તો તવારીખી બીના છે. કલ્પનામાંથી ઉભી કરેલી નથી. હવે પરણેતરો ઉપરાંત પોતાના દરજ્જાથી ઉતરતા મરતબાના માણસોને ત્યાં જો કોઈ ખૂબસૂરત છોકરી હોય છે, તો તેઓને પણ રાજકર્ત્તાઓ પોતાની સ્ત્રી તરીકે રાખે છે. તો જો કે તેણીની સાથે તેઓ પરણતા નથી. આ ખૂબસૂરત છોકરીઓને કદીમ ઝમાનામાં 'ચેહરઈ' કહેતા હતા. આજે ચાલુ ફાર્સીમાં 'ચેહરઈ' ને બદલે અરબી શબ્દ 'સૂરતી' વપરાય છે. પાછા વળી રાજકર્ત્તાઓનાં ઝનાનખાનામાં કામ કરતી નોકર છોકરીઓમાં જો કોઈ જવાન અને ખૂબસૂરત દેખાવની છોકરી મળી આવે છે, તો તેણીને પણ રાજકર્ત્તાઓ પોતાની 'હમબાલીન' કરે છે. આ બીના ઉપરથી ત્યારે આપણે કહી શકયે છિયે કે ઈરાન અને અફગાનિસ્તાનના રાજકર્ત્તાઓમાં 'હમબાલીન'ના નામ ધરાવનારી સ્ત્રીઓ ત્રણ કિસ્મની હોતી આવે છે. પહેલી 'ઝને નેકાહી', બીજી 'ચેહરઈ' અથવા 'સૂરતી' અને ત્રીજી 'કનીઝ'.

આ અગત્યની બીના ધ્યાનમાં રાખીને હવે હિમ્મતથી કહીશું કે હોમા બહમનની 'દોખ્તર' એટલે કે પેટની દીકરી નહીં હતી, પણ પાદશાહી કુટુંબમાંના કોઈ ગુઝર પામેલા પાદશાહની કે શાહઝાદની રાખેલી 'ચેહરઇ' (સૂરતી) વર્ગની કોઈ સ્ત્રી હશે, તેણીને પેટની આ છોકરી હતી. આ પાદશાહી બુન્યાદની પણ ચેહરઈ (સોહામણી રાખેલી સ્ત્રી)ને પેટે અવતરેલી છોકરી હોમા ઘણી ખૂબસૂરત રૂપાળી, ચંચળ, બાહોશ અને સદગુણી હતી તેથી 'પહલવી' રીત પ્રમાણે યાને કે જે રીતે માત્ર પાદશાહોમાં અને પેહલવાનોમાં જાએઝ હોય છે (એટલે કે પાદશાહ પેહલવાનોનું દિલ ચાહે તો પોતાની 'કનીઝક'ને અને 'સૂરતી'ને પણ પરણેતર તરીકે કબૂલ રાખે) તે રીત પ્રમાણે તેણીની સાથે પાદશાહ બહમન પરણ્યો હતો. અને બહમનથી તેણીને હમેલ હતા.

બહમનને તેની પહેલી પરણેતરથી એક છોકરો હતો જેનું નામ 'સાસાન' હતું સાસાનને રાજગાદીને લાયક નહીં ગણીને મરતી વખતે પોતે આ (ચેહરઝાદ) હોમાને 'વલીઅહદ' એટલે કે માત્ર રાજપ્રતિનિધિ (Regent) તરીકે નિમી ગયો, અને એવી વસીયત કહી ગયો કે,

**અગર્ દોખ્તરી ઝાયદશ વર્ પેસર્—વરા બાશદ ઈન્ તાજો તખ્તો કમર્**

હોમાને પેટે જે ફરઝંદ અવતરે પછી તે અગર છોકરો હોય કે છોકરી હોય તેને તખ્ત ઉપર બેસાડે. હવે જો હોમા તેની પોતાનીજ ખરી છોકરી હતે તો વળી તેણીની છોકરીને તખ્ત આપવાની વસીયત શા માટે કરતે? અગર છોકરા માટેજ તે બોલતે તો કદાચ વાજબી કહેવાતે. પણ તે તો હોમાની છોકરીને પણ પાદશાહી આપવા ફર્માવી ગયો. એ ઉપરથી ખુલ્લું માલૂમ પડે છે કે હોમા બહમનની પોતાની બેટી નહીં હતી.

'વલીઅહદ'નો અર્થ 'રાજપ્રતિનિધિ' થાય છે તેમજ વળી 'વારેસ' પણ થાય છે. ફિર્દોસીની બયતો ખરૂં પૂછતાં કોઈ પણ રીતે ગૂચવણ ભરેલી નથી. જરા સેહેજ ગલતી સૂધારવાથી અને બયતોના અનુક્રમને લગાર ફેરવ્યાથી સઘળો ખોલાસો મળી આવે છે. આપણે આપણી ભૂલ જોઈ લેવાનાં કામમાં પછાત રહિયે છિયે તેમજ ભૂલ જોઇને તે સ્વીકારવાની પણ દરકાર રાખતા નથી. અને તેથીજ ગૂચવણોનાં પરિણામે કલ્પના શક્તિની મદદ લઈ ભલતાંજ વિચારો દર્શાવ્યે છિયે. યૂરોપ દેશના બિન માહિતગાર લખનારાઓના આધારે ઘણી વખતે ફસી જઇયે છિયે અને બાપ દીકરી સાથ

પરણુવાનો ચાલ કદીમ ઈરાનીઓમાં હતો, એવો ખોટો આરોપ આપણા નેયાગાનોને કપાલે આપણા પોતાનાજ હાથે લગાડી એક જાતનો ગુનાહ કર્યે છિયે.

એવો પણ એક સવાલ થઈ શકે છે, કે જો હોમા બહમનની દીકરી નહીં હતી તો શા માટે તે તેણીને રાજપ્રતિનિધિ નિમી ગયો હશે? પોતાના વડા છોકરા સાસાનને કે કોઈ બીજાને કાં નહીં નિમી ગયો? આ સવાલનો જવાબ ઘણો સેહેલ છે. રાજકુટુંબમાં હમેશે કાવાદાવા કેવા ચાલે છે તે વાતથી કાંઈ આપણે અજાણ નથી. જો બહમન હોમાને સર્વોપરી સત્તા નહીં આપી જતે તો જે છોકરાને (સાસાનને) બિન વારેસ કરી ગયો તે છોકરો તેણીને કદાચ જીવવા નહી દેતે અથવા તો પાદશાહી કુટુંબના બીજાઓ પણ કાંઈ કાવતરૂં તેના હકમાં કર્યા વગર રહેતે નહીં. બહમને એજ કારણે હોમાને રાજ-પ્રતિનિધિ તરીકે સર્વોપરી સત્તા આપી હતી. બહમને તેણીને ગાદી વારેસ નહીં બનાવી હતી. પણ રાજગાદી કોણને નહીં ગમે? હોમા પોતેજ બાળકને (દારાબને) જન્મ આપી તેને એક પેટારામાં મેલી નદીમાં તરતું મૂકી દીધું હતું, કે જેથી તેણી રાજગાદી ઉપર બેસી લામ્બો વખત સૂધી હકૂમત ચલાવે. આવા સંજોગ વચ્ચે હોમાનાં રાજની તવારીખ લખાઈ છે. જો હોમા બહમનની પોતાનીજ દીકરી હતે તો તેણીને માત્ર 'વલીઅહદ'જ શા માટે કરતે? વારેસજ કાં નહીં બનાવતે? તેણી તો બાહોશ, ચંચળ, રૂપાળી હોવા સાથ બીજા દરેક સારા ગુણ ધરાવતી હતી. બહમન વળી ઈરાનની ગાદીએ છોકરી આવે તેની વિરોધ તો હતો નહીં. કારણકે તે ખુલ્લું કહી ગયો હતો કે "હોમાને પેટે જે પણ બાળક પછી તે છોકરો હોય કે છોકરી તેને ગાદી આપે." ત્યારે સમજવાનું કામ આપણું છે કે હોમા જો કે પાદાશાહી અઉલાદની હતી તો પણ તેણી પરણેતરને પેટની છોકરી નહીં હતી. આખેર કરેને 'ચેહરઝ'ને પેટે પયદા થયલી છોકરી હતી. કદીમ ઈરાનીઓ શાદીના ગાંઠને ઘણો પવિત્ર ગણતા હતા. અને લગ્નનાં કામને ઘણું મોઅતબર ગણતા હતા. હોમા જો કે રાખેલી સ્રીને પેટે જન્મેલી છોકરી હતી, પણ પાદશાહી તોખ્મની હતી એમ હોમાનો છોકરો દારાબ પોતેજ બોલતો જણાયો છે. દારાબ સાથ જે વખતે હોમાની ઓળખ થઇ તે વખતે પોતાનાં નિર્દય કામથી પસ્તાવા લાગી હતી. અને પોતાનાજ છોકરા પાસે માફી માગવા લાગી હતી. દારાબ પોતાની માને સધિયારો આપીને અને વળી લોકો તેની માને "ચેહરઝાદ" કહેતા હતા, તેથી શર્મ લાગતી જાણીને માને કહે છે કે "તું પણ પાદશાહી બુન્યાદની છે." ફિર્દોસી દારાબનાં મોંમાં આવા બોલો આપે છે કે,

ચુનીન્ દાદ પાસોખ બમાદર્ જવાન્—કે હસ્તી તો અઝ ગઉહરે ખુસ્રવાન્

"તે જવાને પોતાની માને આવી રીતે જવાબ આપ્યો કે તું પણ પાદશાહોની બુન્યાદથી ઉતરી આવેલી છે." જો તેની મા પાદશાહ બહમનનીજ છોકરી હતે, તો તે ખુલ્લુંજ કહેતે કે "તું પોતે પાદ-શાહ બહમનનીજ બેટી છે." પણ નહીં, દારાબ જાણતો હતો કે તે કોઈ બીજાજ શાહઝાદાની છોકરી છે.

વળી પોતાના છોકરા દારાબને તખ્ત અને તાજ સ્વાધીન કરી પાદશાહ બનાવતી વખતે દરબારના મોટા માણસો સન્મુખ હોમાને ફિર્દોસી નીચે પ્રમાણે બોલતી જણાવે છે.

બેદાનીદ કઝ બહ્મને શહ્રૂયાર્—જોઝીન્ નીસ્ત અન્દર્ જહાન્ યાદ્ગાર્

"તમો સઘળા જાણજો કે પાદશાહ બહમનનાં આ ફર્ઝંદ સિવાય કોઇ બીજું ફર્ઝંદ દુન્યામાં (તેની પાછળ) યાદગાર રહ્યું નથી." ભર દરબારમાં હોમાને બોલતી કરે છે, કે બહમનનું ફર્ઝંદ દારાબ સિવાય બીજું કોઈ નથી. ખરૂં છે, કે બહમનનો સાસાન નામનો જે છોકરો હતો, તે મરણ પામ્યો હતો. અને વળી હોમા પણ બહમનની દીકરી નહીં હતી તેથી દારાબ સિવાય બહમનનું બીજું કોઈ ફર્ઝંદ હતુંજ નહીં. જો હોમાને ફિર્દોસીએ બહમનનેજ પેટની છોકરી ગણી હતે તો આ બયત જુદીજ રીતે લખાઈ હતે.

શાહઝાદી હોમા વિષે 'દારાબ નામા'વાળો વળી જુદીજ રીતે કહે છે. દારાબ નામુ જે ફિર્દોસી પછી ઘણુંક પાછળનું લખાયલું છે અને જેનો બનાવનાર અબૂ તાહેર મોહ્મેદ હસન બિને અલી બિને

મૂસા ઉત તર્સૂસી કરી હતો. અને જેની એક નકલ ઇ. સ. ૧૬૫૬ માં નવસારીમાં મોબેદ પેશૂતન એબ્ને ફરીદૂનને હાથની લખેલી અમારી પાસ હાલ મઉજૂદ છે, તેમાં જણાવે છે, કે "મિસ્રના પાદશાહ 'સામે જારેશ'ની એક બેટી 'હોમા' નામની હતી, જે ઘણી ખૂબસૂરત, ચાલાક અને બહાદુર હતી. હવે જ્યારે તેણીનો પરણવાનો વખત થયો, ત્યારે તેણીના બાપે તેને પરણાવવા કાઢી પણ હોમા સામી થઈ કે 'જે કોઇ મારે લાયકનો હશે અને મારી સાથ મર્દાનગી કરી મને ઉઠાવી લેશે તેનેજ હું મારા ખાવંદ તરીકે કબૂલ કરીશ.' આ ઉપરથી તેના બાપે ફર્માન કાઢયું કે 'જે કોઈ શખ્સ પછી તે શાહઝાદો હોય કે ગરીબ વર્ગનો હોય તેણે મારી છોકરી સાથ હમનબર્દી કરવી અને તે શખ્સ જો મારી બેટીને ઝમીન ઉપર નાખશે તો તેને મારી બેટી સાથ પરણાવી આપીશ.' એ ઉપરથી ઘણાક શાહઝાદાઓ અને બહાદુરો તેને જીતવા તૈયાર થયા પણ કોઈનું વળ્યું નહીં. હવે પાદશાહ બહમન કે જે 'લૂલૂ' નામના પોતાના દુશ્મનની ધાસ્તીને સબબે ઈરાનમાંથી પોતાના એક ખેદમતગાર કે જેનું નામ 'પાર્સ' હતું તેની સાથ મિસ્રમાં નાસી આવ્યો અને છૂપે વેશે ત્યાં રહી ઝિંદગી ગુઝારવા લાગ્યો. હવે એક દિવસ પાર્સ ખેદમતગાર બહમન આગળ વાત લાવ્યો કે 'આવતી કાલે મોટો મેળાવડો મળનાર છે અને ત્યાં અહીંના પાદશાહની છોકરી જવાનો સાથ હાથ મેળવનાર છે.' આ સાંભળી બહમન અને પાર્સ સવારે ત્યાં ગયા. તે મેળાવડામાં હોમા પોતાના હરીફોને ત્રાના મારી મયદાનમાં બોલાવતી હતી પણ તેણીના ભારી દમામને લીધે કોઈ તેની સામે જઈ શકયું નહીં. તે ઉપરથી બહમન મોટેથી બોલવા લાગ્યો કે 'આ સઘળા મર્દબચ્ચાઓ નથી પણ બાયલા અને હીચકારા છે, એક અઉરતથી આ લોકો બીહ ગયા.' આ બોલવું હોમાએ સાંભળ્યું તેવુંજ કહ્યું કે 'તું જો મર્દબચ્ચો હોય તો આવ મારી સામે.' બહમન પેયાદોજ તેની સામે ગયો તે ઉપરથી હોમાએ એક ચોકસ ઘોડો બહમન માટે લાવવા ફર્માવ્યું, જે ઘોડો કોઇને પણ પીઠ આપતો નહીં હતો અને કોઇ તેની ઉપર ઝીન બાંધી શકતો નહીં હતો. તે તોફાની ઘોડા ઉપર બહમને પોતે ઝીન મૂકયું અને સવાર થઇ પોતાના હોનરો દેખાડવા લાગ્યો. પછી હોમા સાથ વળગ્યો અને એક લેહઝામાં તેણીને ઘોડા ઉપરથી ઉઠાવી ઝમીન ઉપર મૂકી. ત્યાર બાદ એક ઈરાની સઉદાગર ત્યાં આવી લાગવાથી બહમનને ઓળખ્યો અને મિસ્રના પાદશાહને ખબર આપી કે 'આ કોઈજ નહીં પણ ઈરાનનો શેહન્શાહ બહમન પોતે છે.' ત્યારે પાદશાહ ખુશી થયો અને પોતાનું ભારી લશ્કર બહમન અને હોમાને આપી ઈરાન રવાના કર્યાં. હવે બહમને ઈરાન જઈ લૂલૂને હરાવી પોતાનું તાજ અને તખ્ત પાછું હાથ કર્યું."

પાદશાહ બહમન ઉપર મેલાયલો ગોત્રગમનનો આરોપ અમોએ દેખાડી આપેલી દલીલોથી ખોટો ઠરે છે. આ પાદશાહની રાણી કાંઈ તેની બેટી નહીં હતી પણ તેનાં ઝનાનખાનામાં રહેતી એક ખૂબસૂરત 'કનીઝ' યાને કુંવારી કન્યા હતી.

આ પુસ્તકમાં અમો પાદશાહ સિકંદર માટે થોડુંક બોલનાર હતા, પણ તે બાબત ઉપર અમારો વિચાર જરાક લમ્બાણથી બોલવાનો હોવાથી આવતાં પુસ્તકમાં ખોલાસાથી બોલીશું.

મુંબઈ રોજ ૧ લો માહ ૧૨ મો સને ૧૨૮૫ યઝદજેર્દી.

માહીયાર નવરોજી કુટાર.
ફરામર્ઝ નવરોજી કુટાર.

# શાહનામએ ફિર્દોસી.

## ગુજરાતી હુરૂફે તમામ બયતો તથા તેનો તરજુમો.

વૉલ્યુમ ૭ મું.

## બહ્મન્*.

પાદ્શાહીએ બહ્મન્ અર્દ્શીર્ મુલક્કબ્ બદરાઝ્દસ્ત્ નેશસ્તને બહ્મન્ બતખ્ત્ વ લશકર્ કશીદનશ્ બકીને એસ્ફન્દેયાર્ બસૂએ સીસ્તાન્.

——:૦:——

ચુ બહ્મન્ બતખ્તે નેયા બર્ નેશસ્ત
કમર્ બર્ મેયાન્ બસ્તો બુફ્શાદ્ દસ્ત
સેપહ્રા દેરમ દાદો દીનાર્ દાદ્
હમાન્ કેશ્વરો ચીઝે બેસ્યાર્ દાદ્
ચુ ચૂનીન્ બર્ આમદ્ બરીન્ રૂઝગાર્
ગેરાયન્દહ્ શુદ્ સૂએ કીન્ શહ્રૂયાર્
યકી અન્જુમન્ સાખ્ત અઝ બેખ્રદાન્
બુઝોર્ગાનો કાર્આઝ્મૂદહ્ સરાન્
ચુનીન્ ગોફ્ત કઝ મર્ગે એસ્ફન્દેયાર્
ઝે નીકો બદે ગર્દેશે રૂઝગાર્

બહમન જેનું ઉપનામ લામ્બા હાથવાળો અર્દશીર કરી હતું તેની પાદશાહી. બહમનનું તખ્તે આવવું અને અસ્ફંદિયારનો કીનો લેવા તેનું સીસ્તાન તરફ લશકર લઈ જવું.

——:૦:——

જ્યારે બહમન પોતાના બપાવાનાં તખ્ત ઉપર બેઠો—ત્યારે પોતાની કમર ઉપર કમરબંદ બાંધીને બખ્શેશ કરવા માટે હાથ ખુલ્લા કીધા.

તેણે લશકરને પૈસા અને દીનાર બક્ષેશ આપ્યા—તેમજ મુલકો અને બીજી ઘણીક ચીઝો આપી.

જ્યારે એ ઉપર થોડોક વખત નીકળી ગયો—ત્યારે પાદશાહની ખાહેશ કીનો લેવાની થઇ.

તેણે દાનાઓ, બુઝોર્ગો અને લડાઇ અઝમાવેલા સરદારોનું એક અંજુમન ભેગું કર્યું.

પછી તે એ પ્રમાણે બોલ્યો કે "અસ્ફંદિયારનાં મોત માટે—તેમજ આ ઝમાનાની ભલી અને બૂરી ચાલ માટે,

---

* આ પાદશાહ અસ્ફંદિયાર બિન ગુશતારપ બિન લોહરાસ્પનો છોકરો હતો. અને તે કયાની વંશનો હતો. આ પાદશાહ વિષે અવસ્તામાં કાંઈ એશારો મળતો નથી જેનું કારણ નક્કીપણે આપણે જાણી શકતા નથી. કદાચ બનવા જોગ છે કે આ પાદશાહે સઘળા ઝાબુલી પેહલવાનો કે જેઓ પાદશાહ મિનૂચેહરથી તે છેક કયખુસરૂ સૂધીના પાદશાહોની પોશ્તપનાહી કરતા આવ્યા હતા અને જેઓથીજ ઇરાનની મોટાઈ જળવાઈ રહી હતી તેઓનાં નામીચાં કુટુંબનો નાશ કરી નાખવાથી

હમહ્રુ યાદ દારીદ્ પીરો જવાન્
હરાન્ કસ કે હસ્તીદ્ રઉશન્ રવાન્
કે રોસ્તમ્ ગહે ઝેન્દગાની ચે કરૂદ્
હમાન્ ઝાલે અફ્સુનગરૂ આન્ પીરૂ મરૂદ્
ફ્રરામરૂઝ જોઝ કીને મા દરૂ જેહાન્
નજૂયદ્ હમી આશકારો નેહાન્
સરમ પુરૂ ઝે દર્દસ્તો દેલ પુરૂ ઝે ખૂન
જોઝ અઝ કીન્ નદારમ બમગ્ઝ અન્દરૂન
1. દો જન્ગી ચુ નૂશઆઝરો મેહ્રુરૂનૂશ
બઝારી બદાન્ સાન્ સેપોર્દન્દ્ હૂશ
ચુ એસ્ફન્દેયારી કે અન્દરૂ જેહાન્
નબાશદ્ ચૂનૂ આશકારો નેહાન્
બઝાબુલસેતાન્ ઝાન્ નેશાન કશતહ્રુ શુદ્
ઝે દર્દશ દદો દામ સરૂ ગશ્તહ્રુ શુદ્
હમાના કે બરૂ ખૂને એસ્ફન્દેયારૂ
બઝારી બગેર્યદ્ બઅયવાન્ નેગારૂ
હમ અઝ ખૂને આન્ નામદારાને મા
જવાનાનો જન્ગી સવારાને મા
હરાન્ કસ કે ઊ બાશદ્ અઝ આબે પાકૂ
નેયારદ્ સરે ગઉહરૂ અન્દરૂ મઘાકૂ
બકેર્દારે શાહ્રુ આફરીદૂન્ રવદ્
ચુ ચૂનીન્ બેબાશદ્ હમાયૂન્ બવદ્
કે ઝહ્રુહાકૂરા અઝ પયે ખૂને જમ
ઝે જન્ગ્ આવરાને જહાન્ કરૂદ્ કમ
મેનૂચેહ્રુરૂ બા તૂરો સલ્મે સ્તુરૂગ્
બેયાવરૂદ્ અઝ આમુલ સેપાહી બુઝોરૂગ્
બચીન્ રફૂતો કીને નેયા બાઝ ખાસ્ત
ઝે કોશતહ્રુ ઝમીન્ કરૂદ્ બા કૂહ્રુ રાસ્ત
2 ચુ કયખુસ્રવ આમદ્ અઝ અફ્રાસેયાબ્
ઝે ખૂન્ કરૂદ્ ગીતી ચુ દર્યાએ આબ્
પેદરૂમ આમદો ખૂને લોહ્રુરાસ્પ ખાસ્ત
મરા હમ ચુનાન્ દાસ્તાનસ્ત રાસ્ત
ફ્રરામરૂઝ કઝ બહ્રુરે ખૂને પેદરૂ
બખુરૂશીદે તાબાન્ બરૂઆવરૂદ્ સરૂ
બકાબુલ શુદો કીને રોસ્તમ બેખાસ્ત
હમહ્રુ બૂમો બરૂ કરૂદ્ બા ખાકૂ રાસ્ત
ઝમીન્રા ઝે ખૂન્ બાઝ નેશનાખ્તન્દ્
હમી અસ્પ બરૂ કોશતગાન્ તાખ્તન્દ્
બકીનહ્રુ સઝાવારૂ તરૂ કસ મનમ
કે બરૂ પીલો બરૂ શીરૂ અસ્પ અફ્ગનમ
અગરૂ બેશમરી દરૂ જહાન્ નામદારૂ
સવારી નબીની ચુ એસ્ફન્દેયારૂ
ચે બીનીદો ઈન્રા ચે પાસોખ દેહીદ્
બેફ્રુશીદ્ તા રાએ ફ્રરૂરોખ નેહીદ્

તમો સઘળા કે જેઓ રોશન જીવના બુઢ્ઢા અને જવાન છો તેઓ જાણો છો,

કે રૂસ્તમે તેમજ પેલા બુઢ્ઢા મર્દ જાદૂગર ઝાલે પોતાની ઝિંદગાનીના વખતમાં શું શું કીધું હતું?

વળી ફ્રરામર્ઝ પણ જેહાનમાં આપણી ઉપર ઝાહેર કે છૂપી રીતે કીનો લેવા સિવાય બીજું કાંઇ શોધતોજ નથી.

જેથી હું પણ મારાં મગઝમાં કીના સિવાય બીજું કાંઇ રાખતો નથી-મારૂં સર દર્દથી ભરેલું અને દિલ ખૂનથી ભરેલું છે.

નૂશઆઝર અને મેહરનૂશ જેવા બે લડાયકોએ-એ રીતે ખુવારીથી પોતાના જીવ ખોયા છે.

તેમજ અસ્ફંદિયાર જેવો પેહલવાન કે જેહાનમાં તેના જેવો શું ઝાહેર કે છૂપો કોઇ પણ હતો નહીં,

તે જેવો પણ ઝાબુલેસ્તાનમાં માર્યો ગયો-જેના ગમથી જાનવરો અને પક્ષીઓ પણ દીવાના બન્યાં.

ખચીત કે અસ્ફંદિયારનાં ખૂન ઉપર તો મેહલના ચીતાર પણ ખુવારીથી રડે છે.

તેમજ આપણા નામદારો, જવાનો અને લડાયક સવારોનાં ખૂન માટે પણ રડયા કરે છે.

જે કોઇ કે નેક બુન્યાદનો હોય છે-તે પોતાની બુન્યાદને ધૂળમાં પડવા નહીં દે.

પણ તે પાદશાહ ફરીદૂનને પગલે ચાલશે-અને તેમ કરે તોજ તે કીર્ત્તિવંતો કહેવાશે.

કે જેણે જમશીદના કીના માટે ઝોહાકને દુન્યાના લડવૈયાઓમાંથી નાબૂદ કીધો

મિનૂચેહર ઝોરાવર તૂર અને સલ્મ માટે-આમુલ શેહરથી એક મોટું લશ્કર લાવી,

ચીન તરફ જઇને પોતાના મમાવાનો કીનો પાછો લીધો-અને મૂવેલાઓના ઢગથી ત્યાંની ઝમીન પહાડ બરાબર કીધી.

વળી જ્યારે કયખુસરૂ અફ્રાસિયાબ આગળથી છટકી આવ્યો-ત્યારે તેણે તેનો મુલક લોહીથી પાણીના દર્યા માફક બનાવ્યો.

મારો બાપ (તુર્કેસ્તાન) ગયો અને લોહરાસ્પનો કીનો લીધો-એ રીત મને પણ લાગુ પડે છે (કે હું પણ મારા બાપનું વેર લઊં).

ફ્રરામર્ઝે પણ બાપના ખૂન માટે-ઝળકતા ખોરશીદ સુધી પોતાનું સર ઉઠાવ્યું હતું.

તે કાબુલ ગયો અને રૂસ્તમનો કીનો લીધો-તેણે તે તમામ સરઝમીન ખાક બરાબર કરી નાખી.

અને મૂવેલાઓ ઉપર એવી રીતે ઘોડા હંકાર્યા હતા કે તેઓનાં લોહીથી ઝમીન પણ ઓળખાઈ શકી હતી નહીં.

હવે કીનો લેવા માટે હું સર્વ કરતાં વધુ લાયક છું-કારણકે હું એક હાથી કે સિંહ ઉપર પણ મારો ઘોડો ડપટાવી શકું છું.

જો તમો દુન્યામાં નામચીન લડવૈયાની તપાસ લેશો-તો માલૂમ પડશે કે અસ્ફંદિયાર જેવો લડવૈયો કોઈ હતોજ નહીં.

માટે તમારૂં શું મત છે અને એનો શું જવાબ આપો છો?-તમો ધ્યાન પુગાડો અને તમારા મુબારક વિચાર જણાવો."

---

અને એજ પાદશાહ કે જે ખુદ ઝાબુલીજ પેહલવાન રૂસ્તમથી તાલીમ તેમજ પર્વરેશી પામ્યો હતો કે જેને માટે ખુદ તેના બાપ અસ્ફંદિયારેજ તે માટે ભલામણ કરી હતી તેવા એક ઉસ્તાદ અને પર્વરેશી કરનારનાજ કુટુંબનો નાશ કરવાથી ફ્રર્વર્દીન યશ્ત અને બીજા અવસ્તા રચનારાઓએ તેનું નામ નહીં લીધું હોય એ બનવા જોગ છે. બીજો ખોલાસો એમ પણ થઈ શકે કે જેમ ફાર્સીમાં બહમનને ઉપનામ તરીકે "અર્દશીરે દરાઝ દસ્ત" તરીકે ઓળખાવ્યો છે તેજ પ્રમાણે બહમનને કોઈ જુદાજ નામથી અવસ્તામાં ઓળખાવ્યો હોય જે નામ આપણે ઓળખી શકતા નથી.

ચુ બેશનીદ ગોફ્તારે બહ્મન્ સેપાહ
હશન્ કસ કે બુદ શાહ્રા નીકૂખાહ
બઆવાઝ ગોફ્તન્દ મા બન્દહ ઈમ
હમહ્ દેલ્ બમેહ્રે તો આગન્દહ ઈમ
ઝે કારે ગુઝશ્તહ તો દાના તરી
ઝે મર્દાને જન્ગી તવાના તરી
બગીતી હમાન્ કુન્ કે કામ આયદત.
વગર્ ઝાન્ સખુન્ ફરૂરો નામ આયદત
ન પીચદ કસી સર્ ઝે ફર્માને તૂ
કે યારદ ગુઝશ્તન્ ઝે પયમાને તૂ
ચુ પાસોખ ચુનીન્ યાફ્ત અઝ્ લશ્કરશ
બકીન્ અન્દરૂન્ તીઝ્ તર્ શુદ સરશ
રહે સીસ્તાન્રા બેયારાસ્તન્દ
બરીન્ બર્ નેહાદન્દો બર્ખાસ્તન્દ
બશબ્ગીર્ બર્ખાસ્ત આવાએ કૂસ
શુદ અઝ્ ગર્દે લશ્કર્ સેપહ્ર્ આબ્નૂસ
હમી રફ્ત અઝાન્ લશ્કરે નામદાર્
સવારાને શમ્શીરઝન્ સદ હઝાર્

જ્યારે લશકરી સેપાહોએ બહમનની વાત સાંભળી-ત્યારે જે કોઈ કે પાદશાહના નેકખાહ હતા,

તેઓએ એકે આવાઝે કહ્યું કે "અમો તારા બંદા છિયે-અમો સઘળાનાં દિલ તારીજ મોહબતથી ભરેલાં છે.

આગળી તવારીખથી તું વધારે માહિતગાર છે-અને લડાયક મર્દોથી ૩
તું વધારે ઝોરાવર છે.

અગરજો તે વાતથી તારો દબદબો અને નામના વધતી હોય-તો દુન્યામાં તું તેજ કર કે જેથી તારી મુરાદ હાસેલ થાય.

કોઇ તારા હોકમથી સર ફેરવશે નહીં-તને આપેલા વચનથી કોણ ફરી શકે છે?"

જ્યારે તેણે પોતાનાં લશકરથી એવી રીતનો જવાબ મેળવ્યો-ત્યારે તેનું સર કીનો લેવા માટે વધારે તેઝી બન્યું.

તેઓએ સીસ્તાનનો માર્ગ પકડવાની તૈયારી કીધી-એ નક્કી કરી સઘળાઓ ઉઠયા.

બામદાદમાં નગારાંના આવાઝ નીકળ્યા-લશકરની ધૂળથી આસમાન સીઆહ બન્યો.

તે નામદારી ભરેલાં લશકરમાંથી એક લાખ તલવાર મારનારા સવારોએ ચાલવા માંડયું.

## પયામ્ ફેરેસ્તાદને બહ્મન્ વ આમદને ઝાલ્ બપૂઝેશ્ વ દર્ બન્દ્ અન્દાખ્તને બહ્મન્ ઝાલ્રા.

ચુ આમદ બનઝ્દીકીએ હીરૂમન્દ
ફેરેસ્તાદઈ બર્ ગુઝીદ અરૂજ્મન્દ
ફેરેસ્તાદ નઝ્દીકે દસ્તાને સામ
બેદાદશ. ઝે હર્ગૂનહ ચન્દી પયામ
ચુનીન્ ગોફ્ત કઝ્ કારે એસ્ફન્દેયાર્
મરા દર્ જહાન્ તલ્ખ શુદ રૂઝ્ગાર્
હમાન્ કીને નૂશ્આઝરો નૂશ્ઝાદ
દો શાહે ગેરામી દો ફરૂરોખ નેઝાદ
ઝે દેલ્ કીને દીરીનહ બીરૂન્ કુનમ
હમહ્ રૂદે ઝાબુલ પુર્ અઝ્ ખૂન્ કુનમ
ફેરેસ્તાદહ આમદ બઝાલ્ ઈન્ બેગોફ્ત
દેલે ઝાલ્ બા દર્દો ઘમ ગશ્ત જોફ્ત
ચુનીન્ દાદ પાસોખ કે ગર્ શહ્રયાર્
બર્ અન્દીશદ અઝ્ કારે એસ્ફન્દેયાર્
બેદાનદ કે આન્ બૂદની કાર્ બૂદ
મરા ઝાન્ સખુન્ દેલ્ પુર્ આઝાર્ બૂદ
તો બૂદી બનીકો બદ અન્દર્ મેયાન્
ઝે મન્ સૂદ દીદી ન દીદી ઝેયાન્
ન પીચીદ રોસ્તમ ઝે ફર્માને ઊય
દેલશ બસ્તહ દીદી બપયમાને ઊય
પેદર્ત આન્ ગેરાનમાયહ શાહે બુઝોર્ગ્
ઝમાનશ બેયામદ ચુનાન્ શુદ સુતોર્ગ્

## બહમને પયગામ મોકલવો અને ઝાલનું માફી માગવા માટે આવવું અને બહમને ઝાલને કયદમાં નાખવો.

જ્યારે બહમન હીરમંદ નદીની નઝદીક આવ્યો-ત્યારે એક લાયક એલચી ચુંટી કાઢયો.

તેને સામના દસ્તાનની નઝદીક મોકલ્યો-તેને દરેક રીતનો કેટલોક પયગામ કહેવાડયો.

તેણે એ પ્રમાણે કહેવાડયું કે "અસ્ફંદિયારની બાબતથી-દુન્યામાં મારો વખત કડવો ઝેહર થઇ પડયો છે.

તેમજ નૂશઆઝર અને નૂશઝાદ બન્ને બુઝોર્ગ શાહઝાદા અને મુબારક ૪
બુન્યાદનાઓના કીનાથી મારી ઝિંદગી કડવી થઇ છે.

હું મારાં દિલમાંથી એ જૂનો કીનો કાઢી નાખવા માગું છું-અને ઝાબુલની સઘળી નદીઓ લોહી ભરેલી કરવા ચાહું છું."

એલચી આવ્યો અને આ વાત ઝાલને કહી-જેથી ઝાલનું દિલ દર્દ અને ગમ ભરેલું થયું.

તેણે જવાબ દીધો કે "જો પાદશાહ-અસ્ફંદિયારની બાબતનો વિચાર કરતો હોય,

તો તેણે જાણવું જોઇયે કે તે બનાવ બનવાનો હતો અને બન્યો-તે વાતથી મારૂં દિલ પણ દુઃખ ભરેલુંજ બન્યું હતું

તેની નેકી બદીની બાબતમાં તું વચ્ચે હતો-તેં મારીથી ભલાઈજ જોયલી છે કાંઇ ભૂંડાસ તેં જોયો નથી.

રૂસ્તમ અસ્ફંદિયારના હોકમથી ફર્યો નહીં-અને તેનું દિલ તેનાં વચન ઉપરજ બંધાયલું તેં જોયું હતું.

તારો બાપ તે એક ખરેખરો મોબ્બાદાર બુઝોર્ગી ભરેલો શાહઝાદોજ હતો-પણ તેનું મોત આવ્યું હતું તેથીજ તેણે એટલી બધી બહાદુરી દેખાડી.

બબીશહ્ દરૂન્ શીરે નરૂ અઝદહા
કે ચન્ગે ઝમાનહ્ નેયાબદ્ રહા
હમાના શનીદી કે સામે સવારૂ
બમર્દી ચે કરૂદ્ અન્દરૂ આન્ રૂઝગારૂ
૫ ચુનીન્ તા બહન્ગામે રોસ્તમ રસીદ્
કે શમ્શીરે કીન્ અઝ મેયાન્ બરૂ કશીદ્
બપીશે નેયાગાનત અન્દરૂ ચે કરૂદ્
કે મર્દી બહન્ગામે નન્ગો નબરૂદ્
હમાન્ કેહતરો દાયગાને તો બૂદ્
બલશ્કરૂ કે પુરૂમાયગાને તો બૂદ્
બઝારી કુનૂન્ રોસ્તમ અન્દરૂ ગુઝશ્ત
હમહ્ ઝાબુલેસ્તાન્ પુરૂ આશૂબ્ ગશ્ત
ગરૂ અયદૂન્ કે બીની કે પયકારે મા
બખૂબી બરૂ અન્દીશી અઝ કારે મા
બેયાઈ કે દેલ્ કીનહ્ બીરૂન્ કુની
બમેહરૂ અન્દરીન્ કીનહ્ અફૂસૂન્ કુની
હમહ્ ગન્જો દીબાઓ દીનારે સામ
કમરૂહાએ ઝરૂરીનો ઝરૂરીન્ સેતામ
ચુ આઈ બપીશી તો આરમ હમહ્
તો શાહીઓ ગર્દનકશાન્ ચૂન્ રમહ્
ફેરેસ્તાદહ્રા અસ્પો દીનારૂ દાદ્
કે હરૂગૂનએ ચીઝે બેસ્યારૂ દાદ્
ચુ આન્ નામવરૂ પીશે બહ્મન્ રસીદ્
કે દસ્તાન્ બેગોફૂત આન્ચે દીદો શનીદ્
૬ ચુ બેશનીદ્ અઝૂ બહ્મને નીકબખ્ત
નપેઝરોફ્ત પૂઝેશ બરૂઆશોફ્ત સખ્ત
બશહ્રૂ અન્દરૂ આમદ્ દેલી પુરૂ ઝે દરૂદ્
સરી પુરૂ ઝે કીન્ લબ્ પુરઝ બાદે સરૂદ્
પઝીરહ્ શુદશ ઝાલે સામે સવારૂ
બેયામદ્ ચુનીન્ ખારૂ બા દૂ સવારૂ
ચુ આમદ્ બનઝદીકે બહ્મન્ ફરાઝ
પેયાદહ્ શુદો બોરૂદ્ પીશશ નમાઝ
ચુનીન્ ગોફૂત કય શાહે બા હુશો રાય
બમા બરૂ તો ચશ્મે ખેરદ્ બરૂકુશાય
બદાન્ બન્દગીહા કે મા કર્દહ્ ઈમ
તોરા દરૂ જવાની બેપર્વર્દહ્ ઈમ
બબખ્શાયો કારે ગુઝશ્તહ્ મજૂય
હોનરૂ જૂય વઝ કોશ્તગાન્ કીન મજૂય
બરૂ આશોફ્ત બહ્મન્ ઝે ગોફ્તારે ઊય
ચુનાન્ સુસ્ત શુદ્ તીઝ બાઝારે ઊય
હમઅન્દરૂઝમાન્ પાય કર્દશ બબન્દ્
કે ગન્જૂરો દસ્તૂરૂ નશ્નીદ્ પન્દ્
કે અયવાને દસ્તાને સામે સવારૂ
શુતુરૂવારૂહા બરૂનેહાદન્દ્ બારૂ
૭ કે દીનારૂ વઝ ગઉહરે ના બેસૂદ્
કે તખ્તો કે ગુસ્તર્દની હરૂચે બૂદ્
કે ઝરૂરીનહો તાજહાએ બઝરૂ
કે સીમીનહો ગૂશ્વારો કમરૂ
કે અસ્પાને તાઝી બઝરૂરીન્ સેતામ।
કે શમ્શીરે હેન્દી બઝરૂરીન્ નેયામ

જંગલમાં વસતા સિંહો અને નર અઝદહાઓ પણ-મોતની ચુંગાલમાંથી છુટકો મેળવતા નથી.

ખચીત તેં સાંભળ્યું હશે કે સામે સવારે-પોતાના વખતમાં મર્દાનગીથી શું શું કીધું હતું?

તેજ રીતે જ્યારે રૂસ્તમનો વખત આવ્યો-ત્યારે તેણે પણ તેઝ તલવાર મેયાનમાંથી બાહેર કાઢીને,

જ્યારે ઈરાનની કીર્ત્તિ ભયમાં આવી પડી હતી ત્યારે લડાઈમાં તારા વડવાઓની કેવી સેવા કીધી હતી?

તે તારો ખિદમતગાર અને તને કેળવનાર હતો-તારા લશ્કરના મોટા સરદારોમાં તે પણ એક હતો.

હવે રૂસ્તમ ખુવારીથી ગુજર પામ્યો છે-અને તમામ ઝાબુલેસ્તાન ગભરાટ ભરેલું થયું છે.

જો તું અમારી સાથ લડાઈ કરવાનો વિચાર રાખતો હોય-તો તેમ કરવા આગમચ અમારી આગળી ખેદમતનો ખૂબ વિચાર કરજે.

દિલમાંથી કીનો કાઢી નાખીને અમારે ત્યાં આવજે-અને કીના લડાઇ ઉપર દોસ્તીનું મંત્ર મારજે.

તમામ સામનો ખઝાનો, રેશમી કપડાં, દીનાર-સોનેરી કમરબંદો અને સોનેરી લગામ,

એ સઘળું જ્યારે તું અહીં આવશે ત્યારે હું તારી નઝદીક લાવીશ-કારણ તુંજ અમારો પાદશાહ છે અને અમો પેહલવાનો તારાં ગોવાળો મિસાલ છિયે."

પછી પેલા એલચીને ઘોડો, દીનાર અને હરેક તરેહની બીજી ઘણીક ચીઝો આપી.

જ્યારે તે નામવર એલચી બહમનની નઝદીક જઇ પહોંચ્યો-ત્યારે તેણે દસ્તાનથી જે કાંઇ સાંભળ્યું અને જોયું હતું તે કહ્યું.

જ્યારે નેકબખ્ત બહમને તેની વાત સાંભળી-ત્યારે માફી કબૂલ નહીં કીધી અને ઘણો ગુસ્સે થયો.

તે દર્દ ભરેલાં દિલે ઝાબુલ શેહરમાં દાખેલ થયો-તેનું સર કીનાથી ભરેલું હતું અને હોઠ સર્દ હાયથી ભરેલા હતા.

સામે સવારનો ઝાલ તેને સામો લેવા ગયો-તે ફકત બેજ સવાર સાથ કમીની રીતે આવ્યો.

જ્યારે તે બહમનની નઝદીક આવ્યો-ત્યારે પેયાદો થઇ તેની આગળ નમન કીધું.

અને બોલ્યો કે "એ હોશ અને ડહાપણ સાથના પાદશાહ!-તું અમારી ઉપર તારી ડહાપણભરી આંખ ખુલ્લી કરીને જો.

અમોએ જે કાંઇ તારી નોકરીઓ બજાવી તેમજ તને જવાનીની અંદર પાળી પોષી ઉછેર્યો તે ધ્યાનમાં લઇને,

અમોને માફ કર અને બની ગયલા બનાવની વાત ના કર-તું તારી નામદારીજ શોધ અને માર્યા ગયલાઓ માટેનો કીનો નવેસરથી ના શોધ."

બહમન તેની વાતથી ગુસ્સે થયો-અને એવી રીતે ઝાલની સઘળી આશા ભાંગ થઇ ગઇ.

તેણે પોતાના ખઝાનચી કે વઝીરની કોઇની પણ શીખામણ સાંભળી નહીં-અને તુરત ઝાલના પગમાં બેડી નખાવી.

પછી સામે સવારના દસ્તાનના મેહલમાંથી-સઘળો ખઝાનો ઊંટો ઉપર લાદવા માંડયો,

જેમાં દીનાર બે કીમતી મોતીઓ-તખ્ત અને ગલીચા જે કંઇ ત્યાં હતું તે,

સોનાની જનસો અને સોનાનાં તાજો-રૂપાંની જનસો કાનની બાલીઓ અને કમરબંદો,

સોનેરી લગામ સાથના અરબી ઘોડાઓ-સોનેરી મેયાન સાથથી હિંદી તલવારો,

હમાન્ બદ્રહો બદ્રહાએ દેરમ
ઝે મુશ્કો ઝે કાફૂરો અઝ બીશો કમ
કે રોસ્તમ ફરાઝ આવરીદ આન્ બરન્જ
ઝે શાહાને ગર્દનકશાન્ યાફૂત ગન્જ
હમહ્ ઝાબુલેસ્તાન્ બતારાજ દાદ
મેહાન્રા હમહ્ બદ્રહો તાજ દાદ

તેમજ ગોલામો અને દેરમની થેલીઓ-કસ્તુરી અને કપૂરની કોથરીઓ વગેરે બીજું વધતું ઓછું,

કે જે રૂસ્તમે ભારી મેહનતથી મેળવ્યું હતું-અને જે ખઝાનો કે ગર્દન ફરાઝ પાદશાહોથી તેને મળ્યો હતો, તે ઊંટો ઉપર લાદ્યો.

તેણે તમામ ઝાબુલેસ્તાન લૂટાવી દીધું-પોતાના સરદારોને સઘળી પૈસાની થેલીઓ અને તાજ આપ્યાં.

---

## રઝ્મે ફરામર્ઝ્ બા બહ્મન્ વ કોશ્તહ્ શુદને ફરામર્ઝ્.

——:o:——

હમી શુદ ફરામરૂઝ દર્ મર્ઝે બોસ્ત
ઝે બહ્રે નેયા દસ્તે કીનરા બેશોસ્ત
સેપહ્ ઠર્દો સર્ સૂએ બહ્મન્ નેહાદ
ઝે રઝ્મે તહ્મ્તન્ બસી કરૂદ યાદ
ચુ નઝદીકે બહ્મન્ રસીદ આગહી
બરૂઆશોફ્ત બર્ તખ્તે શાહનશાહી
બુનહ્ બર્ નેહાદો સેપહ્ બર્ નેશાન્દ
બગૂરાબહ્ આમદ દો હફ્તહ્ બેમાન્દ
ફરામરૂઝ પીશ આમદશ બા સેપાહ્
જહાન્ શુદ ઝે ગર્દે સવારાન્ સેયાહ્
વઝાન્ રૂય બહ્મન્ સફી બર્ કશીદ
કે ખુરૂશીદે તાબાન્ ઝમીન્રા નદીદ
ઝે આવાઝે શયપૂરો હેન્દી દરાય
હમી કૂહ્રા દેલ બરૂઆમદ ઝે જાય
બેશોસ્ત આસ્માન્ રૂએ ગીતી બકીર્
બેબારીદ ચૂન્ ઝાલહ્ અઝ કીર્ તીર્
ઝે ચાકે તબરૂઝીન્ ચરન્ગે કમાન્
ઝમીન્ ગશ્ત જુમ્બાન્ તર્ અઝ આસ્માન્
સે રૂઝો સે શબ્ હમ દરાન્ રઝમગાહ્
બતાબન્દહ્ રૂઝો શબાને સેયાહ્
હમી ગોરૂઝ બારીદો પૂલાદ તીઘ
ઝે ગર્દે સેપાહ્ આસ્માન્ બસ્ત મીઘ
બરૂઝે ચહારોમ યકી બાદ ખાસ્ત
તો ગોફ્તી કે બા રૂઝ શબ્ ગશ્ત રાસ્ત
બસૂએ ફરામરૂઝ બર્ ગશ્ત બાદ
જહાન્દાર્ ગશ્ત અઝ દમે બાદ શાદ
હમી શુદ પસે ગરૂદ બા તીઘે તીઝ
બરૂઆવરૂદ અઝાન્ અન્જુમન્ રસ્તખીઝ
ઝે બોસ્તીઓ અઝ લશ્કરે ઝાબુલી
ઝે ગોર્દાને શમ્શીરૂઝન્ કાબુલી
બર્ આવરૂદગહ્ બર્ સવારી નમાન્દ
વઝાન્ સરૂકશાન્ નામદારી નમાન્દ
હમહ્ સરૂબસર્ પોશ્ત બરૂકાશ્તન્દ
ફરામરૂઝરા ખાર્ બુગ્ઝાશ્તન્દ
હમહ્ રઝ્મગહ્ ગશ્તહ્ ચૂન્ કૂહ્ કૂહ્
બહમ બર્ ફેગન્દહ્ ઝે હરૂદુ ગોરૂહ્

## ફરામર્ઝની બહમન સાથની લડાઈ અને ફરામર્ઝનું માર્યું જવું.

——:o:——

હવે આ સઘળી ખબર બુસ્તની સરહદમાં ફરામર્ઝ સાંભળીને દિલગીર થઈ ગયો-અને બપાવા માટે કીનો લેવા તૈયાર થયો.

તેણે લશ્કર ભેગું કીધું અને બહમન તરફ ચાલ્યો-તેણે રૂસ્તમની લડાઇઓને ઘણીક યાદ કીધી.

જ્યારે બહમનની નઝદીક આ ખબર પહોંચી-ત્યારે તે પાદશાહી તખ્ત ઉપરજ ગુસ્સે થયો.

તેણે લશ્કરી અસ્બાબ લાદ્યો અને લશ્કરને સવાર કીધું-તે રૂસ્તમના વડવાઓનાં કબ્રેસ્તાત તરફ આવ્યો અને ત્યાં બે અથવાડિયાં થોભ્યો.

ફરામર્ઝ પોતાનાં લશ્કર સાથ તેની સામે આવી લાગ્યો-લડાયક ૮
સવારોની ધૂળથી જેહાન સીઆહ થઇ.

પેલી તરફથી બહમને પણ પોતાનાં લશ્કરની સફ ખેંચી-જેથી ઝળકતો ખુરશીદ પણ તેની નીચેની ઝમીન જોઇ શકયો નહીં.

રણશિંગડાં અને હિંદી ઘંટના આવાઝથી-પહાડનું દિલ પણ ધ્રુજવા લાગ્યું.

આસ્માને તે ઝમીનની સપાટી કાળા ડામરથી ધોઇ નાખી-તે અંધારાંમાંથી કરાંની મિસાલ તીર વરસવા લાગ્યા.

લડાઈમાં વાપરવાની કુહાડીઓ અને તીર કમાનોના આવાઝોથી-ઝમીન ગોયા આસ્માન કરતાં પણ વધારે ફરવા લાગી.

ત્રણ દહાડા અને રાત સુધી તે લડાઇગાહમાં-શું રોશન દહાડાની વખતે કે શું અંધારી રાતે,

ભારી ગોર્ઝો અને પોલાદી તલવારો વરસ્યા કીધી-લશ્કરની ધૂળથી આસ્માન ઉપર વાદળ બંધાયું.

ચોથે દહાડે એક તોફાની પવન નીકળ્યો-તે એવો કે ગોયા દિવસની સાથ રાત ભેળાઇ ગઈ હોય એવું લાગ્યું.

તે પવન ફરામર્ઝની તરફજ ચાલ્યો-જેથી પાદશાહ તે પવન ફુંકવાથી ખુશી થયો.

તે વંટોળિયાની પૂઠે હાથમાં તેઝી તલવાર લઈ ચાલવા લાગ્યો-અને તે લશ્કરમાં રસ્તાખેઝ કરી મૂકી.

જેથી બોસ્ત અને ઝાબુલી લશ્કરમાંથી-તેમજ તલવારના મારનારા ૯
કાબુલી પેહલવાનોમાંથી,

તે લડાઈગાહ ઉપર એક પણ સવાર રહ્યો નહીં-અને તે પેહલવાનોમાંથી એકબી નામદાર ઉભો રહ્યો નહીં.

પણ સઘળાઓ ફરામર્ઝને ખુવારીથી છોડી દઇને પીઠ ફેરવી નાસવા લાગ્યા.

બન્ને તરફનાં લશ્કરમાંથી કપાઇને પડેલાઓના તે મયદાનમાં પહાડ જેવા ઢગલા થયા.

ફ્રરામરૂઝ બા અન્દકી રઝ્‌મઝૂય
બમર્દી બકૂય અન્દર્ આવર્દહ્ રૂય
હમહ્ તનશ પુર્ ઝખ્મે શમ્શીર્ બૂદ
કે ફ્રર્ઝન્દે શીરાન્ બુદો શીર્ બૂદ
સરન્જામ બર્ દસ્તે ગોરૂદ અરદ્‌શીર્
ગેરેફ્તાર્ શુદ નામદારે દેલીર્
બરે બહ્‌મન્ આવર્દશ અઝ રઝ્‌મગાહ્
બદુ કરદ કીનદાર્ ચન્દી નેગાહ્
ચુ દીદશ નદાદશ બજાન્ ઝીનહાર્
બેફ્રરમૂદ દારી ઝદન્ શહ્‌રયાર્
ફ્રરામરૂઝરા ઝેન્દહ્ બર્ દાર્ કરદ
તને પીલવારશ નેગૂનસાર્ કરદ
૧૦ વઝાન્ પસ કયે નામદાર્ અરદ્‌શીર્
ઝે કીનહ્ બેકોશ્તશ બબારાને તીર્

ધણુજ થોડા લડવૈયાઓની સાથે ફરામર્ઝ બહાદુરીથી દુશ્મનની સામો થયો.

તેનું તમામ શરીર તલવારના ઝખ્મથી ભરાઈ ગયું હતું છતાં પણ તે લડતો હતો-કારણકે તે સિંહોનુંજ ફર્ઝંદ હતું અને પોતે પણ એક સિંહજ હતો.

શેવટે તે બહાદુર નામચીન લડવૈયો ઈરાની પેહલવાન અર્દશીરના હાથ ઉપર પકડાયો.

તેને લડાઈગાહમાંથી બહમનની નઝદીક લાવવામાં આવ્યો-તે કીનાખોર પાદશાહે કેટલોક વખત સુધી તેની ઉપર ટીકી ટીકીને જોયા કીધું.

જ્યારે તેને જોઈ રહ્યો ત્યારે તેને જીવતદાન નહીં આપતાં એક ફાંસીનો માચડો ઉભો કરવા તે પાદશાહે હોકમ ફર્માવ્યો.

અને તે ઉપર ફરામર્ઝને જીવતો શૂળીએ ચઢાવ્યો તેનું હાથી જેવું તન ઊંધું લટકાવ્યું.

અને પછી કયાની નામદાર અર્દશીરે તેના ઉપર કીનો લેવા માટે તીર વરસાવીને તેને મારી નાખ્યો.

## અન્દર્ઝે પેશૂતન્ બબહ્‌મન્ વ રહા કર્દને ઊ ઝાલ્‌રા વ બાઝ્ ગશ્તન્ બઈરાન્.

--:o:--

ગેરામી પેશૂતન્ કે દસ્તૂર્ બૂદ
ઝે કોશ્તન્ દેલશ સખ્ત રન્જૂર્ બૂદ
બપીશે જહાનદાર્ બર્ પાય ખાસ્ત
બદુ ગોફ્ત કય ખુસ્રવે દાદ રાસ્ત
અગર્ કીનહ્ બૂદત બદેલ ખાસ્તી
પદીદ આમદ અઝ ખાસ્તન્ કાસ્તી
કુનૂન્ ધારતો કોશ્તનો જન્ગો જૂશ
મફ્રર્માયો મપસન્દો ચન્દી મકૂશ
ઝે યઝદાન્ બેતર્સો ઝે મા શર્મ દાર્
નેગહ્ કુન બરીન્ ગર્દશે રૂઝગાર્
યકીરા બર્ આરદ બઅબ્રે બલન્દ
દેગર્ ઝૂ શવદ ખારો ઝારો નેઝન્દ
પેદરત આન્ જહાનગીરે લશ્કર્ ફ્રેરૂઝ
ન તાબૂતરા શુદ સૂએ નીમરૂઝ
ન રોસ્તમ બકાબુલ ઝે નખ્ચીરગાહ્
બદાન્ શુદ કે તા નીસ્ત ગર્દદ બચાહ્
તો તા બાશી અય ખુસ્રવે પાકઝાદ
મરન્જાન્ કસીરા કે દારદ નેઆદ
૧૧ ચુ ફ્રર્ઝન્દે સામે નરીમાન્ ઝે બન્દ
બેનાલદ બપર્વર્દેગારે બલન્દ
બેપીચી તો ઝાન્ ગરૂચે નીકઅખ્તરી
ચુ બા કેર્દેગાર્ અફગનદ દાવરી
ચુ રોસ્તમ નેગહબાને તખ્તે કેયાન્
હમહ્ બર્ દરે રન્જ બસ્તી મેયાન્
તો ઈન્ તાજ અઝ યાદ્‌ગારી યાદગાર્
ન અઝ શાહે ગુશ્તાસ્પો એસ્ફ્રન્દેયાર્

## પેશૂતને બહમનને શીખામણ દેવી અને તેણે ઝાલને છોડી મૂકવો અને તેનું ઈરાન પાછું ફરવું.

--:o:--

બુઝોર્ગ પેશૂતન કે જે પાદશાહનો વઝીર હતો તેનું દિલ આવી રીતે ફરામર્ઝને મારી નાખવાથી ઘણું દુઃખી થયું.

જેથી તે પાદશાહની નઝદીક ઉભો થયો-અને બોલ્યો કે "ઓ રાસ્તી ઈન્સાફ કરનારા પાદશાહ!

જો તારા દિલમાં બાપનું વેર લેવાનું હતું તો તે તેં લીધું ખરું-પણ તેમ કરવામાં ખોટું કામ થયું છે.

હવે લૂટફાટ, ખૂના મરકી, લડાઈ, ગડબડ સડબડ-એ સઘળું બંધ કરાવ અને એવી રીતનું કરવાનું પસંદ ના કર અને હવે એ કામથી અટક.

તું પાક યઝદાનનો ડર કર અને અમારા લોકોની પણ શરમ રાખ-તેમજ આ ઝમાનાની ગર્દેશ ઉપર પણ નેગાહ પહોંચાડ.

કે તે એકને બુલંદ આસ્માન ઉપર ચઢાવે છે તો બીજો તેનાથી ખુવાર, રડતો અને ગમગીન બને છે.

પેલો લશ્કરને શોભાવનારો અને દેશને જીતનારો તારો બાપ-શું મરવાને માટે નીમરોઝના ઈલાકામાં નહીં ગયો હતો?

શું રૂસ્તમ કાબુલના મુલકમાં શેકારગાહમાંથી એટલાજ માટે પસાર નહીં થઇ ગયો હતો કે ત્યાં ખાડામાં પડીને માર્યો જાય?

ઓ પાકઝાદ પાદશાહ! તું પોતાની હૈયાતી દરમેયાન કોઇ પણ બુન્યાદી માણસને દુઃખી ના કરતો.

જ્યારે સામ નરીમાનનો બેટો ઝાલ તારી પોયલી બેડીઓ માટે તે બુલંદ ખોદાતાલા આગળ ફર્યાદ કરશે,

અને જ્યારે તે કિર્તાર આગળ તે પોતાનો દાવો રજૂ કરશે-ત્યારે તું ગમે એટલો ભાગ્યશાળી હશે તો પણ કચડાઇ જશે.

રૂસ્તમ જેવા કયાની તખ્તના નેગહબાન-કે જે પેહલવાન ઈરાનીઓ ઉપર આવી પડતી સઘળી આફતવખતે પોતાની કમર બાંધેલીજ રાખતો હતો,

તેજ શખ્સથી તું આ તાજ તખ્તની યાદગારી મેળવવા પામ્યો છે-નહીં કે પાદશાહ ગુશ્તાસ્પથી કે અસ્ફંદિયારથી તેં મેળવ્યું છે.

ઝે હન્ગામએ કયકોબાદ ઈદર્ આય
ચુનીન્ તા બકયખુસ્રવે પાક્ રાય
બુઝોર્ગી ઝે શમ્શીરે ઊ દાશ્તન્દ
મેહાન્રા હમહ્ ઝીરે ઊ દાશ્તન્દ

અઝ્ બન્દ બર્દાર્ ગર્ બેખ્રદી
દેલત્ બાઝ્ ગર્દાન્ ઝે રાહે બદી
ચુ બેશ્નીદ શાહ્ અઝ્ પેશૂતન્ સોખન
પશીમાન્ શુદ અઝ્ કર્દહાએ કોહન્
ખોરૂશી બર્આમદ ઝે પર્દહ્સરાય
કે અય પહ્લવાનાને બા દાદો રાય
બેસીચીદને બાઝ્ ગશ્તન્ કુનીદ
મબાદા કે તારાજો કશ્તન્ કુનીદ
બેફર્મૂદ તા પાએ દસ્તાન્ ઝે બન્દ
કુશાદન્દો દાદન્દ બેસ્યાર્ પન્દ
તને કોશ્તહ્રા દખ્મહ્ કર્દન્દ જાય
બગોફ્તારે દસ્તૂરે પાકીઝહ્ રાય
ઝે ઝેન્દાન્ બઆયવાન્ ગુઝર્ કર્દ ઝાલ્
બર્ ઊ ઝાર્ બેગ્રીસ્ત ફર્રૂખ હમાલ્
કે ઝારા દેલીરા ગવા રોસ્તમા
નબીરા ગવા નામવર્ નયરમા
તો તા ઝેન્દહ્ બૂદી કે આગાહ્ બૂદ
કે ગુશ્તાસ્પ અન્દર્ જહાન્ શાહ્ બૂદ
કુનૂન ગન્જ તારાજો દસ્તાન્ અસીર્
પેસર્ ઝાર્ કોશ્તહ્ બબારાને તીર્
મબીનાદ ચશ્મે કસ ઈન્ રૂઝગાર્
ઝમીન્ બાદ્ બી તોખ્મે એસ્ફન્દેયાર્
ઝે બસ સૂગો ઝારી દરાન્ મર્ઝ બૂદ
તો ગોફ્તી હમહ્ દેલ પુર્ અન્દર્ઝ બૂદ

હમહ્ દૂદહ્ બર્ ઝાલ્ બેગ્રીસ્તન્દ
કે અઝ્ નામે રોસ્તમ હમી ઝીસ્તન્દ
અઝાન્ આગહી સૂએ બહ્મન્ રસીદ
બનઝદીકે ફર્રૂખ પેશૂતન્ રસીદ
પેશૂતન્ ઝે રૂદાબહ્ પુર્ દર્દ શુદ
વઝાન્ શીવને ઊ રોખશ્ ઝર્દ શુદ
બબહ્મન્ ચુનીન્ ગોફ્ત કય શાહે નવ
ચુ બર્ નીમએ આસ્માન્ માહે નવ
બશબ્ગીર્ અઝીન્ મર્ઝ લશ્કર્ બેરાન્
કે ઈન્ કાર્ દુશ્વાર્ ગશ્તો ગેરાન્
ઝે તાજે તો ચશ્મે બદાન્ દૂર્ બાદ
હમહ્ રૂઝગારાને તૂ સૂર્ બાદ
બદીન્ ખાનએ ઝાલે સામે દેલીર્
સઝદ ગર્ નમાનદ શાહન્શાહ્ દીર્
ચુ શુદ કૂહ્ બર્ ગૂનએ સન્દરૂસ
ઝે દર્ગાહ્ બર્ખાસ્ત આવાએ કૂસ
હમહ્ લશ્કરે શાહ્ બીરૂન શુદન્દ
બફર્માને ખુસ્રવ બહામૂન શુદન્દ
સેપહ્રા સૂએ શહ્રે ઈરાન્ કશીદ
ઝે ઝાબુલ્ બનઝ્દે દેલીરાન્ કશીદ

કયકોબાદના વખતથી તે મુબારક વિચારના કયખુસરૂ સુધી જો તું એમ ઉતરતો આવશે,

તો તને માલૂમ પડશે કે તેઓએ જે મોટાઇ મેળવી હતી તે રૂસ્તમની તલવારને ઓરેજ મેળવી હતી-અને એટલા માટે ઇરાનના મોટા મોટાઓને તેઓ તેનાથી ઉતરતે દરજ્જેનાજ ગણતા હતા.

માટે જો તારામાં ડહાપણ હોય તો ઝાલને કયદમાંથી છોડી દે-અને બદીના રસ્તાથી તારૂં દિલ પાછું ફેરવ."

જ્યારે પાદશાહે પેશુતનથી એ સખુન સાંભળ્યા-ત્યારે તે આગળાં કીધેલા કામોથી પશેમાન થયો.

હવે પાદશાહી છાવણીમાંથી એવો ઢંઢેરો બાહેર પડયો-કે "ઓ ઈન્સાફી અને દાનેશમંદ પેહલવાનો!

તમો લૂટફાટ અને ખૂના મરકી કરવાનું હવે છોડી દઇ-પાછા ફરવાની તૈયારી કરો."

પછી તેણે ફરમાવ્યું જેથી દસ્તાનના પગમાંથી બેડી-કાઢી નાખી તેને ૧૨
ઘણીક નસીહત આપવામાં આવી.

અને પાકીઝેહ અકલના વઝીરના કહેવાથી-મૂવેલાંઓનાં શરીરને દખ્મે ચઢાવ્યાં.

જ્યારે ઝાલ બંદીખાનેથી પોતાના મેહલમાં ગયો-ત્યારે તેની આગળ તેની નેક અઉરત ઝારઝાર રડવા લાગી,

તેણી બોલી કે "અફસોસ! ઓ બહાદુર પેહલવાન રૂસ્તમ!-ઓ નામવર પેહલવાન નરીમાનના નબીરા!

તું જ્યાં સુધી જીવતો હતો ત્યાં સુધી ગુશ્તાસ્પ જેવો કોઇ પાદશાહ દુન્યામાં છે, એમ કોણ સમજતું હતું?

પણ હમણા તારો ખઝાનો લૂટાઈ ગયો છે દસ્તાન કયદ પડેલો છે-તારો બેટો તીરના વરસાદથી ખુવારી ભરેલી રીતે મારી ગયો છે.

કોઇની પણ આંખ આવો બૂરો વખત ના જોતી!-આ ઝમીન અસ્ફંદિયારની બુન્યાદ વગરની બનજો!"

સીસ્તાનના આખા મુલકમાં એટલો બધો વિલાપ અને માતમ ચાલી રહી હતી કે (ઇરાની લશકરનાં) દરેકનાં દિલમાં મોટો ભય અને ચિન્તા પયદા થઇ હતી.

ઝાલ ઉપર તેનું સઘળું કુટુંબ રડવા લાગ્યું-કારણકે તે સઘળાં રૂસ્તમના નામથીજ જીવતાં હતાં.

એ સઘળી ખબર બહમન તેમજ મુબારક પેશુતની નઝદીક પુગી.

પેશુતન રૂદાબેહથી દુ:ખી થયો-અને તેણીના વિલાપથી તેનું મોં, ૧૩
ફિક્કું પડી ગયું.

તેણે બહમનને કહ્યું કે "ઓ જવાન પાદશાહ!-આસ્માનની વચ્ચે નવા નીકળતા ચાંદરાતના ચાંદ જેવા ઓ નવા પાદશાહ!

તું સવારના પોહોરમાં આ મુલકમાંથી લશકરને કુચ કરાવ-કારણકે અહીં આ કામ બહુ મુશ્કેલ અને ભારી થઈ પડયુ છે.

તારાં તાજ ઉપરથી બૂરાઓની નઝર દૂર થજો!-તારો તમામ વખત ખુશહાલ હોજો!

આ બહાદુર સામના બેટા ઝાલના મુલકમાં તું-શેહન્શાહને વધુ વખત થોભવું લાયક નથી."

હવે જ્યારે પહાડ સંદરૂસના રંગનો થયો (યાને સવાર પડી)-જ્યારે પાદશાહની દરગાહમાંથી નગારાના આવાઝ નીકળ્યા.

પાદશાહનું તમામ લશકર બાહેર પડયું-અને પાદશાહનાં ફરમાનથી જંગલ તરફ ચાલ્યું.

તે લશકરને ઝાબુલમાંથી ઈરાન શેહર તરફ બહાદુરોની નઝદીક લઈ ગયો.

બરૂ આસૂદો બરૂ તખ્ત બેનશસ્ત શાહ
જહાન્રા હમી દાશ્ત બા રસ્મો દાહ
બહર્વીશ બખ્શીદ ચન્દી દેરમ
અઝૂ શાદ ચન્દીઓ ચન્દી દેઝમ

હવે તેણે આસાયેશ લીધી અને ખુશહાલ તખ્ત ઉપર બેઠો-અને પોતાના દેશને ઈન્સાફ અને શાહ રસ્મ સાથ રાખવા લાગ્યો.

તેણે ગરીબ લોકોને ઘણીક સખાવત કીધી-તે પાદશાહથી જ્યારે કેટલાક ખુશી થયા ત્યારે કેટલાક દિલગીર પણ બન્યા.

## બઝની ગેરેફ્તને બહ્મન્ હોમાય દુખ્તરે ખુદ્રા વ વલીઅહ્દ્ કર્દનશ્ વ દાદને પાદ્શાહી બહર્ કે અઝૂ ઝાયદ્ વ ગુરીખ્તને સાસાન્ વ મોર્દને ઊ.

## બહમનનું પોતાની હોમાય નામની દાસી સાથ પરણવું. તેણીને પોતાનાં મોત ઉપર રાજપ્રતિનિધિ ઠેરવવું. તેણીને પેટે જે ફર્ઝંદ જન્મે તેને પાદશાહી આપવાનું ફર્માન આપવું. તેના છોકરા સાસાનનું પાયતખ્ત છોડી જવું અને તેનું મરણ પામવું.

૧૪ પેસરૂ બૂદ ઊરા યકી શીરૂગીરૂ
કે સાસાન્રા ખાન્દી વરા અર્દશીરૂ
યકી દુખ્તરશ બૂદ નામશ હોમાય
હોનરૂમન્દો બા દાનેશો પાકૂ રાય
કે બહ્મન્* પઝીરોફ્તશ અઝ નીકવી
બઆઈન્ કે ખાની વરા પહ્લવી
હમી ખાન્દન્દી વરા ચેહ્રૂઝાદ
ઝે ગીતી બદીદારે ઊ બૂદ શાદ

હોમાયે દેલઅફ્રૂઝે તાબન્દહ્ માહ્
ચુનાન્ બુદ કે આબેસ્તન્ આમદ ઝે શાહ્
ચુ શશ માહ્ શુદ પુરૂ ઝે તીમારૂ શુદ
ચુ બહ્મન ચુનાન્ દીદ બીમારૂ શુદ
ચુ અઝ દરૂદ શાહ્ અન્દરૂ આમદ ઝે પાય
બેફ્રૂમૂદ તા પીશે ઊ શુદ હોમાય
બુઝોર્ગાનો નીકૂ અખ્તરાન્રા બેખાન્દ
બતખ્તે ગેરાન્માયગાન્ બરૂ નેશાન્દ
ચુનીન્ ગોફ્ત કીન્ પાકૂતન્ ચેહ્રૂઝાદ
ઝે ગીતી ફેરાવાન્ નબૂદહ્સ્ત શાદ
સેપોર્દમ બદૂ તાજો તખ્તે બલન્દ
હમાન્ લશ્કરો ગન્જો બખ્તે બલન્દ

૧૫ વલીઅહ્દે મન્ ઊ બુવદ દરૂ ઝમાન્
હમ આન્ કસ કે ઝૂ ઝાયદ અન્દરૂ જહાન્
અગરૂ દોખ્તરી ઝાયદશ અરૂ પેસરૂ
વરા બાશદ ઈન્ તાજો તખ્તો કમરૂ
ચુ સાસાન્ શનીદ ઈન્ સખુન્ ખીરહ્ શુદ
ઝે ગોફ્તારે બહ્મન દેલશ તીરહ્ શુદ
બસેહ્ રૂઝો દૂ શબ્ બસાને પલન્ગ્
અઝ ઈરાન્ બમર્ઝી દેગરૂ શુદ ઝે નન્ગ્

અર્દશીર (બહમન) ને પેટે એક સિંહોને પકડનારો છોકરો હતો-જેનું નામ તેણે "સાસાન" પાડયું હતું.

"હોમાય" નામની તેની એક ખિદમતગાર અઉરત હતી-જે જાતે ઘણી કાબેલ, ખબરદાર અને પાક વિચારની હતી.

તેણી ઘણી ખૂબસૂરત હતી માટે પાદશાહ પેહલવાનોમાં ચાલતી રીત પ્રમાણે બહમન તેણીની સાથ પરણ્યો.

ઇરાનના લોકો તેણીને "ચેહરઝાદ" (એટલે રૂપવંતી રાખેલી સ્ત્રીને પેટની છોકરી) કરીને કહેતા હતા-પણ બહમન તો દુન્યામાં તેનુંજ મોં જોઇ ખુશી રહેતો હતો.

ઝળકાટ ભરેલા માહતાબ જેવી મનમોહક હોમાને-ભોગજોગે પાદશાહથી હમેલ રહ્યા.

આ વાત ઉપર જ્યારે છ મહિના વીત્યા ત્યારે તેણીનો જીવ ઉદાસી થતો ગયો-બહમન તેણીને આવી (ઉદાસી બનતી) જોઈ એકાએક બીમાર પડી ગયો..

જ્યારે પાદશાહ બહમન દુઃખથી પટકાઈ પડયો-ત્યારે હોમાને પોતાની .આગળ બોલાવી.

દેશના મોટાં માણસોને અને શ્રીમન્તોને બોલાવી-પાદશાહી તખ્ત આગળ બેસાડયા.

તે એ પ્રમાણે બોલ્યો કે "આ નિર્દોષ ચેહરઝાદે-દુન્યામાં ઘણું સુખ જોયું નથી.

મહાન તખ્ત અને તાજ (એટલે મારી મોટી શેહન્શાહત) હું તેણીને સ્વાધીન કરૂં છું-વળી મારાં લશ્કર (ઉપરની સત્તા) ને, ખઝાનાને અને મારાં બુલંદ નસીબને (એટલે જાહોજલાલીને) હું તેણીને સોંપી જાઉં છું.

તુરત વેળા તેણી મારી રાજપ્રતિનિધિ તરીકે રહેશે-પણ તેણીને પેટે જે ફર્ઝંદ દુન્યામાં જન્મ પામશે,

પછી અગર તે એક છોકરી જન્મે કે છોકરો જન્મે-તેને આ તખ્ત, તાજ અને પાદશાહી કમરબંદ (એટલે મારી પાદશાહી) મળશે."

જ્યારે સાસાને (પાદશાહને મોંથી) આવા સખુનો સાંભળ્યા ત્યારે તે અકળાઈ ગયો-અને બહમનના આવા બોલવાથી તે મનભંગ થઈ ગયો.

શર્મનો માર્યો ત્રણ દિવસ અને બે રાતમાં તે ચિત્તાની મિસાલ ગુસ્સે થઇ ઇરાનનું પાયતખ્ત છોડી બીજા ઈલાકામાં ચાલી ગયો.

* જો કે શાહનામામાં "પેદર" બોલ છે, પણ "બહમન" અમોને વધારે દુરૌસ્ત લાગવાથી તેજ વાંચનમાં મૂકયો છે. આ બાબતનો ખુલાસો અમોએ દીબાચામાં આપ્યો છે.

દમાન્ સૂએ શહ્રે નેશાપૂર્ શુદ
પુર્ અઝ દર્દ બૂદ અઝ પેદર્ દૂર્ શુદ
ઝનીરા ઝે તોખ્મે બુઝોર્ગાન્ બેખાસ્ત
હમી ખીશ્તન્ દાશ્ત બા ખાક્ રાસ્ત
હમી દાશ્ત તોખ્મે કઈ દર્ નેહોફ્ત
ઝે ગઉહર્ બગીતી કસીરા નગોફ્ત
ઝને પાક્ તન્ પાક્ ફર્ઝન્દ ઝાદ
ચકી નીકૂપય પૂરે ફર્રૂખ નેઝાદ
પેદર્ નામ સાસાન્શ કર્દ આન્ ઝમાન્
મર્ ઊરા બઝૂદી સર્આમદ ઝમાન્
ચુ ફ્રુદક્ ઝે ખુર્દી બમર્દી રસીદ
દરાન્ ખાનહ્ જોઝ્ બીનવાઈ નદીદ
ઝે શાહે નેશાપૂર્ બેસ્તદ ગલહ્
કે બૂદી બફ્રુહો બહામૂન્ ચલહ્
હમી બૂદ ચફ્રુચન્દ ચૂપાને શાહ્
બફ્રુહો બેયાબાન્શ આરામગાહ્

દોડતો તે "નેશાપૂર" શેહર તરફ નીકળી ગયો–તેને ભારે દુઃખ લાગ્યાથી બાપની આગળથી નીકળી જતો રહ્યો.

એક મોટાં ખાન્દાનની સ્રી સાથ તે પરણ્યો–ત્યાં પોતે ગરીબાઇમાંજ ઝિંદગી ગુઝારતો હતો.

પોતાની કયાની બુન્યાદની વાત છુપાવી રાખતો હતો–અને પોતાનાં પાદશાહી તોખ્મ વિષે દુન્યામાં કોઇને કહેતો નહીં હતો.

તેની નેક મનસ્નીવાળી અઉરતે એક નિર્દોષ પ્રતાપી બુન્યાદનો અને નેક પગલાંના છોકરાનો જન્મ આપ્યો.

છોકરાના બાપે તે વખતે તે બાળકને "સાસાન" નામ આપ્યું–અને ત્યાર પછી તે તુરતજ મરણ પામ્યો.

જ્યારે તે બાળક છોકરો ઉમરે પુગ્યો–ત્યારે તે પોતાનાં ઘરની નિર્ધનતા સમજવા લાગ્યો.

જેથી તેણે નેશાપૂરના હાકેમ પાસેથી તેનાં જે ગાય ઢોર પહાડ અને ૧૬
જંગલમાં છુટાં ફરતાં હતાં તેની સંભાળ લેવાનું કામ તેણે માગી લીધું.

હાકેમના ભરવાડ તરીકે તે થોડોક વખત રહ્યો–અને પહાડો અને જંગલમાંજ તેણે પોતાનું રહેવાનું ઘર કીધું.

## હોમાય*.

પાદ્શાહીએ હોમાય સીઓ દૂ
સાલ્ બૂદ્ બર્ તખ્ત્ નેશસ્તને
હોમાય વ મોર્દને બહ્મન્ વ
ઝાદને હોમાય દારાબ્રા વ દર્
સન્દૂક્ નેહાદનશ્ વ ગુઝાશ્તનશ્ બદર્યાએ ફોરાત્.

હોમાયની પાદશાહી બત્રીસ વર્ષની હતી. હોમાયનું તખ્ત ઉપર બેસવું અને બહમનનું મરણ પામવું. હોમાયનું દારાબને જણવું અને તેને પેટીમાં મૂકીને ફોરાતના દર્યામાં છોડવું.

—:o:—

કુનૂન બાઝ્ ગર્દમ બકારે હોમાય
પસ અઝ મર્ગે બહ્મન્ કે બેચફૂત જાય
બબીમારી અન્દર્ બેમોર્દ અર્દશીર્
હમી બૂદ બી શાહો તાજો સરીર્
હોમાય આમદો તાજ્ બર્ સર્ નેહાદ
ચકી રાયો આઇને દીગર્ નેહાદ
સેપહ્રા હમહ્ સર્બસર્ બાર્ દાદ
દરે ગન્જ્ બુફ્રુશાદો દીનાર્ દાદ
બરાયો બદાદ ઊ ઝે શહ્ દર્ ગુઝશ્ત
હમહ્ ગીતી અઝ દાદશ આબાદ ગશ્ત

—:o:—

હવે હોમાય કે જેણીએ બહમનનાં મરણ પછી તેની જગ્યા લીધી હતી તેનું બેયાન કરવા ઉપર હું પાછો આવું છું.

અર્દશીર (બહમન) જે બીમારી ભોગવતો હતો તેમાંજ તે આખેરે મરણ પામ્યો–અને ઇરાનનું તાજ અને તખ્ત ધણી વગરનું થયું.

પણ હોમાએ આવીને તાજ પોતાનાં સર ઉપર મેલ્યું–અને એક જુદીજ રીતનો રાજઅમલ શુરૂ કર્યો.

તેણીએ સઘળાં લશ્કરને દરબારમાં બોલાવ્યું–અને ખઝાનાનો દરવાઝો ખુલ્લો કરી દીનાર બક્ષેશ કરવા માડયા.

ડહાપણમાં અને ઈન્સાફ કરવામાં તેણી પાદશાહ બહમનથી ચઢિયાતી નીવડી–તેણીની બક્ષેશથી તમામ દેશ ગરીબાઇમાંથી છુટો થયો.

* આ બાનૂ પાદશાહ ઈરાની સલ્તનતમાં પહેલી છે એની આગમચના ઈરાની પાદશાહો સઘળા મર્દ હતા. પાદશાહ બહમન પછીજ આ નવી રસ્મ ચાલુ થઈ. આ પાદશાહ હોમાએ માટે અમો આ પુસ્તકના દીબાચામાં પુરતું બોલ્યા છિયે.

નુખોસ્તીન્ કે હીહીમ બરૂ સરૂ નેહાદ
જહાન્રા બદાદો દેહેશ મોઝ્દહ્ દાદ
કે ઈન્ તાજો ઈન્ તખ્ત ફર્ખન્દહ્ બાદ
દેલે બદ્સેગાલાને મા કન્દહ્ બાદ
હમહ્ નીકુઈ બાદ કેર્દારે મા
મબીનાદ કસ રન્જો તીમારે મા
૧૭ તવન્ગરૂ કુનીમ આન્ કે દર્વીશ બૂદ
નેયાઝશ બરન્જે તને ખીશ બૂદ
મેહાને જહાન્રા કે દારન્દ ગન્જ
નખાહમ કે બાશન્દ અઝ મા બરન્જ
ચુ હન્ગામએ ઝાદન્ આમદ ફરાઝ
ઝે શહરો ઝે લશ્કરૂ હમી દાશ્ત રાઝ
હમી તખ્તે શાહી પસન્દ આમદશ
જહાન્ દાશ્તન્ સૂદમન્દ આમદશ
નેહાની પેસરૂ ઝાદો બા કસ નગોફ્ત
હમી દાશ્ત આન્ નીકુઈ દરૂ નેહોફ્ત
બેયાવરૂદ આઝાદ તન્ દાયઈ
યકી પાકો પુરૂ શર્મો પુરૂ માયઈ
નેહાની બદ્દ દાદ ફર્ઝન્દરા
ચુનીન્ શાદ શાખે બરૂમન્દરા
કસી કૂ ઝે ફર્ઝન્દે ઊ નામ બોરૂદ
ચુનીન્ ગોફ્ત કાન્ પાકઝાદહ્ બેમોરૂદ
હમાન્ તાજે શાહી બસરૂ બરૂ નેહાદ
હમી બૂદ બરૂ તખ્ત પીરૂઝો શાદ
ઝે દુશ્મન્ બહરૂ સૂ કે બુદ મેહ્તરી
ફેરેસ્તાદ બરૂ હરૂ સુએ લશ્કરી
૧૮ ઝે ચીઝી કે રફ્તી બગેર્દે જેહાન્
બદો નીક બરૂ વય નબૂદી નેહાન્
બગીતી બોઝ અઝ દાદો ખૂબી નખાસ્તં
જહાન્રા સરાસરૂ હમી દાશ્ત રાસ્ત
જહાની શુદહ્ ઈમન્ અઝ દાદે ઊય
બગીતી નબૂદી બોઝ અઝ યાદે ઊય
બદીસાન્ હમી બૂદ તા હશ્ત માહ્
પેસરૂ ગશ્ત માનન્દએ રફ્તહ્ શાહ્
બેફરૂમૂદ તા દુરૂગરી પાક મગ્ઝ
યકી તખ્તઈ જોસ્ત દરૂ કારે નગ્ઝ
યકી ખૂબ્ સન્દૂક અઝાન્ ચૂબે ખુશ્ક
બેકર્દો ગેરેફ્તન્દ દરૂ કીરો મૂશ્ક
દરૂન્ નરૂમ કર્દહ્ બદીબાએ રૂમ
બરૂ આલૂદહ્ બીરૂને આન્ દીકો મૂમ
બઝીરૂ અન્દરૂન્ બેસ્તરે ખાબ્ કરૂદ
ગોયાનશ પુરૂ અઝ દુરૂરે ખૂશાબ્ કરૂદ
બસી ઝરૂરે સોરૂખ અન્દરૂ રીખ્તન્દ
અકીકો ઝબરૂજદ બરૂ આમીખ્તન્દ
બેબસ્તન્દ ગ્રફ ગઉહરે શાહ્ વારૂ
બબાઝૂએ આન્ કૂદકે શીરૂ ખારૂ
૧૯ બદાન્ગહ્ કે શુદ કૂદક અઝ ખાબ્ મસ્ત
ખોરૂશાન્ બેશુદ દાયએ ચરૂબ્ દસ્ત
નેહાદશ બસન્દૂક દરૂ નરૂમ નરૂમ
બચીની પરન્દશ બેપૂશીદ ગરૂમ

શુરૂઆતમાં જેવું તેણીએ પોતાનાં સર ઉપર પાદશાહી તાજ મૂકયું-કે સઘળા દેશને પોતાના ઇન્સાફ અને બક્ષેશની વધાઇ આપી.

કે "આ તાજ અને તખ્ત મુબારક હોજો!-અને આપણા દુશ્મનોનાં દિલ ઝખ્મી થજો!

અમારી તરફથી થનારાં તમામ કામો ભલાઇનાજ હોજો!-કોઈ પણ શખ્સ અમારીથી દુઃખ અને ગમ જોતું ના.

ગરીબ લોકોને તેમજ જે લોકો પોતે જાતે મેહનત કરવા છતાં હાજતમંદ રહે છે તેઓને અમો બક્ષેશ કરીશું.

આ દેશના મોટા માણુસો કે જેઓ માલ ખઝાનો ધરાવે છે-તેઓ ઉપર અમો લોકોથી કાંઇ ઝુલ્મ પડે એવું હું ચાહતી નથી."

હવે જ્યારે તેણીનો જણવાનો વખત નઝદીક આવ્યો-ત્યારે તેણીએ તે વાત શેહરનાં લોકોથી તેમજ લશ્કરથી છૂપી રાખી.

કારણ તેણીને પાદશાહી તખ્ત ભોગવવાનું ઘણુંજ પસંદ પડયું-અને પોતેજ રાજઅમલ ચલાવવામાં ફાયદો જોયો.

તેણીએ છૂપી રીતે એક બેટાનો જન્મ આપ્યો અને કોઇને કશું કહ્યું નહીં-અને આવી ભલાઈની વાત છૂપીજ રાખવા લાગી.

તેણીએ એક ભલી, શર્માલ, મોઝ્ભાવાળી અને ઊંચાં ખાન્દાનની દાસીને બોલાવી મંગાવી.

અને પેલું ફરઝંદ કે જે આવું ખુશહાલ અને ફળવંત ઝાડની એક ડાંખલી જેવું હતું તે તેણીએ પેલી દાસીને છૂપી રીતે સોંપી આપ્યું.

જો કોઇ તેણીને તે બાળક માટે પૂછતું-તો તેણી એમ કહેતી હતી કે "તે નિર્દોષ બચ્ચું તો મરણ પામ્યું."

એ પ્રમાણે તેણીએ પેલું શેહન્શાહી તાજ પોતેજ ધારણ કરી રાખ્યું-અને ખુશખુશહાલ ફતેહમંદીથી રાજ ચલાવવા લાગી.

જે જગ્યાએ કે તેણીની સાથ દુશ્મની ધરાવનારા સરદારો હતા-તે તરફ પોતાનું લશ્કર મોકલી તેઓનો નાશ કરાવતી.

પોતાના દેશની આસપાસ જે કાંઈ ભલી કે બૂરી ચીઝો બનતી તે સઘળી તેણીથી છૂપી રહી શક્તિ હતી નહીં.

દુન્યામાં તેણીએ ઇન્સાફ અને નેકી સિયાય બીજાું કાંઇજ ચાલ્યું નહીં-અને તમામ જેહાનને નેક માર્ગે ચલાવવા લાગી.

તેણીના ઈન્સાફે કરીને તમામ જેહાન નચિન્ત બની-અને દુન્યામાં તેણીનીજ યાદ સિવાય બીજાું કાંઇ હતું નહીં.

એવી રીતે આઠ મહિના સૂધી એ પ્રમાણે ચાલ્યું-અને પેલો છોકરો ગુઝરી ગયલા પાદશાહ બહમનના જેવો થતો ગયો.

તેણીના હોકમથી એક હુશ્યાર સૂતાર-ઉત્તમ પ્રકારના લાકડાંનાં પાટિયાં પયદા કરીને,

તે પાકટ લાકડાંમાંથી એક સુંદર પેટી-બનાવી અને પછી તે પેટીને શિલાજિત અને કસ્તુરીનો હાથ દીધો.

તેની અંદરની જગ્યા રૂમી રેશમી કપડાંએ કરી પોચી બનાવી-અને તેને બાહેરથી સરસ અને મીન ચોપડિયું.

તેમાં છેક નીચે સૂવા માટેનું એક બિછાનું પાંથર્યું તે બિછાનાનું પેટું આબદાર મોતીઓથી ભરી કાઢયું.

તેની અંદર ઘણુંક ખાલેસ સોનું પણ અકીક અને પોખરાજ સાથ ભેળીને નાખ્યું.

તે દૂધ પીતાં બાળકની બાઝૂ ઉપર-એક પાદશાહોને લાયકનું ગોહર બાંધ્યું.

પછી જ્યારે તે બાળક ખૂબ ઊંઘમાં પડયું-ત્યારે પેલી નર્માસ ભર્યા હાથવાળી ધવાડનારી દાસી રડતી રડતી ગઈ.

અને તેને બહુ ધીરેથી પેલી પેટીમાં મૂકયું-અને તે બચ્ચાં ઉપર એક ચીનાઈ ગરમ ઓઢવાનું ઓઢાર્યું.

સરે તન્ગે તાબૂત કર્દન્દ ખુશ્ક
બદીકો બકીરો બમૂમો બમુશ્ક
બેઓ ર્દન્દ સન્દૂક્રા નીમ શબ્
યકી બર્ દેગર્ નીઝ્ નુક્રશાહ્ લબ્
ઝે પીશે હોમાયશ બેરૂન્ તાખ્તન્દ
બઆબે ફોરાત અન્દર્ અન્દાખ્તન્દ
પસ્ અન્દર્ હમી રફ્ત પૂયાન્ દો મર્દ
કે તા આબ્ બા શીર્ ખારહ ચે કર્દ
ચુ કશ્તી હમી રફ્ત ચૂબ્ અન્દર્ આબ્
નેગહ્બાને આન્રા ગેરેફ્તહ્ શેતાબ્

તે પેટીનાં નાના મોંને સરસ, શિલાજીત, મીણ અને કસ્તુરીની મેળવણીથી પડ આપી સુકવી મઝબૂત કીધું હતું.

હવે મધરાત થતાંજ પેલી પેટીને ઉઠાવી લઇ જવામાં આવી-અને કોઈએ જરા સંસારો પણ કીધો નહીં.

તે પેટીને હોમાય આગળથી બાહેર લઈ જઇને-ફોરાત (Euphrates) નદીની અંદર નાખી દીધી.

તે નદીનાં પાણીએ પેલાં દુધમળ બાળકનું શું કર્યું?-તે તપાસવા માટે બે માણસો તેની પૂઠે દોડવા લાગ્યાં.

તે પેટી નદીમાં વહાણની મિસાલ ચાલતી હતી-તે પેટીના સંભાળનારા પણ ઉતાવળે પાછળ પાછળ જતા હતા.

## યાફ્તને ગાઝુર્ સન્દૂક્ બા પેસરે બહ્મન્ વ દારાબ્ નામ્ કર્દનશ્.

સપીદહ્ ચુ બર્ઝદ સર્ અઝ્ ક્હુસાર્
બેદીદન્દ સન્દૂક્ બર્ જૂયબાર્
બગાઝુરગહી કન્દરો બૂદ સન્ગ્
સરે જૂયરા કાર્ગર્ કર્દહ્ તન્ગ્
યકી ગાઝુર્ આન્ ખુર્દ સન્દૂક્ દીદ
બેપૂઇદ વઝ્ કાર્ગહ્ બર્કશીદ
ચુ બુક્શાદ ગુસ્તર્દહ્રા બરગેરેફ્ત
બેમાન્દ અન્દર્ આન્ કાર્ ગાઝુર્ શેગેફ્ત
બજામહ્ બેપૂશીદો આમદ દવાન્
પુર્ ઉમ્મીદ દેલ્ શાદો રઉશન્ રવાન્
સબુક્ દીદહ્બાન્ પીશે માદર્ દવીદ
ઝે સન્દૂકો ગાઝુર્ બેગોફ્ત આન્ચે દીદ
જહાનદારે બીદાર્ બા દાયહ્ ગોફ્ત
કે ચીઝી કે દીદી બેબાયદ નેહોફ્ત
ચુ બીગાહ્ ગાઝુર્ બેયામદ ઝે રૂદ
બદ્ ગોફ્ત જોફ્તશ ચે હસ્ત ઇન્ ચે બૂદ
કે બાઝ્ આમદી જામહા નીમ્ નમ
બદીન્ કાર્ કર્દ અઝ્ કે યાબી દેરમ
દેલે ગાઝુર્ અઝ્ દર્દ પેઝ્મોર્દહ્ બૂદ
યકી ક્હદકે ઝીરકશ મોર્દહ્ બૂદ
ઝને ગાઝુર્ અઝ્ દર્દે ક્હદક્ નવાન્
ખસીદહ્ રોખાન્ તીરહ્ ગશ્તહ્ રવાન્
બદ્ ગોફ્ત ગાઝુર્ કે બાઝ્ આર્ હુશ
કઝીન્ પસ્ તોરા ઝેશ્ત બાશદ ખોરૂશ
કુનૂન ગર્ બેમાનદ સખુન દર્ નેહોફ્ત
બેગૂયમ બપીશે સરફ્રાઝ્ જોફ્ત
બસન્ગી કે બર્ જામહ્રા બર્ ઝનમ
ચુ પાકીઝહ્ ગર્દદ બઆબ્ અફ્ગનમ
બદાન્ જૂય સન્દૂક્ દીદમ યકી
નેહોફ્તહ્ બદ્ અન્દરૂન્ ક્હદકી
કુનૂન ચૂન કુશાયમ સરે બસ્તહ્ બાઝ્
બદીદારે આન્ ખુર્દન આયદ નેયાઝ્

## બહમનના બેટા સાથની પેટી એક ધોબીને મળવી અને તેણે તેનું દારાબ નામ પાડયું.

જ્યારે સવારની રોશનીએ પહાડ ઉપરથી સર ઉઠાવ્યું-ત્યારે પેલાઓએ તે પેટી એક કિનારા ઉપર ગયલી જોઈ.

એક લૂગડાં ધોવાની જગ્યા જ્યાં એક મોટો પત્થર હતો-તેને લીધે નદીનું મુખ સાંકડું થઈ ગયું હતું.

ત્યાં એક ધોબીએ તે નાની પેટી જોઇ-તેવોજ તે દોડી જઇને તેને પેલી લૂગડાં ધોવાની જગ્યામાંથી બાહેર કાઢી.

જ્યારે તેણે તે પેટી ખોલી અને ઓઢાડેલું કપડું ખસાડયું-ત્યારે ૨૦
પેલો ધોબી તે કામમાં અજબ થયો.

તેને પાછો કપડામાં ઢાંકી દઈ તે લઇને ઉમેદ ભરેલાં દિલે ખુશી થતો અને હરખાતો દોડતો કે ઘર આવ્યો.

હવે પેલી તપાસ રાખનારો એક જણ તુરત તેની મા આગળ દોડી જઈ-પેલા ધોબી અને પેલી પેટી વિષે જે કાંઈ જોયું હતું તે સઘળું કહ્યું.

તે ચાલાક રાણીએ પેલી દાસીને કહ્યું-કે "તેં જે કાંઇ જોયું છે તે સઘળું તને છુપુજ રાખવું પડશે."

જ્યારે ધોબી ક વખતે નદીએથી પાછો ફર્યો-ત્યારે તેની બેરીએ તેને પૂછયું કે "શું છે? આટલી બધી ઉતાવળ શું?

કે તું કપડાં અડધાં ભીના લઇને પાછો આવ્યો-તો એવાં કામ કરીને તું કોણની પાસેથી પૈસા લેવાનો છે?"

તે ધોબીનું દિલ તેના એક ડહાપણ ભર્યા છોકરાનાં મરણ પામવાનાં દુ:ખથી દિલગીર બનેલું હતું.

તેમજ પેલી ધોબણ પણ તે બાળકનાં દુ:ખથી રડતી હતી-તેણીએ બન્ને ગાલ પીખી નાખેલા હતા અને જીવ દિલગીર થયલો હતો.

ધોબીએ તેને કહ્યું કે "હવે તું હોશ્યારી પકડ-કારણકે આજ પછી તને વિલાપ કરવો સારો નહીં લાગશે.

હવે જો તું મારી ભલી ધણીઆણી વાત છુપી રાખે તો હું તારી આગળ કહું.

જે પત્થર ઉપર કે હું કપડાં ધોઉં છું-અને જ્યારેં મેલ નીકળી જઈ ૨૧
સાફ થાય છે ત્યારે પાણીમાં બોળી કાઢું છું,

તે નાળાંમાં મેં એક પેટી જોઈ-જેમાં એક બાળક સંતાડેલું હતું.

હવે જ્યારે હું તે પેટીનું ઢાંકણ ખોલીશ-ત્યારે તને પણ તે બાળક જોવાની હોંસ થશે.

અગર્ બૂદ્ માશ ચઠી પૂરે ખોરૂદ્
નબૂદશ બસી ઝેન્દગાની બેમોરૂદ્
ફુનૂન્ ચાકૂતી પૂરે ના ખાસ્તહ્
ઝે દીનાર્ વઝ્ ગઉહર્ આરાસ્તહ્
ચુ આન્ જામહા બર્ ઝમીન્ બર્ નેહાદ્
સરે તન્ગે સન્દૂકરા બર્ ફુશાદ્
ઝને ગાઝુર્ આન્ દીદ્ ખીરહ્ બેમાન્દ્
બર્ ઊ બર્ જહાન્ આફ્રીન્રા બેખાન્દ્
ફેરાખી દીદ્ તાબાન્ મેચાને હરીર્
બદીદાર્ માનન્દએ અર્દશીર્
પુર્ અઝ્ દુરે ખૂશાબ્ બાલીને ઊચ
અકીકો ઝબરજદ્ બપાઇને ઊચ
બદસ્તે ચપશ સોરૂખ દીનાર્ બૂદ્
સુએ રાસ્ત ચાકૂત બેસ્યાર્ બૂદ્
૨૨ બદૂ દાદ્ ઝન્ ઝૂદ્ પેસ્તાને શીર્
બેબુદ્ શાદ્ અઝ્ આન્ કૂદકે દેલપઝીર્
ઝે ખૂબીએ આન્ કૂદકો ખાસ્તહ્
દેલે ઊ ઝે ગમ ગશ્તહ્ પીરાસ્તહ્
બદૂ ગોફ્‌ત ગાઝુર્ કે ઈન્રા બજાન્
ખરીદાર્ બાશીમ્ તા જાવેદાન્
કે ઈન્ કૂદક્ અઝ્ નામદારી બુવદ્
વગર્ દર્ જહાન્ શહરૂચારી બુવદ્
ઝને ગાઝુર્ ઊરા ' ચુ પચવન્દે ખીશ
બેપર્વરૂદ્ ચૂન્ પાક્ ફર્ઝન્દે ખીશ
સેવુમ રૂઝ્ દારાબ્ કર્દન્દ્ નામ
કઝ્ આબે રવાન્ ચાકૂતન્દશ કુનામ
ચુનાન્ બુદ્ કે રૂઝી ઝને પાક્ રાચ
સખુન્ ગોફ્‌ત હરૂગૂનહ્ બા કદખોદાચ.
કે ઈન્ ગઉહરાન્રા ચે સાઝી કુનૂન્
કે બાશદ્ બરીન્ દાનેશાત રહનમૂન્
બઝન્ ગોફ્‌ત ગાઝુર્ કે અચ નીક્ જોફ્‌ત
ચે ખાકો ચે ગઉહર્ મરા દર્ નેહોફ્‌ત
હમાન્ બેહ્ કઝીન્ શહર્ બીરૂન્ શવીમ
ઝે તન્ગીઓ સખ્તી બહામૂન્ શવીમ
૨૪ બશહ્‌રી કે મારા નદાનન્દ્ કસ
બેબાશીમ્ દેલ્ શાદ્ બા દસ્તરસ
બશબ્ગીર્ ગાઝુર્ બુનહ્ બર્નેહાદ્
બેરફ્‌તો નકરૂદ્ અઝ્ બરો બૂમ ચાદ્
બેબોર્દન્દ્ દારાબ્રા બર્ કેનાર્
નકર્દન્દ્ જોઝ્ ઝરૂરો ગઉહર્ બબાર્
બેપચમૂદ્ અઝાન્ મરૂઝ્ ફર્સન્ગ્ શસ્ત
બશહરે દેગર્ સાખ્ત જાએ નેશસ્ત
બબીગાનહ્ શહર્ અન્દરૂન્ સાખ્ત જાચ
બરાન્સાન્ કે પુરમાચ તર્ કદખોદાચ
બશહ્‌રી કે બુદ્ નામવર્ મેહતરી
ફેરેસ્તાદ્ નઝદીકે ઊ ગઉહરી
અઝ્ બેસ્તદી જામહો સીમો ઝર્
ચુનીન્ 'તા ફરાવાન્ નમાન્દશ ગોહર્
બખાનહ્ જોઝ્ અઝ્ સોરૂખ ચાકૂત નીઝ્
નમાન્દ્ અઝ્ બહા નીકે સન્દૂક્ ચીઝ્

જો કે આપણને પણ એક નાનો છોકરો હતો-પણ તેની ઝિંદગી લાગ્બી ન હોવાથી તે મરણ પામ્યો.

પણ હવે તો તને વગર માગ્યે બેટો મળ્યો છે-અને તે પણ વળી દીનાર અને ગોહરોથી સણગારેલો મળ્યો છે."

એમ કહી તેણે તે કપડાંનો ગાંસડો ઝમીન ઉપર મૂકયો-અને પેટીનું ઢાંકણ ખોલ્યું.

ધોબણે તે જોયું અને અજબ થઈ ગઈ-અને તે બચ્ચાં ઉપર ખોદા-તાલાની દોઆ કરવા લાગી.

રેશમી કપડાં વચ્ચે તેણીએ તેનો ચેહરો ઝળકતો જોયો-જે દેખાવમાં અર્દશીર (બહમન) ની મિસાલનોજ હતો.

તેનાં માથાં આગળ ઘણાજ કીમતી ગોહરોથી ભરેલો તકયો હતો-અને પગ આગળ અકીક અને પોખરાજ હતાં.

તેના ડાબા હાથ તરફ સોનાના દીનાર હતા-તેમજ જમણા હાથ તરફ પુષ્કળ યાકૂત હતાં,

પેલી ધોબણે તુરતજ પોતાનું થાન તેનાં મોંમાં આપ્યું-અને તે સુંદર બાળકથી તેણી ખુશી થઈ.

પેલાં બચ્ચાંની ખૂબસૂરતીથી તેમજ તે ખઝાનાથી-તેનું દિલ ગમથી મોકળું થયું.

ધોબીએ તેને કહ્યું કે "આપણે પોતાના જીવની કીમતે આ બાળકને જાવેદાન સુધી પર્વરેશ કરીશું.

કારણકે આ બચ્ચું કોઈ મોટાં માણસનું હશે-તે માણસ કોઇ દેશનો પાદશાહ હશે."

તે ધોબીની બૈરી તેને પોતાનાં ખરાં બચ્ચાં તરીકે પાળવા લાગી.

ત્રીજે દિવસે તેઓએ તેનું નામ "દારાબ" રાખ્યું-કારણકે તેનું પારણું વેહતાં પાણીમાંથી તેઓને મળ્યું હતું.

એમ બન્યું કે એક દહાડે પેલી ડહાપણ ભરેલી બઇરી પોતાના માટી સાથ અહીં તહીંની વાત કરતાં બોલી,

કે "હવે આ સઘળાં ગોહરોનું તું શું કરવા માગે છે?-કારણકે આ બાબત ઉપર તારૂં ડહાપણજ તારો રેહનુમા થશે."

તે ધોબીએ પોતાની ઓરતને કહ્યું કે "ઓ મારી ભલી ધણીઆણી!-મારે મનસે તો શું આ છૂપાં રહેલાં ગોહરો કે શું ધૂળ બન્ને સરખાંજ છે.

માટે બેહતર એજ છે કે આપણે આ શેહરમાંથી બાહેર નીકળી જઇયે-અને આ મુફલેસી અને હાડમારીઓમાંથી છૂટી ખુલ્લા મયદાનમાં જઇયે.

અને જે શેહરમાં કે આપણને કોઇ ઓળખે નહીં ત્યાં નચિન્ત ખુશ-હાલ દિલે અને દોડહમામ સાથ રેહે."

હવે સવારના પોહોરમાં ધોબીએ સરસામાન બાંધી-ચાલ્યુ મૂકયું અને પોતાનાં ઘરને કે વતનને યાદ પણ નહીં કીધું.

તેઓ દારાબને પોતાની સાથે કેડ ઉપર લેતાં ગયાં-તેઓએ સઘળું સોનું અને મોતી સિવાય કાંઈ વધુ બોજો સાથે લીધો નહીં.

તેઓએ પોતાના મુલકથી સાઠ ફરસંગની રાહ કાપી-અને કોઈ બીજા શેહરમાં પોતાનો વસવાટ કીધો.

અને તે પારકાં શેહરમાં મોટા પૈસાદારોની માફક રહેવા લાગ્યાં.

તે શેહરમાં એક મોટો માણસ રહેતો હતો-તેની નઝદીક એક ગોહર મોકલી,

તેમાંથી તેણે કપડાં ચપડાં, અને સોનું તથા રૂપું ખરીદ કીધું-એમ કરતાં તે નઝદીક સઘળા ગોહર ખર્ચી ચૂકયો.

તેનાં ઘરમાં ફકત પેલી પેટીમાંનાં સારાં માથાં ગોહરોમાંથી એક રાતા યાકૂત સિવાય બીજું કાંઈ પણ રહ્યું નહીં.

ઝને ગાઝુરૂ અઝ ચીઝ શુદ રહનુમાય
ચુનીન્ ગોફ્ત ચફ રૂઝ બા કદખોદાય
કે મા બીનેયાઝીમ્ અઝીન્ કારૂ કરૂદ
તવન્ગરૂ શુદી ગેર્દ પીશહ મગરૂદ
ચુનીન્ દાદ પાસોખ્ બદુ કદખોદાય
કે અય જોફ્તે પાકીઝહો રહનુમાય
હમીન્ પીશહ ખાની કે પીશહ ચે બીશ
હમીશહ કે હરૂ કારૂ પીશહસ્ત પીશ
તો દારાબ્રા ખૂબો નીકૂ બેદારૂ
બેબીન્ તા ચે ઝાયદત અઝ રૂઝગારૂ
હમી દાશતન્દશ ચુનાન્ અરૂજમન્દ
કે અઝ તુન્દ બાદી નદીદી ગઝન્દ
ચુ બુગઝશ્ત ચરૂખ અઝ બરશ ચન્દ સાલ
યકી ફહકી ગશ્ત બા ફરૂરો યાલ
બકુશ્તી શુદી બા હમાલાન્ બકૂઈ
કસીરા નબૂદી તનો ઝૂરે ઊય
હમહ કૂદકાન્ હમ ગોરૂહ આમદન્દ
બયક બારગી હમ સોતૂહ આમદન્દ
બફર્યાદ શુદ ગાઝુરૂ અઝ કારે ઊય
હમી તીરહ શુદ રૂઝ બાઝારે ઊય
બદુ ગોફ્ત કીન્ જામહ બરૂ ઝન્ બસન્ગ્
કે અઝ પીશહ જોસ્તન્ તોરા નીસ્ત નન્ગ્
ચુ દારાબ્ અઝાન્ પીશહ બુગ્રીખ્તી
હમી ગાઝુરૂ અઝ દીદહ ખૂન્ રીખ્તી
શુદી રૂઝગારશ બેજોસ્તન્ દો બહરૂ
નેશાન્ ખાસ્તી ઝૂ બદશ્તો બશહરૂ
બજાઈશ દીદી કમાની બદસ્ત
બઆઈન્ કુશાદહ બરો બસ્તહ શસ્ત
કમાન્ બેસ્તદી સરૂદ ગોફ્તન્ બદુય
કે અય પુરૂ ઝેયાન્ ગોર્ગે પર્ખાશજૂય
ચે દારી હમી ગોઝ્રો તીરો કમાન્
બખોર્દી ચેરા ગશ્તઈ બદગમાન્
બગાઝુરૂ ચુનીન્ ગોફ્ત કય બાબે મન્
હમી તીરહ ગર્દાની ઈન્ આબે મન્
બફર્હન્ગેયાન્ દેહ મરા અઝ નુખોસ્ત
ચુ આમૂખ્તમ ઝન્દો અસ્તા દુરોસ્ત
અઝાન્ પસ મરા પીશહ ફર્માયો જૂય
ફુનૂન્ અઝ મન્ ઈન્ કદખોદાઈ મજૂય
બદુ મર્દે ગાઝુરૂ બસી બરૂ શુમોરૂદ
વઝાન્ પસ બફર્હન્ગેયાનશ સેપોરૂદ
બેયામૂખ્ત ફર્હન્ગો શુદ પુરૂ મનેશ
બરૂઆમદ ઝે બીધારહો સર્ઝનેશ
બદાન્ પર્વરાનન્દહ ગોફ્ત અય પેદરૂ
નેયાયદ ઝે મન્ ગાઝુરી કારૂગરૂ
ઝે મન્ જાય મેહ્રત બી અન્દીશહ કુન્
ઝે ગીતી સવારી મરા પીશહ કુન્
નેગહ કરૂદ ગાઝુરૂ સવારી તમામ
એનાન્ પીચો અસ્પ અફગનો નીકૂનામ
સેપોર્દશ બદુ રૂઝગારી દરાઝ
બેયામૂખ્ત હરૂચશ બદુ બુદ નેયાઝ

ધોબીની બઈરી પેટીમાંથી મળી આવેલી મતાથી હવે પોતાના વરને સલાહ આપવા ગઈ-તેણીએ પોતાના વરને એક દિવસ કહ્યું,

કે "આપણને હવે કામ ધંધો કરવાની કશી હાજત નથી-હવે તું પૈસાવાળો થયો છે ત્યારે ધંધો છોડી દે."

તેના ધણીએ તેને એવો જવાબ આપ્યો-કે "ઓ મારી ભલી અને ૨૪
રેહનુમાઇ કરનાર ધણીઆણી!

તું ધંધા માટે કહે છે તો ધંધાથી ઝીયાદા તે શું ચીઝ હોય?-હમેશે દરેક કામોમાંથી મુખ્ય કામ તે ધંધોજ છે.

તું દારાબને સારી પએ સંભાળથી રાખ-અને ઝમાનાથી શું નિપજે છે તે જો."

તેઓ તેને એવાં વહાલથી રાખતાં હતાં-કે ગમે એવા સખ્ત પવનથી પણ તેને ઈજા થવા દેતાં ન હતાં.

જ્યારે તેની ઉપરથી આસ્માન કેટલાંક વર્ષ પસાર કરી ગયો-ત્યારે તે એક કદાવર અને દબદબા સાથનો છોકરો બન્યો.

તે પોતાના સાથીઓ સાથ મોહલ્લામાં કુશ્તી રમવા જતો હતો-અને કોઇ પણ છોકરો તેનાં શરીર કે ઝોરની બરાબર ઉતરતો હતો નહીં.

સઘળા છોકરાઓ એકઠા થઈ તેની સાથ લડતા-તો પણ તે સઘળાઓ તેનાથી હારી જતા હતા.

દારાબની ચાલથી ધોબી તોબા પોકારવા લાગ્યો-અને તેની મસ્તીથી તેનો ધંધો પણ મંદ પડી ગયો.

તેથી તેણે દારાબને કહ્યું કે "આ કપડાં પત્થર ઉપર પટકીને ધો-કેમકે આપણો ધંધો શીખવામાં તને કાંઇ પણ શર્મિંદગી પહોંચવાની નથી."

પણ જ્યારે દારાબ તે કામ કરવાથી અવારનવાર નાસી જતો-ત્યારે તે ધોબી પોતાની આંખોમાંથી આંસુ વરસાવતો.

અને તેની શોધમાંને શોધમાંજ નઝદીક તેનો બધો વખત નીકળી ૨૫
જતો-અને તેને શેહરમાં અને જંગલમાં શોધતો ફરતો.

એક વખતે હાથમાં કમાન પકડીને એક જગ્યાએ ઉભેલો જોયો-તે ઉપર તીરની ખાંચ બરાબર મેલીને કાયદાસર તીર મારતો હતો.

તેણે તેના હાથમાંથી તે કમાન લઈ લીધી અને તેને ધમકાવ્યો-કે "ઓ ટંટાખોર અને નુકસાન કરનારા વરૂની મિસાલના છોકરા!

ગોર્ઝ અને તીર કમાન સાથ કેમ ચેડાં કાઢે છે?-નાનપણથી તું કેમ એવો દુશ્મન થઈ લાગ્યો?"

દારાબે ધોબીને કહ્યું કે "ઓ મારા પિતા!-તું મારી ઝિંદગીના પ્રકાશને ઝાંખો પાડે છે.

પહેલાં તું મને અકલમંદ ઉસ્તાદોને સોંપી આપ-જ્યારે હું ઝંદ અવસ્તા સારી રીતે શીખી રહું,

ત્યાર બાદ નદીએ જઇ ધોબીનો ધંધો કરવાનું કહેજે-હાલ મારીથી ધોબીપણાની આશા ના રાખ."

તેથી પેલા ધોબીએ તેને માટે ઘણો લામ્બો વિચાર દોડાવ્યો-અને ત્યાર બાદ તેને ઉસ્તાદોને હાથ સોંપ્યો.

તે વિદ્યા હોનર શીખ્યો અને મોટાં મનનો થયો-તેમજ ઠપકા અને તાનાઝનીથી છૂટો.

પછી તેણે પોતાની પર્વરેશી કરનારને કહ્યું કે "ઓ બાપ!-આ ધોબીનો ધંધો મારે લાયકનો નથી.

મારી ધાસ્તી કાંઈ પણ રાખ્યા વગર મારી ઉપર મેહરબાની કર- ૨૬
અને મને હથિયારબંધ ઘોડેસવારીનો ધંધો આપ."

એ ઉપરથી ધોબીએ એક નેકનામી ભરેલો ઘોડેસવારી શીખવવામાં પુરો ચાબુક સવાર શોધી કાઢયો.

અને દારાબને લામ્બો વખત સુધી તેને સોંપી આપ્યો-જેથી જે કાંઇ તેને શીખવાની ગર્ઝ હતી તે સઘળું તેણે શીખ્યું.

એનાનો સનાનો સેપહ્ હાશ્તન્
બઆર્વદ્હ્ બારહ્ બર્ કાશ્તન્
હમાન્ ઝખ્મે ચઉગાનો તીરો કમાન્
ઝમીન્ તન્ગ્ દુશ્મીદન્ અઝ્ બદ્ગમાન્
બદાન્ ગૂનહ્ શુદ્ ઝાન્ હોનરહા કે ચન્ગ્
નસૂદી બઆવર્દ્ બા ઊ પલન્ગ્

લગામ ફેરવવા, નેઝો મારવા, ઢાલ ધરવા-લડાઇનાં મયદાનમાં ઘોડો ફેરવવા,

તેમજ ચોગાન બાઝીમાં ચોગાન વડે કેમ ફટકા મારવા અને તીર અંદાઝીનો હોનર-દુશ્મન ઉપર અચાનક હમ્લો કેમ લઈ જવો તે તેને શીખવ્યું.

તે સઘળા હોનરો શીખી એવી રીતનો બની ગયો કે લડાઇનાં મયદાનમાં તેની સાથ ચિત્તો વાઘ પોતાનો પંજો મેળવી શકતો હતો નહીં.

## પુર્સીદને દારાબ્ નેઝાદે ખુદ્ અઝ્ ગાઝુર્ વ ઝને ઊ વ રફ્તનશ્ દર્ લશકરે હોમાય બજન્ગે રૂમેયાન્.

——:o:——

બગાઝુર્ ચુંનીન્ ગોફ્ત રૂઝી કે મન્
હમી ઈન્ નેહાન્ દારમ્ અઝ્ અન્જુમન્
નજુમ્બદ્ હમી બર્ તો બર્ મેહ્રે મન્
નમાનદ્ બચેહ્રે તો બર્ ચેહ્રે મન્
શેગેફ્ત આયદમ્ ચૂન્ પેસર્ ખાની અમ્
બદુક્કાન્ બરે ખીશ્ બેન્શાની અમ્
બદ્ ગોફ્ત ગાઝુર્ કે ઈનત્ સોખન્
દેરીઘ્ આન્ શુદહ્ રન્જહાએ કોહન્
૨૭ તોરા ગર્ મનેશ્ ઝાને મન્ બર્ તરસ્ત
પેદર્ જૂયો રાઝે તો બા માદરસ્ત
ચુનાન્ બુદ્ કે યક્ રૂઝ્ ગાઝુર્ બેરફ્ત
ઝે ખાનહ્ સુએ રૂદ્ તાઝીદ્ તફ્ત
દરે ખાનહ્રા તન્ગ્ દારાબ્ બસ્ત
બેયામદ્ બશમ્શીર્ યાઝીદ્ દસ્ત
બઝન્ ગોફ્ત કઝ્ઝીઓ તારી મજૂય
હરાન્ચત બેપુર્સમ્ હમહ્ રાસ્ત ગૂય
શુમારા કે બાશમ્ બગઉહર્ કે અમ્
બનઝ્દીકે ગાઝુર્ ઝે બહ્રે ચે અમ્
ઝને ગાઝુર્ અઝ્ બીમ ઝેન્હાર્ ખાસ્ત
ખોદાવન્દે દારન્દહ્રા યાર્ ખાસ્ત
બદ્ ગોફ્ત ખૂને સરે મન્ મજૂય
બગૂયમ્ તોરા હરચે ગોફ્તી બેગૂય
સુખુનહા યકાયક્ બર્ ઊ બર્ શુમોરદ્
નપૂશીદ્ ઝ્ કારો કઝ્ઝી નબોર્દ્
ઝે સન્દૂકો અઝ્ રૂદકે શીર્ ખાર્
ઝે દીનાર્ વઝ્ ગઉહરે શાહ્ વાર્
બદ્ ગોફ્ત મા દસ્તકારાન્ બુદીમ
નહ્ અઝ્ તોખ્મએ નામદારાન્ બુદીમ
૨૮ અઝ્ આને તો દારીમ ચીઝી કે હસ્ત
ઝબર્દસ્ત ગશ્ત અઝ્ તો ઈન્ ઝીર્દસ્ત
પરસ્તન્દહ્ બાશીમો ફર્માન્ તોરાસ્ત
નેગર્ તા ચે ખાહી તનો જાન્ તોરાસ્ત

## દારાબે ધોબી અને તેની બાઇડી પાસેથી પોતાની બુન્યાદ માટે પૂછવું અને તેનું રૂમીઓની લડાઈ માટે હોમાએનાં લશકરમાં જોડાવું.

——:o:——

દારાબે એક દહાડે ધોબીને કહ્યું કે-"હજી સુધી આ વાત મેં લોકોને કહી નથી,

કે તારી ઉપર મારો કશો પ્યાર દોડતો નથી-તેમજ મારો ચેહરો તારા ચેહરાને મળતો આવતો નથી.

જ્યારે તું મને 'બેટા' કહી બોલાવે છે અને દુકાન ઉપર પોતાની પાસે બેસાડે છે ત્યારે મને ઘણી અજાયબી લાગે છે."

ધોબી બોલ્યો કે "આવા તારા સખુને ઠરીને-અફસોસ! કે તારી પાછળ લાધેલી સઘળી મારી મેહનત ફોકટ ગઈ છે.

જો મારાં કરતાં તારૂં ડહાપણ વધારે છે-તો જા તું પોતાનો બાપ શોધી લે. આ તારો ભેદ તારી મા પાસે રહેલો છે."

હવે એવું બન્યું કે એક દહાડે પેલો ધોબી ઘરમાંથી નદી તરફ શેતાબી કરતો ગયો.

એટલે દારાબે ઘરનો દરવાઝો મઝબૂત બંધ કીધો-અને પોતાના હાથમાં તલવાર લઇને આવ્યો.

અને પેલી ઔરતને કહ્યું કે "તું જૂઠું અને ખોટું તો બોલતીજ ના-પણ હું તને જે કાંઇ પૂછું તે સઘળું સાચુંજ કહેજે.

હું તમારો કોણ થાઉં છું? હું કોણની બુન્યાદનો છું-અને ધોબીને ત્યાં હું શું સબબથી રહું છું?"

પેલી ધોબણ ધાસ્તીની મારી તેની માફી માગવા લાગી-અને સંભાળના કરનારા ખોદાતાલાની મદદ માગવા લાગી.

તેણીએ તેને કહ્યું કે "તું મારૂં ખૂન ના કરતો-જે વાત તેં મને કહેવા કહી છે તે હું તને કહું છું."

પછી તેણીએ તેની આગળ સઘળી વાત કહી-તેનાથી કાંઈ પણ વાત છૂપાવી નહીં અને ખોટું બોલી નહીં.

પેલી પેટી અને દુધમલ બાળક માટે-તેમજ દીનાર અને પાદશાહી ગોહર માટે કહ્યું.

અને બોલી કે "અમો કાંઇ નામદારી ભરેલી બુન્યાદના નહીં હતાં પણ સાધારણ ધંધાદારી હતાં.

આ જે કાંઈ છે તે સઘળું તારીથીજ મેળવ્યું છે-અમો ગરીબ માણસ તારાથીજ તવંગર બન્યાં છિયે.

અમો તારાં ગોલામ છિયે અને સઘળો હોકમ તારોજ છે-તને શું જોઇયે છે? અમારાં તન અને જાન પણ તારાંજ છે."

ચુ બેશનીદ દારાબ્ ખીરહ્ બેમાન્દ
રવાન્‌રા બઅન્દીશહ્ અન્દર્ નેશાન્દ
બદ્ ગોફ્‌ત્ અઝાન્ ખાસ્તહ્ હીચ્ માન્દ
બઅર્ ગાઝુર્ આન્‌રા હમહ્ બર્ ફેશાન્દ
કે બાશદ બહાઈ યકી બારગી
બદીન્ રૂઝે કુન્દીઓ બી ચારગી
બદ્ ગોફ્‌ત્ ઝન્ હસ્તો હમ બીશ્ અઝીન્
દેરમ્ હમ બરૂમન્દ બાઘો ઝમીન્
બદ્ દાદ દીનાર્ ચન્દાન્ કે બૂદ
નમૂદ આન્ ગેરાન્ ગઉહરે ના બેસૂદ
બદીનાર્ અસ્પી ખરીદ અઝ્ પસન્દ
યકી કમ બહા ઝીનો ગુર્ઝો કમન્દ
યકી મર્ઝબાન્ બૂદ બા સન્ગો રાય
બુઝોર્ગી પસન્દીદહો રહ્‌નુમાય
ખરામીદ દારાબ્ નઝ્‌દીકે ઊય
પુર્ અન્દીશહ્ શુદ જાને તારીકે ઊય
હમી દાશ્‌તશ્ મર્ઝબાન્ અર્જમન્દ
બગીતી નેયામદ બર્ ઊ બર્ ગઝન્દ
ચુનાન્ બુદ કે આમદ સેપાહી ઝે રૂમ
બકીનહ્ બદીન્ મર્ઝે આબાદ બૂમ
બરઝ્મ અન્દરૂન મર્ઝબાન્ કશ્‌તહ્ શુદ
સરે લશ્કરશ્ ઝાન્ સખુન્ ગશ્‌તહ્ શુદ
ચુ આગાહી આમદ બનઝ્‌દે હોમાય
કે રૂમી નેહાદ અન્દરીન્ મર્ઝ પાય
યકી મર્દ બુદ નામે ઊ રશ્‌નવાદ
સેપહ્‌બુદ બુદો હમ સેપહ્‌બુદ નેઝાદ
બેફર્મૂદ તા બર્ કશદ સૂએ રૂમ
બશમ્શીર્ વયરાન્ કુનદ મર્ઝો બૂમ
સેપહ્ ગેર્દ કર્દ અન્દરાન્ રશ્‌નવાદ
અરઝ્‌ગાહ્ બેન્હાદો રૂઝી બેદાદ
ચે બેશનીદ દારાબ્ શુદ શાદ કામ
બનઝ્‌દીકે ઊ રફ્‌તો બેન્વેશ્‌ત્ નામ
સેપહ્ ચૂન્ ફરાવાન્ શુદ અઝ્ હર્ દરી
હમી આમદ અઝ્ હર્ સુઈ લશ્કરી
બેયામદ બકાખે હુમાયૂન્ હોમાય
ખુદો મર્ઝદારાને પાકીઝહ્ રાય
બદાન્ તા સેપહ્ પીશે ઊ બુગઝરદ
તનો નામે દીવાન્‌હા બેશમરદ
હમી બૂદ ચન્દાન્ બદાન્ પહ્‌ન્ દશ્‌ત્
કે લશ્કર્ ફરાવાન્ બર્ ઊ બર્ ગુઝશ્‌ત્
ચુ દારાબ્‌રા દીદ બા ફર્રો બોર્ઝ
બગર્દન્ બર્આવર્દહ્ પૂલાદ ગોર્ઝ
તો ગોફ્‌તી હમહ્ દશ્‌ત્ પહ્‌નાએ ઊસ્ત
ઝમીન્ ઝીરે પૂયન્દહ્ બાલાએ ઊસ્ત

ચુ દીદ આન્ બરો ચેહરએ દેલપઝીર્
ઝે પેસ્તાને માદર્ બેબાલીદ શીર્

જ્યારે દારાબે એવું સાંભળ્યું ત્યારે તે અજબ રહ્યો-અને પોતે ઊંડા વિચારમાં પડી ગયો.

પછી દારાબે તેણીને પૂછયું કે "તે ખઝાનામાંથી કાંઇ બાકી રહ્યું છે?-કે તે સઘળું ધોબીએ ખર્ચી દીધું છે?

આવા સખ્તીના અને લાચારીના વખતમાં-એક ઘોડો ખરીદી શકાય એટલા પૈસા બાકી રહ્યા છે કે નહીં?"

પેલી ઔરત બોલી કે "છે, તું માગે છે તેથી પણ વધુ છે-પૈસા છે તેમજ ફળદ્રુપ બાગ અને ઝમીન પણ છે."

પછી તેણીએ જેટલા કે દીનાર હાલ તેણી પાસે હતા એટલા તેને આપ્યા-અને પેલું કાપ્યા વગરનું કીમતી ગોહર પણ દેખાડયું.

તેણે પેલા દીનારમાંથી એક પસંદ પડતો ઘોડો અને હલકી કીમતનું ઝીન, ગુર્ઝ, કમંદ વગેરે ખરીદયું.

ત્યાં એક ડાહ્યો અને વિચારવંત સૂબો* હતો-જે બુઝોર્ગી ભરેલો, લોકપ્રિય અને રૈયતની રેહનુમાઈ કરનારો હતો.

દારાબ કાંઈ નોકરી માટે તેની નઝદીક ગયો-તેનો દિલગીર બનેલો જીવ વિચારવંત બન્યો હતો.

હવે હાકેમ તેને ઘણા પ્યારથી રાખવા લાગ્યો-અને તેની ઉપર કશી આફત પડવા દેતો ન હતો.

એવું બન્યું કે તે આબાદ મુલક ઉપર કીનો લેવા માટે રૂમી લશ્કર ચઢી આવ્યું.

એ લડાઇમાં પેલો સૂબો માર્યો ગયો-અને તેથી તેનાં લશ્કરનું નસીબ ઊંધું વળ્યું.

જ્યારે હોમાયને આ ખબર પડી-કે "આ મુલકમાં રૂમીઓએ પગ મૂકયો છે,"

ત્યારે એક મર્દ જેનું નામ "રશ્નવાદ" હતું-અને જે લશ્કરનો સેપેહસાલાર હતો તેમજ સરદારનીજ બુન્યાદ ધરાવતો હતો,

તેને તેણીએ ફર્માવ્યું કે "રૂમ તરફ ચઢાઇ લઇ જાય અને તલવારથી તે સઘળો મુલક વયરાન કરે."

એ ઉપરથી રશ્નવાદે લશ્કર એકઠું કરવાની તૈયારી કરી-લશ્કરની જમાબંદીની જગ્યા નેમી અને તેઓને પગાર આપ્યો.

જ્યારે દારાબે એ સાંભળ્યું ત્યારે તે ખુશી થયો-અને તેની નઝદીક જઇને લશ્કરી નોકરીમાં પોતાનું નામ નોંધાવ્યું.

દરેક તરફથી લશ્કર આવતું ગયું-અને જ્યારે તેની સંખ્યા મોટી થઈ,

ત્યારે મુબારક હોમાયના પાદશાહી મેહલમાંથી તેણી પોતે તેમજ તેના પાકીઝેહ વિચારના સરદારો બાહેર નીકળ્યા,

કે જેથી તેણીની આગળથી લશ્કર પસાર થાય-અને હાઝરી પત્રકમાં તેઓનો પગાર અને તેઓનાં નામની નોંધ લેવાય.

જ્યાં સુધી ઘણું ખરું લશ્કર સામેથી પસાર થઇ ગયું ત્યાં સુધી તેણી તે બોહોળાં મયદાનમાંજ ઉભી રહી.

જ્યારે તેણીએ દારાબને દબદબા અને બુલંદ કદ સાથનો તેમજ પોતાની ગર્દન ઉપર પોલાદનો ગુર્ઝ ઉઠાવેલો જોયો,

ત્યારે ગોયા તેનાં શરીરની પોહોળાઇ લશ્કરને ઉભું રહેવાનાં મયદાન જેટલી હતી-અને તેના ઘોડા નીચેની ઝમીનની લમ્બાઇ જેટલો તે ઊંચો હતો એમ માલૂમ પડયું.

જ્યારે તેણીએ તેનો દિલપઝીર ચેહરો અને પોહોળી છાતી જોઈ-ત્યારે તે માતાનાં થાનમાંથી દૂધની ધાર ફૂટવા લાગી.

* દુશ્મનના મુલકની સરહદ ઉપર ચોકી કરનારા સૂબાને "મર્ઝબાન" કહેતા હતા. એને લાગુ પડતો અંગ્રેજી શબ્દ Margrave છે.

બપુર્સીદ્દા ગોફ્તન ઈન્ સવારૂ અઝ કુજાસ્ત
બદીન્ શાખો ઈન્ બોર્ઝો બાલાએ રાસ્ત
નુમાયદ્ કે ઇન્ નામદારી બુવદ્
બેરફ્‌મન્હો જન્ગી સવારી બુવદ્
દેલીરો સરફ્રાઝો કુન્દાવરસ્ત
વલીકેન્ સેલીહશ ન અન્દરૂખરસ્ત
ચુ દારાબ્‌રા ફરૂરમન્દ્ આમદશ
સેપાહ્‌રા સરાસર પસન્દ્ આમદશ
અઝ અખ્તરૂ યકી ફરૂખગારી ગઝીદ્
ઝે લુહ્‌રે સેપહ્‌બુદ્ યુનાન્ ચૂન સઝીદ્
૩૧ ચુ જન્ગઆવરાન્‌રા યકી ગશ્ત રાય
બેબોર્દન્દ્ લશ્કરૂ ઝે પીશે હોમાય
ફેરેસ્તાદ્ બીદારૂ કારૂઆગેહાન્
બદાન્ તા નમાનદ્ સખુન દરૂ નેહાન્
ઝે નીકો બદે લશ્કરૂ આગહ્ બુવદ્
ઝે બદ્દહા ગુમાનીશ કુતહ્ બુવદ્
હમી રફ્તન્ મન્ઝેલ્ બમન્ઝેલ્ સેપાહ્
ઝે ગર્દે સેપહ્ આસ્માન શુદ્ સેયાહ્

તેણીએ પૂછપરછ કીધી અને બોલી કે "આવા હાથ પગવાળો, આવી ઊંચાઈનો અને સીધાં કદનો સવાર કયાંનો?

મને લાગે છે કે આ કોઇ નામદારી ભરેલો ડહાપણવાળો અને લડાયક સવાર છે.

તે બહાદુર, સરફરાઝ અને ઝોરાવર છે-પણ એનાં લડાઈનાં હથિયાર એને લાયકનાં નથી."

જ્યારે દારાબને પાદશાહ (હોમાય) તરફથી માન અને મોટાઇ મળી-ત્યારે તમામ લશ્કરનો તે માનિતો થયો.

તેણીએ પોતાના સરદારને ઉપડી જવા માટે એક સારો જેવો વખત મુકરર કર્યો.

અને જ્યારે સઘળા પેહલવાનો એકમત થયા-ત્યારે તેઓ હોમાયની આગળથી લશ્કર લઈ ચાલ્યા.

તેણીએ હુશયાર જાસુસો મોકલ્યા-કે જેથી કાંઇ પણ વાત તેણીથી છૂપી નહીં રહે.

અને લશ્કરની દરેક સારી માઠી હિલચાલથી તેણી ખબરદાર રહે-અને કશા પણ માઠાં બનાવનો વિચાર ન કરવો પડે.

લશ્કર મન્ઝેલ દર મન્ઝેલ આગળ વધવા માંડયું-તે લશ્કરની ગર્દથી આસ્માન પણ સીઆહ બન્યો.

## ખાબીદ્‌ને દારાબ્ દર્ તાકે વયરાન્ વ શનીદને રશ્નવાદ્ સાલારે હોમાય આવાઝે સોરૂશ્‌રા દર્ બારએ દારાબ્.

યુનાન્ બુદ્ કે રૂઝી યકી તુન્દ્ બાદ્
બરૂ આમદ્ ઘમી ગશ્ત અઝ રશ્નવાદ્
યકી રઅદો બારાને બા બર્કો જૂશ
ઝમીન્ પુર્ ઝે આબો હવા પુર્ ખોરૂશ
બહરૂસૂ ઝે બારાન્ હમી તાખ્તન્દ્
બદશ્ત અન્દરૂન્ ખીમહા સાખ્તન્દ્
ઘમી ગશ્ત અઝાન્ કારૂ દારાબ્ નીઝ
ઝે બારાન્ હમી જોસ્ત રાહે ગુરીઝ
નેગહ્ કરૂદ્ વયરાન્ યકી જાય દીદ્
મેયાનશ યકી તાક્ બરૂપાય દીદ્
બલન્દો કોહન્ બૂદો આઝુર્દહ્ બૂદ્
હમાન્ બાદો બારાન્ વરા ખુર્દહ્ બૂદ્
૩૨ બેયામદ્ બદાન્ તાકો ઝીરશ બેખોફ્ત
નબૂદ્‌શ હમી ખીમએ યારૂ જોફ્ત
સેપહ્‌બુદ્ હમી ગેર્દે લશ્કરૂ બેગશ્ત
અઝ આન્ તાકે આઝુર્દહ્ અન્દરૂ ગુઝશ્ત

ઝે વયરાન્ ખોરૂશી બગૂશ આમદશ
કઝાન્ સહ્મ અઝ જાન્ ખોરૂશ આમદશ
કે અય તાકે આઝુર્દહ્ હોશ્યારૂ બાશ
બરીન્ શાહે ઈરાન્ નેગહ્‌દારૂ બાશ

## દારાબનું એક ઉજડ મેહરાબ નીચે સૂવું અને હોમાયના સરદાર રશ્નવાદે દારાબના બાબમાં સરોશનો આવાઝ સાંભળવો.

એવું બન્યું કે એક દહાડો સખ્ત તોફાન-નીકળી આવ્યું અને એથી રશ્નવાદ દિલગીર થયો.

એક વાદળી ગગડવા લાગી અને વીજળી તેમજ તોફાન સાથ વરસાદ વરસવા લાગ્યો-સઘળી ઝમીન પાણીથી ભરાઇ ગઈ અને હવા તોફાની બની.

વરસાદથી બચવા માટે સઘળાઓ ચો તરફ દોડવા લાગ્યા-અને તે જંગલમાં તમ્બુઓ નાખવા લાગ્યા.

દારાબ પણ આ બનાવથી ગમગીન થયો-અને તે વરસાદથી બચવા માટે નાસવાનો માર્ગ શોધવા લાગ્યો.

શોધ કરતાં તેને એક ઉજડ જગ્યા જણાઇ-તે જગ્યા વચ્ચે એક મેહરાબ ઉભો કરેલો જોયો.

તે મેહરાબ ઊંચો, ઘણો પુરાણો તેમજ ખખડી રહેલો હતો-અને હવા અને વરસાદનાં પાણીથી સઘળો ખવાઈ ગયો હતો.

મેહરાબવાળી દીવાર આગળ તે આવ્યો અને તેની નીચે સૂતો-તેની પાસે કાંઈ તમ્બુ નહીં હતો તેમજ વળી તેનો કોઇ સોબતી તેની આગળ નહીં હતો.

હવે ઈરાની સેપહસાલાર રશ્નવાદ પોતાનાં સઘળા લશ્કરની આગળ આસપાસ તપાસ માટે ફરવા લાગ્યો-તે પેલી ખખડી રહેલી મેહરાબ આગળથી પસાર થઈ જતો હતો,

તેવામાં તે વયરાન જંગલમાંથી એક મોટો પોકાર તેણે સાંભળ્યો-તેની ધાસ્તીથી તે બૂમ પાડી ઉઠયો.

તે પોકાર એવો હતો કે "ઓ ભાગીટુટી મેહરાબ! તું સાવચેત રહેજે-અને આ ઇરાનના પાદશાહ ઉપર નેગાહ રાખજે.

નબૂદશ યકી ખીમહો યારૂ જોફૂત
બેયામદ્ બઝીરે તો અન્દરૂ બેખોફૂત
ચુનીન્ ગોફૂત બા ખીશ્તન્ રશ્નવાદ્
કે ઈન્ બાન્ગે રઅદસ્તે યા તુન્દ બાદ્
દેગરૂ બારહ્ આમદ્ ઝે વયરાન્ ખોરૂશ
કે અય તાક્ ચશ્મે ખેરદરા મપૂશ
કે દરૂ તોસ્ત ફર્ઝંદે શાહ્ અરૂદશીરૂ
ઝે બારાન્ મતરૂસ ઈન્ સખુન યાદગીરૂ
સે બારૂ ઈન્ હમ આવાઝ આમદ્ બગૂશ
શે ગોફૂતી દેલશ તન્ગ્ શુદ ઝાન્ ખોરૂશ
બફર્ઝાનહ્ ગોફૂત ઈન્ ચે શાયદ્ ખુદન્
યકીરા સુએ તાક્ બાયદ્ શુદન્
બેબીનીદ્ તા અન્દરાન્ ખોફૂતહ્ કીસ્ત
ચુનીન્ બરૂ તને ખીશ આશોફૂતહ્ કીસ્ત
બેરફૂતન્દો દીદન્દ મર્દી જવાન્
ખેરદમન્દ બા ચેહરએ પહુલવાન્
હમહ્ જામહો અસ્પ તરૂરો તબાહ્
ઝે ખાકે સેયહ્ સાખ્તહ્ ખાબ્ગાહ્
બપીશે સેપહ્બુદ બેગોફૂત આન્ચે દીદ્
દેલે પહુલવાન્ ઝાન્ સખુન બરૂદમીદ્
બેફરૂમૂદ્ ફૂરા બેખાનીદ્ ઝૂદ્
ખોરૂશીદ્ અઝીન્ સાન્ કે આરદ્ શેનૂદ્
બેરફૂતન્દો ગોફૂતન્દ કય ખોફૂતહ્ મરૂદ્
અઝીન્ ખાબ્ બરૂ ખાકૂ બીદારૂ ગરૂદ્
ચુ દારાબ્ અસ્પ અન્દરૂ આવરૂદ્ પાય
હમાન્ગાહ્ તાક્ અન્દરૂ આમદ્ ઝે જાય
ચુ સાલારે શાહ્ આન્ શેગેફૂતી બદીદ્
સરાપાય દારાબ્રા બેન્ગરીદ્
બેશુદ તીઝ બા ઊ બપર્દહ્ સરાય
હમી ગોફૂત કય દાદગરૂ યક્ ખોદાય
કસી દરૂ જહાન્ ઈન્ શેગેફૂતી નદીદ્
ન અઝ કારૂદીદહ્ બુઝોર્ગાન્ શનીદ્
બેફરૂમૂદ્ તા જામહા ખાસ્તન્દ
બખર્ગાહ્ જાયશ બેયારાસ્તન્દ
બકેર્દારે કૂહ્ આતેશી બરૂ ફેરૂખ્ત
બસી ઊદ બા મુશ્કો અમ્બરૂ બેસૂખ્ત
બખર્ગહ્ ફેરેસ્તાદ્ દારાબ્રા
વઝાન્ જાયગહ્ સાખ્તન્ ખાબ્રા

તેને માટે કોઈ તમ્બુ નથી કે તેનો કોઈ મદદગાર સાથી રહ્યો નથી-અને તેથી તે આવીને તારી નીચે સૂતો છે."

રશ્નવાદ વિચારવા લાગ્યો-કે "આ પોકાર ગરજના કરતી વાદળીનો છે યા કોઇ તોફાની પવનનો છે?"

બીજી મરતબે તે વયરાન જગ્યામાંથી પોકાર આવ્યો-કે "ઓ મેહરાબ! તું તારી ડહાપણની આંખ બંધ ના કરી દેતી.

કારણકે તારી નીચે પાદશાહ અર્દશીરનો બેટો સૂતો છે-તું વરસાદથી બીહતી ના અને આ મારી વાત યાદ રાખજે."

ત્રીજી વખત પણ તેના કાનમાં આવાઝ આવ્યો-તે પોકારથી તેનું ખુશહાલ દિલ ફિક્રમંદ બન્યું.

તેણે એક દાના શખ્સને પૂછયું કે "એ શું હોવું જોઇયે?-તમોમાંથી એક જણને તે મેહરાબ તરફ જવું જોઇયે.

તમો જુઓ કે તે મેહરાબમાં કોણ સૂતો છે-અને એવી રીતે પોતાના જીવથી કોણ કંટાળી ગયો છે?" ૩૩

તેઓ ગયા અને એક ડહાપણ ભરેલા પેહલવાની ચેહરાના જવાન મર્દને જોયો.

તેનાં બધાં કપડાં અને ઘોડો તરબોર થઈ ગયો હતો-અને સીઆહ ખાકનુંજ તેણે બિછાનું બનાવી લીધું હતું.

તેઓએ જે કાંઈ જોયું તે પોતાના સરદારની નઝદીક કહ્યું-તે વાત સાંભળવાથી તે પેહલવાનનું દિલ તેની તરફ દોડવા લાગ્યું.

તેણે ફર્માવ્યું કે "તેને શેતાબ બોલાવી લાવો-એવી રીતે બૂમ પાડજો કે તે સાંભળી શકે."

તેઓ ગયા અને બોલ્યા કે "ઓ સૂતેલા મર્દ!-આ ખાક ઉપરની ઊંઘમાંથી જાગૃત થા."

હવે જ્યારે દારાબે ઉઠીને ઘોડા ઉપર પગ મૂકયો-ત્યારે તેજ વખતે પેલી મેહરાબ તુટી પડી.

જ્યારે પાદશાહ હોમાયના સેપેહસાલારે તે અજાયબી જોઇ-અને દારાબને પગથી માથાં સૂધી જોયો,

ત્યારે તુરત તેની સાથે તમ્બુમાં ગયો-અને બોલવા લાગ્યો કે "ઓ દાદગર એકલા એક ખોદાય!

આવી અજાયબી તો દુન્યામાં કોઇયે જોઈ નથી-તેમજ કોઇયે અનુભવી બુઝોર્ગોથી સાંભળી પણ નથી."

તેણે હોકમ કીધો જેથી તેઓએ તેને કપડાં આપ્યાં-અને તમ્બુમાં ૩૪
તેની જગ્યા તૈયાર કીધી.

તેને ગર્મી આપવા માટે એક પહાડ જેવું બળતું સળગાવ્યું-તેમાં ઘણુંક સુખડ, કસ્તુરી અને અમ્બર બાળવામાં આવ્યું.

પછી દારાબને ત્યાંથી પેલા તમ્બુમાં સૂવા જવા માટે મોકલ્યો.

## પુર્સીદને રશનવાદ્ અઝ્ દારાબ્ નેઝાદે ઊ વ ગોફ્તને ઊ સર્-ગુઝશ્તે ખુદ્‌રા વ નવાખ્તને રશનવાદ્ દારાબ્‌રા.

——:o:——

ચુ ખુરશીદ બરઝદ સર્ અઝ્ કુહસાર્
સેપહબુદ બરફ્તન્ બરઆરાસ્ત કાર્
બેફ્રૂઝ તા મૂબદી રહનુમાય
યકી દસ્ત જામહ કે સર્ તા બપાય
યકી તાઝી અસ્પી બઝીને સેતામ્
યકી જઉશનો તીધે ઝરૂીન્ નેયામ્
બદારાબ્ દાદો બેપુર્સીદ અઝૂય
કે અય શીર્ દેલ મર્દે પર્ખાશજૂય
ચે મર્દીઓ બૂમો નેઝાદત કુજાસ્ત
સઝદ ગર્ બેગૂઈ હમહ ગોફ્તે રાસ્ત
ચુ બેશનીદ દારાબ્ યકસર્ બેગોફ્ત
ગુઝશતહ હમહ બર્ ફુશાદ અઝ્ નેહોફ્ત
બદાન્ સાન્ કે આન્ ઝન્ બદૂ કર્દ યાદ
સુખુનહા હમહ ગોફ્ત બા રશનવાદ
૩૫ કે સન્દૂકો યાફ્તે બાઝૂએ ખીશ
કે દીનારો દીબાએ પહલૂએ ખીશ
યકાયક્ બસાલારે લશ્કર્ બેગોફ્ત
કે આરામ વઝ્ ખાબો જાએ નેહોફ્ત
હમાન્ગહ ફેરેસ્તાદ કસ રશનવાદ
ફેરેસ્તાદહરા ગોફ્ત બર્સાને બાદ
ઝને ગાઝુરો ગાઝુરો મોહરહરા
બેયારીદ બહરામો હમ ઝોહરહરા

## રશનવાદનું દારાબને તેની બુન્યાદ માટે પૂછવું અને તેણે પોતાનો અહવાલ કહેવો અને રશનવાદે દારાબને નવાઝેશ કરવી.

——:o:——

જ્યારે ખોરશીદે પહાડ ઉપરથી પોતાનું સર ઉઠાવ્યું-ત્યારે તે સરદારે ત્યાંથી ઉપડવાની તૈયારી કીધી.

તેણે ફરમાવ્યું જેથી તેની રેહનુમાઈ કરનાર મોબેદે-એક જોડ બદનમાં પેહેરવાનો સઘળો પોષાક,

એક સોનેરી લગામ સાથનો અરબી ઘોડો-એક બખ્તર અને સોનેરી મેયાનવાળી તલવાર,

દારાબને આપી અને પછી તેને પૂછ્યું-કે "ઓ સિંહની હિમ્મતના લડાયક મર્દ!

તું કોણ શખ્સ છે, ક્યાંનો રહેવાસી છે અને તારી બુન્યાદ કોણથી છે?-તારે ખરેખરી વાત મને કહેવી જોઇયે."

જ્યારે દારાબે એવું સાંભળ્યું ત્યારે પોતાનો સઘળો છૂપો અહવાલ ખુલ્લો કરી કહી સંભળાવ્યો.

જે પ્રમાણે કે ધોબીની ઔરતે તેને કહ્યું હતું-તે પ્રમાણે તેણે સઘળી વાત રશનવાદને કહી.

તેણે પેલી પેટી અને પોતાની બાઝૂના યાકૂત માટે-તેમજ દીનાર અને પોતાની પાસે નાખેલાં રેશમી કપડાં માટે,

પોતે લીધેલો આરામ અને પેલી મેહરાબ નીચેની છૂપી જગ્યાએ સૂવા માટે-તેણે સઘળું તે લશ્કરના સરદારને કહ્યું.

તેજ વખત રશનવાદે એક માણસ મોકલ્યો-તેણે કાસદને કહ્યું કે "તું પવનની મિસાલ જા,

અને પેલા બેહરામ ધોબીને અને તેની બૈરી ઝોહરાને તેમજ બાઝૂએ બાંધવાના હીરાને મારી આગળ લઈ આવો."

## રઝ્મે દારાબ્ બા રૂમેયાન્ વ શેકસ્ત્ યાફ્તને ઈશાન્.

ઍગોફ્ત ઈન્ વઝાન્ જાયગહ બર્ ગેરેફ્ત
અઝાન્ મરૂઝ તા રૂમ લશ્કર્ ગેરેફ્ત
સેપહબુદ તલાયહ બદારાબ્ દાદ
તલાયહ સનાન્રા બઝહર્ આબ્ દાદ
તલાયહ હમી રફ્ત નઝ્દીકે રૂમ
વઝીનસૂ નેગહબાને ઈન્ મર્ઝો બૂમ
કે નાગહ દો લશ્કર્ બહમ બાઝ ખર્દ
બર્. આમદ હમાન્ગાહ ગર્દે નબર્દ
હમહ યક્ બદીગર્ બર્ આમીખ્તન્દ
ચુ રૂદે રવાન્ ખૂન હમી રીખ્તન્દ
ચુ દારાબ્ દીદ આન્ સેપાહે નબર્દ
બપીશ અન્દર્ આમદ બકેર્દારે ગર્દ

## દારાબની રૂમીઓ સાથની લડાઈ અને તેઓનું શિકસ્ત પામવું.

એટલું કહી તેણે ત્યાંથી ઉઠાંગરી કીધી-તે મુલકમાંથી રૂમ સૂધી લશ્કર ચલાવ્યું.

સરદાર રશનવાદે દારાબને તલાયાનું લશ્કર સોંપી આપ્યું-તે ચોકીબાન લશ્કરે પોતાના નેઝાને ઝેહરી પાણી પાયું.

તે તલાયા લશ્કર રૂમની નઝદીક ચાલવા લાગ્યું-અને એણીગમથી આ મુલકનાં ચોકીબાન લશ્કરે પણ ચાલુ મૂક્યું.

અચાનક બન્ને બાઝૂનાં લશ્કરો સામાસામી આવી મળ્યાં-અને તુરત લડાઈની ધૂળ ઉડવા લાગી.

તે બન્ને લશ્કર એક બીજામાં ભેળાઇ ગયા-અને વહેતી નદીની માફક લોહી રેડવા લાગ્યાં.

જ્યારે દારાબે તે લડાયક લશ્કર જોયું-ત્યારે તે પવનની મિસાલ આગળ આવ્યો.

અઝાન્ લશ્કરે રૂમ્ ચન્દાન્ બેકોશ્ત
કે ગોફ્તી જહાન્ તીઘ્ દારદ્ બમોશ્ત
હમી રફ્ત અઝાન્ગુનહ્ બરૂસાને શીર્
નેહંગી બચન્ગ્ અઝ્દહાઈ બઝીર્
ચુનીન્ તા બલશ્કરગહે રૂમેયાન્
હમી તાખ્ત બરૂસાને શીરે ઝેયાન્
ઝમીન્ શુદ્ ઝે રૂમી ચુ દર્યાએ ખૂન્
જહાનજૂયરા તીઘ્ બુદ્ રહ્નમૂન્
બપીરૂઝી અઝ્ રૂમેયાન્ ગશ્ત્ બાઝ્
બનઝ્દીકે સાલારે ગર્દનફરાઝ્
બરૂ આફ્રીન્ ચાન્ત અઝ્ રશ્નવાદ્
કે ઈન્ લશ્કરે શાહ્ બી તૂ મબાદ્
ચુ મા બાઝ્ ગર્દીમ્ અઝીન્ મર્ઝે રૂમ્
સેપાહ્ અન્દર્ આયદ્ બઆબાદ બૂમ્
તો ચન્દાન્ નવાઝેશ્ બેયાબી ઝે શાહ્
કે યાબી ફેઝૂની બગન્જો કોલાહ્
હમહ્ શબ્ હમી લશ્કર્ આરાસ્તન્દ્
સેલીહે સવારાન્ બેપીરાસ્તન્દ્

અને રૂમનાં લશ્કરમાંથી એટલા બધાને માર્યાં-કે ગોયા દુન્યાજ ૩૬
પોતાના હાથમાં તલવાર ધરાવે છે.

તે સિંહની મિસાલે આગળ વધ્યો-તેના હાથમાં એક મગરમચ્છ (યાને શમ્શીર) હતી અને તેની રાન નીચે એક અઝદહા (ઘોડો) હતો.

એ પ્રમાણે તે રૂમીઓની લશ્કરી છાવણી સૂધી-મસ્ત સિંહની મિસાલ ધસ્યો ગયો.

રૂમીઓનાં લોહીથી ત્યાંની ઝમીન લોહીના દર્યાની માફક થઈ-દેશના જીતનાર દારાબનો રેહનુમા તેની તલવારજ હતી.

રૂમીઓ ઉપર ફતેહ મેળવીને ગર્દન ફરાઝ સેપહસાલારની નઝદીક તે પાછો ફર્યો.

રશ્નવાદે તેની ઘણી તારીફ કીધી-કે "આ પાદશાહનું લશ્કર તારા વગર હોતુંજ ના!

જ્યારે આપણે આ રૂમના મુલકમાંથી પાછા ફરીશું-અને આપણું લશ્કર ઇરાનના આબાદ મુલકમાં પાછું જઈ પુગશે,

ત્યારે તું પાદશાહ હોમાયથી એટલી બધી તો નવાઝેશ પામશે-કે તું ખઝાના અને તાજથી ભરપુર બની જશે."

તેઓએ આખી રાત લશ્કરની તેયારી કીધી-અને સવારોનાં હથિયાર પુરાં પાડયાં.

## રઝ્મે રશ્નવાદ્ બા રૂમેયાન્ વ હોનર્ નમૂદને દારાબ્ વ પીરૂઝી યાફ્તન્.

## રશ્નવાદની રૂમીઓ સાથની લડાઈ અને દારાબે પોતાનો હોનર બતાવી ફતેહ મેળવવી.

ચુ ખુર્શીદ્ સર્ બર્ ઝદ્ અઝ્ તીરહ્ ઝાઘ્
ઝમીન્ શુદ્ બકેર્દારે રઉશન્ ચરાઘ્
બહમ્ બાઝ્ ખુર્દ્ આન્ દો જન્ગી સેપાહ્
શુદ્ અઝ્ ગર્દ્ ખુર્શીદે તાબાન્ સેયાહ્
ચુ દારાબ્ પીશ્ આમદો હમ્લહ્ બોર્દ્
એનાન્રા બઅસ્પે તગાવર્ સેપોર્દ્
બપીશે સફે રૂમેયાન કસ નમાન્દ્
ઝે ગોર્દાને શમ્શીર્ ઝન્ બસ નમાન્દ્
બકલ્બે સેપાહ્ અન્દર્ આમદ્ ચુ ગોર્ગ્
પરાગન્દહ્ કર્દ્ આન્ સેપાહે બુઝોર્ગ્
વઝાન્ જાયગહ્ શુદ્ સુએ મયમનહ્
બેયાવર્દ્ જન્ગી સેલીહો બુનહ્
હમહ્ લશ્કરે રૂમ્ બર્હમ દરીદ્
કસી અઝ્ યલાન્ ખીશ્તન્રા નદીદ્
દેલીરાને ઈરાન્ બકેર્દારે શીર્
હમી તાખ્તન્દ્ અઝ્ પસે ઊ દેલીર્
બેકોશ્તન્દ્ ચન્દાન્ ઝે રૂમી સેપાહ્
કે ગેલ્ શુદ્ ઝે ખૂન્ ખાકે આવર્દગાહ્
ચેહલ્ જાસલીક્ અઝ્ બુઝોર્ગાન્ બેકોશ્ત
બેયામદ્ સેલીબી ગેરેફ્તહ્ બમોશ્ત
સેપહ્ ચક્સરહ્ રૂય બર્ કાશ્તન્દ્
બર્ આવર્દગહ્ રખ્ત બુગ્ઝાશ્તન્દ્.

જ્યારે ખુરશીદે સીઆહ કાગડા જેવી અંધારીમાંથી પોતાનું સર ઊંચું ઉઠાવ્યું-અને દુન્યા રોશન ચરાગ જેવી બની,

ત્યારે તે બન્ને લડાયક લશ્કરો પાછાં સામાસામી થયાં-જેની ગર્દથી ૩૭
ઝળકતો ખોરશીદ ઝાંખો પડી ગયો.

જ્યારે દારાબ આગળ આવી હમ્લો લઈ ગયો-અને લગામ પોતાના તેઝ ચાલના ઘોડાને સોંપી દીધી,

ત્યારે રૂમીઓની સફ આગળ કોઈ ટકી શકયું નહીં-અને તલવારના મારનારા પેહલવાનોમાંથી ઘણા રહ્યા નહીં.

પછી તે એક વરૂની માફક લશ્કરની કલ્બગાહમાં જઇ પડયો-અને તે મોટાં લશ્કરને વીખેરી નાખ્યું.

ત્યાંથી તે લશ્કરની જમણી તરફ ગયો-અને સંખ્યાબંધ લડાઈનાં હથિયાર અને બીજી લૂટ મેળવી.

તમામ રૂમી લશ્કર કાપી નાખ્યું-તેઓના પેહલવાનોમાંથી કોઇને કાંઈ પણ શુદ્ધિ રહી નહીં.

ઈરાનના દિલાવરો પણ સિંહની માફક-તેની પૂઠે રહી બહાદુરીથી હમ્લો કરવા લાગ્યા.

રૂમી લશ્કરમાંથી એટલા બધા માર્યા ગયા-કે તે લડાઇનાં મયદાનમાંની ખાક લોહીથી કીચડ થઇ ગઇ.

તેણે આગેવાન ધર્મી સરદારોમાંથી ચાળીસને મારી નાખ્યા-અને મયદાનમાંથી રૂમીઓના ધર્મની નિશાનીવાળો વાવટો હાથમાં લઇને પાછો આવ્યો.

રૂમીઓનું સઘળું લશ્કર પોતાનો અસબાબ તે લડાઈનાં મયદાનમાંજ છોડી દઇને નાસવા લાગ્યું.

૩૮ ચુ શ્રૂ રશનવાદ ઈન્ ખુશ્રોર્ગી બદીદ
કે શાહી દેહે પહલવાન્ બરૂદમીદ
બરૂ ઊ આફ્રીન્ કરદ ચન્દી સેતૂદ
બરૂ આન્ આફ્રીન્ મેહરૂબાની ફેઝૂદ
શબ્ આમદ જહાન્ કીરૂ ચૂન્ શુદ બરન્ગ્
હમહ્ બાઝ ગશતન્દ લશ્કરૂ ઝે જન્ગ્
સેપહબુદ બલશ્કરગહે રૂમેયાન્
બરૂઆસૂદો ખુફ્તશદ બન્દ અઝ મેયાન્
બેબખ્શીદ દરૂ શબ્ બસી ખાસ્તહ
શુદ અઝ ખાસ્તહ લશ્કરૂ આરાસ્તહ
ફેરેસ્તાદ નઝદીકે દારાબ્ કસ
કે અય શીરૂદેલ મર્દે ફર્યાદ રસ
નેગહ કુન કુનૂન તા પસન્દે તો ચીસ્ત
વઝીન્ ખાસ્તહ સૂદમન્દે તો ચીસ્ત
નેગહ દાર ચીઝી કે રાય આયદત
બેબખ્શ આનચે દેલ્ રહનુમાય આયદત
હરાનચ આન્ પસન્દત નેયાયદ બેબખ્શ
તો નામઆવરી ચૂન્ ખોદાવન્દે રખ્શ
ચુ આન્ દીદ દારાબ્ શુદ શાદકામ
યકી નીઝહ બર્દાશ્ત અઝ બહરે નામ
૩૯ ફેરેસ્તાદ દીગરૂ સુએ રશનવાદ
બદુ ગોફ્ત પીરૂઝ બાદીઓ શાદ
ચુ અઝ બાખ્તરૂ તીરહ શુદ રૂએ મેહરૂ
બેપૂશીદ દીબાએ મુશ્કીન્ સેપેહરૂ
હમાન્ પાસી અઝ તીરહ શબ્ દરૂ ગુઝશ્ત
તલાયહ પરાગન્દહ બરૂ ગેર્દે દશ્ત
ધવે પાસ્બાન્ ખાસ્ત ચૂન્ વલ્વલહ
હમી શુદ ચુ આવાઝે શીરે યલહ
ચુ ઝરૂરીન્ સેપરૂ બરૂગેરેફ્ત આફ્તાબ્
સરે જન્ગજૂયાન્ બરૂઆમદ ઝે ખાબ્
બેબસ્તન્દ ગોર્દાને ઇરાન્ મેયાન્
હમી તાખ્તન્દ અઝ પસે રૂમેયાન્
બશમ્શીરે તીઝ આતેશ અફ્રૂખ્તન્દ
હમહ શહરૂહારા હમી સૂખ્તન્દ
ઝે રૂમો ઝે રૂમી બરૂઅન્ગીખ્ત ગરદ
કસ અઝ બૂમો બરૂ યાદ હર્ગેઝ નકરદ
ખોરૂશી બરૂઆમદ બઝારી ઝે રૂમ
કે ખુગ્ઝાશ્તન્દ આન્ દેલારાએ બૂમ
બકયસરૂ બરૂ અઝ કીન્ જહાન્ તન્ગ્ શુદ
રોખે નામદારાન્શ બી રન્ગ્ શુદ
૪૦ ફેરેસ્તાદહ આમદ બરે રશનવાદ
કે ગરૂ દાદગરૂ સરૂ ન પીચદ ઝે દાદ
શુદસ્ત આન્ કે જન્ગી બુદ અઝ જન્ગ્ સીરૂ
સરે બખ્તે રૂમ અન્દરૂ આમદ બઝીરૂ
અગરૂ બાઝ ખાહી તો ફર્માન્ કુનીમ
બનવ્વી યકી બાઝ પયમાન્ કુનીમ
ફેરેસ્તાદ કયસરૂ ઝે હરગૂનહ ચીઝ
અબા બદરહા બર્દહ બેસ્યારૂ નીઝ
સેપહબુદ પઝીરોફ્ત અઝ હરચે બૂદ
ઝે દીનારૂ વઝ ગઉહરે ના બેસૂદ

જ્યારે રશનવાદે તેની એવી બહાદુરી જોઈ-ત્યારે ખુશહાલીથી તે પેહલવાનનું દિલ ઉછળવા લાગ્યું

તેની ઉપર દુઆ કરીને તેની વખાણ ગાઈ-અને આફ્રીન ઉપરાંત વળી મેહરબાનીનો વધારો કીધો.

રાત પડી અને જેહાન સીઆહ રંગની થઇ-તમામ લશ્કર લડાઈથી પાછું ફર્યું.

સરદાર રશનવાદે રૂમીઓની છાવણીમાં-આસાયેશ લીધી અને કમર ઉપરથી કમરબંદ છોડી નાખ્યો.

રાતોરાતજ તેણે ઘણોક ખઝાનો લશ્કરને બક્ષેશ આપ્યો-જેથી તે લશ્કર માલ અસ્બાબથી તવંગર બની ગયું.

પછી તેણે એક જણને દારાબની નઝદીક મોકલ્યો અને કહેવાડિયું-કે "ઓ ઈરાની લશ્કરના મદદગાર સિંહની હિમ્મતના બહાદુર મર્દ!

હાલ આ સઘળા માલ અસ્બાબમાંથી તને કઈ ચીઝ ફાયદાકારક અને પસંદ પડતી છે? તે ઉપર તું વિચાર કર.

કાંઇ તારા ધ્યાનમાં આવે તે ચીઝ તું તારા કબ્ઝામાં લે-અને જે કાંઇ ચીઝ તારી મરજી પડે તે બખ્શેશ આપ.

તને જે કાંઈ પસંદ નહીં પડે તે ચીઝ બીજાને ભેટ આપજે-તું રખ્શ ઘોડાના સાહેબ (રૂસ્તમ) મિસાલ નામચીન (લડવૈયો) છે."

જ્યારે દારાબે એ સઘળું જોયું ત્યારે ખુશહાલ થયો-અને નામને ખાતેર અંદરથી એક નેઝો લીધો.

બાકીનું સઘળું રશનવાદ તરફ પાછું મોકલ્યું-અને બોલ્યો કે "તું ફતેહમંદ અને ખુશહાલ રહેજો!"

જ્યારે પશ્ચિમ તરફથી આફતાબનો ચેહરો સીઆહ થયો-અને આસ્માને કસ્તુરીને રંગનો રેશમી પોશાક પેહેર્યો.

તેમજ અંધારી રાતનો એક પોહોર પસાર થયો-ત્યારે તે મયદાનની આસપાસ તલાયા વીખરાઈ ગયા.

વિકાળ સિંહની ગરજના મિસાલ તે લશ્કરી છાવણીના ચોકીદારનો આવાઝ નીકળતો હતો.

જ્યારે આફતાબે સોનેરી ઢાલ ઉઠાવી-અને લડાયક લોકો ખાબમાંથી બેદાર થયા.

ત્યારે ઇરાની પેહલવાનોએ લડાઈ માટે પાછી કમર બાંધી-રૂમીઓની પાછળ દોડવા લાગ્યા.

તેઓ પોતાની તેઝી તલવારમાંથી આતશ રોશન કરવા લાગ્યા-અને સઘળાં શહેરોને બાળી નાખવા લાગ્યા.

એ પ્રમાણે રૂમ શેહરની અને રૂમી લોકોની ગર્દ કાઢી નાખી-કોઇયે કદી પણ પોતાની ઈરાન સરઝમીનને યાદ કીધી નહીં.

રૂમમાંથી રદનનો પોકાર ઉઠયો-કારણકે લોકો તે ખુશનુમા મુલક છોડી જવા લાગ્યા.

તે કીનાથી કયસર ઉપર જેહાન તંગ બની-તેના નામદારી ભરેલા પેહલવાનોના ચેહરાનો રંગ ઉડી ગયો.

તેઓમાંથી એક એલચી રશનવાદની નઝદીક આવી કહેવા લાગ્યો-કે "અગર ઇન્સાફી સરદાર ઇન્સાફથી સર નહીં ફેરવે,

તો અમો જણાવ્યે છિયે કે જે કોઈ અમારામાં લડાયક હતા તે સઘળા લડાઈથી આજેઝ થઈ ગયા છે-અને રૂમનાં સારાં નસીબનું સર નીચું પડયું છે.

જો તને ખેરાજ જોઇતું હોય તો અમોને કબૂલ છે-અને તારી સાથ નવેસરથી કોલકરાર કરવા રાઝી છિયે."

સાથે કયસરે પૈસાની કોથળીઓ ગોલામો તેમજ બીજી દરેક જાતની ચીઝો મોકલી આપી.

તેની તરફથી દીનાર અને કાપ્યા વગરનાં ગોહરો તેમજ બીજી જે કાંઈ ચીઝો આવી હતી તે સરદાર રશનવાદે કબૂલ રાખી.

વઝાન્ જાયગહ્ બાઝ ગશ્તન્દ શાદ
પસન્દીદહ્ દારાબ્ બા રશ્નવાદ
બમન્ઝેલ્ બદાન્ તાકે વયરાન્ રસીદ
કે દારાબ્રા અન્દરૂ ખોફ્તહ્ દીદ
ઝને ગાઝુરો શૂયો ગઉહરૂ બહમ
રસીદન્દો અઝ્ બીમે ખારી દેઝમ
હમાનગાહ્ શાન્ ખાન્દ અઝ્ જાએ ખીશ
બયઝ્દાન્ પનાહીદહ્ રફ્તન્દ પીશ
ચુ દીદ આન્ ઝનો શૂયરા રશ્નવાદ
ઝે હરૂચૂનહ્ પુર્સીદો કર્દન્દ યાદ
બગોફ્તન્દ બા ઊ સખુન હરૂચે બૂદ
ઝે સન્દૂક્ વઝ્ ગઉહરે ના બેસૂદ
ઝે રન્જો ઝે પર્વર્દને શીરૂખારૂ
ઝે તીમારૂ વઝ્ ગર્દેશે રૂઝ્ગારૂ

ચુનીન્ ગોફ્ત બા શૂયો ઝન્ રશ્નવાદ
કે પીરૂઝ્ બાશીદો હમવારહ્ શાદ
કે કસ્ દરૂ જહાન્ ઈન્ શેગેફ્તી નદીદ
ન અઝ્ મૂબેદાન્ નીઝ્ હરૂગેઝ્ શનીદ

પછી તેઓ ત્યાંથી ખુશહાલ પાછા ફર્યાં-સર્વની પસંદગી પામેલો દારાબ રશ્નવાદની સાથ ચાલ્યો.

તે જ્યારે પેલીજ ઉજડ મેહરાબ કે જ્યાં દારાબને સૂતેલો જોયો હતો-ત્યાં આવી પહોંચ્યો અને થોભ્યો.

પેલી ધોબણ અને ધોબી પેલાં ગોહર સાથ પહેલાંથીજ ત્યાં આવી પહોંચ્યાં હતાં-અને પોતાને કાંઈ હાનિ પુગવાની ધાસ્તીથી દિલગીર થયલાં હતાં.

રશ્નવાદે તેજ વખત તેઓને પોતાની પાસે બોલાવ્યાં-તેઓ યઝદાનની પનાહ માંગીને તેની આગળ ગયાં.

જ્યારે રશ્નવાદે તે ધણી ધણીઆણીને જોયાં-ત્યારે તેણે દરેક બાબતની વાતો પૂછી જે તેઓએ યાદ કરીને,

જે કાંઈ હતી તે સઘળી તેને કહી-પેલી પેટી અને વિંધ્યા વગરના ૪૧
ગોહરની વાતો,

તેમજ તે દૂધમલ બાળક પાછળ લીધેલી મેહનત માટે અને તેને ઉછેરવા માટેની-પોતાના ઉપર પડેલાં દુઃખની અને ઝમાનાની ફરતી ચાલ માટે સઘળું કહ્યું.

રશ્નવાદે તો ધણી ધણીઆણીને કહ્યું-કે "તમો ફતેહમંદી ભરેલાં અને હમેશે ખુશહાલ રહેજો!

કે દુન્યામાં કોઇયે પણ આવી અજાયબી જોઈ નથી-તેમજ દાનાઓ તરફથી કદી સાંભળી પણ નથી."

## નામએ રશ્નવાદ્ બહોમાય વ શેનાખ્તને હોમાય દારાબ્રા વ બર્ તખ્ત્ નેશાનીદનશ્.

———:୦:———

હમ અન્દરૂ ઝમાન્ મર્દે પાકીઝહ્ રાય
યકી નામહ્ બેન્વેશ્ત નઝ્દે હોમાય
ઝે દારાબ્ વઝ્ આબ્ વઝ્ ખાબ્ગાહ્
હમાન્ જન્ગે ઊ અન્દરૂ આન્ રઝ્મગાહ્
વઝાન્ ફૂ બઅસ્પ્ અન્દરૂ આવરૂદ પાય
હમ આન્ગાહ્ તાફૂ અન્દરૂ આમદ ઝે જાય
વઝ્ આવાઝ્ કામદ મરૂ ઊરા બગૂશ
ઝે તન્ગી કે શુદ રશ્નવાદ અઝ્ ખોરૂશ
ઝે ગાઝુરૂ સખુન હરૂચે બેશ્નીદ નીઝ્
ઝે સન્દૂક્ વઝ્ ફૂદકે ખુર્દો ચીઝ્
બનામહ્ દરૂન સરૂબસરૂ કરૂદ યાદ
નવન્દી બરૂઅફૂગન્દ બરૂસાને બાદ
હમાન્ સુરૂખ ગઉહરૂ બદૂ દાદો ગોફ્ત
કે બા બાદ બાયદ કે ગર્દી તો જોફ્ત
ફેરેસ્તહ્ ચુ બાદ અન્દરૂ આમદ ઝે જાય
બેયાવરૂદ યાફૂત નઝ્દે હોમાય
બશાહે જહાન્દારૂ નામહ્ બેદાદ
શનીદહ્ બગોફ્ત અઝ્ લબે રશ્નવાદ
ચુ આન્ નામહ્ બરૂ ખાન્દો ગઉહરૂ બેદીદ
સેરેશ્કશ્ ઝે મેઝ્ગાન્ બરોખ બરૂ, ચકીદ
બેદાનેસ્ત કાન્ રૂઝ્ કામદ બદશ્ત
સેપહ્ યફૂ બયફૂ પીશે ઊ બરૂગુઝશ્ત

## રશ્નવાદનું હોમાય ઉપર નામુ અને હોમાયનું દારાબને ઓળખવું અનેં તેને તખ્ત ઉપર બેસાડવું.

———:୦:———

તેજ વખત પેલા પાકીઝેહ વિચારના રશ્નવાદે-હોમાય ઉપર એક નામુ લખ્યું.

તેમાં તેણે દારાબ માટે, વરસાદ માટે, તેની સૂવાની જગા માટે-તેમજ તેની લડાઈનાં મયદાનની કારકીરદી માટે લખ્યું.

વળી તેણે ઘોડા ઉપર પગ મૂકયો-તેવીજ પેલી મેહરાબ પડી ગઇ તે માટે,

તેના કાનમાં જે આવાઝ આવ્યો હતો તે માટે-અને તે પોકારથી રશ્નવાદ ગભરાઈ ગયો હતો તે માટે,

ધોબી તરફથી જે કાંઈ વાત સાંભળી હતી તે માટે-પેલી પેટી, પેલાં નાના બાળક અને પેલી પેટીમાંના ખઝાના માટે,

તે કાગઝમાં સઘળું ખુલાસાવાર લખ્યું-અને પવન વેગે દોડનારો એક કાસેદ મોકલ્યો.

પેલું રાતું ગોહર તેને આપ્યું અને કહ્યું-કે "હવે તું પવનનોજ ૪૨
જોડયો બની જજે (યાને ઘણો જલ્દી જજે)."

કાસેદ પવનની માફક ત્યાંથી ચાલ્યો-અને હોમાયની નઝદીક પેલું યાકૂત લઈ આવ્યો.

તેણે દેશની સંભાળ કરનાર પાદશાહને પેલું નામુ આપ્યું-અને રશ્નવાદથી સાંભળેલી સઘળી વાતો કહી.

જ્યારે તેણીએ તે નામુ વાંચ્યું અને ગોહર જોયું-ત્યારે તેણીના ગાલ ઉપર આંખમાંથી આંસુ નીકળી પડયાં.

હવે તેણી સમજી ગઈ કે જે દહાડે કે તેણીએ મયદાનમાં તપાસ લીધી હતી,

બેદીદ આન્ જવાની કે બુદ ફરૂરહુમન્દ
બરોખ્ ચૂન્ બહારો બબાલા બલન્દ
નબુદહુસ્ત જોઝ પાકૂ ફર્ઝન્દે ઊય
ગેશાન્આયહુ શાખે બરૂમન્દે ઊય
ફેરેસ્તાદહુરા ગોફ્ત ગેર્યાન્ હોમાય
કે આમદ જહાન્રા યકી કદખોદાય
નબૂદ ઈચ્ અઝ અન્દીશહુ મગ્ઝમ તેહી
પુરૂ અન્દીશહુ બૂદમ ઝે શાહન્શેહી
ઝે દાદારે ગયહાન્ દેલમ પુરૂ હેરાસ
ફુજા ગશતહુ બૂદમ અઝૂ ના સેપાસ
43 કે યઝદાન્ પેસરૂ દાદા નેશનાખ્તમ
બઆબે ફોરાત અન્દરૂ અન્દાખ્તમ
બેબસ્તમ બબાઝૂશ બરૂ ઈન્ ગોહરૂ
પેસરૂ ખારૂ શુદ ચૂન્ બેમીરદ પેદરૂ
કુનૂન્ ઈઝદ ઊરા બમન્ બાઝ દાદ
બપીરૂઝ નામો પયે રશનવાદ
ઝે દીનારૂ ગન્જી ફેરૂ રીખ્તન્દ
મયો મુશ્કો ગઉહરૂ બરૂ આમીખ્તન્દ
બેબખ્શીદ બરૂ હરૂ કે બૂદશ નેયાઝ
દેગરૂ હફ્તહું ગન્જે દેરમ કરૂદ બાઝ
બજાઈ કે દાનેસ્ત આતેશકદહુસ્ત
વગરૂ જન્દો અસ્તાઓ જશ્ને સદહુસ્ત
બેબખ્શીદ ગન્જી બરીન્ગૂનહુ નીઝ
બહરૂ કેશવરી બરૂ પરાગન્દ ચીઝ
બરૂઝે દહમ બામદાદાન્ પગાહ
સેપહુબુદ બેયામદ બનઝદીકે શાહ
બુઝોરૂગાનો દારાબ્ બા ઊ બહમ
કસીરા નગોફ્તન્દ અઝ બીશો કમ
ઝે દરૂગાહ પર્દહુ ફેરૂ હેશ્ત શાહ
બયફ્ હફ્તહુ કસરા નદાદન્દ રાહ
44 જહાન્દારૂ ઝરૂરીન્ યકી તખ્ત કરૂદ
દો કુર્સી ઝે પીરૂઝહો લાજવરૂદ
યકી તાજ પુરૂ ગઉહરે શાહવારૂ
દો યારહુ યકી તઉકે ગઉહરૂ નેગારૂ
યકી જામએ ખુસ્રવાની બઝરૂ
દરૂ ઊ બાફ્તહુ યન્દ ગૂનહુ ગોહરૂ
નેશસ્તહુ સેતારહુ શુમોરૂ પીશે શાહ
ઝે અખ્તરૂ હમી કરૂદ રૂઝી નેગાહ
બશહરીવરે બહમન અઝ બામદાદ
જહાન્દારૂ દારાબ્રા બારૂ દાદ
યકી જામ પુરૂ સોરૂખ યાકૂત કરૂદ
દેગરૂ જામ પુરૂ કરૂદ અઝ ઝરૂરે ઝરૂદ
ચુ આમદ બનઝદીકે અયવાન્ ફરાઝ
હોમાય આમદ અઝ દૂરો બોર્દશ નમાઝ
બરૂ અફ્શાન્દ આન્ ગઉહરે શાહવારૂ
ફેરૂ રીખ્ત અઝ દીદહુ ખૂન દરૂ કેનારૂ
મરૂ ઊરા ગેરેફ્તશ દરૂ આધૂશ તન્ગ્
બેબૂસીદો બેસ્તોરૂદ રૂયશ બચન્ગ્
બેયાવર્દો બરૂ તખ્તે ઝરૂરીન્ નેશાન્દ
દુ ચશ્મશ ઝે દીદારે ઊ ખીરહુ માન્દ।

અને જે દબદબાવાળો જવાન તેણીએ જોયો હતો-કે જે બહારની મઉસમ જેવા ચેહરાનો અને બુલંદ કદનો હતો,

તે કોઇજ નહીં પણ તેણીનું પોતાનુંજ ફરઝંદ હતું-તે પોતાનીજ કીમતી ફળરૂપ ડાળી હતી.

હોમાએ રડતાં રડતાં પેલા કાસેદને કહ્યું-કે "હવે આ દેશની સંભાળ માટે એક ધણી આવી લાગ્યો છે.

મારૂં પોતાનું મગઝ પણ ચિન્તાથી ખાલી નહીં હતું-અને આ બોહોળી શેહન્શાહત માટે ફિક્રમંદ બનેલી હતી.

દુન્યાના પયદા કરનાર સાહેબથી મારૂં દિલ ધાસ્તી ભરેલું થયું હતું-કારણકે હું તે સાહેબથી નાસિપાસ બની ગઈ હતી.

કે ખોદાતાલાએ મને એક બેટો આપ્યો અને મેં તેની કદર બૂઝી નહીં-અને જ્યારે તેને ફોરાત નદીમાં મેં નખાવી દીધો હતો,

ત્યારે આ માણેક મેં તેની બાઝૂ ઉપર બાંધ્યું હતું-હા, તેનો બાપ આગળથી મરી ગયો હતો તેથી તે ધિક્કારમાં આવ્યો.

હવે ખોદાતાલાએ તે છોકરાને ફતેહમંદી ભરેલાં નામ સાથ રશનવાદ મારફતે મને પાછો આપ્યો છે."

પછી તેણીએ તે બેટાની ખુશહાલીમાં દીનારનો એક ઢગલો કરાવી તેમાં મય, કસ્તુરી અને ગોહરો ભેલી નખાવી,

જે કોઇ કે હાજતમંદો હતા તેઓને ખેરાત કીધી-અને બીજે અઠવાડિયે દિરમના ખઝાનાનો દરવાઝો ખુલ્લો કરી,

તેણી જ્યાં જ્યાં જાણતી હતી કે આતશકદેહ છે-અને ઝંદ અવસ્તાની બંદગીની ક્રિયા તેમજ જશ્નેસદેહની ક્રિયા થાય છે,

ત્યાં પણ તેજ રીતે તેણીએ ખઝાનાની બક્ષેશ કીધી-અને આખા મુલકમાં તરેહવાર ચીઝો મોકલી આપી.

દશમે દહાડે સવારે બામદાદને વખતે-સરદાર રશનવાદ પાદશાહની નઝદીક આવી લાગ્યો.

તેની સાથે અમીરો અને દારાબ પણ હતો-તેઓએ (દારાબ વિષેની) વાતો થોડી પણ કોઇને જણાવી નહીં.

પાદશાહે દરબારના પરદા નખાવી દીધા-અને એક અઠવાડિયાં સુધી કોઇને દાખેલ થવા દીધા નહીં.

પાદશાહે એક સોનેરી તખ્ત તૈયાર કરાવ્યું-તેમજ પીરોઝા અને આસ્માની રંગના કીમતી પત્થરની બે કુર્સીઓ,

એક પાદશાહી ગોહરો જડિત તાજ-બે કાનમાં પેહેરવાની બાલીઓ, એક ગોહર જડિત સાંકળી,

એક સોનેરી કપડાંનો પાદશાહી પોશાક-જેની અંદર જાતજાતનાં ગોહરો ભરેલાં હતાં.

પાદશાહની સામે નુજૂમીઓ બેસીને-એક સારા દિવસની તપાસ કરવા લાગ્યા.

અને બહમન મહિનાના શેહરીવર રોઝે બામદાદને વખતે પાદશાહ હોમાએ દારાબને દાખેલ કીધો.

તેને નેસાર કરવા માટે એક સોર્ખ યાકૂતની જામ ભરી તૈયાર કીધી-તેમજ બીજી જામ ખાલેસ સોનાથી ભરી.

જ્યારે દારાબ દરબારના અયવાનની નઝદીક આવી પહોંચ્યો-ત્યારે હોમાય દૂરવેરથી તેને લેવા આવી અને નમન કીધું.

તેણીએ પેલાં પાદશાહી ગોહરોનો તેની ઉપર વધાવો કીધો-તેને જોતાંજ તેણીની આંખમાંથી આંસુ નીકળી પડયાં.

તેણીએ દારાબને બગલમાં પકડી ચાંપીને કોટી કીધી-તેને બોસા લઇ તેનું મોઢું પસવારવા લાગી.

પછી તેને લઇ આવી સોનેરી તખ્ત ઉપર બેસાડયો-તેના દીદાર જોવાથી હોમાયની બન્ને આંખો અજબ થવા લાગી.

ચુ દારાબ્ બર્ તખ્તે ઝરૂરીન્ નેશસ્ત
હોમાય આમદો તાજે ઝરૂરીન્ બદસ્ત
બેબૂસીદો બર્ તારકે ઊ નેહાદ
જહાન્‌રા બદીહીમે ઊ મોઝ્દહ્ દાદ
ચુ અઝ્ તાજ દારા ફેરૂઝેશ ગેરેફ્‌ત
હોમાય અન્દરાન્ કાર્ પૂઝેશ ગેરેફ્‌ત
બદારાબ્ ગોફ્‌ત આન્ચે અન્દર્ ગુઝશ્ત
ચુનાન્ દાન્ કે યક્‌સર્ હમહ્ બાદ ગશ્ત
જવાનીઓ ગન્જ્ આમદો રાએ ઝન્
પેદર્ મોર્દહો શાહ્ બી રાએઝન્

અગર્ બદ્ કુનદ્ ઝૂ મગીર્ આન્ બદસ્ત
કે જોઝ્ તખ્તે શાહી મબાદત નેશસ્ત

ચુનીન્ દાદ પાસોખ્ બમાદર્ જવાન્
કે હસ્તી તો અઝ્ ગઉહરે ખુસ્રવાન્
નબાશદ્ શેગેફ્‌ત અર્ દેલ્ આયદ્ બજૂશ
બયક્ બદ્ ચે દારી દેલ્ અન્દર્ ખોરૂશ

જહાન્‌આફ્રીન્ અઝ્ તો ખુશ્નૂદ બાદ
દેલે બદ્‌સેગાલત્ પુર્ અઝ્ દૂદ બાદ
ઝે મન્ યાદ્‌ગારી બુવદ્ ઈન્ સોખન્
કે હર્ગેઝ્ બદફ્‌તર્ નગર્દદ્ કોહન્
બર્ ઊ આફ્રીન્ કર્દ ફર્રોખ્ હોમાય
કે તા તાજ બાશદ્ તો બાશી બજાય
બેફર્મૂદ તા મૂબદે મૂબદાન્
બેખાનદ્ ઝે હર્ કેશ્વરી બેખ્રદાન્
પસ અઝ્ લશ્કર્ આન્ કસ કે બુદ્ નામદાર્
સરફ્રાઝ્ શીરાને ખન્જર્ ગુઝાર્
બેફર્મૂદ તા ખાન્દન્દ આફ્રીન્
બશાહી બર્ આન્ નામદારે ઝમીન્
ચુ બર્ તાજે શાહ્ આફ્રીન્ ખાન્દન્દ
બર્ આન્ તાજ બર્ ગઉહર્ અફ્‌શાન્દન્દ
બેગોફ્‌ત આન્ કે અન્દર્ નેહાન્ કર્દહ્ બૂદ
વઝાન્ કર્દહ્ બેસ્યાર્ ઘમ ખર્દહ્ બૂદ
બેદાનીદ કઝ્ બહ્‌મને શહ્‌ર્યાર્
જોઝ્ ઈન્ નીસ્ત અન્દર્ જહાન્ યાદ્‌ગાર્
બફર્માને ઊ રફ્‌ત બાયદ્ હમહ્
કે ઊ ચૂન્ શબાનસ્તો ગોર્દાન્ રમહ્
હમહ્ સૂએ દારાબ્ દારીદ ગૂશ
સેપોર્દહ્ બફર્માને ઊ રાયો હૂશ
બુઝોર્ગીઓ દીહીમો શાહી વરાસ્ત
બદૂ દાશ્ત બાયદ્ હમહ્ પોશ્ત રાસ્ત
બશાદી ખોરૂશી બર્ આમદ્ ઝે કાખ્
કે નવ રોસ્તહ્ દીદન્દ ફર્ખોન્દહ્ શાખ
બેકર્દન્દ ચન્દાન્ ઝે ગઉહર્ નેસાર્
કે શુદ્ નાપદીદ અન્દર્ આન્ શહ્‌ર્યાર્
જહાન્ પુર્ શુદ્ અઝ્ શાદ્‌માનીઓ દાદ
કસીરા નેયામદ્ ઘમો રન્જ્ યાદ

જ્યારે દારાબ સોનેરી તખ્ત ઉપર બેઠો–ત્યારે હોમાય આવી અને ૪૫
સોનેરી તાજ હાથમાં લઇ,

તેને બોસો લઈ તેનાં સર ઉપર પેહેરાવ્યું–અને આખા દેશને તેનાં તાજ પેહેરવાની ખુશખબરી આપી.

જ્યારે દારાબે એમ તાજ પેહેરી ઝળકાટ મેળવ્યો–ત્યારે હોમાય પોતાથી થયલાં કામ માટે તોજેશ કરવા લાગી.

તેણીએ દારાબને કહ્યું કે "જે કાંઇ બનાવ બની ગયો છે–તે માટે તું એમજ સમજ્જે કે તે સઘળું કાંઈ પણ બન્યુંજ નથી.

મારી જવાન વય, પાદશાહી ખઝાનો મારા હાથમાં આવેલો અને સ્ત્રી તરીકેની અકલ–વળી તારો બાપ તો મરી ગયલો અને મારા જેવી બેવુકૂફ સ્ત્રી સત્તા ઉપર આવે,

અને એવા સંજોગે જો તેણીથી ખરાબ કસૂર થાય તો તે મોટી કસૂર છે એમ ગણી તેણીને સઝા ના કરતો–હવે તારી પાદશાહી બેઠક પાદશાહી તખ્ત સિવાય બીજી કાંઇ ના હોતી."

તે જવાને પોતાની માને એવો જવાબ આપ્યો–કે "તું પણ પાદ-શાહી બુન્યાદથીજ ઉતરેલી છે.

અને જો તારૂં દિલ જોશમાં આવે તો તેમાં કશું અજબ થવાનું નથી–તારીથી થયલાં એક ખરાબ કામ માટે તું એટલો બધો વિલાપ શા માટે કરે છે?

ખોદાતાલા તારેથી ખુશી હોજ્જે!–તારા દુશ્મનનું દિલ સંતાપથી ભરેલું રહેજ્જે!

મારી આ વાત દુન્યામાં યાદગાર રહી જશે–કારણકે તે દફતરમાંથી કદી પણ ભૂલાશે નહીં."

મુબારક હોમાય તેની ઉપર દુઆ કરવા લાગી–કે "જ્યાં સુધી તારૂં ૪૬
તાજ કાયમ રહે ત્યાં સુધી તું પણ કાયમ રહેજ્જે!"

હવે તેણીએ મોબેદાન મોબેદ (વડા વઝીર) ને દરેક મુલકમાંથી દાના શખ્સોને બોલાવી મંગાવવા હોકમ આપ્યો.

પછી તેનાં લશ્કરમાં જે કોઇ કે નામદારો અને ખંજર મારનારા સરફરાઝ થયલા બહાદુર લોકો હતા,

તેઓને ફર્માવ્યું જેથી તે દેશના નામદાર પાદશાહ ઉપર તેઓએ પાદશાહ તરીકેની દોઆ કીધી.

જ્યારે તેઓએ પાદશાહનાં તાજ ઉપર દુઆ કીધી–અને તે તાજ ઉપર ગોહરોનો વધાવો કીધો,

ત્યારે તેણીએ જે કામ છુપી રીતે કીધું હતું–અને જે કીધાથી તેણીએ પુષ્કળ ગમ ખાધો હતો તે સઘળું કહી સંભળાવ્યું.

તેણી બોલી કે "તમો સઘળા જાણજો કે પાદશાહ બહમનનાં આ (ફરઝંદ) સિવાય કોઈ બીજું ફરઝંદ દુન્યામાં (તેની પાછળ) યાદગાર રહ્યું નથી.

તમો સઘળાઓએ એનાજ હોકમ પ્રમાણે ચાલવું–કારણકે તે એક ગોવાળિયા મિસાલ છે અને તમો પેહલવાનો બકરાંનાં ટોળાં મિસાલ છો.

તમો સઘળા દારાબના હોકમ ઉપરજ કાન ધરજો–અને એનાં ફર્માન ઉપરજ તમારા વિચાર અને અને હોશ સોંપેલા રાખજો.

મોટાઇ, તાજ અને પાદશાહી તેનેજ ઘટે છે–અને મક્કમપણે તેનેજ તમારે વફાદાર રહેવું જોઇયે."

જ્યારે પાદશાહી ઝાડમાંથી આ નૂરી ફણગો નવો ફૂટેલો જોયો–ત્યારે ૪૭
લોકોએ ખુશહાલીના પોકારો કીધા.

તેઓએ તેની ઉપર ગોહરોનો એટલો બધો નેસાર કીધો–કે પાદશાહ પોતે તેની અંદર સઘળો ઢંકાઈ ગયો.

સઘળો દેશ ખુશહાલી અને ઇન્સાફથી ભરપુર બન્યો–કોઇને કાંઈ ગમ કે દુઃખ યાદ આવ્યુંજ નહીં.

હોમાય આન્ ઝમાન્ ગોફ્તુ બા મૂબદાન્
કે અય નામવરૂ બા ગોહરૂ બેખ્રદાન્
બસીઓ દો સાલ આન્ચે કર્દમ બરન્જ
સેપોર્દમ બઊ તખ્તે શાહીઓ ગન્જ
શુમા શાદ્ બાશીદો ફર્માન્ બરીદ
અબી રાએ ઊ યક્ નફસ્ મશમરીદ
ચુ દારા બે તખ્તે મેહી ગશ્ત શાદ
બઆરામ દીહીમ બરૂ સરૂ નેહાદ
ઝને ગાઝુરો ગાઝુરૂ આમદ દવાન્
બેગોફ્તન્દ કય શહરૂયારે જવાન્
નેશસ્તે કઈ બરૂ તો ફર્ખુન્દહ્ બાદ
દેલે બદ્સેગાલાને તૂ કન્દહ્ બાદ
દેલત શાદ બાદો તનો જાન્ દુરોસ્ત
મબાદત કયાની કમરૂગાહ્ સોસ્ત
૪૮ બેફરૂમૂદ દારા કે દહ્ બદરહ્ ઝરૂ
બેયારન્દ પુરૂ માયહ્ જામી ગોહરૂ
બહરૂ જામએ તખ્તહ્ ફરૂમૂદ પન્જ
બેદાદ આન્ કસીરા કઝૂ દીદ રન્જ
બદૂ ગોફ્ત કય ગાઝુરે પીશહ્ દારૂ
બપીશહ્ રવાન્રા પુરૂ અન્દીશહ્ દારૂ
મગરૂ ઝાબ્ સન્દૂકે ચાબી યકી
ચુ દારા બદૂ અન્દરૂન્ કૂદકી
બેરફ્તન્દ દેલ્હો પુરૂ અઝ આફ્રીન્
બે દાદારૂ બરૂ શાહે ઈરાન્ ઝમીન્
કુનૂન્ અખ્તરે ગાઝુરૂ અન્દરૂ ગુઝશ્ત
બદુકાન્ શુદો ખારૂદ ઓશનાન્ બદશ્ત
કુનૂન્ આફ્રીન્ અઝ જહાન્આફ્રીન્
બેખાનીમ બરૂ શહરૂયારે ઝમીન્
અબુલ્કાસેમ આન્ શાહે ખુરૂશીદ ચેહરૂ
કે ગીતી બેયારાસ્ત બા દાદો મેહરૂ
શહન્શાહ્ મહ્મૂદે પીરૂઝબખ્ત
ખોદાવન્દે તાજો ખોદાવન્દે તખ્ત
નજૂયદ જોઝ અઝ દાદ વઝ રાસ્તી
નેયારદ બદાદ અન્દરૂન્ કાસ્તી
૪૯ હમીશહ્ જવાન્ તા જવાની બુવદ
હમાન્ ઝેન્દહ્ તા ઝેન્દગાની બુવદ

જહાન્ રઉશન્ અઝ તાજે મહ્મૂદ બાદ
હમહ્ રૂઝગારાન્શ મસઊદ બાદ

તે વખતે હોમાયે મોબેદોને કહ્યું-કે "ઓ ઊંચી બુન્યાદના દાનેશ મંદ નામદારો!

જેની પાછળ મેં બત્રીસ વર્ષ સુધી મેહનત લીધી છે-તે પાદશાહી તખ્ત અને ખઝાનો મેં એને સોંપી આપ્યો છે.

તમો ખુશહાલ રહેજો અને એનો હોકમ બજા લાવજો-તેનાજ વિચાર સિવાય તમો જરાપણ દમ મારતા ના."

જ્યારે દારાબ તે બુઝોર્ગી ભરેલાં તખ્તથી ખુશહાલ થયો-અને આરામ સાથ તાજ સર ઉપર મૂકયું,

ત્યારે પેલી ધોબણ અને ધોબી બન્ને દોડતાં ત્યાં આવી લાગ્યાં-અને બોલ્યા કે "ઓ જવાન પાદશાહ!

કયાની તખ્ત ઉપર તારી બેઠક મુબારક હોજો!-તારા દુશ્મનોનાં દિલ ઝખ્મી બનજો!

તારૂં મન ખુશહાલ હોજો! અને તારૂં દિલ અને જાન તનદુરોસ્ત રહેજો!-તારી પાદશાહી કમર વાંકી ના વળતી (યાને તું લામ્બી ઝિંદગી ગુઝારજે)."

પછી દારાબે સોનાથી ભરેલી દશ કોથળીઓ-અને કીમતી ગોહરો ભરેલી એક જામ લાવવા હોકમ આપ્યો.

તેમજ દરેક જાતનાં કપડાંના પાંચ પાંચ તાકા લાવવા ફરમાવ્યું-અને જેઓએ કે તેને માટે એટલી બધી મેહનત ઉઠાવી હતી તેઓને આપ્યા.

તેને કહ્યું કે "ઓ ધંધાદાર ધોબી!-તું તારા પોતાનાજ ધંધામાં રોકાયલો રહેજે,

કે વળી કદાચ પાણીમાંથી કોઈ બીજી પેટી મળી આવે-અને તેમાંથી દારાબ જેવોજ બીજો છોકરો નીકળી આવે."

પછી તેઓ ઇરાન દેશના પાદશાહ ઉપર મનમાં ખોદાથી નેક દોઆ માગતાં રવાના થયાં.

હવે ધોબીનો દહાડો ફર્યો-ધોબીનો ધંધો છોડી વેપારી થયો અને કપડાં ધોવાનો સાજીખાર રસ્તામાં ફેંકી દીધો.

હવે આપણે દેશના પાદશાહ મહમૂદ ઉપર ખોદાતાલા તરફની દોઆ ગુઝારીએ.

ઓ અબૂલકાસેમ ફિર્દોસી! તું દોઆ કર કે તે ખુરશીદને ચેહરેનો શાહ-કે જેણે ઇન્સાફ અને મોહબત સાથ દેશને સણગાર આપ્યો છે.

ફતેહમંદ બખ્તનો શેહન્શાહ મહમૂદ-કે જે તાજનો સાહેબ અને તખ્તનો ધણી છે.

જે સાહેબ ઇન્સાફ અને સચ્ચાઈ સિવાય બીજું કાંઇ શોધતોજ નથી-અને જે ઇન્સાફ કરવામાં જરાપણ ખામી રાખતો નથી.

દુન્યામાં જોબન અવસ્થા જ્યાં સુધી જણાતી રહે ત્યાં સુધી તું જવાન રહેજે-તેમજ દુન્યામાં ઝિંદગી ગુઝારવાનું કામ ચાલુ રહે ત્યાં સુધી તું જીવતો રહેજે!

શાહ મહમૂદનાં ઝળકતાં તાજથી દેશને ઝળકાટ મળજો!-તેની પાદશાહીના તમામ દિવસો નેક અને મુબારક થજો!

# દારાબ્.

## પાદ્શાહીએ દારાબ્ દુવાઝ્દહ્ સાલ્ બુદ્ સાખ્તને દારાબ્ શહ્રે દારાબ્ગેર્દ્રા વ રવાન્ સાખ્તને જૂઇહા.

——:o:——

ચે ગોફ્‌ત આન્ સરાયન્દહ્ દેહ્કાને પીર્
ઝે ગુશ્તાસ્પ્ વઝ્ નામ્દાર્ અર્દશીર્
વઝાન્ નામ્દારાને ફર્ખુન્દહ્ રાય
ઝે દારાબ્ વઝ્ રસ્મો રાએ હોમાય
ચુ દારા બતખ્તે કઈ બર્ નેશસ્ત્
કમર્ બર્ મેયાન્ બસ્તો બુક્શાદ્ દસ્ત્
ચુનીન્ ગોફ્‌ત બા મૂબેદાનો રદાન્
બુઝોર્ગાનો બીદાર્ દેલ્ બેખરદાન્
કે ગીતી નજુસ્તમ બરન્જો બદાદ્
મરા તાજ યઝ્દાન્ બસર્ બર્ નેહાદ્
શેગેફ્‌તી તર્ અઝ્ કારે મન્ દર્ જેહાન્
ન બીનદ્ કસી આશ્કારો નેહાન્
નદાનીમ્ જોઝ્ દાદ્ પાદાશે ઈન્
કે બર્ મા પસ્ અઝ્ મા કુનન્દ્ આફ્રીન્
નબાયદ્ કે પીચદ્ કસ્ અઝ્ રન્જે મા
બદીન્ રૂઝ્ આગન્દને ગન્જે મા
ઝમાનહ્ બદાદે મન્ આબાદ્ બાદ્
દેલે ઝીરદસ્તાને મા શાદ્ બાદ્
વઝાન્ પસ્ ઝે હેન્દૂસ્તાનો ઝે રૂમ્
ઝે હર્ મર્ઝે બા અર્ઝો આબાદ્ બૂમ્
બેરફ્‌તન્દ્ બા હદ્યહાઓ નેસાર્
બેજુસ્તન્દ્ ખુશ્નૂદીએ શહ્રયાર્
ચુનાન્ બુદ્ કે રૂઝી ઝે બહ્રે ગલહ્
બેયામદ્ કે અસ્પાન્ બેબીનદ્ યલહ્
ઝે પસ્તી બેયામદ્ બકૂહી રસીદ્
યકી બી કરાન્ ઝર્ફ દર્યા બેદીદ્
બેફર્મૂદ્ કઝ્ હેન્દ્ વઝ્ રૂમેયાન્
બેયારન્દ્ કાર્ આઝ્મૂદહ્ રદાન્
કુશાયન્દ્ અઝીન્ આબે દર્યા દરી
રસાનન્દ્ રૂદી બહર્ કેશ્વરી
ચુ બુક્શાદ્ દાનન્દહ્ ઝાન્ આબ્ બન્દ્
યકી શહ્ર્ ફર્મૂદ્ બસ્ સૂદ્મન્દ્

## દારાબની પાદશાહી બાર વર્ષની હતી. દારાબે "દારાબગેર્દ" નામનું શેહર વસાવવું અને નદીઓ વહેતી કરવી.

———

પેલા તવારીખનવેસ બુઢ્ઢા દાનેશવર દેહકાને ગુશ્તાસ્પ અને નામદાર અર્દશીરની તવારીખ વિષે શું લખ્યું છે? તે તું સાંભળ.'

તેમજ મુબારક વિચારના નામદારો દારાબ અને હોમાયના રાજ-અમલ માટે શું લખ્યું છે તે સાંભળ.

જ્યારે દારાબ કયાની તખ્ત ઉપર બેઠો-અને કમર ઉપર કમરબંદ બાંધીને સખાવત માટે હાથ ખુલ્લા કીધા,

ત્યારે તેણે મોબેદો, સરદારો, બુઝોર્ગો અને હુશ્યાર દિલના દાનેશ-મંદોને એ પ્રમાણે કહ્યું,

કે "મેં કાંઇ મેહનત કરીને કે ઈન્સાફ પાંથરીને આ દેશ મેળવ્યો નથી-પણ ખોદાતાલાએજ મારે માથે આ તાજ મેલ્યું છે.

મારી બાબતમાં બનેલા બનાવ કરતાં વધારે અજબ જેવો બનાવ દુન્યામાં કોઇ ઝાહેર રીતે કે છૂપી રીતે જોઇ શકશે નહીં

એના બદલામાં અમો ઇન્સાફ કરવા સિવાય કાંઇ પણ જાણીશું નહીં-કે જેથી અમારી પાછળ અમારી તારીફજ થાય.

ખઝાનો એકઠો કરવાની વખતે જે કોશેશ અમો કરીશું તેની વિરૂધ કોઇયે થવું નહીં જોઇયે.

મારા ઇન્સાફથી ઝમાનો આબાદ થજો!-અને મારી રૈયતનાં દિલ ખુશહાલ હોજો!"

ત્યાર બાદ હિંદુસ્તાન, રૂમ અને બીજા વખણાયલા મુલકમાંથી તેમજ આબાદ થયલી જગ્યાઓમાંથી,

લોકો હદયા અને નેસાર લઇને આવવા લાગ્યા-અને પાદશાહને માટે ખુશહાલી ચાહવા લાગ્યા.

એવું બન્યું કે એક દહાડો તે ઘોડા જોવા માટે ઘોડાઓનાં ટોળાં તરફ આવ્યો.

નીચાણ ઝમીન ઉપરથી તે ઊંચા પહાડ ઉપર ચઢયો-જ્યાં તેણે એક ઘણોજ ઊંડો અને લાંબો પોહોળો સરોવર જોયો.

તેણે હોકમ કીધો કે "હિંદ તથા રૂમથી ઘણાજ અનુભવી કારી-ગરોને બોલાવે.

જેઓ આ પાણીનાં સરોવરમાંથી પાણી બાહેર જવાનો રસ્તો કરે-અને તેમાંથી એક નેહેર આસપાસની જગ્યાઓમાં ખોદી લઈ જાય."

જ્યારે અનુભવી કારીગરોએ ત્યાંથી નેહેરો વહેતી કીધી-ત્યારે ત્યાં એક સુંદર શેહર વસાવવાનો હોકમ કીધો.

ચુ દીવારે શહ્રૂ અન્દર્ આવરૂદ ગેરૂદ
વરા નામ કર્દન્દ દારાબ્ગેરૂદ
યકી આતેશ અફ્રૂખ્ત અઝ્ તીઘે કુહ્
પરસ્તન્દઈ આઝર્ આમદ ગોરૂહ્
૫૧ ઝે હર્ પીશાઈ કારૂગર્ ખાસ્તન્દ
હમહ્ શહ્રૂ અઝીશાન્ બેયારાસ્તન્દ
બહર્સૂ ફેરેસ્તાદ બી મર્ સેપાહ્
ઝે દુશ્મન્ હમી દાશ્ત ગીતી નેગાહ્
જહાન્ અઝ્ બદ્અન્દીશ બી બીમ્ કરૂદ
દેલે બદ્ સેગાલાન્ બદ્ નીમ્ કરૂદ

જ્યારે તે શેહરની દીવાર સઘળી ફરતી બંધાઈ રહી-ત્યારે તે શેહરનું નામ "દારાબગેર્દ" આપ્યું.

તેમજ ત્યાં પહાડની બુલંદી ઉપર એક આતશકદેહ પરઠયા-અને તે આતશની સંભાળ કરવા માટે એક હેરબુદનો ટોળો ત્યાં આવ્યો.

દરેક ધંધાના કારીગરોને ત્યાં બોલાવ્યા-અને તેઓથી તમામ શેહરને સણગાર્યું.

ચો તરફ મોટાં લશ્કરને રવાના કીધાં-અને પોતાના દેશને તેમ કરીને સંભાળી રાખવા લાગ્યો.

દુશ્મનની ધાસ્તી દેશમાંથી નાબુદ કીધી-અને દુશ્મનોની હિમ્મતને તોડી નાખી.

## તાખ્તને શોઈબ્ બા લશકરે અરબ્ બર્ કેશવરે ઈરાન્ વ શેકસ્ત્ યાફ્તનશ્ અઝ્ દારાબ્.

ચુનાન્ બુદ કે અઝ્ તાઝેયાન્ સદ હઝાર્
નબર્દેહ્ સવારાને નીઝહ્ ગુઝાર્
બેરફ્તન્દ સાલારે ઈશાન્ શોઈબ્
યકી નામદાર્ અઝ્ નેઝાદે કતીબ્
કઝ્ ઈરાન્ બર્ આરન્દ ગર્દે સેયાહ્
બમર્દી બેગીરન્દ દીહીમો ગાહ્
જહાનદારે ઈરાન્ સેપાહી બેબોરૂદ
કે ગોફ્તન્દ આનરા નશાયદ શુમોરૂદ
ફરાઝ્ આમદન્દ ઈન્ દો લશકર્ બહમ્
જહાન્ શુદ ઝે પર્ખાશજૂયાન્ દેઝમ
ઝમીન્ આન્ સેપહ્રા હમી બર્ નતાફ્ત
બરાન્ બુમ કસ જાએ રફ્તન્ નેયાફ્ત
ઝે બારાને જૂબીનો બારાને તીર્
ઝમીન્ શુદ ઝે ખૂન ચૂન યકી આબ્ગીર્
૫૨ ખોરૂશી બર્આમદ ઝે હર્ પહ્લુઈ
તલી કોશ્તહ્ દીદન્દ બર્ હર્ સુઈ
સે રૂઝો સે શબ્ ઝાન્ નેશાન્ જન્ગ્ બૂદ
ઝમાનહ્ બર્ આન્ જન્ગેયાન્ તન્ગ્ બૂદ
ચહારોમ અરબ્ રૂય બર્ કાશ્તન્દ
બશબ્ દશ્તે પયકાર્ બુગ્ઝાશ્તન્દ
શોઈબ્ અન્દર્ આન્ રઝ્મગહ્ કશ્તહ્ શુદ
અરબ્રા હમહ્ રૂઝ્ બરગશ્તહ્ શુદ
બસી અસ્પે તાઝી બઝીને ખદન્ગ્
બસી નીઝહો ખૂદો ખફ્તાને જન્ગ્
અઝાન્ રફ્તગાન્ માન્દ આનજા બજાય
બનઝ્દે જહાનદાર્ પૂરે હોમાય
બેબખ્શીદ ચીઝી કે બુદ બર્ સેપાહ્
ઝે અસ્પો ઝે રમહો ઝે તીઘો કોલાહ્
ઝે લશ્કર્ યકી મર્ઝબાન્ બર્ગુઝીદ
કે ગોફ્તારે ઈશાન્ બેદાનદ શનીદ

## શોઇબે અરબનાં લશ્કર સાથ ઈરાનના મુલક ઉપર હમ્લો કરવો અને દારાબથી તેને શિકસ્ત મળવી.

એવું બન્યું કે લડાયક ભાલાવાળા એક લાખ અરબ સવારો,

ચઢી આવ્યા. તેઓનો સરદાર કતીબની અઉલાદનો "શોઈબ" નામનો હતો.

કે ઈરાનને પાયમાલ કરે અને પોતાની બહાદુરીથી ઈરાનનું રાજપાટ લઇ લે.

ઈરાનનો પાદશાહ પણ એક એવું લશ્કર લઇને સામે ગયો-કે ગોયા તેની ગણત્રી કોઈ કરી શકયુંજ નહીં.

આ બન્ને લશ્કરો સામાસામી ઉતર્યાં-લડાયક મર્દોથી જેહાન ગમ ભરેલી બની.

ઝમીન તે બન્ને લશ્કરનો ભાર ઝીલી શકી નહીં-તે ઝમીન ઉપર કોઇને ચાલવાની પણ જગ્યા રહી નહીં.

નેઝાના અને તીરના વરસાદથી-ત્યાંની ઝમીન લોહીના તળાવ માફક થઇ ગઈ.

જગે જગે લડાઇના પોકાર થવા લાગ્યા-અને ચો તરફ મૂવેલાંના ઢગલા દેખાવા લાગ્યા.

એ પ્રમાણે ત્રણ દહાડા અને રાત લડાઇ ચાલી-પણ ઝમાનો તે અરબ લડવૈયાઓ ઉપર તંગ બન્યો હતો.

જેથી ચોથે દહાડે અરબોએ નાસવા માંડયું-રાતોરાતજ તેઓ તે લડાઈનું મયદાન છોડી ગયા.

સરદાર શોઇબ તે લડાઈગાહમાં માર્યો ગયો-અને અરબોનો દહાડો બરગશ્તે થયો.

ખંદગી ઝીન સાથના ઘણાક અરબી ઘોડાઓ તેમજ ઘણાક નેઝા, લોઢાંની ટોપીઓ અને લડાઈનાં બખ્તરો,

તે નાસી ગયલાઓ તરફથી તેજ જગ્યાએ હોમાયના બેટા પાદશાહ દારાબની નઝદીક રહી ગયાં.

જેથી તેણે તે ઘોડા, નેઝા, તલવારો અને કોલાહો વગેરે જે કાંઈ તેઓ છોડી ગયા હતા તે સઘળું પોતાનાં લશ્કરને બખ્શેશ આપી દીધું.

પછી તેણે તેઓની ભાષા સમજી શકે તેવા સૂબાને પોતાનાં લશ્કરમાંથી પસંદ કરી,

ફેરેસ્તાદ તા બાઝ્ ખાહદ્ ઝે દશ્ત
અઝીન્ સાલો આન્ સાલ્ કન્દરૂ ગુઝશ્ત

મોકલાવ્યો કે જેથી અરબેસ્તાનમાંથી ચાલુ સાલની અને ગયાં સાલની ખંડણી માગે.

## રઝ્મે દારાબ્ બા ફીલ્કૂસ્ રૂમી વ ફીરૂઝી યાફ્તન્.

——:૦:——

શુદ અઝ્ દશ્ત નીઝહ્‌વરાન્ તા બરૂમ
હમહ્ રઝ્મ જોસ્ત્ અન્દરૂ આબાદ બૂમ

બરૂમ અન્દરૂન્ શાહ્ બુદ ફીલ્કૂસ
યકી બૂદ બા રાએ ઊ શાહે રૂસ
નબેશ્તન્દ નામહ્ કે પૂરે હોમાય
સેપાહી બેયાવરૂદ બી મરૂ ઝે જાય
ચુ બેશ્નીદ સાલારે રૂમ ઈન્ સોખન્
બયાદ આમદશ રૂઝે કીને કોહન્
ઝે અમ્મૂરેયહ્ લશ્કરી ગેરૂદ કરૂદ
હમહ્ નામદારાને રૂઝે નબરૂદ
ચુ દારા બેયામદ બુઝોર્ગાને રૂમ
બેપર્દાખ્તન્દ આન્ હમહ્ મર્ઝો બૂમ
ઝે અમ્મૂરેયહ્ ફીલ્કૂસો સરાન્
બેરફ્તન્દ ગોર્દાનો જન્ગ્આવરાન્
દો રઝ્મે ગેરાન્ કર્દહ્ શુદ દરૂ સે રૂઝ
ચહારોમ ચુ બેફ્રૂખ્ત ગીતી ફોરૂઝ
ગુરીઝાન્ બેશુદ ફીલ્કૂસો સેપાહ્
યકીરા નબુદ તર્કો રૂમી કોલાહ્
ઝનો ફ્રૂદકાન્ શાન્ બેબોર્દન્દ અસીરૂ
બેકોશતન્દ ચન્દી બબારાને તીરૂ
ચુ અઝ્ પીશે દારા બશાહ્રૂ આમદન્દ
અઝ્ આન્ રફ્તહ્ લશ્કરૂ દો બહ્રૂ આમદન્દ
દેગરૂ બીશતરૂ કોશતહો ખસ્તહ્ બૂદ
પસે પોશત શાન્ નીઝહ્ પયવસ્તહ્ બૂદ
બઅમ્મૂરેયહ્ દરૂ હેસારી શુદન્દ
વઝ્ ઈશાન્ બસી ઝીન્હારી શુદન્દ

## દારાબની ફીલ્કૂસ રૂમી સાથની લડાઈ અને તેનું ફતેહ પામવું.

——:૦:——

તે ભાલાવાળા સવારો અરબેસ્તાન છોડી રૂમ તરફ નાસવા લાગ્યા-અને તે આબાદ મુલકમાં તેઓની પૂઠ પકડીને ઈરાની મર્ઝબાન તેઓ સાથ લડતો લડતો ગયો.

રૂમના ઇલાકામાં "ફીલકૂસ" નામનો પાદશાહ પાદશાહી ચલાવતો ૫૩
હતો-અને રૂસનો (રશ્યાનો) પાદશાહ તેનો દોસ્ત થતો હતો.

તેઓ બન્ને ઉપર નામા લખવામાં આવ્યાં કે "હોમાયનો બેટો દારાબ-એક ભારી લશ્કર લઇ ચઢી આવ્યો છે."

જ્યારે રૂમના સરદારે આ વાત સાંભળી-ત્યારે તેને આગળા વખતના કીનાનો દહાડો યાદ આવ્યો.

તેણે અમ્મૂરિયાના ઈલાકામાંથી એક લશ્કર ઉભું કર્યું-જેમાં લડાઇમાં પ્રખ્યાત થયલા સઘળા સરદારો હતા.

જ્યારે દારાબ ચઢી આવ્યો ત્યારે રૂમના વડાઓ તે સઘળો મુલક ખાલી કરી ગયા.

અમ્મૂરિયામાંથી ફીલકૂસ અને સરદારો તેમજ પેહલવાનો અને લડાયકો તેની સામે ગયા.

ત્રણ દિવસમાં બે ભારી લડાઇ થઇ-અને ચોથે દહાડે જ્યારે દુન્યાને રોશન કરનાર આફતાબે જેહાન રોશન કીધી,

ત્યારે ફીલકૂસ અને તેનાં લશ્કરે નાસવા માડયું-કોઇનાં સર ઉપર લોઢાંની ટોપી કે કોલાહ રહી હતી નહીં.

ઇરાનીઓએ તેઓનાં બાયડી છોકરાંને કયદ પકડયાં-અને ઘણાક રૂમીઓને તીરથી વિંધી નાખ્યા.

જ્યારે દારાબની લડાઇમાંથી અમ્મૂરિયામાં રૂમી લશ્કર પાછું આવ્યું-ત્યારે જણાયું કે માત્ર બેજ ભાગ પાછું આવ્યું હતું.

બાકીના ઘણા ખરા માર્યા ગયા કે ઝખ્મી થયા હતા-તેઓની પીઠ ૫૪
ઉપર નેઝા વળગેલા હતા.

તેઓ (નાસીને) અમ્મૂરિયાના કિલ્લામાં ભરાયા-અને તેઓમાંથી ઘણાકોએ તો જીવતદાન માંગ્યું.

## આશતી કર્દને ફીલ્કૂસ્ બા દારાબ્ વ બઝની ગેરેફ્તને દારાબ્ દોખ્તરશ્‌રા વ બાઝ્ ગશતન્ બઈરાન્.

ફેરેસ્તાદઈ આમદ અઝ્ ફીલ્કૂસ
ખેરદમન્દો બીદારો બા નઅમો બૂસ

## ફીલ્કૂસે દારાબ સાથ સુલેહ કરવી અને દારાબે તેની બેટી સાથ નેકાહ કરવા અને ઇરાન તરફ પાછું ફરવું.

ફીલ્કૂસ તરફથી એક એલચી આવ્યો-જે અકલમંદ, હોશ્યાર, નરમાસવાળો અને ગરીબ સ્વભાવનો હતો.

આબા બદ્રહો બર્દહો બા નેસારૂ
હો સન્દૂક્ પુરૂ ગઉહરે શાહુ વારૂ
ચુનીન્ બૂદ પયધામ કઝ યકુ ખોદાય
બેખાહમ કે ઊ બાશદમ રહુનુમાય
કે ફર્જામે ઈન્ રઝમ બઝમ આવરીમ
મબાદા કે દેલ સૂએ રઝમ આવરીમ
હુમહુ રાસ્તી બાશદો મર્દમી
જે કઝ્ઝીઓ તારી બેગીરદ કમી
ચુ અમ્મૂરેયહુ કાન્ નેશસ્તે મનસ્ત
તો આઇઓ ખાહી કે ગીરી બદસ્ત
દેલે મન્ બજૂશ આમદ અઝ નામો નન્ગ્
બહન્ગામે બઝમ અન્દરૂ આયમ બજન્ગ્
તો આન્ કુન્ કે અઝ શાહરૂયારાન્ સઝાસ્ત
પેદરૂ શાહુ બૂદો પેસરૂ પાદશાસ્ત
૫૫ ચુ બેશનીદ આઝાદગાન્રા બેખાન્દ
હુમહુ દાસ્તાન્ નઝદે ઈશાન્ બેરાન્દ
ચે ગૂઇદ ગોફ્ત અન્દરીન્ ગોફ્તગૂય
બેજૂયદ હુમી ફીલ્ફૂસ આબ્રૂય
હુમહુ મેહતરાન્ ખાન્દન્દ આફ્રીન્
કે અય શાહે બીના દેલો પાકદીન્
શહન્શાહુ બરૂ મેહતરાન્ મેહતરસ્ત
જે કારૂ આન્ ગુઝીનદ કુજા બેહતરસ્ત
યકી દોખ્તરી દારદ આન્ નામદારૂ
બબાલાય સર્વે બરોખ ચૂન બહારૂ
બુત આરાય ચૂન્ ઊ નબીનદ બચીન્
મેયાને બુતાન્ ચૂન દેરખ્શાન્ નેગીન્
શહન્શાહુ બીનદ પસન્દ આયદશ
બપાલીઝ સર્વે બલન્દ આયદશ
ફેરેસ્તાદએ રૂમરા ખાન્દ શાહુ
બેગોફ્ત આન્ચે બેશનીદ અઝાન્ નીકખાહુ
બદુ ગોફ્ત રવ પીશે કયસરૂ બેગૂય
કે ગરૂ જોસ્ત ખાહી હુમી આબ્રૂય
પસે પર્દએ તૂ યકી દુખ્તરસ્ત
કે બરૂ તારકે બાનૂઆન્ અફ્સરસ્ત
૫૬ નેગારી કે નાહીદ ખાની વરા
બરૂ અવરન્ગે ઝરૂરીન્ નેશાની વરા
બરે મન્ ફેરેસ્તીશ બા બાઝે રૂમ
ચુ ખાહી કે બી રન્જ માની બબૂમ
ફેરેસ્તાદહુ બેશનીદો આમદ ચુ બાદ
બકયસરૂ બરાન્ ગોફ્તહા કરૂદ યાદ
બદાન્ શાદ શુદ ફીલ્ફૂસો સેપાહુ
કે દામાદ બાશદ મરૂ ઊરા ચુ શાહુ
સખુન રફ્ત હરૂગૂનહુ અઝ બાઝો સાવ
જે ચીઝી કે દારદ શહે રૂમ તાવ
બદાન્ બરૂ નેહાદન્દ સાલી કે શાહુ
સેતાનદ જે કયસરૂ બહરૂ મેહરૂ માહુ

તે પૈસાની થેલીઓ, ગોલામો અને નેસાર કરવાની ચીઝો સાથ-પાદશાહી ગોહરો ભરેલી બે પેટીઓ લઇને આવ્યો.

તે એવી રીતે પયગામ લાવ્યો હતો કે "એકલા એક ખોદાતાલા તરફથી-હું એવું ચાહું છું કે તે મારો રેહનુમા બને.

કે જેથી આ લડાઈનું શેવટ આપણે ખુશીની મજલેસમાં લાવી નાખ્યે-હવે આપણાં દિલ પાછાં લડાઈ તરફ લગાડિયે એવું કદી પણ બનતુંજ ના.

પ્રમાણિકપણું અને ઈન્સાનીયત દેખાડવી જોઇયે-અપ્રમાણિકપણાથી સારા વખતનો ઝવાલ આવે છે.

જ્યારે અમ્મૂરિયા કે જે મારી રાજધાની છે-તેને તેં આવીને લઈ લેવા માગ્યું,

ત્યારે મારી કીર્ત્તિ અને નામને ખરાબ લાગે તેથી મારૂં દિલ ઉસ્કેરાઈ આવ્યું-કે મારા સુખના વખતે મને લડાઇ કરવા જવું પડે છે.

તું પાદશાહોને લાયકની વર્તણુક ચલાવ-કેમકે તારો બાપ એક પાદશાહ હતો અને તેનો બેટો પણ પાદશાહજ છે."

જ્યારે દારાબે એવું સાંભળ્યું ત્યારે તેણે મોટા મોટાઓને બોલાવી મંગાવ્યા-અને તેઓની નઝદીક તમામ હકીકત કહી.

અને બોલ્યો કે "આ વાતમાં તમો શું કહો છો?-ફીલ્ફૂસ તો હવે પોતાની ખોહેલી આબરૂ પાછી મેળવવા માગે છે."

સઘળા સરદારો તેની ઉપર દોઆ કરી બોલ્યા-કે "એ રોશન દિલના અને પાક મઝહબના પાદશાહ!

તું શેહન્શાહ સઘળા સરદારો ઉપર સરદાર છે-અને જે સારૂં કામ હોય છે તેજ પસંદ કરે છે.

તે નામદારી ભરેલો ફીલ્ફૂસ એક બેટી ધરાવે છે-જે ઊંચાઈમાં સરોવર જેવી અને ચેહરામાં બહારની મિસાલની છે.

ચીનના પૂતળાં બનાવનારે પણ તેવું પૂતળું જોયું ન હશે-તેણી સઘળી પૂતળીઓ વચ્ચે એક ઝળકતા નેગીના જેવી છે.

અગરજો શેહન્શાહ તેને જોય તો ઝરૂર પસંદ પડે-તેણી એક બાગમાંના ઊંચા સરોવર જેવી તને લાગશે."

પાદશાહે પેલા રૂમના એલચીને બોલાવ્યો-અને પોતે જે કાંઈ તેના નેકખાહોથી સાંભળ્યું હતું તે તેને કહ્યું.

તે બોલ્યો કે "તું કયસર પાસે જા અને કહે-કે 'અગરજો તું પોતાની આબરૂ ચાહતો હોય,

તો તારા ઘરમાં જે એક બેટી છે-કે જેણી બાનૂઓનાં સરનાં તાજ મિસાલ છે,

જે પૂતળીને તું નાહીદનાં નામથી બોલાવે છે-અને જેને તું સોનેરી તખ્ત ઉપર બેસાડે છે,

તે બેટીને, જો તું પોતાના મુલકમાં કાંઇ પણ ભય વગર રહેવા માગતો હોય-તો તું રૂમ દેશની ખંડણી સાથ મોકલી આપ."

એલચી એવું સાંભળીને તુરત પાછો ફર્યો-અને કયસરને તે સઘળી વાતો કહી.

એ સાંભળી ફીલ્ફૂસ અને સઘળું લશ્કર ખુશહાલ થયું-કે "ઇરાનના પાદશાહ જેવો તેનો જમાઇ થશે."

રૂમના પાદશાની શક્તિ પ્રમાણેની ખંડણી તેની પાસેથી લેવાની વાત ચલાવી.

શેવટે એવું નક્કી થયું કે દર વર્ષ મેહર* મહિનામાં ઇરાનનો પાદશાહ કયસર પાસેથી ખંડણી લે.

---

* કદીમ રૂમી વર્ષ પાનખર રૂતુથી શુરૂ થતું હતું. વર્ષના પહેલા મહિનાને "તશ્તીને અઉવલ" કહેતા હતા, જે ઈરાનીઓનો મેહર મહિનો હતો. રૂમીઓનું વર્ષ સૂર્યનીજ ચાલતું હતું જે ૩૬૫ દિવસ અને ૬ કલાકનું હતું.

કે ઝરૂ ખાયએ શીખ્તહુ સદ હઝારૂ
અબા હર્ યકી ગઉહરે શાહુ વારૂ
બેહલ કર્દહુ મેસ્કાલ હર્ ખાયઈ
હમાન્ નીઝ ગઉહર્ ગેરાન્માયઈ
વઝાન્ પસ હમહુ ફીલ્સૂફાને શાહુર્
કસીરા કે બૂદ અન્દર્ આન્ મરૂઝ બહુર્
બેફરૂમૂદ તા રાહુરા સાખ્તન્દ
કે હર્ કાર્ દેલહા બેપર્દાખ્તન્દ
બેરફૂતન્દ બા દોખ્તરે શાહુર્યાર્
ગેરાન્માયગાન્ હર્ યકી બા નેસાર્
યકી મહુદે ઝરૂરીન્ બેયારાસ્તન્દ
પરસ્તન્દહો તાજે ઝર્ ખાસ્તન્દ
દહુ ઉશ્તુર્ હમહુ બાર્ દીબાએ રૂમ
હમહુ પયકર્ અઝ ગઉહરો ઝરૂશ બૂમ
શુતુર્વાર્ સીસદ કે ગુસ્તરૂદની
કે ચીઝી કે બુદ શાહુરા બરૂદની
દેલારામે રૂમી બમહુદ અન્દરૂન્
સોફૂબાઓ શાહેબ્ વરા રહુનમૂન
કનીઝકુ પસે પોશ્તે નાહીદ શસ્ત
અઝાન્ હર્ યકી જામે ઝરૂરીન્ બદસ્ત
બજામ અન્દરૂન્ ગઉહરે શાહુ વાર્
બુત આરાય બા આફૂસરો ગૂશવાર્
સોફુહ્ ખૂબ્રૂરા બદારા સેપોરૂદ
ગોહરૂહા બગન્જૂરે ઊ બર્ શુમોરૂદ
વઝાન્પસ બર્ આન્ રઝમગહુ બર્ નમાન્દ
સેપહુરા સુએ શાહુરે ઈરાન્ બેરાન્દ

જેમાં સોનાનાં ઓતેલાં એક લાખ ઈંડાં—અને તે દરેક ઇડાં સાથે એક બાદશાહી મોતી લે.

દરેક ઇડાંનો વઝન ચાળીસ મિસ્કાલ ઠરાવ્યો હતો—તેમજ મોતી પણુ બહુ કીમતી હોવું જોઇયે.

ત્યાર બાદ શેહરના તમામ દાનેશંદોને તેમજ જેઓ તે મુલકમાં સારો હિસ્સો ધરાવતા હતા,

તેઓને ફર્માવ્યું જેથી તેઓએ દરેક કામથી પોતાનાં દિલ ફારેગ કરીને રાહમાં જવાની તૈયારી કીધી.

તે મોટા અમીરો દરેક પોતાની સાથ નેસાર કરવા માટેનો હદયો ૫૭
લઇને પાદશાહની છોકરી સાથ ગયા.

તેઓએ એક સોનેરી અમારી તૈયાર કીધી—સાથે બાંદીઓ અને સોનેરી તાજ લીધું.

દશ ઊંટ ઉપર બધાં રેશમી કપડાં લાધ્યાં—જે સઘળાં કપડાં સોનેરી વણટનાં અને ઉપર ગોહરો જડેલાં હતાં.

ત્રણસો ઊંટ ગલીચાનાં તેમજ પાદશાહની આગળ લઈ જવાને લાયકની ચીઝોનાં ભર્યા.

પેલી રૂમ દેશની દિલારામ અમારીમાં બેઠી—રૂમના સરદારો અને મોબેદો તેના રેહનુમા હતા.

નાહીદની પછાડી સાઠ બાંદીઓ ચાલતી હતી—તે દરેકના હાથમાં એકકી સોનેરી જામ હતી.

તે જામમાં પાદશાહને લાયકનાં ગોહરો હતાં—તે પૂતળીઓ તાજ અને કાનમાં બાલી સાથની હતી.

વડા સરદારે ખૂબસૂરત નાહીદને દારાબને સોંપી આપી—અને તેના ખઝાન્ચીને સઘળાં ગોહરો વગેરે ગણી આપ્યું.

જે પછી દારાબ તે લડાઇગાહ ઉપર થોભ્યો નહીં—તેણે લશ્કરને ઇરાન શેહર તરફ ચલાવ્યું.

## બાઝ્ ફેરેસ્તાદને દારાબ્ દોખ્તરે ફીલ્કૂસ્રા બરૂમ્ વ ઝાદને સેકન્દર્.

સુએ પારૂસ આમદ દેલારામો શાહ
કોલાહે બુઝોર્ગી બસર્ બર્ નેહાદ
શબી ખોફૂતહુ બુદ માહુ બા શાહુર્યાર્
પુર્ અઝ ગઉહરો બૂયો રન્ગો નેગાર્
હમાના કે બરૂઝદ યકી તીઝ દમ
શાહન્શાહુ અઝાન્ દમ ઝદન્ શુદ દેઝમ
બેપીચીદ દર્ જામહુ સર્ ઝ્ બેતાફૂત
કે અઝ નફહતશ બૂએ નાખૂબ યાફૂત
અઝાન્ કાર્ શુદ શાહે ઈરાન્ દેઝમ
પુર્ અન્દીશહુ જાનો રવાન્ પુર્ ઝે ઘમ
પેઝેશ્કાને દાનન્દહુરા ખાન્દન્દ
બનઝદીકે નાહીદ બેન્શાન્દન્દ
યકી મર્દ બીના હેલે નીકુ રાય
પેઝૂહીદ તા દારૂ આમદ બજાય
ગેયાહી કે સૂઝન્દએ કામ બૂદ
બરૂમ અન્દર્ એસ્કન્દરશ નામ બૂદ

## દારાબે ફીલ્કૂસની બેટીને પાછી રૂમ મોકલી દેવી અને સિકંદરનો જન્મ થવો.

તે નચિન્ત જીવે અને ખુશહાલી સાથ પાર્સમાં આવ્યો—અને પાદશાહી તાજ માથે મેલ્યું.

એક રાત્રે સોલે સણગાર કરીને માહતાબ જેવી નાહીદ પાદશાહની ૫૮
સાથ સૂતેલી હતી.

તેવામાં તેણીના મોંમાંથી એક ઝબરો ફુંફાડો નીકળ્યો—જેથી શેહન્શાહ દારાબને કંપારી છૂટી.

તેણે છેક મોઢાંવેર કપડું ઢાંકી દીધું અને તેણીની આગળથી સર ફેરવી લીધું—કારણકે તેણીનાં શ્વાસમાંથી ખરાબ વાસ આવતી હતી.

આ બનાવથી ઇરાનનો શાહ દિલગીર થયો—તેનો જીવ અંદેશા ભરેલો અને જાન ગમ ભરેલો બન્યો.

તેણે હુશ્યાર વૈદોને બોલાવી—નાહીદની નઝદીક બેસાડ્યા.

તેઓમાંથી એક નેક વિચારના હુશ્યાર માણસે—તે બીમારી પારખી જેથી તેની દવા હાથ લાગી.

એક તાળવાંને બાળે એવો એક ઝાડપાલો હતો—જેને રૂમી ભાષામાં "એસ્કનદરૂસ" કહેતા હતા.

બેમાલીદ બરૂ કામે ઊ બરૂ પેશેશ્કૂ
બેબારીદ ચન્દી કે મેશ્કગાન્ સેરેશ્કૂ
બશુદ ના ખુશી બૂયો કામશ બેસૂખ્ત
બકેર્દારે દીબા રોખશ બરૂ ફોફૂખ્ત
અગરૂ ચન્દ મુશ્કીન્ શુદ આન્ ખૂબ્ ચેહરૂ
હેજમ બૂદ દારાબ્રા જાએ મેહરૂ
૫૯ દેલે પાદશા સરૂદ ગશ્ત અઝ્ અરૂસ
ફેરેસ્તાદ બાઝશ બરે ફીલ્કૂસ
ધમી દોખ્તરો કૂદકી દરૂ નેહાન્
નગોફ્તૂ ઈન્ સખુન્ બા કસી દરૂ જેહાન્
ચુ નોહ માહ બુગ્જશ્ત અઝાન્ ખૂબ્ચેહરૂ
યકી કૂદક્ આમદ ચુ તાબન્દહ મેહરૂ
ઝે બાલાએ રન્ગો ઝે બૂયા બરશ
સેકન્દરૂ હમી ખાન્દી માદરશ
કે ફરૂરોખ હમી દાશ્ત આન્ નામરા
કે અઝ્ ના ખુશી યાફ્તૂ ઝ્ કામરા
હમી ગોફ્તૂ કયસરૂ બહરૂ મેહતરી
કે પયદા શુદ અઝ્ તોખ્મે મન્ કયસરી
નેયાવરૂદ કસ નામે દારાબ્ બરૂ
સેકન્દરૂ પેસરૂ બૂદો કયસરૂ પેદરૂ
હમી નન્ગશ આમદ કે ગોફ્તી બકસ
કે દારા ઝે ફર્ઝન્દે મન્ કરૂદ બસ
ચુ એસ્કન્દરૂ અઝ્ પાકૂ માદરૂ બેઝાદ
યકી શુદ બનઝ્દે નેયા મોબ્દહ દાદ
દરૂ આખુરૂ યકી માહેયાન્ બુદ સમન્દ
કવી હીકલી તુન્દ બાલા બલન્દ
૬૦ હમાન્ શબ્ યકી કુરૂરહ ઝાદ ખન્ગ્
બરશ ચૂન બરે શીરો કૂતાહ લન્ગ્
ઝે ઝાયન્દહ કયસરૂ બરૂ અફ્રાખ્ત યાલ્
કે આન્ ઝાદનશ ફરૂરોખ આમદ બફાલ
બશાબ્ગીરૂ ફર્ઝન્દરા ખાસ્તી
હમીન્ માહેયાન્રા બેયારાસ્તી
બેસૂદી હમી કુરૂરહરા ચશ્મો યાલ્
કે હમતા બુદ ઊ બા સેકન્દરૂ બસાલ્
સેપહરૂ અન્દરીન્ નીઝ્ ચન્દી બેગશ્ત
ઝે હરૂગૂનએ સાલેયાન્ બરૂ ગુઝશ્ત
સેકન્દરૂ દેલે ખુસ્રવાની ગેરેફ્ત
સખુન ગોફ્તને પહ્લવાની ગેરેફ્ત
ફેઝૂન અઝ્ પેસરૂ દાશ્તી કયસરશ
બેયારાસ્તી પહ્લવાની બરશ
ખેરદ યાફ્ત લખ્તીઓ શુદ કારૂદાન્
હુશીવારો બા સન્ગો બેસ્યારૂ દાન્
વલીઅહદ ગશ્ત અઝ્ પસે ફીલ્કૂસ
બદીદારે ઊ દાશ્તી નઅમો બૂસ
હોનરહા ,કે બાશદ કયાન્રા બકારૂ
સેકન્દરૂ બેયામૂખ્ત ઝામૂઝગારૂ
૬૧ તો ગોફ્તી નશાયદ મગરૂ દાદરા
દેગરૂ, તખ્તે શાહીઓ બુન્યાદરા

તે દવા પેલા હકીમે તેનાં તાળવા ઉપર મસળી-જેથી કરી તેણીની આંખમાંથી કેટલાંક આંસુ નીકળી પડયા.

જો કે તેણીનું તાળવું બળી ગયું પણ તેણીના મોંની બદબો નીકળી ગઇ-અને તેણીનો ચેહરો પછી રેશમ મિસાલ પ્રકાશવા લાગ્યો.

જોકે તેણીનાં મોંનો વાસ કસ્તુરી જેવો બની ગયો-તોપણ દારાબની પ્રત્તિનું સ્થળ (દિલ) તેણી ઉપરથી ઉઠી ગયું હતું.

પાદશાહનું દિલ તે કન્યા તરફથી થંડું પડી ગયું-જેથી દારાબે તેણીને પાછી ફીલ્ફૂસની નઝદીક મોકલી દીધી.

આથી તે છોકરી ગમગીન બની ગઇ જોકે તે વખતે તેણીને હમેલ રહેલા હતા-તોપણ તે વાત તેણીએ કોઇને કહી નહીં.

જ્યારે તે ખૂબસૂરત છોકરીને નવ માસ પુરા થયા-ત્યારે તેણીએ ઝળકતા આફ્તાબની મિસાલનો એક બેટો જણ્યો.

તે બાળકનાં શરીરનાં બાંધા ઉપરથી, તેનાં રંગ ઉપરથી અને તેની છાતીના વાસ ઉપરથી તેની માએ તેને "સિંકદર" નું નામ આપ્યું.

કારણકે તે નામ તેણી ઘણું ભાગ્યશાળી સમજતી હતી-કેમ કે તે "એસ્કંદરૂસ" ના પાલાથી મોંની બદબો દૂર થવાની ખાહેશ પાર પડી હતી.

હવે કયસર પોતાના દરેક સરદારને એમજ કહેતો હતો-કે "મારીજ તોખ્મથી આ એક બીજો કયસર પયદા થયો છે."

કોઇયે એ બાળક સાથ દારાબનું નામ લગાડયુંજ નહીં-સિંકદર છોકરો અને કયસર તેનો બાપ ગણાવા લાગ્યો.

તેને એમ કહેતાં શર્મ લાગતી હતી કે "દારાબે મારી છોકરીને તેણીની અયબથી છોડી દીધી."

જ્યારે સિકંદરે પોતાની પાક માતાથી જન્મ લીધો-ત્યારે એક જણ મમાવાની નઝદીક તે માટેની વધાઇ લઇ ગયો.

તેના તબીલામાં એક ઝોરાવર તેઝ ચાલની અને બુલંદ કદની કાળી ઘોડી હતી,

તે ઘોડીએ પણ તેજ રાતે એક સફેદ વછેરાનો જન્મ આપ્યો-જેની સિંહ જેવી છાતી અને પગ નાના હતા.

તે વછેરાના પયદા થવાથી કયસર પોતે મગરૂર બન્યો-કારણકે તેથી સિકંદરના જન્મને તે સારા શગન તરીકે ગણવા લાગ્યો.

તે સવારના પોહોરમાં પોતાનાં ફર્ઝંદને બોલાવતો-તેમજ પેલી ઘોડાને પણ તૈયાર કરી મંગાવતો.

અને પેલા વછેરાની આંખ અને ગર્દા પસવારતો-કારણ તે વછેરો સિકંદરનીજ ઉમરનો હતો.

એ ઉપર પણ કેટલોક વખત વીતી ગયો-અને એ વાતને ઘણાંક વર્ષ થઇ ગયાં.

સિકંદરે પાદશાહોને લાયકનુંજ આંગ લીધું-અને પેહલવાનોને લાયકનીજ વાતો કરવા લાગ્યો.

કયસર તેને પોતાનાં પેટના છોકરા કરતાં પણ વધારે ગણતો હતો-અને તેનાં બહાદુર શરીરને સણગારતો હતો.

જલ્દીથી તેણે અકલ અને અનુભવ મેળવ્યો-હોશ્યાર, ભારખમ અને દરેક કામની સમજ ધરાવતો બની ગયો.

ફીલ્ફૂસની પછીનો તે ગાદીવારેસ થયો-તેના દીદાર જોઇને તે ખુશી થતો હતો.

પાદશાહોને કામ લાગે તેવા સઘળા હોનર સિકંદર પોતાના ઉસ્તાદને હાથે શીખ્યો.

તું કહે ગોયા તે ઈન્સાફ કરવા સિવાય તેમજ પાદશાહી તખ્તે બેસવા સિવાય કે ઊચી બુન્યાદ સિવાય બીજાં કશાંને લાયક હતોજ નહીં.

# દારા.

## પાદ્શાહીએ દારા પેસરે દારાબ્ મોર્દને દારાબ્ વ બર્ તખ્ત્ નેશસ્તને દારા.

વઝાન્ પસ કે નાહીદ્ નઝદે પેદર્
બેયામદ્ ઝની ખાસ્ત્ દારા દેગર્
યકી ફરઝન્દ્ આમદશ્ બા ફરૂરો યાલ્
કે ફર્ઝન્દે નાહીદ્ કેહુતર્ બસાલ્
હમાન્ રુઝ દારાશ કર્દન્દ્ નામ
કે તા અઝ્ પેદર્ બીશ બાશદ્ બકામ
ચુ દહ્ સાલ્ બુગઝશ્ત અઝીન્ બા દો સાલ્
શેકસ્ત અન્દર્ આમદ્ બસાલો બફાલ્
બેપેઝમોરદ્ શાદાબ્ પૂરે હોમાય
હમી ખાન્દન્દશ બદીગર્ સરાય
બુઝોર્ગાનો ફર્ઝાનગાન્રા બેખાન્દ્
કે તખ્તે બુઝોર્ગી ફરાવાન્ બેરાન્દ્
બેગોફ્ત ઇન કે દારાએ દારા કુનૂન્
શુમારા બનીકી બુવદ્ રહ્નમૂન્
હમહ્ ગૂશ દારીદો ફર્માન્ બરીદ્
કે ફર્માને ઊ રામેશે જાન્ બરીદ્
કે ઈન્ તખ્તે શાહી નમાનદ્ દરાઝ
ચુ ખૂશી રસદ્ ઝૂદ્ ખાનન્દ્ બાઝ

બેફ્રૂશીદો બા મેહ્ર્ દાદ્ આવરીદ્
બશાદી મરા નીઝ યાદ્ આવરીદ્
બેગોફ્ત ઇનો બાદ્ અઝ્ જેગર્ બર્કશીદ્
શુદ્ આન્ બર્ગે ગુલ્નાર્ ચૂન શમ્બલીદ્
ચુ દારા કે દેલ્ સૂગે દારાબ્ દાશ્ત
બખુર્શીદ્ તાજે કઈ બર્ ફેરાશ્ત
યકી મર્દ્ બુદ્ તાઝો બર્નાઓ તુન્દ્
શુદહ્ બા ઝબાનશ દેલે તીઘ્ કુન્દ્
ચુનીન્ ગોફ્ત બર્ ગાહ્ કે અય મેહ્તરાન્
સરફ્રાઝ ગોર્દાનો કુન્દ્આવરાન્
કસીરા નખાહમ કે ઓફ્તદ્ બચાહ્
ન અઝ્ ચાહ્ ખાનમ્ સુએ તાજો ગાહ્
કસી રૂ કે દર્માને મા બુગ્ઝરદ્
સરશરા હમી તન્ બસર્ નશ્મરદ્
વગર્ હીચ તાબ્ અન્દર્ આરદ્ બદેલ્
બશમ્શીર્ બાશમ વશ દેલ્ ગુસેલ્

## દારાબના બેટા દારાની પાદશાહી. દારાબનું મરણ પામવું અને દારાનું તખ્ત ઉપર બેસવું.

નાહીદ પોતાના બાપની નઝદીક આવી રહ્યા બાદ દારાબ એક બીજી બાયડી પરણ્યો.

તેણીને પેટે એક દબદબા અને શાન શોકત ભરેલો બેટો પયદા થયો-જે નાહીદના છોકરા કરતાં ઉમરમાં નાનો હતો.

તેજ દહાડે તેનું નામ "દારા" રાખ્યું-કે જેથી તે બાપ કરતાં વધારે નામીચો નીકળે.

બાર વર્ષ આ બાબત ઉપર ગુઝર્યો-પછી દારાબની ઝિંદગી અને ભાગ્યનો ઝવાલ આવ્યો.

હોમાયનો તે તાઝગી ભરેલો બેટો કરમાઇ ગયો-તેને બીજી દુન્યાનું તેડું આવ્યું

જેથી તેણે બુઝોર્ગો અને દાનાઓને બોલાવી મંગાવ્યા-અને ઇરાનનાં બુઝોર્ગી ભરેલાં તખ્ત માટે ઘણીક વાતો ચલાવી.

તે બોલ્યો કે "હવે આ દારાએ દારાબ-નેકી સાથ તમારો રેહનુમા થશે.

તમો સઘળાઓ તેનીજ વાત સાંભળજો અને તેનોજ હોકમ માનજો-તેનાજ હુકમથી તમારા જીવને ખુશહાલ રાખજો!

કારણકે આ પાદશાહી તખ્ત મારી સાથ ઘણો વખત રહેવાનું નથી-જ્યારે ખુશહાલી ભોગવવાનો વખત આવે છે ત્યારેજ તુરત તેને પાછો તેડી લીયે છે.

માટે તમો દારા માટે કોશેશ કરજો અને મોહબત સાથ તેને ઈન્સાફ ૬૨
આપજો-અને મને પણ ખુશીથી યાદ કરતા રહેજો!"

એટલું બોલીને એક નીસાસો ખેંચ્યો-તેનો દાડમનાં ફૂલ જેવો ચેહરો મેથીનાં ફૂલ જેવો ફિકકો પડી ગયો (યાને મરણ પામ્યો).

જ્યારે દારાએ પોતાનાં દિલમાંથી દારાબનો સોગ છોડયો-ત્યારે તેણે પોતાનાં પાદશાહી તાજને ખુરશીદ સૂધી ઊંચું ચઢાવ્યું.

તે એક આકળો માણસ હતો તેમજ જવાન અને તુંદ મિજાઝી હતો-તેની ઝબાન આગળ તલવારની ધાર પણ બુઠ્ઠી બનતી હતી.

તે તખ્ત ઉપર બેસી એમ બોલ્યો કે "એ સરદારો-સરફરાઝ પેહલવાનો અને બહાદુરો!

હું નથી ચાહતો કે કોઇ મોટાં માણસની પડતી થાય-તેમજ ભૂખડી બારસ જેવાને ઉમ્રાની પદવીએ પણ એકદમ લાવીશ નહીં.

જે કોઈ કે મારાં ફરમાનથી ફરશે-તેનાં માથાંને તેનું શરીર માથાં તરીકે નહીં ગણશે (યાને કપાઇ જશે).

જો કોઇ મારી સામે થવાની હિમ્મત કરશે-તો તલવારથી હું તેની હિમ્મત તોડીશ.

જોઝ્ અઝ્ મા હશાન્ કસ કે દારન્દ ગન્જ
નખાહમ કસી શાહ હેલશ બરન્જ
નખાહમ કે બાશદ મરા રહનુમાય
મનમ રહનુમાયો મનમ દેલકુશાય
૬૩ ઝે ગીતી ખુરો બખ્શો પયમાન્ મરાસ્ત
બુઝોર્ગીઓ શાહીઓ ફર્માન્ મરાસ્ત
દબીરે ખેરદમન્દરા પીશ ખાન્દ
ઝે હર્ દર્ સુખુનહા ફરાવાન્ બેરાન્દ
યકી નામહ્ બેન્વેશ્ત ફરૂરોખ દબીર્
ઝે દારાએ દારાબ્ બેન્ અર્દશીર્
બહર્ સૂ કે બુદ શાહે બુદ કામઈ
બેફરમૂદ ચૂન્ ખન્જરી નામઈ
કે હર્ક્ ઝે રાયો ઝે ફર્માને મન્
બેપીચદ બેબીનદ સર્ અફ્શાને મન્
હમહ્ ગૂશ યક્સર્ બફર્માન્ નેહીદ
અગર્ જાન્ સેતાનીદ અગર્ જાન્ દેહીદ
સરે ગન્જહાએ પેદર્ બર્ કુશાદ
સેપહરા હમહ્ ખાન્દો રૂઝી બેદાદ
ઝે ચાર્ અન્દર્ આમદ દેરમ તા બહશ્ત
યકીરા બજામો યકીરા બતશ્ત
દેરમ દાદો દીનારો બર્ગુસ્તુવાન્
હમાન્ જઉશનો તીઘો ગુર્ઝે ગેરાન્
હરાન્ કસ કે બુદ કાર્દીદહ્ સરી
બેબખ્શીદ બર્ હર્ સરી કેશ્વરી
૬૪ યકીરા ઝે ગર્દનકશાન્ મરૂઝ દાદ
સેપહરા હમહ્ ચીઝ્ બા અરૂઝ દાદ
ફેરેસ્તાદહ્ આમદ ઝે હર્ કેશ્વરી
ઝે હર્ નામદારીઓ હર્ મેહતરી
ઝે હેન્દો ઝે ફગ્ફૂરે ખાકાને ચીન્
ઝે રૂમો ઝે હર્ કેશ્વરી હમચુનીન્
હમહ્ પાક્ બા હદયહો બાઝો સાવ્
ન પય બૂદ બા ઊ કસીરા ન તાવ્
યકી શારૂસાન્ કર્દ ઝરૂનૂશ નામ
બઅહ્વાઝ્ ગશ્તન્દ અઝ્ શાદકામ
કસીરા કે દરૂવીશ બુદ દાદ દાદ
બખાહન્દગાન્ ગન્જે આબાદ દાદ

મારા સિવાય જે બીજા કોઇ કે ધનવાન છે તેઓનાં ખુશહાલ દિલને કોઈ દુઃખમાં નાખે એવું હું ઈચ્છતો નથી.

કોઈની રેહનુમાઇ મને જોઈતી નથી-હું પોતેજ રેહનુમા છું અને દુઃખી દિલને રીજવનારો પણ હુંજ છું.

આ દેશમાંથી ખાણીપીણી, બખ્શેશ અને વફાદારી એજ મારે હિસ્સે છે-મોટાઇ, પાદશાહત અને ફર્માન એ સઘળાં મારાંજ છે."

પછી તેણે એક ડહાપણવાળા નવીસંદાને બોલાવ્યો-અને તેની સાથ દરેક રીતની ઘણીક વાતો કીધી.

જેથી તે મુબારક નવીસંદાએ દરાએ દારાબ બિન અર્દશીર તરફથી એક નામુ લખ્યું.

જ્યાં કેથે કે કોઇ મગરૂર પાદશાહો હતા-ત્યાં તેઓ ઉપર ખંજરની માફક તેઝી ભરેલાં એકેકાં નામા લખ્યાં.

કે "જે કોઈ પાદશાહ મારા વિચાર અને હોકમથી-ફરશે તે મારી માથાં છટકાવનારી તલવાર જોશે.

તમો સઘળા મારાજ હોકમ ઉપર લક્ષ આપજો-પછી જોઇયે તો જીવ લેઓ કે જીવ આપો."

પછી તેણે બાપનો ખઝાનો ખુલ્લો કીધો-અને તમામ લશકરને બોલાવી પગાર આપ્યો.

કોઇને ચાર દિરમથી તે આઠ દિરમ સુધી મળ્યો-તો કોઇને જામ ભરીને તો કોઇને તશ્ત ભરીને પગાર મળ્યો.

તેણે લશકરને દિરમ, દીનાર, ઘોડાની પાખર તેમજ બખ્તર, તલવાર અને ભારી ગોર્ઝ આપ્યા.

જે કોઈ કે અનુભવી સરદારો હતા-તે દરેક સરદારને એકકો પ્રાંત બક્ષેશ આપ્યો.

પેહલવાનોમાંથી કોઇ એકને સરહદની ઝમીન સોંપી-તમામ લશકરને કીમતી ચીઝો બક્ષી.

હવે દરેક મુલકથી હરેક નામદાર પાદશાહો અને સરદારો તરફથી એલચીઓ આવવા લાગ્યા.

હિંદુસ્તાન તરફથી તેમજ ફગફૂર અને ખાકાને ચીન તરફથી-રૂમ તરફથી અને એજ પ્રમાણે બીજા મુલકો તરફથી,

તેઓ તોફા હદયા, ચોથાઈ અને મેહસૂલ લાવ્યા-કારણકે તેની સામે ટકવાની શક્તિ કોઈનામાં હતી નહીં.

તેણે એક "ઝરનૂશ*" નામનું શેહર વસાવ્યું-ત્યાંથી પછી "અહવાઝ" તરફ ખુશખુશહાલ રવાના થયો.

તેણે જે કોઈ ગરીબ માણસો હતા તેઓને પુરતો ઈન્સાફ આપ્યો-અને હાજતમંદોને પોતાના આબાદ ખઝાનામાંથી બક્ષેશો આપી.

## મોર્દને ફીલ્કૂસ્ વ બર્ તખ્ત્ નેશસ્તને સેકન્દર્.

——:o:——

બેમોરદ અન્દરાન્ ચન્દ ગહ્ ફીલ્કૂસ
બરૂમ અન્દરૂન્ બૂદ યક્ ચન્દ બૂસ
સેકન્દર્ બતખ્તે નેયા બર્ નેશસ્ત
બેદી જોસ્તો દસ્તે બદીરા બેબસ્ત

## ફીલ્કૂસનું મરણ પામવું અને સિકંદરનું તખ્ત ઉપર બેસવું.

——:o:——

હવે થોડા વખત પછી ફીલ્કૂસ મરણ પામ્યો-અને રૂમમાં થોડોક વખત અંધેર ચાલ્યું.

સિકંદર મમાવાનાં તખ્ત ઉપર બેઠો-તેણે ભલાઈ કરવા માંડી અને ભૂંડાઈના હાથ બાંધી લીધા.

* ઈરાનના મુલકના "ખુઝેસ્તાન" નામના ઈલાકામાં આવેલાં એક શેહરનું નામ.

ચકી નામદારી બદાન્ ગહુ બઝ્મ
કજુ શાહ બૂદ આન્ હમહુ મરૂગો બૂમ
હકીમી ખુમોરૂગ્ અર્સતાલીસ નામ
ખેરહમન્દો બીદારો ગુસ્તર્દહુ કામ
બપીશે સેકન્દરૂ શુદ આન્ પાકૂરાય
ઝબાન્ કરૂદ ગૂયાઓ બેગ્રેફૂત જાય
બદૂ ગોફૂત કય મેહુતરે શાહકામ
હમી ગુમ કુની અન્દરીન્ કારૂ નામ
કે તખ્તે કયાન્ ચૂન તો બેસ્યારૂ દીદ
નખાહદ હમી બા કસી આર્મીદ
હરાન્ગહુ કે ગૂઇ રસીદમ બજાય
નબાયદ ઝે ગીતી મરા રહુનુમાય
ચુનાન્ દાન્ કે નાદાન્ તરીન્ કસ તોઈ
અગરૂ પન્દે દાનન્દગાન્ નશ્નોઈ
ઝે ખાકીમો હમ ખાકૂરા ઝાદહુ ઇમ
બબીચારગી તન્ બદૂ દાદહુ ઇમ
અગરૂ નીકૂ બાશી બેમાનદૂત નામ
બતખ્તે કઇ બરૂ ખુવી શાહકામ
વગરૂ બદ કુની જોઝ બદી નદૂરવી
શબી દરૂ જહાન્ શાદમાન્ નઘનવી
બનીકી ખુવદ શાહુરા દસ્તરસ
બબદ ફ્રે નીકી નજુસ્તસ્ત કસ
સેકન્દરૂ શનીદ આન્ પસન્દ આમદશ
સખુનગૂયરા ફરૂરહુમન્દ આમદશ
બફર્માને ઊ કરૂદ કારી કે કરૂદ
ઝે બઝ્મો ઝે રઝ્મો ઝે નન્ગો નબરૂદ
બનઉ હરૂ ઝમાનીશ બેન્વાખ્તી
ચુ રફૂતીશ બરૂ તખ્ત બેન્શાખ્તી
ચુનાન્ બુદ કે રૂઝી ફેરેસ્તાદઇ
સખુનગૂયો રઉશન્ દેલ આઝાદઇ
ઝે નઝ્દીકે દારા બેયામદ બરૂમ
કુજા બાઝ્ ખાહદ ઝે આબાદ બૂમ
બપીશે સેકન્દરૂ બેગોફ્રૂત ઇન્ સોખન્
ઘમી ગશ્ત્ અઝાન્ બાઝો સાવે કોહન્
બદૂ ગોફૂત રવ પીશે દારા બેગૂય
કે અઝ્ બાઝે મા શુદ કુનૂન્ રન્ગો બૂય
કે મુર્ઘી કે ઝરૂરીન્ હમી ખાયહુ કરૂદ
બેમોર્દો સરે બાઝૂ બી માયહુ કરૂદ
ફેરેસ્તાદહુ પાસોખ બદાન્ સાન્ શનીદ
બેતર્સીદો અઝ્ રૂમ શુદ ના પદીદ

તે વખતે રૂમમાં એક નામીચો શખ્સ હતો-જેનાથી તમામ રૂમનો મુલક ખુશહાલ હતો.

તે મોટો વિદ્વાન "અરસ્તાલીસ*" નામનો હતો-જે ડહાપણ ભરેલો, હુશ્યાર અને ઠાવકો શખ્સ હતો.

તે પાક વિચારનો હકીમ સિકંદરની આગળ ગયો-પોતાની જગ્યા ૬૫
લીધી અને બોલવા લાગ્યો,

તે બોલ્યો કે "ઓ ભાગ્યશાળી પાદશાહ!-આ કામમાં તું તારૂં નેક નામ ગુમાવરો.

કારણકે આ પાદશાહી તખ્તે તારા જેવા ઘણાને જોયા છે-તે કોઈ સાથે પણ ઠરીને રહેશે નહીં

જ્યારે તું એમ બોલે છે કે 'હું પોતાની મુરાદે પુગી ચૂકયો છું-અને દુન્યામાં મને કોઇ સલાહકાર જોઇતો નથી.'

ત્યારે જો તું એમ બોલીને દાનાઓની નસીહત નહીં સમજે-તો એમજ જાણ કે તારા જેવો નાદાન કોઈ નથી.

આપણ ખાકમાંથી બન્યા છિયે અને ખાક થવા માટેજ પયદા પણ થયા છિયે-અને આપણાં શરીર લાચારીથી ખાકનેજ સોપેલાં છે.

માટે જો તું ભલો બનશે તો તારૂં નામ કાયમ રહેશે-અને ખુશહાલી સાથ પાદશાહી તખ્ત ઉપર બેસશે.

પણ જો તું ભૂંડાઈ કરશે તો ભૂંડાઈ સિવાય બીજું કાંઈજ મળશે નહીં-અને આ જેહાનમાં એક રાત પણ તું આરામથી ઊંઘીશે નહીં.

ભલાઈ કરવાથીજ પાદશાહની સત્તા વધે છે-ભૂંડાઈ કરીને કોઇએ ભલો દહાડો જોયેજ નથી"

અરસ્તાલીસનું બોલવું સિકંદરને પસંદ પડયું-અને તેને તે એક મહાન પુરૂષ અને દાના દેખાયો.

પછી તે મજલેસમાં, લડાઈમાં કે કીર્ત્તિમાં કોઈ પણ કામો તેની ૬૬
સલાહ પ્રમાણે કરવા લાગ્યો.

તે દરેક વખત તેને નવી નવી બક્ષેશથી નવાઝતો હતો-જ્યારે તે તેની આગળ જતો ત્યારે પાદશાહ તેને તખ્તની નઝદીક બેસાડતો.

એવું બન્યું કે એક દહાડે એક અચ્છી રીતે બોલનાર, ચાલાક અને દરજ્જાવાળો એલચી,

દારાની નઝદીકથી રૂમમાં આવ્યો-કે તે આબાદ મુલકમાંથી ચોથાઈ માંગે.

તેણે સિકંદરને એ વાત કહી-જે સાંભળી તે આગળા વખતથી અપાતી આવતી ખંડણી બાબે દિલગીર થયો.

સિકંદરે કહ્યું કે "જા, અને દારાને કહે-કે 'અમારા તરફની ખંડણીનું નામ નિશાન રહ્યું નથી.

કારણકે જે મરઘી સોનેરી ઈંડાં મેલતી હતી-તે હવે મરી ગઈ છે, માટે ખંડણી લેવાનો વિચાર રાખવો હવે ફોકટ છે."

પેલો એલચી એવી રીતનો જવાબ સાંભળી-બીધો અને રૂમથી પાછો ફર્યો.

---

* ગ્રીક ફીલસુફોમાં સર્વથી વધારે પ્રખ્યાત ફીલસુફ "એરીસ્ટોટલ" હતો જેને ઈરાનના લોકો અરસ્તાલીસ, અરસ્તાતાલીસ અથવા અરસ્તૂને નામે ઓળખતા આવ્યા છે. પ્લેટો (ફલાતૂન) નો તે ચેલો હતો. પ્લેટોનાં મરણ પછી તે એથન્સ છોડી એકાંતવાસ થયો હતો. પણ પાછળથી સિકંદરને તાલીમ આપવાનું કામ તેણે માથે લીધું હતું. એથન્સ મધ્યે તેણે એક સાહિત્ય સમાજ ઉભી કરી હતી જે The Lyceun ને નામે જાણીતી છે વળી Peripatetic School of Philosopy નામનું મંડળ પણ તેણે ઉભું કીધું હતું. તેનો જન્મ ઈ. સ. પૂર્વે ૩૮૪ માં થયો હતો અને ઈ. સ. પૂર્વે ૩૨૨ માં મરણ પામ્યો હતો.

## લશ્કર્ કશીદને સેકન્દર્ સૂએ ઈરાન્ વ બેસીચીદને દારા બજન્ગે ઊ.

સેકન્દર્ સેપહ્રરા સરાસર્ બખાન્દ
ગુઝશ્તહ્ સખુન્ પીશે ઇશાન્ બેરાન્દ
ચુનીન્ ગોફ્ત કઝ ગર્દેશે આસ્માન્
નેયાબદ્ ગુઝર્ મર્દે નીકી ગમાન્
૬૭ મરા રૂએ ગીતી બેબાયદ્ સેપોરૂદ્
બહા નીક્ ચન્દી બેબાયદ્ શુમોરૂદ્
શુમારા બેબાયદ્ કુનૂન્ સાખ્તન્
દેલ અઝ બૂમો બર્ પાક્ પર્દાખ્તન્
સરે ગન્જહાએ નેયા બાઝ કરૂદ્
બેફરમૂદ્ તા લશ્કરશ સાઝ કરૂદ્
ઝે અસ્પાન્ કે દર્ દશ્ત બુદી યલહ્
બેયાવરૂદ્ અઝ દશ્ત ચૂપાન્ ગલહ્
હરાન્ કસ કે બૂદ્ ઊ પેયાદહ્ સવાર્
બકર્દો બેદાદશ સેલીહો નેસાર્
બશાબ્ગીર્ બર્ખાસ્ત અઝ રૂમ ઘવ
ઝે શહ્રે ઝે દર્ગાહે સાલારે નવ
દેરફશી પસે પોશ્તે સાલારે રૂમ
નબેશ્તહ્ બર્ ઊ સોર્ખો પીરૂઝહ્ બૂમ
હોમાય અઝ બર્ ખીઝ રાનશ કઝીબ્
નબેશ્તહ્ બર્ ઊ બર્ મોહેબુલ્લસલીબ્

સેકન્દર્ બમેસર્ અન્દર્ આમદ્ ઝે રાહ્
અબા લશ્કરે બૂકો કૂસો સેપાહ્
શાહે મેસ્ર્ બા લશ્કરી કીનહ્ ખાહ્
પઝીરહ્ બેયામદ્ હમાન્ ગહ્ બરાહ્
૬૮ દો લશ્કર્ બરૂય અન્દર્ આવરૂદ્ રૂય
બેબૂદન્દ યક્ હફતહ્ પર્ખાશજૂય
બહશ્તુમ બમેસર્ અન્દર્ આમદ્ શેકસ્ત
સેકન્દર્ સરે રાહે ઇશાન્ બબસ્ત
બયક્ રાહ્ ચન્દાન્ ગેરેફ્તાર્ શુદ્
કે ગીરન્દહ્રા દસ્ત બી કાર્ શુદ્
ઝે ગૂપાલો વઝ અસ્પો બરૂગુસ્તુવાન્
ઝે ખફ્તાનો વઝ ખન્જરે હેન્દુવાન્
કમરહાએ ઝરૂરીનો સીમીન્ સેતામ
હમાન્ તીઘે મેસ્રી બઝરૂરીન્ નેયામ
ઝે દીબાઓ દીનાર્ ચન્દાન્ બેયાફ્ત
કે આન્ ખાસ્તહ્ બારગી બર્ નતાફ્ત
બસી ઝીન્હારી બેયામદ્ સવાર્
બુઝોર્ગાને જન્ગ્આવરો નામદાર્
વઝાન્ જાયગહ્ સાઝે ઇરાન્ ગેરેફ્ત
દેલે શીરો ચન્ગે દેલીરાન્ ગેરેફ્ત
ચુ બેશનીદ્ દારા કે લશ્કર્ ઝે રૂમ
બેજુમ્બીદો આમદ્ બરીન્ મર્ઝો બૂમ

## સિકંદરનું ઈરાન ઉપર ચઢાઈ લઈ જવું અને દારાએ તેની લડાઈ માટે તૈયારી કરવી.

સિકંદરે તમામ લશ્કરને બોલાવ્યું-અને તેઓ આગળ સઘળી હકીકત કહી.

તે એમ બોલ્યો કે "આસ્માનની ગર્દેશથી-નેક વિચારનો મર્દ પણ છૂટી શકતો નથી.

મારે હવે દુન્યામાં ફરવું જોઇયે-અને દુન્યાનું કેટલુંક ભલું બૂરૂં તપાસવું જોઇયે.

તમો સઘળાઓએ પણ તૈયારી કરવી જોઇયે-અને પોતાના મુલકથી દિલ તદ્દન છોડવવું જોઇયે."

તેણે પોતાના મમાવાના ખઝાનાનું મોં ખુલ્લું કીધું-પછી તેણે હોકમ કીધો જેથી લશ્કરે તૈયારી કીધી.

જે ઘોડા કે જંગલમાં છૂટા ફરતા હતા-તે સઘળા ત્યાંથી ટોળાંબંધ ચોપાન લઈ આવ્યો.

જે કોઇ કે પેયાદા હતા તેઓને સવાર-બનાવ્યા-અને હથિયાર તેમજ ખર્ચ આપ્યો.

બામદાદને વખતે રૂમ શેહરમાં નવા પાદશાહની દરગાહમાંથી લડાઈના પોકાર નીકળ્યા.

રૂમના પાદશાહની પાછળ એક ઝુંડો હતો-જેની ઉપર લાલ અને બલુ ભેગા રંગનું એક ઘૂવડ ચીતારેલું હતું.

તેની પાસે હોમા પક્ષી હમ્લો કરતું પાડેલું હતું, જેની બે જાંગ ભાલા જેવી પાડેલી હતી-અને તે ઝુંડા ઉપર "મોહેબુલસલીબ" (ઝુંડાનો દોસ્ત) કરી લેખ લખેલો હતો.

સિકંદર પોતાનાં લશ્કર, કરનાય અને નગારાં સાથ સફર કરતો મિસ્ર (Egypt)માં આવી પુગ્યો.

મિસ્રનો પાદશાહ એક લડાયક લશ્કર સાથ-તુરત તેની સામે ગયો.

હવે બન્ને લશ્કરો એકેકની સામે થયાં-અને એક હફતા સુધી લડાઈ ચાલી.

આઠમે દહાડે મિસ્રનું લશ્કર હારી ગયું-અને સિકંદરે તેઓનો રસ્તો રોકી લીધો.

એકજ હમ્લામાં એટલા બધા સેપાહો કયદ પકડાયા-કે તેઓને પકડનારાઓના હાથ પણ થાકી ગયા.

તે લશ્કરમાંથી ગોર્ઝ, ઘોડા, ઘોડાનાં બખ્તર-સેપાહોનાં બખ્તર, હિંદી ખંજર,

સોનેરી કમરબંદો, રૂપેરી લગામો-તેમજ સોનેરી મેયાન સાથની મિસ્રી તલવારો,

રેશમી કપડાં અને દીનાર એટલા બધા તો મળ્યા-કે તે સઘળો અસ્બાબ ઘોડાઓ ઘસડી શકયા નહીં.

ઘણાક લડાયક સરદારો અને નામીચા સવારો પનાહ માગતા આવ્યા.

હવે ત્યાંથી તેણે સિંહ જેવી હિમ્મત અને બહાદુર લોકો જેવા પંજા ધારણ કરીને ઈરાન જવાની તૈયારી કીધી.

જ્યારે દારાએ સાંભળ્યું કે "રૂમના મુલકમાંથી લશ્કર-બાહેર પડીને આપણા આ મુલકમાં આવી પુગ્યું છે."

બેરફતન્દ એસ્તખરૂ ચન્દાન્ સેપાહ
કે અઝ નીઝહ બરૂ બાદ બરૂ બસ્ત રાહ
હમી દાશ્ત અઝ પારૂસ આહન્ગે રૂમ
કે અન્ગીઝદ આતેશ ઝે આબાદ બૂમ
ચુ આવરૂદ લશ્કરૂ બપીશે ફોરાત
શુમારે સેપહ બીશ બૂદ અઝ નબાત
બગેર્દે લબે આબ લશ્કરૂ કશીદ
ઝે જઉશન્ કસી આબે દર્યા નદીદ
સેકન્દરૂ ચુ બેશનીદ કામદ સેપાહ
પઝીરહ શુદનરા બેપયમૂદ રાહ
મેયાને દો લશ્કરૂ દો ફર્સન્ગ માન્દ
સેકન્દરૂ ગેરાનમાયગાનરા બેખાન્દ
ઝે હરગૂનહ બા ઊ સખુન રાન્દન્દ
સુખુનહાએ દારા બરૂ ઊ ખાન્દન્દ

ત્યારે એસ્તખ્રમાંથી એટલું બધું લશ્કર તેની સામે ગયું-કે જેઓના નેઝાએ કરી પવનનો રસ્તો પણ રોકાઈ ગયો.

તેણે પાર્સથી રૂમના મુલક ઉપર જવાનો ઇરાદો કીધો-કે તે આબાદ ૬૯ મુલકમાં આગ લગાડી દીયે.

જ્યારે દારા ફોરાત નદીની નઝદીક લશ્કર લઈ આવ્યો-ત્યારે તે લશ્કરની ગણત્રી ઘાસની ગણત્રી કરતાં પણ વધુ હતી.

તેણે તે નદીને કિનારે ફરતી છાવણી નાખી-લશ્કરીઓનાં બખ્તરને લીધે તે નદીનું પાણી કોઇ જોઇ શક્યું નહીં.

જ્યારે સિકંદરે સાંભળ્યું કે "ઈરાની લશ્કર આવી લાગ્યું છે"-ત્યારે તે પણ તેની સામે થવા માટે આગળ વધ્યો.

જ્યારે બન્ને લશ્કરો વચ્ચે ફકત બે ફર્સંગનો તફાવત રહ્યો-ત્યારે સિકંદરે પોતાના સરદારોને ભેગા કીધા.

જેઓએ તેની સાથે જુદી જુદી બાબતો ઉપર વાતો કીધી અને દારાની સઘળી વાતો તેને કહી સંભળાવી.

## રફતને એસ્કન્દર્ બપયામ્બરી નઝ્દે દારા.

ચુ સીરૂ આમદ અઝ ગોફતએ રહનુમાય
ચુનીન્ ગોફ્ત કકુનૂન્ જોઝ ઇન્ નીસ્ત રાય
કે મન ચૂન રસૂલી શવમ પીશે ઊય
હમી બરૂ ગેરાયમ કમો બીશે ઊય
કમરૂ ખાસ્ત પુરૂ ગઉહરે શાહવારૂ
યકી ખુસ્રવી જામએ પુરૂ નેગારૂ
બેઓર્દન્દ બાલાએ ઝરૂરીન્ સેતામ
બઝીરૂ અન્દફ્ન્ તીધે ઝરૂરીન્ નેયામ
સવારી દહ અઝ રૂમેયાન્ બરૂ ગુઝીદ
કે ગૂયન્દો દાનન્દ ગોફ્તો શનીદ
ઝે લશ્કરૂ બેયામદ સપીદહ દમાન્
ખુદો નામબર્દારૂ દહ તર્જમાન્
ચુ આમદ બનઝદીકે ગર્દનફરાઝ
પેયાદહ શુદો બોરૂદ પીશશ નમાઝ
જહાન્દારૂ દારા મરૂ ઊરા બેખાન્દ
બેપુર્સીદો બરૂ ઝીરૂ ગાહશ નેશાન્દ
હમહ નામદારાન્ ફેરૂમાન્દન્દ
બરૂ ઊ બરૂ જહાન્આફ્રીન ખાન્દન્દ
ઝે દીદારૂ વઝ ફરૂરો ફરૂહન્ગે ઊય
ઝે બાલાઓ અઝ શાખો આહન્ગે ઊય
હમ આનગહ ચુ બેન્શસ્ત બરૂપાય ખાસ્ત
પયામે સેકન્દરૂ બેયારાસ્ત રાસ્ત
નુખોસ્ત આફ્રીન કરૂદ બરૂ શહરૂયારૂ
કે જાવીદ બાદા સરે તાજદારૂ
સેકન્દરૂ ચુનીન્ ગોફ્ત કય નીકુનામ
બગીતી બહરૂ જાય ગુસ્તર્દહ, નામ
મરા આરૂઝૂ નીસ્ત બા શાહ જન્ગ્
ન દરૂ બૂમે ઈરાન ગેરૈફ્તન્ દેરન્ગ્

## સિકંદરનું એલચી તરીકે દારાની નઝદીક જવું.

જ્યારે તે પોતાના સલાહકારોની વાતથી કંટાળી ગયો-ત્યારે તે બોલ્યો કે "હવે એજ ઉપાય સિવાય છૂટકો નથી,

કે હું એક એલચી તરીકે તેની નઝદીક જાઉં-અને તેનાં બળની અને નબળાઈની આઝમાયેશ કરૂં."

પછી તેણે પાદશાહી ગોહરોથી ભરેલો એક કમરબંદ અને ચીતારથી ભરેલો એક પાદશાહી પોશાક મંગાવ્યો.

તેમજ પાદશાહ માંટે એક સોનેરી લગામ સાથનો ઘોડો જેની નીચે સોનેરી મેયાન સાથની તલવાર લટકતી હતી તે લઈ ગયા.

પછી તેણે રૂમીઓમાંથી દશ સવારો કે જેઓ ઈરાની ભાષા બોલી ૭૦ જાણતા અને સમજી શકતા હતા તેઓને ચુંટી કાઢયા.

અને સવારે બામદાદ થતાંજ પાદશાહ પોતે અને પેલા દશ દુભાષિયા લશ્કરમાંથી બાહેર પડયા.

જ્યારે સિકંદર દારાની નઝદીક આવ્યો-ત્યારે પેયાદો થઈ તેની નઝદીક નમન કીધું.

પાદશાહ દારાએ તેને બોલાવ્યો-અને તેની ખયર આફીયત પૂછી અને પોતાનાં તખ્તની નીચે બેસવાની જગ્યા આપી.

સઘળા ઇરાની નામદારો તેને જોઈ અજબ રહ્યા-અને જેહાનના પયદા કરનારને યાદ કરવા લાગ્યા.

તેનો ચેહરો, ઝળકાટ અને દાનાઈ જોઇને-તેમજ તેનું કદ, મઝબૂત હાથ અને દબદબો જોઇને અજબ રહ્યા.

તે પોતાની જગ્યાએ બેઠો અને તુરત ઉભો થયો-અને સિકંદર તરફનો સઘળો પયગામ બરાબર કહ્યો.

તેણે પહેલાં પાદશાહ ઉપર દુઆ કીધી-કે "પાદશાહનું તાજ ધરાવનારૂં સર હમેશે કાયમ રહેજો!

સિકંદરે એમ કહેવાડિયું છે કે 'ઓ દુન્યામાં દરેક જગ્યાએ પ્રખ્યાત થયલા નેકનામ પાદશાહ!

હું પાદશાહ સાથ લડવાની મારી ખાહેશ છેજ નહીં-તેમજ ઈરાનમાં લાંબો વખત થોભવાનો પણ વિચાર નથી.

૭૧ બરૂ આનમ કે ગેર્દે ઝમીન્ અન્દરી
બેગર્દમ બેબીનમ જહાન્રા યકી
હમહુ શાસ્તી ખાહમો નીકુઈ
બવીઝહુ કે સાલારે ઈરાન્ તુઈ
અગર્ ખાકૂ દારી તો અઝ મન્ રેહીદ
નશાયદ સેપોર્દન્ હવારા બુ મીદ
ચુનીન્ બા સેપાહુ આમદી પીશે મન્
નઈ આગહુ અઝ રાએ કમ બીશે મન્
ચુ રઝમ આવરી બા તો રઝમ આવરમ
અઝીન્ બૂમ બી જન્ગ્ બર્ નુગ્ઝરમ
ગુઝીન્ કુન્ યકી રૂઝગારે નબર્દ
બરીન્ બાશો અઝ આરૂઝૂ બર્ મગર્દ
કે મન્ સર્ ન પીચમ ઝે જન્ગે સરાન્
અગર્ ચન્દ બાશદ સેપાહી ગરાન્
ચુ દારા બેદીદ આન્ દેલો રાએ ઊય
સખુન્ ગોફ્તનો ફ્રૂરો બાલાએ ઊય
તો ગોફ્તી કે દારાસ્ત બર્ તખ્તે આજ
અબા યારહો તઉકો બા ફ્રૂરો તાજ
બદ્ ગોફ્ત નામો નેઝાદે તો ચીસ્ત
કે બા ફ્રૂરો શાખત્ નેશાને કઈસ્ત

૭૨ અઝ અન્દાઝએ કેહુતરી બરૂતરી
મન્ અયદૂન્ ગુમાનમ કે એસ્કન્દરી
બદીન્ ફ્રૂરો બાલાઓ ગોફ્તારો ચેહ્રૂ
મગર્ તખ્તરા પર્વરીદત્ સેપેહ્રૂ

ચુનીન્ દાદ પાસોખ કે ઈન્ કસ નકરૂદ
ન દર્ આશ્તીઓ ન અન્દર્ નબર્દ
ન ગૂયન્દગાન્ બર્ દરશ કમતરન્દ
કે બર્ તારકે બેખ્રદાન્ અફ્સરન્દ
કુજા ખુદ પયામ આરદ અઝ ખીશતન્
ચુનીન્ શહૂર્યારે સરે અન્જુમન્
સેકન્દર્ ન ઝીન્ પાય દારદ ખરદ
કે અઝ રાહે પીશીનગાન્ બુગ્ઝરદ
પયામમ સેપહુબુદ બરીન્ ગૂનહુ દાદ
બેગોફ્તમ બશાહુ આન્ચે ઊ કરૂદ યાદ
બેયારાસ્તન્દશ યકી જાયગાહુ
ચુનાન્ ચૂન્ બુવદ દર્ખુરે પાયગાહુ
સેપહ્દારે ઈરાન્ ચુ બેન્હાદ ખાન્
બસાલાર્ ફરૂમૂદ કૂરા બેખાન્
ફ્રેસ્તાદહુરા દર્ ઝમાન્ ખાન્દન્દ
બજાએ રસૂલાન્શ બેન્શાન્દન્દ
૭૩ ચુ નાન્ ખુર્દહુ શુદ મજલેસ આરાસ્તન્દ
મયો રૂદો રામેશગરાન્ ખાસ્તન્દ
સેકન્દર્ ચુ ખુર્દી મયે ખુશ્ગુવાર્
નેહાદી સબોકૂ જામરા દર્ કેનાર્
ચુનીન્ તા મયો જામ ચન્દી બેગશ્ત
નેહાદન્' બઅન્દાઝહુ અન્દર્ ગુઝશ્ત
દેહન્દહુ બેયામદ બદારા બેગોફ્ત
કે રૂમી શુદ એમરૂઝ બા જામ જોફ્ત

મારો એવો વિચાર છે કે હું દુન્યાની આસપાસ થોડોક-ફરૂં અને જરાક જેહાનનો અનુભવ મેળવું.

ખરેખર સાચું બોલું છું અને ભલાઈજ માગું છું-કારણકે તું ઈરાનનો રાજકર્ત્તા છે.

જો તું મને રસ્તો આપવાને આનાકાની કરતો હોય-તો મારાથી કાંઈ કાળાં વાદળાં માફક હવામાં તો રસ્તો લેવાય નહીં.

તું મારી તરફના કમ ઝેયાદા વિચાર જાણ્યા વગર આવું મોટું લશ્કર લઇ મારી સામે આવ્યો છે.

પણ જો તું લડાઈજ કરશે તો હું પણ તારી સાથ લડવા તેયાર છું-લડયા વગર આ મુલકમાંથી પાછો ફરીશ નહીં.

જો તેમ હોય તો લડાઈ માટે એક દિવસ નક્કી કર-તેમજ કર અને તારી ખાહેશથી પાછો ના ફર.

કારણકે હું સરદારોની લડાઈથી કદી પણ સર ફેરવતો નથી-પછી ગમે એટલું ભારી લશ્કર હોય તો શું થયું ?"

જ્યારે દારાએ તેની આવી હિમ્મત, વિચાર, બોલવાની ઢપછપ, દબદબો અને તેનું બુલંદ કદ જોયુ,

કે ગોયા દારાબ પોતેજ હાર, સાંકળી અને તાજ પેહેરી દબદબા સાથ હાથીદાંતનાં તખ્ત ઉપર બેઠો છે,

ત્યારે દારાએ તેને પૂછયું કે "તારૂં નામ તેમજ બુન્યાદ શું છે? કારણકે તું આવા દબદબા અને હાથ પગ સાથ કોઈ પાદશાહી નિશાનનો માલૂમ પડે છે.

તું એક નોકરના દરજ્જાથી તો બેશક ચઢિયાતોજ છે-હું તો ધારૂં છું કે તું પોતેજ સિકંદર છે.

તારાં આવાં ખોરેહ અને કદ ઉપરથી આવી વાતચિત્ત અને ચેહરા ઉપરથી એવું જણાય છે કે ફરતા આસ્માને તને રાજપાટ આપવા માટે મોટો કર્યો છે."

સિકંદરે એવો જવાબ આપ્યો કે "સુલેહના વખતમાં કે લડાઇના વખતમાં કોઇયે પણ એવું કીધેલું નથી.

તેની દરબારમાં કાસેદોનો કાંઈ ટોટો નથી-કે જેઓ અકલમંદોનાં સરનાં તાજ જેવા છે,

ત્યારે તે એક એવો મોટો પાદશાહ અને લશ્કરનો સરદાર-પોતેજ પોતાનો પયગામ કેમ લઈ આવે ?

સિકંદર એવી અકલ તો ધરાવતો નથીજ-કે તે પોતે વડિલોની રાહ રસ્મ છોડી દીયે

તે સરદારે મને એવોજ પયગામ આપ્યો હતો-અને તેણે જે કાંઇ કહ્યું હતું તે સઘળું મેં તું પાદશાહને કહ્યું છે."

પછી તેઓએ તેના દરજ્જાને લાયકની એક ઉતારા માટેની જગ્યા તેને માટે તૈયાર કીધી.

જ્યારે ઇરાનનો પાદશાહ ખાણાં ઉપર બેઠો-ત્યારે તેણે ખાનસાલારને હોકમ કીધો કે "પેલા એલચીને બોલાવ."

તેઓએ તુરત તે એલચીને બોલાવ્યો-અને તેને એલચીઓની જગ્યા ઉપર બેસાડયો.

જ્યારે ખાણું ખાઈ રહ્યા ત્યારે મજલેસ તૈયાર કરી-ત્યાં મય તમ્બુરા અને રામેશગરોને બોલાવી.

સિકંદર જ્યારે લેહઝ્ઝતદાર મય પી રહેતો-ત્યારે તુરત તે ખાલી જામ પોતાના ખોળામાં મૂકતો.

આ પ્રમાણે મય અને મયની જામ કાંઈક વખત મજલેસમાં આપવામાં આવી-અને તે બધી જાગો એકઠી કરવાનું કામ ઘણું વધી ગયું.

પેલો જામ આપનારો નોકર દારાની આગળ આવી બોલ્યો-કે "આજે રૂમી એલચી જામનોજ શોકીન બન્યો છે.

ચુ ખુરૂદ ઈન્ ફેરેસ્તાદહુ મરૂ જામે મય
નેગહુદાશ્ત જામે શહન્શાહે કય
બેફરૂમૂદ તા જુ બેપુર્સીદ શાહ
કે જામે નબીદ અઝ ચે દારી નેગાહ
બદૂ ગોફ્રૂત સાકી અયા શાહ ફ્રશ
ચે દારી હમી જામે ઝરૂરીન્ બકશ
સેકન્દરૂ ચુનીન્ દાદ પાસોખ કે જામ
ફેરેસ્તાદહુરા બાશદ અય નીકૂનામ
ગરૂ આઇને ઈરાન્ ચુનીનસ્તો શાહ
બેબરૂ જામે ઝરૂરીન્ સુએ ગન્જે શાહ
બેખન્દીદ અઝ આઇને ઊ શહરૂયારૂ
યકી જામે પુરૂ ગઉહરે શાહ વારૂ
બેફરૂમૂદ તા બરૂ કફશ બરૂ નેહન્દ
યકી સોરૂખ યાકૂત બરૂ સરૂ નેહન્દ
હમ અન્દરૂ ઝમાન્ બાઝ ખાહાને રૂમ
કુજા રફૂતહુ બૂદન્દ અઝીન્ મઝેર્ં બૂમ
ઝે બીરૂન્ બરીન્ બઝ્મગાહ આમદન્દ
ખરામાન્ બનઝ્દીકે શાહ આમદન્દ
ફેરેસ્તાદહુ ફૂએ સેકન્દરૂ બેદીદ
બરે શાહ રફૂત આફ્રીન્ ગુસ્તરીદ
બદૂ ગોફ્રૂત કીન્ કયસરૂ એસ્કન્દરસ્ત
કે બરૂ તખ્ત બા ગોર્ઝો બા અફૂસરસ્ત
હમાનગહ કે મારા બેફરૂમૂદ શાહ
ચુ રફૂતીમ નઝ્દીકે ઊ બાઝ ખાહ
બરૂ આશોફૂતો મારા બદાન્ ખારૂ કરૂદ
બગોફૂતારૂ બા શાહ પયકારૂ કરૂદ
ચુ અઝ પાદશાહીશ બુગ્રીખ્તીમ
શબે તીરહુ અસ્પાન્ બરૂ અન્ગીખ્તીમ
નદીદીમ માનન્દએ ઊ બરૂમ
દેલીરૂ આમદહુસ્ત ઊ બદીન્ મર્ઝો બૂમ
હમી બરૂ ગેરાયદ સેપાહે તોરા
હમાન્ ગન્જો તખ્તો કોલાહે તોરા
ચુ ગોફ્રૂતે ફેરેસ્તાદહુ બેશ્નીદ શાહ
ફેરાઝૂન્ કરૂદ સૂએ સેકન્દરૂ નેગાહ
સેકન્દરૂ બેદાનેસ્ત કન્દરૂ નેહાન્
ચે ગોફૂતન્દ બા શહરૂયારે જેહાન્
હમી બૂદ તા તીરહુ તરૂ ગશ્ત રૂઝ
સુએ બાખ્તરૂ રફૂત ગીતી ફેરૂઝ
બેયામદ બદેહલીઝે પર્દહુ સરાય
દેલાવરૂ બઅસ્પ અન્દરૂ આવરૂદ પાય
ચુનીન્ ગોફૂત બા આન્ સવારાને ખીશ
બલન્દ અખ્તરો નામદારાને ખીશ
કે મારા કુનૂન્ જાન્ બઅસ્પ અન્દરસ્ત
ચુ સુસ્તી કુનદ બાદ માનદ બદસ્ત
હમહુ બાદપાયાન્ બરૂ અન્ગીખ્તન્દ
ઝે પીશે જહાનદારૂ બુગ્રીખ્તન્દ
ચુ દારા સરો અફૂસરે ઊ નદીદ
બતારીકી અન્દરૂ બેશુદ નાપદીદ
નેગહબાન્ ફેરેસ્તાદ હમ દરૂ ઝમાન્
બનઝ્દીકીએ ખીમએ બદગુમાન્

જ્યારે આ એલચી મયની જામ પી રહે છે-ત્યારે તે કયાની શેહન્શાહની જામ પોતાની આગળ ઊંચી કરે છે."

પાદશાહે ફરમાવ્યું કે "એને પૂછો-કે તું શરાબની જામ શા માટે રાખી મૂકે છે?"

જેથી પેલા સાકીએ તેને પૂછયું કે "ઓ પાદશાહ જેવા શખ્સ!- તું આ સોનેરી જામ બગલમાં શા માટે મારે છે?"

સિકંદરે એવો જવાબ આપ્યો કે "ઓ નેકનામ! પીધેલી જામ એલચીનીજ હોય છે.

જો ઇરાનની રાહ રસ્મ એવીજ રીતે પાછી લેવાની હોય-તો આ સોનેરી જામ પાછી પાદશાહના ખઝાનામાં લઈ જા."

તેનો આવી રીતનો રેવાજ જોઇ પાદશાહ દારા હસી પડયો-અને પાદશાહી મોતીની ભરેલી એક જામ,

હોકમ કીધો કે તેના હાથમાં આપે-તેમજ તેનાં માથાં ઉપર એક ૭૪
લાલ માણેક ખોસવા કહ્યું.

તેવામાં ઈરાન સરઝમીનથી રૂમના મુલકમાં ચોથાઈ લેવા ગયલાઓ,

બહારો બાહેરથી તે મજલેસમાં આવી લાગ્યા-અને પાદશાહની નઝદીક ગયા.

એક કાસેદે સિકંદરનો ચેહરો જોયો-અને તુરત તેણે પાદશાહની નઝદીક જઇ દુઆ કીધી.

અને તેને કહ્યું કે "આ કયસર સિકંદર પોતેજ છે-કે જે તખ્ત ઉપર ગોર્ઝ અને તાજ સાથે બિરાજે છે.

જે વખતે કે અમુને પાદશાહે ફર્માવ્યું-અને જ્યારે અમો તેની નઝદીક ચોથાઈ લેવા ગયા,

ત્યારે તે ગુસ્સે થયો અને અમોને બેઈઝ્ઝત કીધા-અને વાત કરતાં પાદશાહ (દારા)ને ધમકી આપી.

જ્યારે અમો તેની દરબારમાંથી નીકળી આવ્યા-ત્યારે અંધારી રાતે પણ અમોએ અમારા ઘોડા દોડાવ્યા કીધા.

અમોએ તેની મિસાલનો રૂમમાં કોઇ બીજો જોયો નહીં-તે હિમ્મત કરીને આ સરઝમીનમાં આવ્યો છે.

તે તારાં લશ્કર તેમજ તારા ખઝાના, તખ્ત અને કોલાહનું તોલ કરે છે."

જ્યારે પેલા કાસેદની વાત પાદશાહે સાંભળી-ત્યારે સિકંદર તરફ ૭૫
ટીકી ટીકીને જોવા લાગ્યો.

સિકંદર પણ સમજી ગયો કે "તે દેશના પાદશાહને પેલાઓએ ખાનગીમાં શું કહ્યું?"

પણ દિવસ વધુ અંધારો થયો અને આફતાબ આથમણુ દિશા તરફ ગયો ત્યાં સુધી તે થોભી રહ્યો.

પછી તે સરાપરદાના દરવાઝા આગળ આવ્યો-અને તે બહાદુર ઘોડા ઉપર સવાર થયો.

તેણે પોતાના તે બુલંદ બખ્તના નામદાર સવારોને એ પ્રમાણે કહ્યું,

કે "આપણા જીવ હવે ઘોડાને આધારેજ છે-જો તે ચાલવામાં આળસાઈ કરશે તો સઘળી મેહનત ફોકટ જશે."

સઘળાઓએ પોતાના ઘોડા ડપતાવ્યા-અને પાદશાહની આગળથી નાસી ગયા.

જ્યારે દારાએ સિકંદરનું નામ નિશાન જોયું નહીં-અને તેને અંધારાંમાં ગુમ થઇ ગયલો જોયો,

ત્યારે તેણે તુરતજ દુશ્મનની છાવણી નઝદીક ચોકીબાન મોકલ્યા.

ચુ રફતન્દ બીદારૂ હેઅ રફતહુ બૂદ
કે બખ્તે શુનાન્ પાદશાહ્ ખફતહુ બૂદ

૭૬ પસે ઊ ફેરેસ્તાદ દારા સવારૂ
દેલીરાને પર્ખાશજૂયાન્ હઝારૂ
ચુ બાદ અઝ પસે ઊ હમી તાખ્તન્દ
ચુ શબ્ તીરહ બુદ રાહ નેશનાખ્તન્દ
તલાય બેદીદન્દો ગશ્તન્દ બાઝ
નબુદ સૂદ બોઝ રન્જે રાહે દરાઝ
ચુ એસ્કન્દરૂ આમદ બપર્દેહ સરાય
બેરફતન્દ ગોરૂદાને રૂમી ઝે જાય
બેદીદન્દ શબ્ શાહરા શાદકામ
બપીશ અન્દરૂન પુરૂ ગોહરૂ હસ્ત જામ
બગોરૂદાન્ ચુનીન્ ગોફત કાઝાદ બીદ
બદીન્ ફરૂરોખી ફાલે મા શાદ બીદ
કે ઈન્ જામ પીરૂઝીએ જાને માસ્ત
સરે અખ્તરાન્ ઝીરે ફર્માને માસ્ત
હમ અઝ લશ્કરશ બરૂ ગેરેફતમ શુમારૂ
ફરાવાન્ કમસ્ત અઝ શનીદન્ સવારૂ
હમહ જન્ગ્રરા તીગહા બરૂ કશીદ
વઝીન્ દશ્તો હામૂન સરૂ અન્દરૂ કશીદ
ચુ દરૂ જન્ગ્ તન્‌રા બરન્જ આવરીદ
અઝાન્ રન્જ શાદીઓ ગન્જ આવરીદ
૭૭ જહાન્ આફ્રીનન્દહ યારે મનસ્ત
સરે અખ્તરૂ અન્દરૂ કેનારે મનસ્ત
બુઝોર્ગાન્ બરૂ ઊ ખાન્દન્દ આફ્રીન્
કે આબાદ બાદા બકયસરૂ ઝમીન્
ફેદાએ તો બાદા તનો જાને મા
બરીનસ્ત જાવીદ પયમાને મા
કે યારદ ઝે શાહાન્ બુદન્ યારે તૂ
બમર્દીઓ બાલાઓ દીદારે તૂ

જ્યારે તે ચોકીબાનો તપાસ અર્થે ગયા ત્યારે તે ચાલાક મનનો સિકંદર તો જતો રહેલો માલૂમ પડયો-કારણકે દારા જેવા પાદશાહનું બખ્ત હવે ઊંઘમાં પડયું હતું.

દારાએ તેની પછાડી એક હઝાર લડાયક બહાદુર સવારો દોડાવ્યા.

જેઓ પવનની માફક સિકંદરની પછાડી દોડવા લાગ્યા-પણ રાત અંધારી હોવાથી તેઓને રસ્તો સુઝયો નહીં.

અને દુશ્મનના તલાયાએ નઝરે પડવાથી તેઓ પાછા ફર્યા-લામ્બી રાહ કાપવાની મેહનત સિવાય તેઓને કશો ફાયદો થયો નહીં.

જ્યારે સિકંદર પોતાની છાવણીમાં આવ્યો-ત્યારે રૂમી પેહલવાનો પોતાની જગ્યાએથી તેની નઝદીક ગયા.

રાતને વખતે તેઓએ તેને ખુશખુશહાલ જોયો કે તેની પાસે મોતીની ભરેલી એક જામ પણ મૂકેલી જોઇ,

તેણે પેહલવાનોને કહ્યું કે "તમો છુટાપણું ભોગવતા રહેજો! આ આપણી મુબારક ફાલ માટે તમો ખુશહાલ થજો!

આ જામ આપણા જીવની ફતેહમંદી જેવી છે-અને નેક સેતારાઓનાં સર આપણાંજ ફર્માન હેઠળ છે.

મેં તેનાં લશ્કરનો પણ અડસટો કાઢયો છે-જેટલું લશ્કર આપણે સાંભળ્યું હતું તેના કરતાં તો ઘણુંજ થોડું છે.

માટે તમો સઘળા લડાઇની તલવાર ખેંચો-અને આ મયદાન અને જંગલમાંથી આગળ વધો.

જો તમારાં શરીરને લડાઈમાં રંજીદા બનાવશો-તો ઝરૂર તે રંજના બદલામાં તમો ખુશહાલી અને ગંજ મેળવશો.

દુન્યાને પેદા કરનાર ખોદાતાલા મારો મદદગાર છે-અને ફતેહમંદ નસીબનું સર મારી બગલમાં છે."

ત્યારે બુઝોર્ગોએ તેની ઉપર દુઆ કીધી-કે "કયસર ઉપર રૂમનો મુલક આબાદ રહેજો!

અમારાં તન અને જાન તારી ઉપર ફિદા હોજો!-એજ રીતે અમો અમારો કોલ સદા પાળીશું.

બીજા પાદશાહોમાથી કયો પાદશાહ મર્દાનગીમાં, બુલંદ કદમાં અને ચેહરામાં તારી બરાબરી કરી શકે છે?"

## રઝ્મે દારા બા એસ્કન્દર્ વ શેકસ્ત્ યાફ્તને દારા.

—:o:—

ચુ ખુરૂશીદ બરૂ ઝદ સરૂ અઝ પોશ્તે ઝાગ
ઝમીન્ શુદ બકેર્દારે રઉશન્ ચરાગ
જહાન્દારૂ દારા સેપહ બરૂ ગેરેફત
જહાન્ ચાદરે કીરૂ અઝ સરૂ ગેરેફત
બેયાવરૂદ લશ્કરૂ ઝે રૂદે ફોરાત
બહામૂન્ સેપહ બૂદ બીશ અઝ નબાત
સેકન્દરૂ ચુ બેશનીદ કામદ સેપાહ
બેઝદ કૂસો આવરૂદ લશ્કરૂ બરાહ
ઝે ખફતાનો અઝ ખન્જરે હેન્દુવાન્
ઝે અસ્પો ઝે આલાતો બરૂ ગુસ્તુવાન્
ઝે સાઝો ઝે ગોર્દાને હરૂ દ્ ગોરૂહ
ઝમીન્ હમચુ દર્યા શુદો ગર્દ કોહ

## દારાની સિકંદર સાથની લડાઈ અને દારાનું શિકસ્ત પામવું.

—:o:—

જ્યારે ખોરશીદે કાગડાની પીઠમાંથી (યાને અંધારાં વચ્ચેથી) પોતાનું સર ઉઠાવ્યું-અને જેહાન રોશન ચેરાગની માફક દીપતી થઇ,

ત્યારે પાદશાહ દારાએ લશ્કર મયદાનમાં બાહેર કાઢયું-દુન્યાએ અંધારી ચાદર સર ઉપરથી કાઢી નાખી (યાને દિવસ ઉગ્યો),

તે ફોરાતની નદીને રસ્તે લશ્કર લઇ ગયો-મયદાનમાં લશ્કર ઘાસ કરતાં પણ વધું હતું.

જ્યારે સિકંદરે સાંભળ્યું કે "લશ્કર આવી લાગ્યું છે"-ત્યારે તેણે પણ નગારૂં ઠોકાવ્યું અને લશ્કર આગળ ચલાવ્યું.

લશ્કરીઓનાં બખ્તરથી અને હિંદી ખંજરથી-ઘોડા, હથિયાર અને ઘોડાનાં બખ્તરોથી,

તેમજ બન્ને તરફના પેહલવાનો અને લશ્કરના અસબાબે કરીને-ઝમીન દર્યા જેવી થઈ ગઈ અને ધૂળનો પહાડ બની ગયો.

દો રૂયહ્ સેપહ્ બરૂ કશીદન્દ સફૂ
કે ખન્જરૂ હમી ચાકૂત ખુરૂશીદ તફૂ
બપીરો સેપાહ્ આવરીદન્દ પીલ
જહાન્ શુદ બકેર્દારે દર્યાએ નીલ
સવારાને જન્ગ્ અઝ્ પસો પીલ પીશ
હમહ્ બરૂ ગેરેફ્તહ્ દેલ અઝ્ જાને ખીશ
તો ગોફ્તી હવા ખૂન્ ખોરૂશદ હમી
ઝમીન્ અઝ્ ખોરૂશશ બેજૂશદ હમી
કે બસ નાલએ બૂકો હેન્દી દરાય
હમહ્ મરૂદરા દેલ બરૂ આમદ કે જાય
કે આવાઝે અસ્પાનો બાન્ગે સરાન્
ચેરન્ગીદને ગોરૂઝ્હાએ ગરાન્
તો ગોફ્તી ઝમીન્ કૂહે જન્ગી શુદહ્સ્ત
કે ગરૂદ આસ્માન્ રૂએ ઝન્ગી શુદહ્સ્ત
બયકૂ હફ્તહ્ ગોર્દાને પર્ખાશજૂય
બફૂય અન્દરૂ આવર્દહ્ બૂદન્દ રૂય
બહશ્તુમ બરૂ આમદ યકી તીરહ્ ગરૂદ
બદાન્ સાન્ કે ખુરૂશીદ શુદ લાજ્વરૂદ
બપૂશીદ દીદારે ઈરાન્ સેપાહ્
નદીદન્દ જોઝ્ ખાક્ આવરૂદગાહ્
જહાન્દારૂ દારા બપીચીદ રૂય
હમાન્ નામવરૂ લશકરે જન્ગ્જૂય
બરૂદે ફોરાત અન્દરૂ આમદ સેપાહ્
ગુરીઝાન્ બેરફ્તન્દ અઝાન્ રઝ્મગાહ્
સેપાહે સેકન્દરૂ પસ અન્દરૂ દમાન્
યકી પુરૂ કે ધમ દીગરી શાદમાન્
સેકન્દરૂ બેશુદ તા લબે રૂદબારૂ
બેકોશ્તન્દ અઝ્ ઈરાનેયાન્ બી શુમારૂ
સેપાહ્ અઝ્ લબે આબ્ બરૂકાશ્તન્દ
બેફરૂમૂદ તા રૂદ ગુઝાશ્તન્દ
બપીરૂઝી આમદ બદાન્ રઝ્મગાહ્
કુજા પીશ બુદ બા ગુઝીદહ્ સેપાહ્

બન્ને તરફનાં લશકરે સફ ખેંચી-તલવારોના ચમકાટથી ખુરશીદ પણ રોશની મેળવવા લાગ્યો. ૭૮

લશકરની હરોલમાં હાથીઓ લાવી રાખ્યા-જેહાન જોશ ભરેલી બની.

લડાઈ કરનારા સવારો પછાડી હતા અને હાથીઓ આગળ હતા-સઘળાઓ પોતાના જીવથી નિરાશ થયલા હતા.

ગોયા હવા પણ લોહી રેડવા પોકાર કરી રહી હતી-અને ઝમીન તેના પોકારથી જોશમાં આવી ગઇ હતી.

કરનાય અને હિંદી ઘંટોના પુષ્કળ આવાઝથી-સઘળા બહાદુર મર્દોનાં દિલ ધ્રુજવા લાગ્યાં.

ઘોડાઓના ખંખાર, સરદારોના પોકાર અને ભારી ગોર્ઝોના આવાઝથી,

તું કહે ગોયા ઝમીન એક લડાયક પહાડ બની ગઇ હતી-અને ધૂળથી આસ્માન જાણે હબશીનાં મોં જેવું કાળું પડી ગયું હતું.

એવી રીતે એક હફતા સૂધી લડાયક પેહલવાનો-આમન સામન લડાઇ કરવા લાગ્યા.

આઠમેં દહાડે એક સીઆહ ગર્દ ઉઠી-કે જેથી કરી ખોરશીદ કાળો પડી ગયો.

તે તોફાને ઇરાનીઓની આંખો ઢાંકી નાખી-ખાક સિવાય તેઓને લડાઇનું મયદાન જણાયુંજ નહીં.

પાદશાહ દારા તેમજ તેનાં નામવર લડાયક લશકરે મોં ફેરવ્યાં. ૭૯

તેઓ તે લડાઇગાહમાંથી નાસી ગયા-તે લશકર ફોરાતની નદી આગળ આવ્યું.

સિકંદરનું લશકર તેની પછાડી દોડયું-એક લશકર ગમગીન બનેલું ત્યારે બીજું ખુશહાલ બનેલું હતું.

સિકંદર તે નદીના કિનારા સૂધી ગયો-અને ઇરાની લશકરમાંથી બેશુમાર સેપાહોને કાપી નાખ્યા.

પછી સિકંદરે ફરમાવ્યું જેથી તેઓ નદી ઓળંગી ઇરાનીઓની પૂઠે ગયા નહીં-પણ કિનારા આગળથીજ તે સેપાહો પાછા ફર્યા.

તે પોતાનાં પસંદ કીધેલાં લશકર સાથ જ્યાં પહેલાં છાવણી નાખી પડેલો હતો-ત્યાં તેજ મયદાનમાં ફતેહમંદી સાથ પાછો ફર્યો.

## રઝ્મે દોવ્વુમ્ દારા બા એસ્કન્દર્ વ શેકસ્ત્ યાફ્તને દારા.

ચુ દારા કે પીશે સેકન્દરૂ બેરફ્ત
બહરૂ સૂ સવારાન્ ફેરેસ્તાદ તફ્ત
અઝ્ ઈરાનો તૂરાન્ મેહાન્રા બેખાન્દ
હેરમ દાદો રૂઝી દેહાન્રા બેખાન્દ
સરે માહે નવ લશકરૂ આબાદ કરૂદ
સરે નામદારાન્ પુરૂ અઝ્ બાદ કરૂદ
દેગરૂ બારહ્ અઝ્ આબ્ ઈન સૂ ગુઝશ્ત
બેયારાસ્ત લશકરૂ બરાન્ પહ્ન દશ્ત
સેકન્દરૂ ચુ બેશનીદ લશકરૂ બેરાન્દ
પઝીરહ્ શુદો સાઝશ આન્ જા બેમાન્દ

## દારાની સિકંદર સાથની બીજી લડાઈ અને દારાનું શિકસ્ત પામવું.

જ્યારે દારા સિકંદરની આગળથી પાછો ફર્યો-ત્યારે તેણે શેતાબ ચો તરફ સવારો દોડાવ્યા.

તેણે ઇરાન અને તૂરાનમાંથી સરદારોને બોલાવી મંગાવ્યા-પગાર આપનારાઓને તેડાવી સઘળાં લશકરને પગાર અપાવ્યો.

તેણે નવા મહિનાની શુરૂઆતે લશકરને આબાદ બનાવ્યું-અને નામદારી ભરેલા શખ્સોનાં સર ઉલટથી ભરપુર કર્યાં.

તે બીજી મરતબે નદી ઓળંગી પેલી ગમ ગયો-અને તે બોહોળાં મયદાનમાં લશકર ગોઠવ્યું.

જ્યારે સિકંદરે એ સાંભળ્યું ત્યારે તેણે પણ લશકર આગળ ચલાવ્યું- ૮૦
તે સઘળો અસબાબ ત્યાંજ રહેવા દઇ દારાની સામે ગયો.

સેપહરા બુ રૂય અન્દર આમદ બરૂય
જમીનો જમાન્ ગશ્ત પર્ખાશજૂય
સે રૂજ અન્દરાન્ રઝમ શાન્ શુદ દેરન્ગ
ચુનાન્ શુદ કે અઝ કોશ્તહ્ બુદ જાએ તન્ગ
સેકન્દર દેગર બારહ્ પીરૂઝ ગશ્ત
બલન્દ અખ્તરો ગીતી અફ્રૂઝ ગશ્ત
સેપાહશ ગુરીઝાનો દારા બજન્ગ
હમી ખાક્ બુગ્ઝીદ બર જાએ નન્ગ
ફરાવાન અઝ ઈરાનેયાન્ કશ્તહ્ શુદ
જહાન્જૂયરા રૂઝ બર ગશ્તહ્ શુદ
પુર અઝ દરદ બર ગશ્ત અઝ આવરદગાહ્
ચુ યારી નદાદશ હમી હુરો માહ્
સેકન્દર બેયામદ પસે ઊ ચુ ગરદ
બસી અઝ જહાન્આફ્રીન યાદ કરદ
સેપહ્દારો લશ્કર બદાન્ પહ્ન દશ્ત
ઝે ખૂન્ શાન્ હમહ્ દશ્ત પુર લાલહ્ ગશ્ત
ખોરૂશી બર આમદ ઝે પીશે સેપાહ્
કે અય ઝીરદસ્તાને ગુમ કર્દહ્ રાહ્
૮૧ શુમારા ઝે મન્ બીમે આઝાર નીસ્ત
સેપાહે મરા 'બા શુમા કાર નીસ્ત
બેબાશીદ ઈમન્ બઅયવાને ખીશ
બયઝદાન સેપોર્દહ્ તનો જાને ખીશ
બજાનેઃ તન્ અઝ રૂમેયાન્ રસ્તહ્ ઈદ
વગરચેહ્ બખૂન્ દસ્તરા શસ્તહ્ ઇદ
ચુ લશ્કર અઝૂ અયમની યાફ્તન્દ
હમહ્ રોખ સુએ રૂમેયાન્ તાફ્તન્દ
સેકન્દર બેયામદ બદશ્તે નબરદ
હમહ્ ખાસ્તહ્ સરબસર ગેરદ કરદ
ઝે તખ્તો ઝે ખરગાહો પર્દહ્સરાય
ઝે ફર્શો ઝે આલાતો અઝ ચારપાય
ઝે દીબાઓ દીનારો ગન્જો ગોહર
ઝે તીઘો કોલાહો ઝે ઝરીન કમર
બેબખ્શીદ બર લશ્કરશ ખાસ્તહ્
સેપાહશ બનવ્વી શુદ આરાસ્તહ્
બેબૂદન્દ ચન્દી બરાન્ રઝમગાહ્
ઝે આસૂદહ્ શુદ શાહ્રયારો સેપાહ્
જહાન્દાર દારા બજહ્રોમ રસીદ
કે આન્જા બુદી ગન્જહારા કલીદ
૮૨ હમહ્ મેહ્તરાન્ પીશવાઝ આમદન્દ
પુર અઝ દર્દો ગર્મો ગોદાઝ આમદન્દ
ખોરૂશાન્ પેદર ચૂન પેસરરા નદીદ
પેસર હમચુનીન્ હ્ પેદરરા નદીદ
હમહ્ શાહ્રે ઈરાન પુર અઝ નાલહ્ બૂદ
બચશ્મ અન્દરૂન આબ્ ચૂન ઝાલહ્ બૂદ
ઝે જહ્રોમ બેયામદ બશાહ્રે સેતખર
કે આઝાદગાનરા બદાન્ બૂદ ફખર
ફેરેસ્તાદઈ રફ્ત બર હર સવી
બહર નામદારીઓ હર પહ્લવી
નેહાદન્દ કુર્સી યકી ઝીરે ગાહ્
સેપાહ્ અન્જુમન શુદ બદર્ગાહે શાહ્

જ્યારે લશ્કર સામા સામી થઈ ગયું-ત્યારે ઝમીન અને ઝમાનો પણ લડાયક બન્યો.

ત્રણ દહાડા સુધી ત્યાં લડાઈ ચાલી-અને એવું બન્યું કે માર્યા ગયલાઓને લીધે ચાલવાનો માર્ગ પણ બંધ થઇ ગયો.

સિકંદર બીજી મરતબે ફતેહમંદ થયો-તે બુલંદ નસીબનો અને દુન્યાને રોશન કરનારો બન્યો.

તેનાં લશ્કરે નાસવા માંડયું પણ દારા લડાઇમાંજ મશગૂલ રહ્યો-તેણે નામોસી એખ્તયાર કરવા કરતાં મરવું પસંદ કીધું.

પુષ્કળ ઈરાનીઓ માર્યા ગયા-અને પાદશાહનો દહાડો બરગશ્તે થયો.

જ્યારે તેને આફતાબ અને માહતાબની ચાલે યારી નહીં આપી-ત્યારે તે દુઃખ ભરેલો લડાઇગાહમાંથી પાછો ફર્યો.

સિકંદર શિતાબી કરતો તેની પછાડી આવ્યો તેણે ખોદાતાલાને ઘણોક યાદ કીધો.

હવે ઈરાની સેપહસાલાર અને તેનું લશ્કર તે બોહોળાં મયદાનમાંજ રહી ગયું-તેઓનાં લોહીથી સઘળું મયદાન લાલાનાં ફૂલથી ભરેલું હોય તેવું બન્યું.

તેવામાં સિકંદરનાં લશ્કરની હરોલમાંથી પોકાર નીકળ્યો કે "ઓ રાહ ભૂલેલા તાબેદાર લોકો!

મારી તરફથી તમોને કાંઇ પણ ઇઝા થવાની ધાસ્તી રાખવી નહીં-મારાં લશ્કરને તમારી સાથે હવે કાંઇજ કામ નથી.

તમો તમારાં પોતાનાજ ઘરમાં-ખોદાતાલાને તમારાં તન અને જાન સોંપીને નચિન્ત રહો!

જોકે તમોએ તમારા હાથ લોહીમાં ધોયા છે-છતાં રૂમીઓએ તમારાં તન અને જાનની બક્ષેશ કીધી છે."

જ્યારે ઇરાની લશ્કરે સિકંદરથી નચિન્તાઇ મેળવી-ત્યારે સઘળાઓએ રૂમીઓ તરફ પોતાના મોં કીધાં.

સિકંદર લડાઈનાં મયદાનમાં આવ્યો-અને સઘળો માલ અસ્બાબ એકઠો કરાવ્યો.

જેમાંથી તખ્ત, તમ્બુ, સરાપરદા ગલીચા, હથિયાર, ઘોડા,

રેશમી કપડાં, દીનાર, ગંજ, ગોહર તલવાર, કોલાહ અને સોનેરી કમરબંદ વગેરેનો

ખઝાનો પોતાનાં લશ્કરને બક્ષેશ આપ્યો-જેથી તેનું લશ્કર નવેસરથી આરાસ્તા થયું.

અને જ્યાં સૂધી પાદશાહ તેમજ લશ્કર આસૂદા બન્યું-ત્યાં સૂધી તેજ લડાઈનાં મયદાનમાં થોડોક વખત તેઓ રહ્યા.

પેલી તરફ પાદશાહ દારા પાર્સના ઇલાકાનાં જહરોમ શેહરમાં આવી પુગ્યો-તે શેહર ઈરાનના ખઝાનાની ચાવી મિસાલ હતું.

સઘળા સરદારો દુઃખ અને દિલસોઝીથી ભરેલા તેને એસ્તેકબાલ આવ્યા.

જે બાપે કે પોતાના છોકરાને નહીં જોયો તેમજ જે છોકરાએ પોતાના બાપને નહીં જોયો તેઓ રડવા લાગ્યા.

તમામ ઈરાન શેહર માતમ ભર્યું બન્યું હતું-લોકોની આંખમાંથી કરાંની માફર આંસુ પડતાં હતાં.

તે જહરોમથી એસ્તખ્ર શેહરમાં ગયો-ઇરાનના પાદશાહોની મોટાઈ તેજ શેહરમાં સમાયલી હતી.

ત્યાંથી દરેક નામદારો અને દરેક પેહલવાનો નઝદીક-દરેક બાજૂએ કાસેદો ગયા.

પાદશાહની દરગાહ આગળ લશ્કર એકઠું થયું-અને તખ્તની આગળ એક કુરસી મૂકવામાં આવી.

ચુ દારા બશાન્ કુર્સીએ ઝરૂ નેશસ્ત
બેરફૂતન્દ ગોર્દાને ખુઝાવપરસ્ત
બઈરાનેયાન્ ગોફ્રુત કય મેહુતરાન્
ખેરદમન્દો શીરાનો જન્ગ્આવરાન્
બેબીનીદ તા રાએ ઈન્ કારૂ ચીસ્ત
હમી ગોફ્રુત બા દર્દો ચન્દી ગેરીસ્ત
હમી ગોફ્રુત કેમરૂઝ મોર્દન બનામ
બેહ્ અઝ્ ઝેન્દહો રૂમેયાન્ શાદકામ

નેયાગાનો શાહાને મા તા બદન્દ
બહરૂ સાલ બાઝી હમી બેસ્તદન્દ
બહરૂ કારૂ મારા ઝબૂન બૂદ રૂમ
કુનન્ બખ્શો આઝાદગાન્ ગશ્ત શૂમ
હમહ પાદશાહી સેકન્દરૂ ગેરેફ્રુત
જહાન્દારૂ શુદ તખ્તો અફુસરૂ ગેરેફ્રુત
ચુનીન્ હમ નમાનદ બેયાયદ કુનૂન્
હમહ પારૂસ ગર્દદ બદર્યાએ ખૂન
ઝનો ફ્રુદકો મરૂદ ગર્દદ અસીરૂ
નમાનદ બરીન્ બૂમ બરૂનાઓ પીરૂ
મરા ગરૂ શવીદ અન્દરીન્ યારમન્દ
બેગર્દાનમ ઈન્ દર્દો રન્જો ગઝન્દ
શેકારે ખુઝોર્ગાન્ બુદન્દ ઈન્ ગોરૂહ
હમહ ગશ્તહ અઝ્ શહ્રે ઈરાન્ સોતૂહ
કુનૂન્ મા શેકારીમ ઈશાન્ પલન્ગ્
બહરૂ કારઝારી ગુરીઝાન્ ઝે જન્ગ્
અગરૂ પોશ્ત યકુસરૂ બપોશ્ત આવરીદ
બરો બૂમે ઈશાન્ બમોશ્ત આવરીદ
કસી કન્દરીન્ જન્ગ્ સોસ્તી કુનદ
બેફ્રુશદ કે બા જાન્ દુરોસ્તી કુનદ
મદારીદ અઝીન્ પસ બગીતી ઉમીદ
કે શુદ રૂમ ઝહ્હાકો મા જમ્મશીદ
હમી ગોફ્રુત ગેર્યાનો દેલ પુરૂ ઝે દરૂદ
દો રોખ્સારહ ઝર્દો દો લબ્ લાજવરૂદ
ખુઝોર્ગાને દાનન્દહ બર્ખાસ્તન્દ
હમહ પાસોખશરા બેયારાસ્તન્દ
ખોરૂશી બરૂ આમદ ઝે ઈરાન્ બઝારૂ
કે ગીતી નખાહીમ બી શહરૂયારૂ
હમહ રૂએ યકુસરૂ બજન્ગ્ આવરીમ
જહાન્ બરૂ બદઅન્દીશ તન્ગ્ આવરીમ
બેબન્દીમ દામન્ યકુ અન્દરૂ દેગરૂ
અગરૂ ખાકુ યાબીમ અગરૂ બૂમો બરૂ
ચુ બેશનીદ દારા સખુન્ ઝાન્ ગોરૂહ
કે કર્દન્દ દરૂ જન્ગ્ દેલહા ચુ કુહ
સેલીહો દેરમ દાદ લશ્કરૂશરા
હમાન્ નામદારાને કેશ્વરૂશરા

જ્યારે દારા તે સોનેરી ખુરસી ઉપર બેઠો-ત્યારે તેની આગળ પાદશાહના વફાદાર પેહલવાનો ગયા.

તેણે ઇરાનીઓને કહ્યું કે "ઓ મારા સરદારો દાનેશમંદો, બહાદુરો અને લડાયકો!

તમો વિચાર કરી કહો કે હવે શું કરવું જોઇયે?" તે દુઃખ સાથ એમ બોલતો હતો અને થોડુંક રડતો પણ હતો.

તે કહેવા લાગ્યો કે "રૂમીઓ ખુશહાલી ભોગવે અને આપણ ઈરાનીઓ જીવતા રહે તેનાં કરતાં તો બેહતર એજ છે કે આજે આપણે નામદારી ભરેલાજ મરી જઇયે.

આપણા નેયાગાનો અને પાદશાહો જ્યાં સૂધી જીવતા રહ્યા-ત્યાં ૮૩
સૂધી દર વર્ષે એઓ પાસે ચોથાઈ લેતા હતા.

દરેક બાબતમાં રૂમ આપણુને તાબેદાર હતું-પણ આજે ઇરાની નામદારોનું નસીબ હીન થયું છે.

સિકંદરે તમામ પાદશાહી લીધી છે-તે પાદશાહ બન્યો છે. તખ્ત અને તાજ લઇ લીધું છે.

આવી હાલતમાં પણ તે ત્યાં થોભવાનો નથી પણ હમણા અત્રે આવી લાગશે-અને બધું આખું પાર્સ શેહર લોહીનો દર્યો થશે.

બાઈડી, બચ્ચાં તેમજ મર્દ લોકો કયદી બનશે-તે આ મુલકમાં બુઢ્ઢા અને જવાન કોઇને રાખશે નહીં.

જો આ કામમાં તમો મારા મદદગાર થાઓ-તો હું આ સઘળું દુઃખ, રંજ અને નુકસાન પાછું હઠાઉં.

આ રૂમી ટોળો આપણા ઈરાની બુઝોર્ગોનો શેકાર બનેલો હતો-અને સઘળા ઈરાન શેહરથી લાચાર થયલા હતા.

પણ આજે આપણ શેકાર થઈ પડયા છિયે અને તેઓ ચિત્તા બન્યા છે-અને દરેક લડાઈમાં આપણે નાસી જઇયે છિયે,

માટે જો તમો સઘળા એક બીજાની અડોઅડ ઉભા રહો-તો તે લોકોનો મુલક તમો લોકો પાછા હાથમાં લાવી શકો.

પણ જો કોઈ આ લડાઇમાં સુસ્તી કરશે-અને પોતાના જીવને સાચવી રાખવાની કોશેશ કરશે,

તો પછી દુન્યામાં કશી આશા રાખતાજ ના-કારણકે હાલ રૂમ ૮૪
ઝોહાક બન્યું છે અને આપણે જમશીદ બન્યા છિયે."

તે રડતો રડતો એમ બોલતો હતો તેનું દિલ દુઃખી હતું-તેના બન્ને ગાલ ફિક્કા અને હોઠ કાળા પડી ગયા હતા.

અનુભવી બુઝોર્ગો ઉભા થયા-અને પાદશાને જવાબ દેવા તેયાર થયા.

તે સઘળા ઈરાનીઓમાંથી ઝારીનો એક પોકાર નીકળ્યો-કે "પાદશાહ વગરનો મુલક અમોને જોઇતોજ નથી.

અમો સઘળા એકઠા થઇને લડીશું-અને દુશ્મન ઉપર જેહાન તંગ કરીશું.

અમો એક બીજાને પડખે ઉભા રહીશું-અમો માર્યા જઇશું યા તો તેનો મુલક લઇશું."

જ્યારે દારાએ તે લોકોની એવી વાત સાંભળી-કે "તેઓએ લડાઈ માટે દિલ મઝબૂત કીધાં છે,"

ત્યારે તેણે લશ્કરને તેમજ તેના મુલકના નામદારોને હથિયાર અને પૈસા આપ્યા.

## રઝ્મે સેવુમે દારા બા એસ્કન્દર્ વ ગુરીખ્તને દારા બકેર્માન્.

સેકન્દર્ ચુ અઝ કારશ આગાહ્ શુદ
કે દારા બતખ્ત અઝ્સરે માહ્ શુદ
સેપહ્ બર્ ગેરેફ્ત અઝ એરાકો બેરાન્દ
બરૂએ હમહ્ નામે યઝદાન્ બેખાન્દ
૮૫ સેપહ્રા મેયાનો કરાનહ્ નબૂદ
હમાન્ બખ્તે દારા જવાનહ્ નબૂદ
પઝીરહ્ શુદનરા બેયારાસ્તે શાહ્
બેયાવર્દ ઝેસ્તખર્ ચન્દાન્ સેપાહ્
કે ગોફ્તી ઝમીન્ બર્ નતાબદ હમી
ફલક્ રાહે રફ્તન્ નેયાબદ હમી
દો શાહે દો કેશ્વર્ કશીદન્દ સફ
હમહ્ નીઝહો ગોર્ઝો ખન્જર્ બકફ
બર્ આમદ ચુનાન્ અઝ દો લશ્કર્ ખોરૂશ
કે ચર્ખે ફલક્રા બેદરીદ ગૂશ
ચુ દર્યા શુદ અઝ ખૂને ગોર્દાન્ ઝમીન્
તને બી સરાન્ બુદ હમહ્ દશ્તે કીન્
પેદર્રા નબુદ બર્ પેસર્ જાય મેહ્ર્
બઈશાન્ નબખ્શૂદ ગર્દાન્ સેપેહ્ર્
શબ્ આમદ બદારા દર્ આમદ શેકસ્ત
સેકન્દર્ મેયાન્ તાખ્તન્રા બબસ્ત
જહાન્દાર્ દારા બકેર્માન્ રસીદ
હમી અઝ બદે દુશ્મનાન્ જાન્ કશીદ
સેકન્દર્ બેયામદ બએસ્તખરે પારૂસ
કે દીહીમે શાહાન્ બુદો ફખરે પારૂસ
૮૬ ખોરૂશી બલન્દ આમદ અઝ બાર્ગાહ્
કે અય મેહ્તરાને નુમાયન્દહ્ રાહ્
હરાન્ કસ કે ઝેન્હાર્ ખાહદ હમી
ઝે કર્દહ્ બયઝદાન્ પનાહદ હમી
હમહ્ યક્સર્ અન્દર્ પનાહે મનન્દ
બદાનન્દ અગર્ નીક્ખાહે મનન્દ
હમહ્ ખસ્તગાન્રા બેબખ્શીમ ચીઝ
હમાન્ ખૂને દુશ્મન્ નરીઝીમ નીઝ
ઝે ચીઝી કસાન્ દસ્ત કૂતહ્ કુનીમ
ખેરદ્રા સુએ રઉશની રહ્ કુનીમ
ચુ પીરૂઝગર્ દાદ માન્ ફર્રુહી
બુઝોર્ગીઓ દીહીમે શાહન્શાહી
કસી કૂ ઝે ફર્માને મા બુગ્ઝરદ
હમા કર્દને અઝ્દહા બેશમરદ
નેયાબદ ઝે મા અયમની દર્ જહાન્
બફર્જામ ગર્દદ પશીમાન્ અઝ આન્
ઝે ચીઝી કે બૂદ અન્દર્ આન્ રઝમગાહ્
બેબખ્શીદ યક્સર્ હમહ્ બર્ સેપાહ્
ચુ દારા અઝ ઈરાન્ બકેર્માન્ રસીદ
દો બહર્ અઝ બુઝોર્ગાને ઈરાન્ નદીદ

## દારાની સિકંદર સાથની ત્રીજી લડાઈ અને દારાનું કેર્માન તરફ નાસી જવું.

જ્યારે સિકંદર તેનાં કામથી વાકેફ થયો-કે "દારા તખ્ત ઉપર પાછો માહતાબનાં તાજ જેવો દેખાય છે."

ત્યારે તેણે એરાક ( Babylonia )માંથી લશ્કર ઉપાડ્યું અને ચાલ્યો-સઘળાઓએ પોતાનાં મોં ઉપર ખોદાનું નામ લીધું.

તેનાં લશ્કરનો મધ્ય ભાગ કે છેડો માલૂમ પડતો હતોજ નહીં-તેમજ દારાનું નસીબ પણ જવાન નહીં હતું

તેની સામે જવા માટે પાદશાહ દારા તૈયાર થયો-તે ઍસ્તખ્રમાંથી એટલું બધું લશ્કર લઈ આવ્યો,

કે ગોયા ઝમીન તેનો ભાર ઊંચકતી હતી નહીં-અને આસ્માન પણ પોતાનો ફરવાનો માર્ગ મેળવતું હતું નહીં.

બન્ને મુલકના બન્ને પાદશાહોએ પોતાનાં લશ્કરની સફ ખેંચી-અને સઘળાઓએ પોતાના હાથમા નેઝા, ગોર્ઝ અને તલવારો પકડી.

બન્ને લશ્કરમાંથી એવા તો પોકારો નીકળ્યા-કે જેથી આસ્માનના ચક્રરના કાન પણ ફાટી ગયા.

ઝમીન પેહલવાનોનાં લોહીથી દર્યા માફક બની ગઇ-આખે લડાઇને મયદાને માથાં વિનાના ધડ પડયાં હતા.

બાપ પોતાના દીકરાની માયા પણ તે લડાઈમાં ભૂલી જતો હતો-ફરતો આસ્માન પણ તેઓ ઉપર દયા દેખાડતો નહીં હતો.

રાત પડતાં તો દારા ઉપર શિકસ્ત આવી પડી-જેથી સિકંદરે તેની પૂઠે દોડવા માટે કમર બાંધી.

પાદશાહ દારા નાસીને કેર્માનમાં જઇ પહોંચ્યો-અને એ પ્રમાણે દુશ્મનોની બુરાઈથી પોતાનો જીવ બચાવ્યો.

સિકંદર પાર્સનાં ઍસ્તખ્ર શેહરમાં દાખેલ થયો ઇરાનના પાદશાહોનું તાજ અને પાર્સની કીર્ત્તિ તેજ શેહર ગણાતું હતું.

હવે સિકંદરની દરબારમાંથી મનાદી બાહેર પડી-કે "ઓ રાહ બતાવનારા સરદારો!

જે કોઈ કે પોતાનાં કીધેલાં કામથી યઝદાન આગળ પનાહ માગી મારી માફી ચાહશે,

પછી તેઓ મારા બદખાહ હોય કે નેકખાહ તો પણ તે સઘળાઓ મારી પનાહમાં રહેશે

સઘળા ઝખ્મીઓને અમો બક્ષેશ કરીશું-તેમજ કોઇ દુશ્મનનું લોહી પણ રેડીશું નહીં.

કોઇના કશા પણ માલ અસ્બાબને હાથ લગાડીશું નહીં-અને ડહાપણને રોશનીના રસ્તા તરફ કરીશું.

જ્યારે ફતેહમંદી આપનારા ખોદાતાલાએ મને ફતેહ, દબદબો, બુઝોર્ગી અને શેહન્શાહી તાજ આપ્યું છે,

ત્યારે જે કોઈ કે મારાં ફર્માનથી ઉલટો ચાલશે-અને પોતાને ખૂનખાર અઝદહા મિસાલ ગણશે,

તે શખ્સ મારાથી જેહાનમાં કદી પણ નચિન્ત થઈ બેસી શકશે નહીં-અને શેવટે પોતાના કીધેલાં કામથી પશેમાન થશે."

પછી જે ચીઝો કે લડાઈગાહમાં પડેલી હતી-તે સઘળી પોતાનાં લશ્કરને બક્ષી દીધી.

જ્યારે દારા ઇરાનથી નાસીને કેર્માન જઇ પહોંચ્યો ત્યારે તેણે ઈરાની બુઝોર્ગોમાંના બે હિસ્સાને પણ બચેલા જોયા નહીં.

ખોરૂશી ખુદ અન્દરૂ મેયાને સેપાહ્
કસીરા નદીદન્દ બરૂ સરૂ કોલાહ્
બુઝોર્ગાને ફર્ઝાનહ્રા ગેરૂદ કરૂદ
કસીરા કે બા ઊ બુદ અન્દરૂ નબરૂદ
હમહ્ મેહ્તરાન્ ઝારો ગેર્યાન્ શુદન્દ
ઝે બખ્તે બદે ખીશ બેર્યાન્ શુદન્દ
ચુનીન્ ગોફ્ત દારા કે હમ બી ગુમાન્
ઝે મા બૂદ બરૂ મા બદે આસ્માન્
શેકન્ ઝીન્ નેશાન્ દરૂ જહાન્ કસ નદીદ
ન અઝ્ કારૂદાનાને પીશીન્ શની
ઝનો ફૂદકે શહ્રે ઈરાન્ અસીરૂ
રવાન્ ખસ્તહ્ અઝ્ અખ્તરો તન્ બતીરૂ
ચે બીનીદો ઈન્રા ચે દર્માન્ કુનીદ
કે બદખાહ્રા ઝાન્ પશીમાન્ કુનીદ
ન કેશ્વરૂ ન શહ્રો ન તખ્તો કોલાહ્
ન શાહી ન ફર્ઝન્દો ગન્જો સેપાહ્
ગરૂ અયદૂન્ કે બખ્શાયેશે કેર્દગારૂ
નબાશદ તબહ્ શુદ બમા રૂઝગારૂ
સેપહ્રા ઝે કૂશેશ સખુન્ દરૂ ગુઝશ્ત
ઝે તારક દમે આબ્ બરૂ તરૂ ગુઝશ્ત
બઆવાઝ્ ગોફ્તન્દ કય શહ્રૂયારૂ
હમહ્ ખસ્તહ્ ઈમ અઝ્ બદે રૂઝગારૂ
કસી કઝ્ ગેરાન્માયગાન્ ઝીસ્તન્દ
હમહ્ પીશે ઊ ઝારૂ બેગ્રીસ્તન્દ
પેદરૂ બી પેસરૂ શુદ પેસરૂ બી પેદરૂ
ચુનીન્ આમદ અઝ્ ચર્ખે ગરૂદૂન્ બસરૂ
કેરા માદરો ખાહરો દુખ્તરસ્ત
હમહ્ પાક દરૂ દસ્તે એસ્કન્દરસ્ત
હમહ્ પાક પૂશીદહ્ રૂયાને તૂ
કે બૂદન્દ લર્ઝનદહ્ બરૂ જાને તૂ
ચુ ગન્જે નેયાગાને બરૂતરૂ મનેશ
કે આમદ બદસ્તે તો બી સરૂઝનેશ
કુનૂન્ માન્દહ્ અન્દરૂ કફે દુશ્મનાન્
નેઝાદે બુઝોર્ગાનો ગન્જે કયાન્
કુનૂન્ નીસ્ત મારા અબા વય દેરન્ગ્
કે કૂશીમ બા વય હમ અઝ્ રાહે જન્ગ્
કુનૂન્ ચારહ્ બા ઊ સુદારાસ્તો બસ
કે તાજે બુઝોર્ગી નમાનદ બકસ
હમીન્ ચર્ખે ગરૂદૂન્ બરૂ ઊ બુગ્ઝરદ
ચુનીન્ દાનદ આન્ કસ કે દારદ ખરદ
તો ઊરા બતન્ ઝીરૂદસ્તી નુમાય
યકી દરૂ સખુન્ નીઝ્ ખૂબી ફેઝાય
બેબીનીમ ફર્જામ તા ચૂન્ બુવદ
ઝે ગર્દેશ ઝે અન્દીશહ્ બીરૂન્ બુવદ
યકી નામહ્ બેન્વીસ નઝદીકે ઊય
પુરૂ અન્દીશહ્ કુન્ જાને તારીકે ઊય
કસી કૂ બદાનેશ ઝબાનશ ફેરૂખ્ત
બચારહ્ બુદ અઝ્ બુન્ તવાનદ સેપૂખ્ત
અઝીશાન્ ચુ બેશ્નીદ ફર્માન્, ગઝીદ
ચુનાન્ કઝ્ રહે શહ્રૂયારાન્ સઝીદ

તે લશ્કરમાં માતમનો પોકાર ઉઠયો હતો-કોઈ પણ શખ્સને માથે ૮૭
કોલાહ પેહેરેલી દેખાઈ નહીં.

દારાએ દાનાઈ ભરેલા બુઝ્રગો કે જેઓ તેની સાથે લડાઇમાં હતા તેઓને એકઠા કીધા.

સઘળા સરદારો રડતા અને પોકારતા થયા-અને પોતાનાં બૂરાં નસીબને લીધે આતશની માફક બળવા લાગ્યા.

દારા બોલ્યો કે "બેશક આ આસ્માનની આફત આપણા પોતાના હાથેજ આપણી ઉપર ઉતરી છે.

આવી હારતો દુન્યામાં કોઇએ જોઈ નથી-તેમજ આગળા દાનાઓથી સાંભળી પણ નથી.

ઇરાન શેહરની ઔરત અને બચ્ચાં કયદ પડયાં છે-સેતારાની ગર્દેશથી સઘળાના જીવ ઝખ્મી અને શરીર તીરથી વિંધાઈ ગયલાં છે.

તમારી શું સલાહ છે એનો શું ઈલાજ વિચારો છો?-કે જેથી તમો દુશ્મનને પશેમાન કરી શકો?

આપણી પાસે મુલક કે શેહર, તખ્ત, તાજ કે પાદશાહી, ફર્ઝંદ, ગંજ ખઝાનો કે લશ્કર કાંઇ રહ્યું નથી.

હવે જો ખોદાતાલા તરફની બખ્શેશ આપણી ઉપર નહીં ઉતરશે, તો આપણો વખત ખરાબ થયલોજ જાણજો.

લશ્કરને માટે ફરી લડવાની કોશેશ કરવાની વાત હવે રહી નહીં-પાણી હવે માથાં ઉપરવારાં ભરાઈ ગયાં."

ત્યારે સઘળાઓ મોટે સાદે બોલ્યા કે "ઓ પાદશાહ!-અમો સઘળા ૮૮
ઝમાનાની બદીથી ઝખ્મી થઈ પડયા છિયે."

જે અમીર ઉમ્રાઓ જીવતા રહ્યા હતા-તેઓ સઘળા તેની નઝદીક ઝાર ઝાર રડવા લાગ્યા.

કે "બાપ બેટા વગરનો અને બેટો બાપ વગરનો થયો છે-ફરતાં આસ્માન તરફથી એવી રીતની આફત આપણે માથે આવી પડી છે.

જે કોઈની કે મા, બેહેન અને બેટીઓ છે-તે સઘળી સિકંદરના હાથમાં કયદ પડેલી છે.

તારા ઝનાનખાનાની સઘળી પાક અઉરતો-કે જેણીઓ તારી ઉપર જીવ કાઢી આપતી હતી,

તેમજ તારા મોટાં મનના નેયાગાનોનો ખઝાનો-કે જે તારા હાથમાં કંઇ પણ તકરાર વગર આવ્યો હતો,

તે કયાની પાદશાહોનો ખઝાનો અને બુઝોર્ગી ભરેલી અઉલાદના નબીરાઓ હાલ દુશ્મનોના હાથમાં પડયા છે.

હવે તેની સામે ઉભું રહેવાની અમારામાં તાકત રહી નથી-કે તેની સાથ ફરી લડાઇ માટેની કોશેશ કર્યે.

હવે તો બસ તેની સાથ સલાહ કરવી એજ ઉપાય બાકી રહ્યો છે-કારણ આ મોટાઈનું તાજ કોઇને માથે સદા કાયમ રહેતું નથી.

આ ફરતો આસ્માન તેની ઉપર પણ એવીજ રીતે પસાર થઇ જશે-જે કોઇ ડહાપણ ધરાવનાર શખ્સ છે તે એમજ સમજે છે.

તું જાતે પોતે તેને તાબે થા-અને જરા બોલ ચાલમાં પણ ભલાઇ ૮૯
દેખાડ.

પછી આપણે જોઇયે કે તેનું શેવટ શું આવે છે?-કારણકે આ ફરતા આસ્માનની ગર્દેશ આપણી ધારણાથી બાહેરજ હોય છે.

માટે તું તેની ઉપર એક નામુ લખ-અને તેના સીઆહ જીવને અંદેશા ભર્યો બનાવ.

જે કોઇ શખ્સ કે ડહાપણથી પોતાની ઝબાન રોશન કરે છે તે પોતા સામેની આફતને કોઇ પણ એલાજથી જડમૂળથી ઉખેડવાને શક્તિવાન થાય છે."

દારાએ જ્યારે તેઓનું બોલવું સાંભળ્યું ત્યારે પાદશાહોને છાજતી રીતે તેઓના કહેવા મૂજબ કરવાનું દુરોસ્ત વિચાર્યું.

## નામએ દારા બએસ્કન્દર્ દર્ બારએ આશ્તી.

દબીરે જહાન્દીદહુરા ખાન્દ શાહુ
બેયાવરૂદ કેર્તાસો મુશ્કે સેયાહુ
ચઝી નામહુ બેન્વશ્ત બા દાઘો દરૂદ
દો દીદહુ પુર્ અઝ ખૂનો રૂખ લાજવરૂદ
ઝે દારાએ દારાબ્ બેન્ અર્દશીર્
સુએ કયસર્ એસ્કન્દરે શીર્ગીર્
નુખોસ્ત્ આફ્રીન્ કર્દ બર્ કેર્દેગાર્
કઝ ઊ દીદ નીકો બદે રૂઝગાર્
દેગર્ ગોફ્ત કઝ ગર્દેશે આસ્માન્
ખેરદમન્દ બર્ નુગ્ઝરદ બી ગુમાન્
૫૦ કઝ ઊ શાદ માનીમો ઝૂ બા નેહીબ્
ગહી બર્ ફરાઝો ગહી દર્ નેશીબ્

ઝે યઝદાન્ ફુવહં નીકુઈ દર્ જેહાન્
શેનાસન્દએ આશ્કારો નેહાન્
અઝૂયમ પનાહો બદૂયમ સેપાસ
જહાન્ગીર્ ખૂબસ્ત યઝદાન્ શેનાસ
ન મર્દી બુદ ઈન્ રઝમ બા મા સેપાહુ
મગર્ ગર્દેશો બખ્શેશે હુરો માહુ
કુનૂન બુદની બૂદો મા દેલ બદરૂદ
ચે દારીમ અઝીન ગુમ્બદે લાજવરૂદ
કુનૂન ગર્ બેસાઝીઓ પયમાન્ કુની
દેલ અઝ જન્ગ્ જુસ્તન્ પશીમાન્ કુની
હમાન્ ગન્જે ગુશ્તાસ્પો એસ્ફન્દેયાર્
હમાન્ યારહો તઉક બા ગૂશ્વાર્
હમાન્ તખ્તે કયખુસ્રવે તાજે ઝર્
હમાન્ ખૂદો ખફ્તાનો ઝરૂરીન્ કમર્
ફેરેસ્તમ બગન્જે તો અઝ ગન્જે ખીશ
હમાન્ નીઝ વર્ઝીદએ રન્જે ખીશ
હમાન્ મન્ તોરા યાર્ બાશમ બજન્ગ્
બરૂઝો શબાનત નજૂયમ દેરન્ગ્
૫૧ કસીરા કે દારી ઝે પયવન્દે મન્
ઝે પૂશીદહુ રૂયાનો ફર્ઝન્દે મન્
બરે મન્ ફેરેસ્તી નબાશદ શેગેફ્ત
જહાન્જૂયરા કીન્ નબાયદ ગેરેફ્ત
ઝે પૂશીદહુ રૂયાન્ જોઝ અઝ સર્ઝનેશ
નેયાબન્દ શાહાને બર્તર્ મનેશ
ચુ પીરૂઝ ગશ્તી બુઝોર્ગી નુમાય
બહર્ નીકીઓ નીકુઈ બર્ ફેઝાય
ચુ નામહુ બેખાનદ ખોદાવન્દે હુશ
બેયારાયદ આન્ રાયો દાનેશ નેયૂશ
બેપુર્સદ ઝે યારાન્ ચુ બર્ ફહુ ફ્રસ
બેબસ્તન્દ દારાઓ હમ ફીલ્ફ્રસ
બરૂમો બરૂમી ઝે શમ્શીરે તીઝ
ચે કર્દ આન્ જહાન્જૂય ગાહે સેતીઝ

## દારાનું સિકંદર ઉપર સુલેહ માટેનું નામુ.

પાદશાહે એક અનુભવી લખનારને બોલાવ્યો જે કાગઝ અને કાળી કસ્તુરી જેવી સીઆહી લઇને આવ્યો.

તેણે ગમ અને દર્દ સાથનું એક નામુ લખાવ્યું-તેની બન્ને આંખો આંસુથી ભરેલી હતી અને ચેહરો ફિક્કો પડી ગયો હતો.

તે નામુ દારાએ દારાબ બિન અર્દશીર તરફથી-સિંહોને પકડનાર કયસર સિકંદર તરફ હતું.

પહેલાં ખોદાતાલા કે જેનાથીજ તેણે ઝમાનાની ભલાઈ તેમજ બુરાઈ જોઈ હતી-તે સાહેબ ઉપર દુઆ લખાવી.

પછી લખાવ્યું કે "આસ્માનની ગર્દેશથી બેશક કે ડહાપણવાળો શખ્સ પણ છુટી શકતો નથી.

તે ગર્દેશથીજ આપણ ખુશહાલ રહે છિયે અને તેનાથીજ ધાસ્તી ભરેલા પણ બન્યે છિયે-કોઇ વખત તે ઊંચે ચઢાવે છે અને કોઇ વખત તે નીચે નાખી દે છે.

પાક યઝદાન જે ઝાહેર તેમજ છુપાંનો જાણનારો છે તે સાહેબથીજ દુન્યામાં નેકી પુગે છે,

તે સાહેબથીજ મને પનાહ છે અને તેનીજ શુક્ર ગુઝારી કરૂં છું-ખોદાની પિછાન કરનારોજ પાદશાહ ભલો હોય છે.

આ લડાઇમાં અમારાં લશ્કરની મર્દાનગીનો સવાલ રહ્યોજ નથી-આ તો આસ્માન, આફતાબ અને માહતાબની ચાલથીજ બન્યું છે.

હવે જે થવાનું હતું તે થયું આપણે શા માટે આ લાજવર્દી આસ્માનથી દુઃખી થઇયે?

હવે જો તું લડાઇ કરવાથી તારાં દિલને પશેમાન કરી મારી સાથ દોસ્તી કરે અને સુલેહના કોલકરાર કરે,

તો પેલો ગુશ્તાસ્પ અને અસ્ફંદિયારનો ખઝાનો-તેમજ હાર, સાંકળી અને કાનમાં પેહેરવાની બાલીઓ,

તેમજ કયખુસરૂનું તખ્ત અને સોનેરી તાજ-તેમજ લડાઇની ટોપી, બખ્તર અને સોનેરી કમરબંદ,

તેમજ મેં પોતે મેહનત લઈ ભેગો કીધેલો ખઝાનો પણ-હું મારા ખઝાનામાંથી તારા ખઝાનામાં મોકલી આપું.

તેમજ હું તારો લડાઈમાં મદદગાર બનુ-અને દિવસે કે રાતે તે કામમાં કશી પણ ઢીલ કરૂં નહીં.

મારાં સગાં વહાલાં અને મારી પર્દેપોશ અઉરતો તેમજ ફર્ઝંદોમાંથી જે કોઇ કે તારી પાસે હોય,

તેઓને તું મારી પાસે પાછાં મોકલે તો કાંઇ અજબ જેવું નથી-પાદશાહોને કીનો રાખવો સઝાવાર નથી.

પરદેપોશ અઉરતોને રાખી મૂકવાથી બુલંદ ખવાસના પાદશાહો અપમાન સિવાય બીજું કાંઈજ મેળવતા નથી.

જ્યારે તું ફતેહમંદ બન્યો છે ત્યારે તો તું મોટું મન દેખાડ-અને તારી નેકી અને ભલમનસાઇમાં વધારો કર.

આશા રાખું છું કે જ્યારે તે અકલ હોશ્યારીવાળો સાહેબ તથા નેક વિચાર અને અનુભવની વાતો સાંભળનાર (સિકંદર) તૈયાર થશે,

ત્યારે પોતાના સલાહકારોને પૂછશે કે જ્યારે દારાબે અને ફીલ્ફૂસે લડાઇ માટે હાથીઓ ઉપર નગારાં બાંધ્યાં હતાં,

ત્યારે તે લડાઇ વખતે દેશને જીતનારા દારાબે પોતાની તેઝી તલવારે કરી રૂમ દેશ ઉપર તેમજ રૂમીઓ ઉપર શું શું કર્યું હતું?

ચુ અઝ્ રાસ્તી રાય ઝદ શાહે રૂમ
શુદ આહન્ દેલે ઊ ચુ યક્ મોહરહ મૂમ
નેવેશતન્દ અહદીઓ અશતન્દ બાઝ્
બર્ આન્ બર્ બેમાન્દન્દ રૂઝે દરાઝ્
તો ચૂન્ ચીરહ ગશ્તી અગર્ બુગ્ઝરી
નસાઝી ઝે કીન્ બા કસી દાવરી
નમાનદ ઝે તૂ નામ ઈદર્ બદી
બેતાબદ ઝે તૂ ફર્રએ ચઝદી
હયૂન્ ખાસ્ત દારા પસ અઝ્ સાર્વાન્
બેયાવર્દ નઝદશ હમઅન્દર્ઝમાન્
જહાન્જૂય ચૂન્ નામહ બેસ્પોર્દો ગોફૂત
કે બા બાદ બાયદ કે બાશી તો જોફ્ત
હયૂની ઝે કેર્માન્ બેયામદ દમાન્
બનઝદીકે એસ્કન્દરે બદ ગમાન્

પછી જ્યારે રૂમના પાદશાહ ફીલ્ફૂસે સચ્ચાઇ ભર્યો વિચાર ચલાવ્યો-ત્યારે તેનું લોઢાં જેવું સખ્ત દિલ મીણના કકડા જેવું નર્મ થઈ ગયું.

પછી તે બન્ને પાદશાહો કોલકરાર કરી પાછા ફર્યા-તેઓ તે કોલકરાર ઉપર લામ્બો વખત સુધી સાબેત રહ્યા.

હવે જ્યારે તું મારી ઉપર ગાલેબ થયો છે ત્યારે જો તું ચાલી જાય-અને કોઇ ઉપર કીનો લેવાનો દાવો નહીં કરે,

તો તું અહીં તારૂં ભૂંડું નામ નહીંજ છોડી જશે-અને ખોદાઇ ૯૨
દબદબો તારી ઉપર કાયમજ રહેશે."

પછી દારાએ એક સાંઢણી ઊંટના સારવાન પાસેથી મંગાવી-જેથી તે તુરતજ તેની નઝદીક લઈ આવ્યો.

પાદશાહે જેવું તે નામુ તેને સોંપી આપ્યું તેવુંજ તેને કહ્યું-કે "તારે પવનનો સાથી બની જલ્દીથી જવું જોઇયે."

કેર્માન શેહરથી પેલો સાંઢણી સવાર બૂરા અંદેશાના સિકંદરની નઝદીક દોડતો કે આવી લાગ્યો.

## પાસોખ્ નામએ દારા અઝ્ એસ્કન્દર્.

———:o:———

સેકન્દર્ ચુ આન્ નામહ બર્ ખાન્દ ગોફૂત
કે બા જાને દારા ખેરદ બાદ જોફ્ત
કસી કૂ ગેરાયદ બપયવન્દે ઊય
ઝે પૂશીદહ રૂયાનો ફર્ઝન્દે ઊય
ન બીનદ મગર્ તખ્તએ ગૂર્ તખ્ત
ગર્ આવીખ્તહ સર્ ઝે શાખે દેરખ્ત
અઝ્ ઈરાન્ નદારમ કસીરા બરન્જ્
અઝીશાન્ મબાદા ખાહીમ ગન્જ્
તો ગર્ સૂએ ઈરાન્ ખરામી રવાસ્ત
હમહ પાદશાહી સરાસર્ તોરાસ્ત
ઝે ફર્માને તૂ યક્ ઝમાન્ નુગ્ઝરમ
નફસ નીઝ્ બી રાએ તૂ નુશમરમ
સેકન્દર્ ચુ આન્ નામહ પાસોખ નેવેશ્ત
બબાઘે બુઝોર્ગી દેરખ્તી બેકેશ્ત
બકેર્દારે કશ્તી બેયામદ હયૂન્
દેલો દીદએ તાજવર્ પુર્ ઝે ખૂન્
ચુ આન્ પાસોખે નામહ દારા બેખાન્દ
ઝે કારે જહાન્ દર્ શેગેફૂતી બેમાન્દ
સરન્જામ ગોફૂત ઈન્ ઝે કુશતન્ બતર્
કે મન્ પીશે રૂમી બેબન્દમ કમર્
હમી બૂદમી યાર્ હર્ કસ બજન્ગ્
ચુ શુદ ઝીન્ નેશાન્ મર્ મરા કાર્ તન્ગ્
નબીનમ હમી દર્ જહાન્ યાર્ કસ
જોઝ્ અઝ્ ઈઝદમ નીસ્ત ફર્યાદ રસ

## સિકંદર તરફથી દારાના નામાનો જવાબ.

———:o:———

જ્યારે સિકંદરે તે નામુ વાંચ્યું ત્યારે તેણે જવાબ લખ્યો-કે "દારાના જીવ સાથે અકલ જોડાયલી હોજો!

જે કોઇ શખ્સ કે દારાના ખેશીઓને તેમજ તેનાં ઝનાનખાનાની બાનૂઓને અને ફર્ઝંદોને અપમાન કરવાનો વિચાર કરે,

તેને રાજગાદી મળે નહીં પણ કફન પેહેરીને કબરવાસ થાય-નહીં તો કે ફાંસીનાં લાકડાં ઉપર લટકે.

હું ઈરાનીઓમાંથી કોઇને પણ દુઃખી કરીશ નહીં-તેમજ તેઓ પાસેથી કશો પણ માલ ખઝાનો માગીશ નહીં.

અગરજો તું ઈરાન તરફ આવે તો તે વાજબી છે-તમામ પાદશાહી તારીજ છે.

હું તારા ફર્માનથી જરા પણ વેગળો જઇશ નહીં-તારા વિચાર વિરૂદ્ધ જરા દમ પણ મારીશ નહીં"

સિકંદરે જ્યારે તે નામાનો એવો જવાબ લખ્યો-અને બુઝોર્ગીના ૯૩
બાગમાં એક ઝાડ રોપ્યું,

ત્યારે પેલો સાંઢણી સવાર કિશ્તીની માફક શિતાબીથી પાછો ફર્યો-પાદશાહનું દિલ અને આંખ લોહીથી ભરેલાંજ હતાં.

જ્યારે દારાએ તે નામાનો જવાબ વાંચ્યો-ત્યારે તે દુન્યાનાં કામથી અજબ રહ્યો.

શેવટે વાંચી રહીને બોલ્યો કે "આ રૂમીની ખિદમતમાં ઉભો રહું તો તે મરવા કરતાં વધારે ખરાબ.

દરેક રાજકરતાને હું લડાઇમાં મદદ કરતો હતો-પણ જ્યારે મારૂં પોતાનુંજ કામ આવું મુશ્કેલ થઇ ગયું છે,

ત્યારે દુન્યામાં મારો કોઇ મદદગાર મળે નહીં-ખોદા સિવાય કોઇ મારી દાદ સાંભળનારો નથી."

## નામએ દારા બફૂરે હેન્દી.

ચુ યાવરૂ નબૂદશ કે નઝદીકો દૂરૂ
યકી નામહ્ બેન્વેશત નઝદીકે ફૂરૂ
પુરૂ અઝ લાબહો ઝીરૂહસ્તીઓ દરૂદ
નુખોસ્ત આફ્રીન બરૂ જહાનદારૂ કરૂદ
દેગરૂ ગોફ્ત કય મેહ્તરે હેન્દવાન
ખેરદમન્દો દાનાઓ રઉશાનરવાન
ઝમાના કે નઝદે તો આમદ ખબરૂ
કે મારા ચે આમદ ઝે અખ્તરૂ બસરૂ
૯૪ સેકન્દરૂ બેયાવરૂદ લશકરૂ ઝે રૂમ
ન બરૂ માન્દ મારા ન આબાદ બૂમ
ન પયવન્દો ફર્ઝન્દો તખ્તો કોલાહ્
ન દીહીમો શાહી ન ગન્જો સેપાહ્
ગરૂ અયદૂન કે બાશી મરા યારૂમન્દ
કે અઝ ખીશતન્ બાઝ દારશ ગઝન્દ
ફેરેસ્તમત ચન્દાન્ ગોહરૂહા ઝે ગન્જ
કઝ આન્ પસ ન બીની તો અઝ ગન્જ રન્જ
ઝમાન્ દરૂ જહાન્ નીઝ નામી શવી
બનઝદે બુઝોર્ગાન્ ગેરામી શવી
ચુની ફેરેસ્તાદ બરૂ સાને બાદ
બેયામદ બરે ફૂરે ફૂરાન્ નેઝાદ

## હિંદુસ્તાનના રાજા ફૂર ઉપર દારાનું નામુ.

જ્યારે દારાની આગળ પાછળ કોઇ મદદગાર નહીં રહ્યો-ત્યારે તેણે હિંદના રાજા ફૂર ઉપર એક નામુ લખ્યું.

તે નામુ ઘણું આજેઝી ભરેલું, તાબેદારીવાળું અને દુઃખ સાથનું હતું-તેમાં પહેલાં ખોદાતાલા ઉપર દુઆ લખી.

પછી લખ્યું કે "એ અકલમંદ, દાના અને રોશન જીવના હિંદુઓનાં સરદાર!

હું ધારૂં છું કે તારી નઝદીક ખબર તો આવી હશે-કે નસીબ સંજોગે મારાં સર ઉપર શું શું વીતી ચૂક્યું છે?

સિકંદર રૂમથી લશકર લઇ આવ્યો-તેણે મને કે મારા આબાદ મુલકને રહેવા દીધો નહીં.

નહીં સગાં વહાલાં કે બચ્ચાં છોકરાં, નહીં તખ્ત કે તાજ-નહીં સત્તા કે સલ્તનત નહીં ખઝાનો કે લશકર રહેવા દીધું.

હવે જો તું મારો મદદગાર બને-તો હું મારી ઉપરથી આ આફત દૂર કરી નાખું.

હું મારા ખઝાનામાંથી એટલાં બધાં તો ગોહર મોકલું કે ફરીથી તને ખઝાના માટે રંજ વેઠવી પડેજ નહીં.

વળી તું દુન્યામાં નામદારી ભરેલો બને-અને મોટા માણસોની નઝદીક માન પામેલો થાય."

તે નામુ આપી એક સાંઢણી સવાર પવનની મિસાલ મોકલી આપ્યો-તે કાસેદ ફૂરોની અઉલાદના ફૂરની નઝદીક આવી લાગ્યો.

## આગાહ્ શુદને એસ્કન્દર્ અઝ્ નામએ દારા બફૂર્ વ લશ્કર્ કશીદને પસે દારા વ કોશ્તહ્ શુદને દારા બદસ્તે દસ્તૂરાને ખુદ્.

ચુ એસ્કન્દરૂ આગાહ્ શુદ ઝાન્ સખુન
કે દારાએ દારા ચે અફ્ગન્દ બુન
બેફરૂમૂદ તા બરૂ કશીદન્દ નાય
બરૂ આમદ ઘવે કૂસો હેન્દી દરાય
બેયાવરૂદ ઝેરતખરૂ ચન્દાન્ સેપાહ્
કે ખુરૂશીદ બરૂ ચરૂખ ગુમ કરૂદ રાહ્
વઝાન્ રૂય દારા બેયામદ ઝે રાહ્
જહાન્ તાઝહ્ શુદ ચકૂસરૂ અઝ ફરૂરે શાહ્
૯૫ બરૂ આમદ ખોરૂશે સેપાહ્ અઝ દો રૂય
બી આંરામ શુદ મર્દુમે જન્ગજૂય
સેકન્દરૂ બઆઈન્ સફી બરૂ કશીદ
હવા નીલગૂન શુદ ઝમીન્ નાપદીદ
ચુ દારા બેયાવરૂદ લશકરૂ બરાહ્
સેપાહી ન બરૂ આરૂઝુ રઝમખાહ્

## ફૂર ઉપર મોકલેલાં દારાનાં નામાથી સિકંદરનું વાકેફ થવું અને તેણે દારાની પાછળ લશ્કર લઈ જવું અને દારાનું પોતાના વઝીરોના હાથ ઉપર માર્યું જવું.

જ્યારે સિકંદરને તે વાતની ખબર પડી-કે "દારાબના છોકરા દારાએ શું પગલાં ભર્યા?"

ત્યારે તેણે ફર્માવ્યું જેથી કરનાય વગાડી-નગારાં અને હિંદી ઘંટના આવાઝ નીકળ્યા.

તેણે એસ્તખ્રમાંથી એટલું બધું લશ્કર આગળ ચલાવ્યું-કે આસમાન ઉપર ખુરશીદ પણ પોતાની રાહ ભૂલી ગયો.

એની તરફથી દારા પણ બાહેર પડયો તે પાદશાહના દબદબાથી તમામ જેહાન પાછી સજીવન થઈ.

બન્ને તરફથી લશકરનો પોકાર નીકળ્યો-લડવૈયાઓ લડવા માટે તત્પર બની રહ્યા.

સિકંદરે એવી ઢબે લશકરની સફ સમારી-કે જેથી આકાશ કાળું પડી ગયું અને ઝમીન દેખાતી બંદ થઇ.

જ્યારે દારા પોતાનાં લશકરને રાહમાંથી લઈ આવ્યો-ત્યારે એક પણ સેપાહને લડવાની ખાહેશ હતીજ નહીં.

શેકસ્તહ્ હેલો ગશ્તહ્ અઝ્ રઝ્મ સીરૂ
સરે બખ્તે ઇરાનેયાન્ ગશ્તહ્ ઝીરૂ
નેયાવીખ્તન્દ ઈચ્ બા રૂમેયાન્
ચુ રૂબહ્ શુદ આન્ નરૂરહ્ શીરે ઝેયાન્
ગેરાન્માયગાન્ ઝીન્હારી શુદન્દ
ઝે અર્જે બુઝોર્ગી બખારી શુદન્દ
ચુ દારા ચુનાન્ દીદ બરકાશ્ત રૂય
ગુરીઝાન્ હમી રફ્ત બા હાયો હૂય
બેરફ્તન્દ બા શાહ સીસદ સવારૂ
અઝ્ ઇરાન્ હરાન્ કસ્ કે બુદ નામદારૂ
દો દસ્તૂરૂ બૂદશ ગેરામી દો મરૂદ
કે બા ઊ બુદન્દી બદશ્તે નબરૂદ
યકી મૂબેદી નામે ઊ માહ્યારૂ
દેગરૂ મરૂદરા નામ *જાનૂસ્પારૂ
ચુ દીદન્દ કાન્ કારૂ બી સૂદ ગશ્ત
બલન્દ અખ્તરો નામે દારા ગુઝશ્ત
યકી બા દેગરૂ ગોફ્ત કીન્ શૂરૂ બખ્ત
અઝીન પસ ન બીનદ દેગરૂ તાજો તખ્ત
બેબાયદ ઝદન્ દશ્નઈ બરૂ બરશ
વગરૂ તીઘે હેન્દી યકી બરૂ સરશ
સેકન્દરૂ સેપારદ બમા કેશ્વરી
બરીન્ પાદશાહી શવીમ અફ્સરી
હમી રફ્ત બા ઊ દો દસ્તૂરે ઊય
કે દસ્તૂરૂ બૂદન્દો ગન્જૂરે ઊય
એહીન્ બરૂ ચપો માહ્યારશ બરાસ્ત
ચુ શબ્ તીરહ્ ગશ્ત અઝ્ હવા બાદ ખાસ્ત
યકી દશ્નહ્ બેગ્રેફ્ત જાનૂસ્પારૂ
બેઝદ બરૂ બરો સીનએ શહ્રૂયારૂ
નેગૂન શુદ સરે નામબરૂદારૂ શાહ
વઝ્ બાઝ્ ગશ્તન્દ યકુસરૂ સેપાહ

તેઓ સઘળા તુટેલાં દિલના અને લડાઈથી ઘરાઈ ગયલા હતા-ઈરાનીઓનું નસીબ ઊંધુંજ વળ્યું હતું.

તેઓ રૂમીઓ સાથ જરાબી લડયા નહીં-તે મસ્ત નર શીર જેવા કોહલી મિસાલ બની ગયા.

સરદારો પનાહ માગવા લાગ્યા-મોટાઈનાં માન ઉપરથી ખુવારીમાં ગબડી પડયા.

જ્યારે દારાએ એવો મામલો જોયો ત્યારે તેણે પણ મોં ફેરવ્યું-તે હાય અફસોસ કરતો નાસવા લાગ્યો.

ઈરાનીઓમાંથી જે કોઈ નામદારી બર્યા હતા-તેવા ત્રણસો સવારો પાદશાહ સાથ ગયા.

બે મોટાં માણસો તેના બે વઝીર હતા-જેઓ તેની સાથ લડાઈનાં ૯૬
મયદાનમાં રહ્યા હતા

એક મોબેદ જેનું નામ માહયાર હતું-અને બીજા શખ્સનું નામ જાનૂસ્પાર હતું.

તેઓએ જ્યારે જોયું કે "સઘળી મેહનત ફોકત ગઇ છે-અને દારાનો બુલંદ સેતારો અને નામ જતું રહ્યું છે,"

ત્યારે એકે બીજાને કહ્યું કે "આ હીન નસીબનો-હવે ફરીથી તાજ કે તખ્ત જોવાનો નથી,

માટે એની છાતી ઉપર ખંજર મારવું જોઈયે-અથવા તો હિંદી તલવાર તેનાં સર ઉપર મારવી જોઇયે.

જેથી સિકંદર આપણને એક મુલક આપશે-અને આ સલ્તનત ઉપર આપણે તાજદાર બનીશું."

તેના બન્ને વઝીરો તેની સાથે ચાલવા લાગ્યા-કે, જેઓ તેના વઝીર તેમજ ખઝાન્ચી પણ હતા.

મોટા વઝીર તેના ડાબા હાથ ઉપર અને માહયાર તેન જમણા હાથ તરફ હતો-જ્યારે રાત અંધારી થઈ અને આકાશમાંથી થંડો પવન નીકળ્યો,

ત્યારે જાનૂસ્પારે એક ખંજર લીધું-અને પાદશાહની છાતીમાં માર્યું.

નામદાર પાદશાહનું સર ઊંધું પડ્યું-અને ત્યાંથી સઘળા સેપાહો પાછા ફર્યા.

---

## આગાહી યાફ્તને એસ્કન્દરૂ અઝ્ ખસ્તહ્ શુદને દારા વ રફ્તનશ્ નઝ્દે ઊ વ અન્દર્ઝ્ કર્દને દારા બએસ્કન્દરૂ વ મોર્દનશ્.

—:o:—

બનઝ્દીકે એસ્કન્દરૂ આમદ વઝીરૂ
કે અય શાહે પીરૂઝો દાનેશ પઝીરૂ
બેકોશ્તીમ મા દુશ્મનત નાગેહાન્
સરૂઆમદ બરૂ ઊ તાજો તખ્તે મેહાન્
ચુ બેશ્નીદ ગોફ્તારે જાનૂસ્પારૂ
સેકન્દરૂ ચુનીન્ ગોફ્ત બા માહ્યારૂ

## દારાના ઝખ્મી થવા માટે સિકંદરને ખબર મળવી અને તેનું તેની નઝદીક જવું અને દારાએ સિકંદરને નસીહત કરવી અને તેનું મરણ પામવું.

—:o:—

પછી પેલા વઝીરો સિકંદરની નઝદીક આવી બોલ્યા-કે "એ દાનાઇ ભરેલા ફતેહમંદ પાદશાહ!

અમોએ તારા દુશ્મનને અચિન્તો મારી નાખ્યો છે-અને તેનો બુઝોર્ગીનાં તાજ અને તખ્ત ભોગવવાનો છેડો આવ્યો છે."

જ્યારે સિકંદરે જાનૂસ્પારની વાત સાંભળી ત્યારે તેણે માહયારને ૯૭
પૂછ્યું,

---

* છાપેલી કોપીઓમાં "જાનૂસયાર" મળે છે.

કે દુશ્મન્ કે આહૂગન્દી અફૂનૂન કુજાસ્ત
બેબાયદ નમૂદન્ બમા રાહ્ રાસ્ત
બેરફતન્દ હરદૂ બપીશ અન્દરૂન
દેલો જાને રૂમી પુર અઝ ખેશ્મો ખૂન
ચુ નઝદીક્ શુદ રૂએ દારા બેદીદ
પુર અઝ ખૂન બરો રૂય ચૂન શમ્બલીદ
બેફરમૂદ તા બારહ્ બુગ્ઝાશતન્દ
દો દસ્તૂરે ઊરા નેગહ્ દાશ્તન્દ
સેકન્દર્ ઝે અસ્પ્ અન્દર્ આમદ ચુ બાદ
સરે મેર્દે ખસ્તહ્ બરાન્ બર્ નેહાદ
નેગહ્ કર્દ તા ખસ્તહ્ ચુયન્દહ્ હસ્ત
બેમાલીદ બર્ ચેહ્રે ઊ હર્દુ દસ્ત
ઝે સર્ બર્ ગેરેફ્ત અફ્સરે ખુસ્રવીશ
કુશાદ અઝ બરાન્ જઉશને પહ્લવીશ
ઝે દીદહ્ બેબારીદ બર્ વય સેરેશ્ક
તને ખસ્તહ્રા દીદ દૂર અઝ પેઝેશ્ક
બદૂ ગોફ્ત કીન્ બર્ તો આસાન્ શવદ
દેલે બદ્સેગાલાન્ હેરાસાન્ શવદ
૯૮ તો બર્ખીઝો દર્ મહ્દે ઝરીન્ નેશીન્
વગર્ હસ્તં નીરૂત બર્ ઝીન્ નેશીન્
ઝે હેન્દો ઝે રૂમત પેઝેશ્ક્ આવરમ
ઝે દર્દે તો ખૂનીન્ સેરેશ્ક આવરમ
સેપારમ તોરા પાદ્શાહીઓ તખ્ત
ચુ બેહ્તર્ શવી મા બેઅન્દીમ રખ્ત
જફા પીશગાને તોરા હમ કુનૂન
બેયાવીઝમ અઝ દારહા સર્ નેગૂન
શુનાન્ ચૂન્ ઝે પીરાન્ શનીદીમ દૂશ
દેલમ ગશ્ત પુર્ ખૂનો લબ્ પુર્ ખોરૂશ
કે હર્દૂ ઝે યક્ બીખો પીરાહનીમ
બબીશી ચેરા તોખ્મહા બર્ કનીમ
ચુ બેશ્નીદ દારા બઆવાઝ ગોફ્ત
કે હમ્રાહ્ બા તૂ ખેરદ બાદ જોફ્ત
બર્ આનમ કે અઝ પાક દાદારે ખીશ
બેયાબી તો પાદાશે ગોફ્તારે ખીશ
યકી આન્ કે ગોફ્તી કે ઈરાન્ તોરાસ્ત
સરે તાજો તખ્તે દેલીરાન્ તોરાસ્ત
બમન્ મર્ગ્ નઝદીક્ તર્ ઝાન્ કે તખ્ત
બેપર્દાખ્ત તખ્ત અઝ નેગૂન ગશ્તહ્ બખ્ત
૯૯ બરીનસ્ત ફર્જામે ચર્ખે બલન્દ
ખરામશ હમહ્ રન્જો સૂદશ ગઝન્દ
બમર્દી નેગર્ તા નગૂઈ કે મન
ફેઝૂનમ અઝીન્ નામદાર્ અન્જુમન
બદો નીક્ હર્દૂ ઝે યઝ્દાન્ શેનાસ
વઝ ઊ દાર્ તા ઝેન્દહ્ બાશી સેપાસ
નમૂદારે ગોફ્તારે મન મન બસમ
બરીન્ દાસ્તાન્ અઝાતે હર્ કસમ
કે ચન્દાન્ બુઝોર્ગીઓ શાહીઓ ગન્જ
મરા બૂદો અઝ મન નબુદ કસ બરન્જ
હમાન્ નીઝ ચન્દાન્ સેલીહો સેપાહ્
ગેરાનમાયહ્ અસ્પાનો તખ્તો કોલાહ્

કે "તેં જે દુશ્મનને માર્યો તે હાલ કયાં છે? ત્યાં જવાનો અમોને સીધો માર્ગ બતાવવો જોઇયે."

એ ઉપરથી પેલા બન્ને જણુ આગળ આગળ ચાલવા લાગ્યા-રૂમી પાદશાહનું દિલ અને જાન ગુસ્સા ભરેલો તેમજ ખૂન ભરેલો બન્યો હતો.

જ્યારે સિકંદર નઝદીક આવ્યો ત્યારે તેણે દારાનો ચેહરો જોયો-તેની છાતી લોહીથી ભરપુર બનેલી હતી અને ચેહરો ફિકકો પડી ગયો હતો

તેણે હોકમ કર્યો જેથી નોકરો ઘોડા ઉપરથી ઉતરી પડયા-અને દારાના બન્ને વઝીરોને પકડી રાખ્યા

સિકંદર ઝડપથી ઘોડા ઉપરથી નીચે ઉતર્યો-અને પેલા ઝખ્મી મર્દનું સર પોતાના ખોળામાં મેલ્યું.

તેણે જોયું કે આ ઝખ્મી થયલો શખ્સ હજી બોલવાની શક્તિ ધરાવે છે જે ઉપરથી તેણે તેના ચેહરા ઉપર બન્ને હાથ મસળ્યા.

તેના માથાં ઉપરથી પાદશાહી તાજ ઉતાર્યું-અને તેની પેહલવાની છાતી ઉપરથી બખ્તર ખુલ્લું કરી નાખ્યું.

તે સમજી ગયો કે એના ઝખ્મનો ઈલાજ થનાર નથી-જેથી તે તેની ઉપર આંખમાંથી આંસુ પાડવા લાગ્યો.

તેણે દારાને કહ્યું કહ્યું કે "તારો આ ઝખ્મ સાજો થઈ જશે-અને તારા દુશ્મનોનાં દિલ ધાસ્તી ભરેલાં બનશે.

તું ઉઠ અને આ સોનેરી અમારીમાં બેસ-અગરજો તને વધુ કૌવત હોય તો ઘોડાનાં ઝીન ઉપર બેસ.

હું હિંદુસ્તાનથી અને રૂમથી તારે માટે વૈદો બોલાવીશ-હું તારાં દર્દથી લોહીનાં આંસુ પાડીશ.

તને તારૂં તખ્ત અને પાદશાહી પાછી હવાલે કરીશ જ્યારે તું સાજો થશે ત્યારે હું પાછો ચાલી જઈશ.

તારી ઉપર ઝુલ્મ કરનારાઓને હું હમણાજ શૂળી ઉપર ઊંધા લટકાવી દઈશ.

અમોએ ગઈ રાતે જ્યારનું બુઝોર્ગ ઉમરના શખ્સોથી સાંભળ્યું છે-ત્યારનું મારૂં દિલ લોહી ભરેલું અને હોઠ પોકાર ભરેલા બન્યા છે,

કે આપણુ બન્ને જણ એકજ બુન્યાદના અને એકજ બદનના છિયે-તો પછી બડાઇ અને મોટાઈ માટે બેખ બુન્યાદને ઉખેડી શા માટે નાખ્યે?"

જ્યારે દારાએ એવું સાંભળ્યું ત્યારે તે ખુલ્લે સાદે બોલ્યો-કે "હમેશા તારી સાથે ડહાપણ જોડાયલું રહેજો!

મારી ખાતેરી છે કે પોતાના પયદા કરનાર સાહેબથી-તું આ તારાં બોલવાનો બદલો પામશે.

પહેલું એ કે તું જે બોલ્યો કે 'ઈરાન તારૂં છે-અને બહાદુર લોકોનું તાજ અને તખ્ત પણ તારૂંજ છે.'

પણ તખ્ત કરતાં તો મોત મારી વધું નઝદીક આવી લાગ્યું છે-મારાં ઊંધાં વળેલાં નસીબને લીધે તખ્ત ખાલી પડયું છે.

આ બુલંદ આસ્માનના કામો આવાં છે-તેનાં ખુશીનાં કામો રંજ ભરેલાં છે તેના ફાયદાનાં કામો દુઃખ ભરેલાં છે.

તું માણુસાઇપણે જોજે અને કદી એમ ના કહેતો કે નામચીન ઇરાની પ્રજા કરતાં હું વધારે મોટો છું.

ભલું અને બૂરૂં એ બન્ને પાક યઝદાનથીજ સમજ-માટે તું જીવતો રહે ત્યાં સૂધી તેનીજ શુક્ર ગુઝારી કરતો રહેજે.

હું કહું છું તે ખરૂં છે તેનો પુરાવો હું પોતેજ છું દરેક જણે મારી ઉપરથીજ ધડો લેવાનો છે.

કે આટલી બધી મોટાઇ, પાદશાહત અને ખઝાનો-હું ધરાવતો હતો અને મારાથી કોઇ દુઃખમાં નહીં હતું.

તેમજ આટલાં બધાં હથિયારો, લશ્કર-કીમતી ઘોડા, તખ્ત અને તાજ હતાં.

હમાન્ નીઝ ફર્ઝંદે પયવસ્તગાન્
કે પયવસ્તગાન્ દાશ્તેહ્ ખસ્તગાન્
ઝમીનો ઝમાન્ બન્દહ્ બુદ પીશે મન્
ચુનીન્ બૂદ તા બખ્ત બુદ ખીશે મન્
ચુ અઝ મન્ હમહ્ બખ્ત બીગાનહ્ શુદ
હમહ્ કાખો અયવાન્ ચુ વયરાનહ્ શુદ
કે નીકી જુદા માન્દહ્ અમ ઝીન્ નેશાન્
ગેરેફ્તાર્ દર્ દસ્તે મર્દુમ કશાન્
કે ફર્ઝંન્દો ખીશાન્ શુદહ્ નાઉમીદ
સેયહ્ શુદ જહાન્ દીદગાનમ્ સફીદ
કે ખીશાન્ કસી નીસ્ત ફર્યાદ રસ
ઉમીદમ બપર્વરદેગારસ્તો બસ
બદીન્ગૂનહ્ ખસ્તહ્ બખાક અન્દરમ
કે ગીતી બદામે હલાક અન્દરમ
બરીનસ્ત આઇને ચર્ખે રવાન્
અગર્ શહ્રયારી અગર્ પહ્લવાન્
બુઝોર્ગી બફર્જામ હમ બુગઝરદ
શેકારસ્તો મર્ગશ હમી બેશ્કરદ
સેકન્દર્ કે દીદહ્ બબારીદ ખૂન
બરાન્ શાહ્ ખસ્તહ્ બખાક અન્દરૂન
ચુ દારા બેદીદ આન્ કે દેલ દર્દે ઊય
સેરેશ્કે રવાન્ બર્ રોખે ઝર્દે ઊય
બદૂ ગોફ્ત મગ્રી કઝ ઈન્ સૂદ નીસ્ત
કે આતેશ મરા બહ્રહ્ જોઝ દૂદ નીસ્ત
ચુનીન્ બૂદ બખ્શેશ કે બખ્શન્દહ્ અમ
હમઝ રૂઝગારે દુરેખ્શન્દહ્ અમ
બઅન્દર્ઝે મન્ સરૂબસર્ ગૂશ દાર્
પઝીરન્દહ્ બાશો બદેલ હૂશ દાર્
સેકન્દર્ બદૂ ગોફ્ત ફર્માન્ તોરાસ્ત
બગૂય આન્ચે ખાહી કે પયમાન્ તોરાસ્ત
ઝબાન્ તીઝ દારા બર્ ઊ બર્ કુશાદ
હમી કર્દ સર્ તા સર્ અન્દર્ઝ યાદ
નુખોસ્તીન્ ચુનીન્ ગોફ્ત કય નામદાર્
બેતર્સ અઝ જહાન્ દાવરે કેર્દેગાર્
કે ચર્ખો ઝમીનો ઝમાન્ આફ્રીદ
તવાનાઇઓ નાતવાન્ આફ્રીદ
નેગહ્ કુન્ બફર્ઝંન્દો પયવન્દે મન્
બપૂશીદહ્ રૂયાને દેલબન્દે મન્
ઝે મન્ પાક તન્ દોખ્તરે મન્ બખાહ્
બેદારશ બઆરામ દર્ પીશગાહ્
કુજા માદરશ રઉશનક્ નામ કર્દ
જહાન્રા બદૂ શાદો પદરામ કર્દ
નેયારી બફર્ઝંન્દે મન્ સરૂઝનેશ
ન પયઘારહ્ અઝ મર્દુમે બદકુનેશ
ચુ પર્વર્દએ શહ્રયારાન્ બુવદ
બરાય અફ્સરે નામદારાન્ બુવદ
મગર્ ઝૂ બેબીની યકી નામદાર્
કુજા નવ કુનદ નામે એસ્ફન્દેયાર્
બેયારાયદ ઈન્ આતેશે ઝરદહોશ્ત
બગીરદ હમી ઝન્દોઅસ્તા બમોશ્ત

મારી અઉલાદ છે અને મારા કુટુંબીઓ પણ છે-કેવા કુટુંબીઓ?
અરે! ખરા દિલસોઝ. મારાં દુઃખના ગમખાર.
ઝમીન અને ઝમાનો મારી આગળ ગોલામ હતાં એ સઘળું જ્યાં
સૂધી નસીબ મારૂં ખેશી થઈ રહ્યું હતું ત્યાં સૂધીજ રહ્યું.
અને જ્યારે નસીબજ મારેથી ફરી ગયું-ત્યારે સઘળા મેહલો અને
અયવાનો ઉજડ થઇ ગયા.
આવી રીતે હું ભલાઇથી જુદો પડી ગયો-અને આવા ખૂનીઓના
હાથમાં સપડાઈ ગયો.
હું મારા ફર્ઝંદો અને સગાં વહાલાંથી નિરાશ થયો છું-દુન્યા અંધારી ૧૦૦
થઇ છે અને મારી આંખો પણ સફેદ મારી ગઇ છે.
મારાં સગાં વહાલાંઓમાંથી કોઇ પણ મારાં મદદગાર બન્યાં નથી-
મારી ઉમેદ બસ પરવરદેગારની ઉપરજ રહેલી છે.
આવી રીતની ઝખ્મી હાલતમાં હું ખાકમાં પડયો છું-જેહાનનાં
આવાં કામથી હલાકીની જાળમાં સપડાયો છું.
ફરતાં આસ્માનનો એજ કાયદો છે-પછી અગર તે એક પાદશાહ
હોય કે અગર એક પેહલવાન હોય,
તોયે શેવટે તેની મોટાઇ જતી રહે છે-અને મોતનો શિકાર બને છે
અને મોત તેનો શિકાર કરે છે."
સિકંદર તે ઝખ્મી થઇ ખાકમાં પડેલા પાદશાહ ઉપર પોતાની
આંખમાંથી લોહીનાં આંસુ વરસાવા લાગ્યો.
જ્યારે દારાએ તેને દુઃખી દિલે પોતાના ફિક્કા પડી ગયલા ચેહરા
ઉપર આંસુ વરસાવતો જોયો,
ત્યારે તેને કહ્યું કે "તું ના રડ, કારણકે એથી કંઇ ફાયદો થવાનો
નથી-આતશથી મારે ભાગે ધૂમાડા સિવાય બીજું કાંઈ આવનાર નથી.
બક્ષેશના કરનાર ખોદાતાલા તરફથી મારે માટે એવીજ બક્ષેશ થઇ
હતી-અને મારાં રોશન બખ્તથી મને એજ મળવાનું હતું.
આ મારી સઘળી વસીયત તું ધ્યાનથી સાંભળજે-અને તે કબૂલ
કરજે અને હોશયારી પકડજે."
સિકંદરે તેને કહ્યું કે "જેમ તારો હોકમ જે કહેવું હોય તે કહે, ૧૦૧
કારણકે હું તારો વચન કબૂલ કરીશ."
જેથી દારાએ તેને કહેવા માટે પોતાની તેઝ ઝબાન ખોલી-અને
સઘળી વસીયત એક પછી એક યાદ કરીને કહેવા માંડી.
પહેલે એમ કહ્યું કે "ઓ નામદાર! તું જેહાનના પયદા કરનાર
ઇન્સાફી સાહેબથી ડરતો રહેજે.
કે જે સાહેબે આ આસ્માન, ઝમીન અને ઝમાનો પયદા કર્યાં છે-
શક્તિ (ધરાવનાર) તેમજ અશકતોને પણ તેજ સાહેબે પયદા કર્યાં છે.
મારાં ફર્ઝંદો, ખેશીઓ અને મારી વહાલી પર્દેપોશ ઓરતોની
સંભાળ રાખજે.
મારી કુમારી છોકરીને તારી ધણીઆણી તરીકે મારી તરફથી કબૂલ
રાખજે-તેને આરામ સાથે મેહલમાં રાખજે.
જેની માએ તેનું નામ "રોશનક" રાખ્યું છે-અને જેનાથી તેણીએ
પોતાની દુન્યા ખુશી ખુશાહાલી ભરેલી કીધી છે.
તે મારાં બચ્ચાંને કશો ઠપકો ના દેતો-તેમજ કોઈ બદકેદાર માણ-
સોથી પણ તાના ટપલા ખાવા દેતો ના.
કારણકે તેણી પાદશાહી લાડમાં ઉછરેલી છે-અને ડહાપણમાં પાદ-
શાહોનાં તાજ જેવી છે.
કદાચ તેણીથી તું એક નામદારી ભરેલો બેટો પયદા થયેલો જોશે-
કે જે અસ્ફંદિયારનું નામ પાછું સજીવન કરશે
તે આ પયગમ્બર ઝરતોશ્તના આતશને રોશન કરશે-એને ઝંદ ૧૦૨
અવસ્તાની કેતાબને હાથમાં પકડેલીજ રાખશે.

નેગહ્દારદ આન્ ફરૂરે જશ્ને સદહ્
હમાન્ ફરૂરે નવરૂગો આતેશકદહ્
હમાન્ ઊરૂમઝ્દો હમાન્ રૂઝે મેહ્રૂ
બેશૂયદ બઆબે ખેરદ જાનો ચેહ્રૂ

કુનદ તાઝહ્ આઇને લોહ્રાસ્પી
બેમાનદ પયે દીને ગુશ્તાસ્પી
મેહાન્રા બમેહ્ દારદો કેહ્ બકેહ્
બુવદ દીન્ ફોરૂઝન્દહો રૂઝે બેહ્
સેકન્દરૂ ચુનીન્ દાદ પાસોખ બદૂય
કે અય નીકૂદેલ્ ખુસ્રવે રાસ્તગૂય
પઝીરોફૂતમ ઇન્ પન્દો અન્દર્ઝે ત
ફોઝૂન ઝીન્ નબાશમ બદીન્ મર્ઝે તૂ
કે ઈન્ નીકુઈહા બજાય આવરમ
ખેરદરા બરીન્ રહ્નુમાય આવરમ
જહાન્દારૂ દસ્તે સેકન્દરૂ ગેરેફૂત
બઝારી ખોરૂશીદન્ અન્દરૂ ગેરેફૂત
કફે દસ્તે ઊ બરૂ દહાન્ બરૂ નેહાદ
બદૂ ગોફૂત યઝ્દાન પનાહે તો બાદ
૧૦૩ સેપોર્દમ તોરા જાયો રફૂતમ બખાક
રવાન્રા સેપોર્દમ બયઝ્દાને પાક
બેગોફૂતીનો જાનશ બરૂઆમદ ઝે તન્
બરૂ ઊ ઝારૂ ગેર્યાન્ શુદન્દ અન્જુમન્
સેકન્દરૂ હમહ્ં જામહા કરૂદ ચાક
બતાજે કયાન્ બરૂ પરાગન્દ ખાક
ફેરૂરીખ્ત અઝ્ ચશ્મ ઊ આબે ખૂન્
દોતા કરૂદ પોશ્તો સરે ખુદ નેગૂન્
યકી દખ્મહ્ કર્દશ બઆઇને ઊય
બદાન્ સાન્ કે બુદ ફરૂરહો દીને ઊય
બેશોસ્તન્દશ અઝ્ ખૂન્ બરઉશાન્ ગોલાબ્
ચુ આમદશ હન્ગામે જાવીદ ખાબ્
બેયારાસ્તન્દશ બદીબાએ રૂમ
હમહ્ પયકરશ ગઉહરો ઝરૂશ બૂમ
તનશ ઝીરે કાફૂરૂ શુદ નાપદીદ
વઝાન્ પસ કસી રૂએ દારા નદીદ
બદખ્મહ્ દરૂન્ તખ્તે ઝરૂરીન્ નેહાદ
યકી બરૂ સરશ તાજે મુશ્કીન્ નેહાદ
નેહાદશ બતાબૂતે ઝરૂ અન્દરૂન્
બરૂ ઊ બરૂ ઝે મેઝ્ગાન બેબારીદ ખૂન
૧૦૪ ચુ તાબૂત અઝ્ જાય બર્દાશ્તન્દ
હમહ્ દસ્ત બરૂ દસ્ત બુગ્ઝાશ્તન્દ
સેકન્દરૂ પેયાદહ્ બપીશ અન્દરૂન્
બુઝોર્ગાન્ હમહ્ દીદહા પુરૂ ઝે ખૂન્
ચુનીન્ તા સુતૂદાને દારા બેરફૂત
હમી પૂસ્ત ગોફૂતી બરૂ ઊ બરૂ બેકફૂત
ચુ બરૂ તખ્ત બેન્હાદ તાબૂતે શાહ્
બરૂ આઇને શાહાન્ બરૂ આવરૂદ રાહ્

તે જશ્ને સદેહની કીર્ત્તિ જાળવશે-નઉરોઝની અને આતશકદેહની બુલંદી જાળવશે.

તેમજ હોરમઝદ રોઝની (એટલે નઉરોઝનાં જશ્નની) અને વળી મેહર રોઝની (એટલે મેહરંગાનનાં જશ્નની) બુલંદી જાળવશે-અને પોતાના પ્રાણ અને પ્રકૃતિ બન્નેને ડહાપણનાં પાણીથી ધોશે.

તે લોહરાસ્પની રીતભાત તાઝી કરશે-અને ગુશ્તાસ્પની દીન પાછળ મંડેલોજ રહેશે.

તે સરદારોને મોટાઇ આપશે ચાકરોને ચાકર તરીકે રાખશે-દીન ફેલાવનારો થશે અને ભાગ્યશાળી નીવડશે"

સિકંદરે તેને જવાબ આપ્યો કે "આ નેક દિલના રાસ્ત બોલનાર પાદશાહ!

મેં તારી આ શીખામણ અને વસીયત કબૂલ કરી છું-હું તારા મુલકમાં એટલોજ વખત થોભીશ,

કે આ તારૂં સઘળું નેકી ભરેલું બોલવું બજા લાઉં-અને એ કામ બજાવવા ઉપર ડહાપણને મારો રેહનુમા બનાઉં."

પાદશાહ દારાએ સિકંદરનો હાથ પકડયો-અને ડસકે ડસકે રડવા લાગ્યો.

પછી તેના હાથની હથેલી પોતાનાં મોંઢાં ઉપર મૂકી-બોલ્યો કે "પાક યઝદાન તારો મદદગાર થજો!

મારી પોતાની જગ્યા (ઇરાનની રાજગાદી) હું તને સોંપી આપીને ખાકમાં ડટાઉં છું-અને મારો જીવ પાક યઝદાનને સોંપું છું."

તે એટલું બોલ્યો અને તેનો જીવ નીકળી ગયો-અને સઘળા લોકો તેની ઉપર ઝાર ઝાર રડવા લાગ્યા.

સિકંદરે પોતાના કપડાં સઘળાં ફાડી નાખ્યાં-અને પાદશાહી તાજ ઉપર ખાક નાખી.

તેની આંખમાંથી લોહીનાં આંસુ નીકળી પડયાં-તેણે પોતાની પીઠ વાંકી કીધી અને સર નીચું નાખી દીધું.

પછી તેની રાહ રસ્મ મૂજબનું તેના દરજ્જા અને દીનને છાજતું એક દખ્મુ તેને માટે તૈયાર કરાવ્યું.

હવે જ્યારે તેની હમેશગીની ખાબગાહનો વખત આવ્યો-ત્યારે તેનાં શરીર ઉપરનું લોહી નિરમળ ગોલાબ જળથી ધોઇ સાફ કીધું.

તે શરીરને રૂમી રેશમી કપડાંથી સણગાર્યું-જે કપડાંની ભોંય બધી સુનેરી અને ઉપર મોતીનું ભરત કામ કરેલું હતું.

તેનું તન કપૂર હેઠળ ઢંકાઇ ગયું-અને ત્યાર પછી કોઇયે દારાનો ચેહરો જોયોજ નહીં

દખ્મામાં એક સોનેરી તખ્ત મેલ્યું-અને તેનાં સર ઉપર કસ્તુરીનું તાજ મૂકયું.

દારાને સોનેરી શબપેટીમાં મૂકી-તેની ઉપર આંખમાંથી આંસુ વરસાવ્યાં.

જ્યારે તે શબપેટી તેની જગ્યાએથી ઉઠાવી ત્યારે સઘળાઓ તે હાથો હાથ લઇ ચાલ્યા.

સિકંદર તે લાશની હરોલમાં પેયાદો ચાલવા લાગ્યો-તેમજ સઘળા બુઝોર્ગો આંસુ ભરી આંખો સાથ ચાલવા લાગ્યા.

એ પ્રમાણે સિકંદર દારાનાં અસ્તોદાન સૂધી સાથે ગયો-ગોયા તેનાં શરીર ઉપરની ચામડી તે વખતે ફાટતી હતી.

જ્યારે પાદશાહ દારાની શબપેટી પેલાં તખ્ત ઉપર મૂકવામાં આવી-ત્યારે આગળા પાદશાહોની રાહ રસ્મ મૂજબ સઘળી ક્રિયા કરવામાં આવી.

## બર્ દાર્ કશીદને સેકન્દર્ જાનૂસ્પાર્ વ માહ્યાર્રા વ નામહ્ નેવેશતન્ બકાર્ ગુઝારાને ઈરાન્.

ચુ પર્દાખ્ત અઝાન્ દખ્મએ અરૂજમન્દ
ઝે બીરૂન બેઝદ દારૂહાએ બલન્દ
યકી દાર્ બર્ નામે જાનૂસ્પાર્
દેગર્ હમચુનાન્ અઝ દરે માહ્યાર્
દો બદ્ખાહ્રા ઝેન્દહ્ બર્ દાર્ કર્દ
સરે શાહ્ કોશરા નેગૂન્સાર્ કર્દ
ઝે લશ્કર્ બેરફ્તન્દ મર્દાને જન્ગ્
ગેરેફ્તહ્ યકી સન્ગ્ હર્યક્ બચન્ગ્
બકુશ્તન્દ બર્ દાર્ શાન્ ખારો ઝાર્
મબાદા કસી કુ કુશદ શહ્રયાર્
ચુ દીદન્દ ઈરાનેયાન્ કુ ચે કર્દ
બઝારી બરાન્ શાહે આઝાદ મર્દ
ગેરેફ્તન્દ યક્સર્ બર્ ઊ આફ્રીન્
વરા ખાન્દન્દ શહ્રયારે ઝમીન્
ઝે કેર્માન કસ આમદ સુએ એસ્ફહાન્
બજાઈ કે બૂદન્દ ઈરાન મેહાન્
બનઝ્દીકે પૂશીદહ્ ફયાને શાહ્
બેયામદ યકી મર્દ બા દસ્તગાહ્
બરીશાન્ દોરૂદે સેકન્દર્ બેબોર્દ
હમહ્ કારે દારા બરીશાન્ શુમોર્દ
ચુનીન્ ગોફ્ત કઝ મર્ગે શાહાને દાદ
નબાશદ દેલે દુશ્મનો દુસ્ત શાદ
બેદાનીદ કેમ્રૂઝ દારા મનમ્
ગર્ ઊ શુદ નેહાન્ આશ્કારા મનમ્
ફુઝૂનસ્ત અઝ નીકુઈહા કે બૂદ
બતીમાર્ દેલરા નબાયદ શખૂદ
હમહ્ મર્ગ્રા ઈમ્ શાહો સેપાહ્
અગર્ દીર્ માની હમીનસ્ત રાહ્
ખુનહ્ સૂએ શહ્રે સતખર્ આવરીદ
બપયવન્દે મા નીઝ ફખર્ આવરીદ
હમાનસ્ત ઈરાન્ કે બૂદ અઝ નુખોસ્ત
બબાશીદ શાદાન્ દેલો તન્દુરોસ્ત
નબેશ્તન્દ નામહ્ બહર્ કેશ્વરી
બહર્ નામ્દારીઓ હર્ મેહ્તરી
ઝે એસ્કન્દરે ફીલ્કૂસે બુઝોર્ગ્
જહાન્ગીરો બા કીનહ્જૂયાન્ સુતોર્ગ્
બનઝ્દે બુઝોર્ગાને સાલાર્ ફશ
દેલીરાને અસ્પઅફ્ગનો કીનહ્ કશ
સુએ મૂબેદાન નામએ હમચુનીન્
પુર્ અઝ્ઝેશો પૂઝેશો આફ્રીન્
સરે નામહ્ અઝ પાદશાહે કયાન્
સુએ કાર્દાનાને ઈરાનેયાન્

## જાનૂસ્પાર અને માહયારને ફાંસી ચઢાવવું અને ઈરાનના કારોબારીઓ ઉપર નામુ લખવું.

જ્યારે સિકંદર દારાને દખ્મે નેશીન કરવાનાં કામથી પરવાર્યો-ત્યારે બાહેર મયદાનમાં મોટી શૂળીઓ ઉભી કરાવી.

એક શૂળી જાનૂસ્પારને માટે-તેવીજ રીતે બીજી એક માહયારને માટે ઉભી કીધી.

પછી તે બન્ને બદ્ખાહોને જીવતા ફાંસી ચઢાવ્યા-અને પાદશાહ દારાને મારી નાખનારાઓનાં સર ઊંધાં લટકાવ્યાં.

તેનાં લશ્કરમાંથી લડાયકો પોતાના હાથમાં એકકો પત્થર લઇને તેઓની આગળ ગયા.

અને તેઓને શૂળી ઉપરજ ખુવારી સાથ મારી નાખ્યા-જે કોઇ શખ્સ પાદશાહને મારી નાખે તેને એ સિવાય બીજું કાંઇ હોતુંજ ના.

સિકંદરે તે પ્રતાપી પાદશાહનાં મોત ઉપર કેવી માતમદારી કીધી-તે જ્યારે ઈરાની લશ્કરે જોઈ,

ત્યારે સઘળાઓએ તેની ઉપર દુઆ કીધી-અને તેને ઇરાન દેશનો ૧૦૫
પાદશાહ કબૂલ્યો.

હવે કેર્માન શેહરથી ઇસ્ફહાન કે જ્યાં ઇરાની સરદારો હતા ત્યાં એક મર્દ આવ્યો.

ત્યાં પાદશાહ દારાની પર્દેપોશ અઉરતોની નઝદીક પેલો સત્તાધારી મર્દ ગયો.

તેણે તેઓને સિકંદર તરફથી દુઆ પુગાડી-અને દારાની સઘળી હકીકત તેઓ આગળ કહી સંભળાવી.

તે બોલ્યો કે "ઇન્સાફી પાદશાહોનાં મરણથી-શું દોસ્તનાં કે દુશ્મનનાં દિલ ખુશહાલ થતાં નથી.

આજ પછી હુંજ તમારો દારા છું એમ સમજજો-જો કે તે ગુઝર પામ્યો છે પણ હું તેની જગ્યાએ હાઝર છું.

તેના તરફથી જે ભલાઇઓ થતી હતી તે કરતાં હવે ઝેયાદા થશે-માટે તમારૂં દિલ ગમથી દુઃખી કરવું નહીં જોઇયે.

આપણ સઘળા શું પાદશાહ કે સિપાહી મોતને માટેજ સરજાયલા છિયે-પછી જો તમો લામ્બો વખત થોભો તો પણ શેવટે એજ રસ્તો છે.

તમો હવે ઈસ્તખ્ર શેહર તરફ વસવાટ માટે આવો-અને અમારી સાથે જોડાઇ પોતાની કીર્ત્તિનો વધારો કરો.

ઇરાન જેવું પહેલે હતું તેવુંજ હાલ પણ છે-તમો ખુશહાલ દિલના અને તનદુરોસ્ત રહેજો!"

પછી દરેક મુલકમાં દરેક નામદારો અને સરદારો ઉપર નામા લખ- ૧૦૬
વામાં આવ્યાં.

દેશના જીતનારા અને દુશ્મન સાથ મોટા લડનારા-ફીલ્ફૂસના છોકરા પાદશાહ સિકંદર તરફથી,

પાદશાહી દબદબો ધરાવનારા સરદારો ઉપર-તેમજ લડાઇમાં ઘોડા ડપટાવનારા અને કીનો શોધનારા બહાદુરો ઉપર લખવામાં આવ્યાં.

ત્યાંના મોબેદો તરફ પણ એવીજ રીતનું રોશની ભરેલું, દિલગીરી ભરેલું તેમજ દોઆથી ભરેલું એક નામુ લખાવ્યું.

તે નામાની શુરૂઆત કયાની પાદશાહ તરફથી-ઇરાનના વઝીરો ઉપર થઇ.

ચુ અમ્બરૂ સરે ખામએ ચીન્ બેશોસ્ત
સરે નામહુ બુદ આફ્રીન્ અઝ નુખોસ્ત
બદાન્ દાદગરૂ કુ જેહાન્ આફ્રીદ
બસી આશકારો નેહાન્ આફ્રીદ
દો ગીતી પદીદ આમદ અઝ કાફો નૂન્
ચેરા નહુ બફર્માને ઊ હરૂ ન ચૂન્
સેપહુરી કે બીની અઝીન્સાન્ રવાન્
બહાનાઇએ ઊ બુવદ નાતવાન્
બેબ:શદ બફર્માને ઊ હરૂચે ખાસ્ત
હમહુ બન્દગાનીમો ઊ પાદશાસ્ત
૧૦૭ વઝ ઊ બાદ બરૂ નામદારાન્ દોરૂદ
બરૂ અન્દાઝઈ હરૂ યકી બરૂ ફેઝૂદ
જોઝ અઝ નીકુનામીઓ ફર્હન્ગો દાદ
ઝે રફતારે ગીતી મગીરીદ યાદ
બપીરૂઝી અન્દરૂ ઘમ આમદ મરા
બસૂરૂ અન્દરૂન્ માતમ આમદ મરા
બદારન્દએ આફ્તાબે બલન્દ
કે બરૂ જાને દારા નજુસ્તમ ગઝન્દ
મરૂ આન્ શાહુરા દુશ્મન્ અઝ ખાનહુ બુદ
યકી બન્દહુ બુદશ ન બીગાનહુ બુદ
કુનૂન્ યાફ્ત બાદાફરહુ યઝદી
ચુ બદ સાખ્ત આમદ બદૂયશ બદી
શુમા દાદ જૂઇદો ફર્માન્ કુનીદ
રવાન્રા બપયમાન્ ગેરઊગાન્ કુનીદ
ચુ ખાહીદ કઝ ચરૂખ્ યાબીદ બખ્ત
ઝે મન્ બહરહો બઈદો તાજો તખ્ત
બદીન્ ગોફ્તે મન્ ગૂશ દારીદ પાકૂ
રવાન્રા મખાહીદ જાએ મઘાકૂ
પુરૂ અઝ દર્દ દારાસ્ત રઉશન્ દેલમ
બેકૂશમ કઝ અન્દર્ઝે ઊ નુગસેલમ
૧૦૮ હરાન્ કસ કે આયદ બરીન્ બારૂગાહુ
દેરમ યાબદો અર્જો તખ્તો કોલાહુ
ચુ ખાહદ કે બાશદ બઅયવાને ખીશ
નગર્દદ ગુરીઝાન્ ઝે પયમાને ખીશ
રસાનીદ ચીઝી કે બાયદ બગન્જ
બઝાન્ પસ નેયાબદ કસી દર્દો રન્જ
દેરમરા બનામે સેકન્દરૂ ઝનીદ
બેકૂશીદો પયમાને ઊ મશ્કનીદ
કે હરૂ કુ ઝે પયમાને મા બુગઝરદ
બદીન્ ખૂબ્ ગોફ્તારે મા નચવદ
ગેરેફ્તારીઓ રન્જ ઊરા સઝાસ્ત
કે પાદાશે ઇઝદ મરૂ ઊરા જઝાસ્ત
નેશસ્તનગહે શહુરૂયારાને ખીશ
બેદારીદ અઝીન્ પસ બઆઇને પીશ
મદારીદ બી દીદહુબાન્ મર્ઝે ખીશ
પદીદ આવરીદ અન્દરીન્ અરૂઝે ખીશ

જ્યારે ચીનાઈ કલમની નોક અંબરે ધોઈ (કલમ સાહીમાં બોળી)-ત્યારે પહેલાં તે નામાની શરૂઆત ખોદાતાલા તરફથી થઈ.

તે ઈન્સાફી સાહેબ કે "જેણે આ દુન્યા પયદા કીધી-તેમજ છૂપી અને ઝાહેર અનેક વસ્તુઓ બનાવી.

જેના હોકમના બે અક્ષર "કાફ" અને "નૂન*"થી બન્ને દુન્યા પયદા થઈ છે જેના હોકમ ઉપર ચૂનો ચેરા કરવી ફોકટજ છે.

આસ્માનને આ રીતે ફરતો તું જુએ છે છતાં ખોદાનાં ટહાપણ આગળ તે નાચાર છે.

તેની ખાહેશ પ્રમાણેજ દરેક ચીઝ થાય છે-આપણે સઘળા તેના બંદા છિયે અને તેજ આપણો પાદશાહ છે.

તમો નામદારો ઉપર તમારા દરેકના દરજ્જા મૂજબ તે સાહેબના આશીર્વાદ ઉતરજો!

આ દુન્યાના દોરમાં તમો નેકનામી, દાનાઈ અને ઈન્સાફ સિવાય બીજું કશું ધ્યાનમાં લેતા ના.

મારી ફતેહમંદીમાં મારી ઉપર ગમ આવી પડયો છે-અને મારી ખુશહાલીની અંદર મારી ઉપર માતમ વરસ્યું છે

બુલંદ આફતાબની સંભાળ કરનાર ખોદાના કસમથી કહું છું કે-દારાના જીવને હાનિ પુગાડવાનો મારો કદી પણ વિચાર હતો નહીં.

તે પાદશાહનો દુશ્મન તો તેનાં ઘરમાંનોજ હતો-તે પણ વળી તેનોજ નોકર હતો કોઈ પારકો નહીં હતો.

હાલ તેણે ખોદા તરફની શિક્ષા મેળવી છે-અને જ્યારે તેણે ભૂંડાઇજ કીધી ત્યારે તેનો બદલો ભૂંડાઈ પામ્યો.

તમો હવે ઇન્સાફજ શોધજો અને મારૂં ફર્માન બજા લાવજો-અને મારા કોલ ઉપર પોતાના જીવ ગિર્વી મૂકજો.

જો તમો ચાહતા હોવ કે આસ્માન તમોને ભાગ્યશાળી બનાવે-અને મારી તરફથી પૈસાની કોથળીઓ, ગોલામો, તાજ અને તખ્ત મેળવવા ચાહતા હોવ,

તો તમો આ મારી સઘળી વાત ઉપર કાન ધરો-અને પોતાના જીવોને દોઝખી ના બનાવો.

મારો રોશન જીવ દારાનાં દુઃખથી દુઃખી છે-તેની વસીયત બજા લાવવા હું દરેક કોશેશ કરૂં છું.

જે કોઇકે મારી દરબારમાં આવશે-તે પૈસા, માનપાન, તખ્ત અને કોલાહ મેળવશે.

જ્યારે કોઇ શખ્સ કે પોતાના ઘરમાંજ રહેવા માગતો હોય-ત્યારે તે શખ્સે મારા તરફની વફાદારીથી ફરવું નહીં જોઇયે.

મારા ખઝાના માટે જે કાંઇ ઘટતી ચીઝો હોય તે મોકલ્યા કરજો-અને પછી કોઈ મારી તરફથી કાંઇ દુઃખ કે રંજ જોશે નહીં.

તમો સિકંદરને નામનાજ સિક્કા પાડજો-દરેક કામમાં કોશેશ કરજો અને સિકંદરને આપેલું વચન તોડતા ના.

કારણકે જે કોઈ આ અમારા કોલથી ના ફર્માન થશે-અને અમારી આ ભલી વાતો ઉપર ધ્યાન નહીં આપશે,

તો એવા શખ્સ માટે કયદખાનું અને દુઃખ એજ લાયક છે-કારણકે ખોદા તરફની સઝા એજ તેનો બદલો છે.

હવે પછી તમો તમારા પાદશાહની બેઠક આગળી રીત પ્રમાણેજ રાખજો.

તમો પોતાનો મુલક ચોકીબાન વગર ના રાખતા-અને એ કામમાં તમો તમારૂં પાણી દેખાડી આપજો.

---

* "કાફ" અને "નૂન" એ બે અક્ષરથી અરબી ભાષાનો "કુન" શબ્દ થાય છે જેનો અર્થ "થા" (Be) છે. ખોદાતાલાએ કહ્યું કે "કુન" (યાને થા) અને તુરત બન્ને જેહાન હસ્તીમાં આવી. "કુન" (Be) અને "ફીકુન" (It was).

મહારીહ બાઝારૂ બી પાસ્બાન્
કે શનદ હમી નામે મા બરૂ ઝબાન્
બદાન્ તા નબાશદ ઝે દોઝદાન્ ગઝન્દ
બેમાનીદ શાદાન્ દેલો સૂદમન્દ
ઝે હરૂ શહેરૂ ચીએ પરસ્તન્દઈ
પુરૂ અઝ શર્મો બીદારૂ દેલ બન્દઈ
કે શાયદ બમુશ્કૂએ અરૂસીને મા
બેહાનદ પરસ્તીદને દીને મા
ચુનાન્ કુ બરફૂતન્ નબાશદ દેઝમ
નબાયદ કે બરૂ બર્દેહ બાશદ સેતમ
ફેરેસ્તીદ સૂએ શબસ્તાને મા
બનઝદીકે ખુસ્રવ પરસ્તાને મા
ધરીબાન કે બરૂ શહેરે મા બુગ્ઝરન્દ
ચમાનન્દહ પાયો લબાન્ ના ચરન્દ
દેલ અઝ અયબ્ સાફીઓ સૂફી બનામ
બદરૂવીશી અન્દરૂ શુદહ શાદકામ
ઝે ખાહન્દગાન્ નામ શાન્ બરૂ કુનીદ
શુમારૂ અન્દરૂ આઘાઝે દફતરૂ કુનીદ
હરાન્ કસ કે હસ્ત અઝ શુમા મુસ્તમન્દ
કુજા યાફૂત અઝ કારૂદારી ગઝન્દ
દેલો પોશતે બીદાદગરૂ બેશકનીદ
હમહુ બીખો શાખશ ઝે બુન બરૂ કનીદ
નેહાની બદ કારૂ કર્દન બરૂ ઊય
બેયાબમ હમી ચૂન કુનમ જોસ્તજૂય
કુનમ ઝેન્દહુ બરૂ દારૂ બદ નામરા
કે ગુમ કરૂદ અઝ આઘાઝ ફર્જામરા
બદાદો દેહેશ દેલ તવન્ગરૂ કુનીદ
અઝ આઝાદગી બરૂ સરૂ અફસરૂ કુનીદ
કે ફર્જામ હમ રૂઝે મા બુગ્ઝરદ
ઝમાનહુ પયે મા હમી બેશમરદ
કસી કુ ઝે ફર્માને મા બુગ્ઝરદ
બફરૂજામ અઝાન્ કારૂ કયફરૂ બરદ
ચુ નામહુ ફેરેસ્તાદહુ શુદ બરૂ ગેરેફૂત
જહાની બઆરામ દરૂ બરૂ ગેરેફૂત
ઝે કેર્માન્ બેયામદ બશહેરે સતખરૂ
બસરૂ બરૂ નેહાદ આન્ કઈ તાજે ફખરૂ
તો રાઝે જહાન્ તા તવાની મજૂય
કે ઊ ઝૂદ પીચદ ઝે જૂયન્દ રૂય
બેયામૂઝ દાનેશ તો તા ઈદરી
કે આન્ જા ઝે દાનેશ હમહુ બરૂ ખરી

તમો પોતાના બાઝાર ચોકીબાન વગર ના રાખતા-કે જે ચોકીબાન દરેક વખતે હમારૂંજ નામ પોકારતો રહે.

જેથી કરી ચોરો તરફથી તમોને કશી હાનિ નહીં પુગે-અને તમો ખુશહાલ દિલ અને ફાયદાકારક રીતે રહી શકશો.

દરેક શેહરમાંથી એકેક ખૂબસૂરત ચાકરડી-કે જે સારી સમજવાળી ૧૦૯
અને શરમાળ બાંદી હોય,

જે અમારાં પાદશાહી ઝનાનખાનાને લાયક હોય-અને જે અમારી દીન પાળી જાણતી હોય,

અને એવી કે જે આવવા માટે નારાઝ ન હોય-કારણ કોઈ પણ બાંદી ઉપર કશો પણ સેતમ ગુઝરવો જોઇયે નહીં.

તેવીઓને અમારાં ઝનાનખાનામાં અમારા વફાદાર નોકરો આગળ મોકલી આપો.

જે મુસાફરો આપણા દેશમાં આવે-જેઓ મૂગા મૂગા સફર કરતા હોય.

જેઓ દોષ રહિત જણાય અને "સૂફી"ને નામે ઓળખાતા હોય-અને જેઓ ગરીબાઇમાં રાઝી હોય.

તેઓનાં નામોને ભીખારીઓની ટીપમાંથી જુદાં પાડો-અને દફતરની શુરૂઆતમાં તેઓની જુદી ટીપ કરો.

જે શખ્સ તમારાથી નારાઝ થયો હોય-અને નોકરી કરવાનું દુઃખ લાગતું હોય,

તેવા ઝુલ્મગારની છાતી અને પીઠને ભાગી નાખજો-અને તેને જડ મૂળથી ઉખેડી નાખજો.

જ્યારે હું તપાસ ચલાવીશ ત્યારે તેની બૂરાં કામ કરવાની ધારણા હું પામી જઈશ.

જે મૂજી પ્રથમથીજ કામનાં સારાં પરિણામનો નાશ કરતો હશે તેને ૧૧૦
હું જીવતો ફાંસીએ ચઢાવીશ.

તમો ઈન્સાફ અને સખાવતથી તમારાં દિલ તવંગર બનાવજો-અને સ્વતંત્રપણાથી પોતાનાં સર ઉપર તાજ મૂકજો.

કારણકે શેવટે આપણો દિવસ પણ આખેર થશે-ઝમાનો આપણાં પગલાંની ગણત્રી કર્યેજ જાય છે.

જે કોઈ કે અમારાં ફર્માનથી ઉલટો જશે-તે શેવટે તે કામથી તેવોજ બદલો પામશે."

જ્યારે તે નામા રવાના કરી રહ્યો ત્યારે પોતે આગળ વધ્યો-અને સઘળો દેશ ધીરજથી પોતાને હાથ કર્યો.

તે કેર્માનથી એસ્તખ્ર શેહરમાં આવ્યો-અને પેલું કયાનીઓનું દબદબાવાળું તાજ માથે મૂક્યું.

(શાએર કહે છે કે) બને ત્યાં સૂધી તું દુન્યાના ભેદ શોધવાની કોશેશ ના કર-કારણ તે ભેદ શોધનારથી પોતાનું મોં જલ્દીથી ફેરવી નાખે છે.

તું આ દુન્યામાં રહે એટલો વખત સૂધી ડહાપણજ શીખ-કારણકે ડહાપથીજ પેલી જેહાનમાં તું સઘળાં ફળ ચાખશે.

# એસ્કન્દર્*.

## પાદ્શાહીએ એસ્કન્દર્ ચહાર્દહ્ સાલ્ બૂદ્ નેશસ્તને એસ્કન્દર્ બતખ્તે ઈરાન્.

સેકન્દર્ ચુ બર્ તખ્ત બેન્શસ્ત ગોફૂત
કે બા જાને શાહાન્ ખેરદ બાદ જોફૂત
કે પીરૂઝગર્ દર્ જહાન્ ઈજદ અસ્ત
જહાનદાર્ અગર્ જુ નતર્સદ બદ અસ્ત
111 બદો નીકે મા બુગ્જરદ બીગમાન્
રહાઈ નેયાબદ ઝે ચન્ગે ઝમાન્
હરાન્ કસ કે આયદ બદીન્ બારૂગાહ્
કે બાશદ ઝે મા સૂએ મા દાદખાહ્
વગર્ ગાહે બાર્ આયદ અર્ નીમ શબ્
બપાસોખ રસદ ચૂન્ કુશાયદ દો લબ્
ચુ પીરૂઝગર્ ફરૂરહી દાદ માન્
દરે બખ્તે ફીરૂઝ બુકુશાદ માન્
હમહ્ ઝીરદસ્તાન્ બેયાબન્દ બહ્ર્
બકૂહો બેયાબાનો દર્યાઓ શહ્ર્
નખાહીમ બાજ્ અઝ જહાન્ પન્જ સાલ
જોઝ આન્ કસ કે જૂયદ કે હસ્તમ હમાલ
બદર્વીશ બખ્શીમ બેસ્યાર્ ચીઝ
ઝે દારન્દહ્ ચીઝી નખાહીમ નીઝ
ચુ એસ્કન્દર્ ઈન્ નીકુઈહા બેગોફૂત
દેલે પાદશાહ્ ગશ્ત બા દાદ જોફૂત
અઝ ઈરાન્ બર્ આમદ યકી આફ્રીન્
બદાન્ દાદગર્ શહ્રૂયારે ઝમીન્
વઝાન્ પસ પરાગન્દહ્ ગશ્ત અન્જુમન્
જહાનદાર્ બેન્શસ્ત બા રાયઝન્

## સિકંદરની પાદશાહી ચૌદ વર્ષ હતી. સિકંદરનું ઈરાનનાં તખ્ત ઉપર બેસવું.

જ્યારે સિકંદર ઈરાનનાં તખ્ત ઉપર બેઠો ત્યારે બોલ્યો-કે "પાદશાહોના જીવ સાથ હમેશે ડહાપણ જોડાયલું હોજો!

કારણકે દુન્યામાં ખોદાતાલાજ ફતેહમંદ છે-અગરજો એક પાદશાહ તેનો ડર નહીં કરે તો તે બૂરો છે.

આપણી ભલાઈ અને બૂરાઈ બેશક વીતી જશે-મોતના પંજામાંથી કોઈ છૂટવાનો નથી.

અમારી તરફ આ દરબારમાં જે કોઇ અમારી પાસથી ઈન્સાફ માગવા માટે આવશે,

તે અગર કચેરીને વખતે આવે કે ગમે મધરાતે આવે-તોપણ જ્યારે તે ફર્યાદ કરશે ત્યારે તેને તે વાતનો જવાબ મળશે.

જ્યારે ફતેહમંદી આપનાર ખોદાએ અમોને આવો દરજ્જો બક્ષેશ કર્યો છે-અને ફતેહમંદ બખ્તના દરવાઝા ખુલ્લા કર્યા છે,

ત્યારે અમારી સઘળી રૈયત કે જે પહાડ કે બેયાબાન તેમજ દર્યા કે શેહરમાં રહેતી હશે તેને દરેકને ઈન્સાફનો હિસ્સો મળશે.

આ દેશમાંથી જે કોઇ અમારી બરોબર્યો થવાનો દાવો કરશે તે સિવાય બીજા કોઇ પાસેથી પણ પાંચ વર્ષ સુધી રાજનું મેહસૂલ લઈશું નહીં.

ગરીબ માણસોને અમો સારી બક્ષેશ કરીશું-અને કોઈ પૈસાવાળા પાસેથી કોઇ પણ ચીઝ માગીશું નહીં."

જ્યારે સિકંદર આવા નેકી ભરેલા સખુનો બોલ્યો-અને તે પાદશાહનું દિલ ઈન્સાફનો સાથી બન્યું,

ત્યારે ઇરાની અંજુમનમાંથી તે દેશના ઇન્સાફી પાદશાહ માટે આફ્રીનના સખુનો નીકળ્યા.

ત્યાર પછી સઘળું અંજુમન વીખરાઈ ગયું-અને પાદશાહ પોતાના સલાહકારો સાથ મસલહત કરવા બેઠો.

## નામએ એસ્કન્દર્ બદેલ્આરાય વ રૂશનક્ ઝનો દોખ્તરે દારા દર્ બારએ અરૂસીએ રૂશનક્.

112 બેફર્મૂદ તા પીશે ઊ શુદ દબીર્
કલમ્ ખાસ્ત રૂમીઓ ચીની હરીર્

## સિકંદરનું દારાની બાયડી દિલારાએ અને બેટી રોશનક ઉપર રોશનકના નેકાહ માટેનું નામુ.

પછી સિકંદરે ફર્માવ્યું જેથી મુન્શી તેની આગળ ગયો-તેણે રૂમી કલમ અને ચીનાઇ રેશમી કપડાં જેવું કાગઝ માંગ્યું.

* આ નામીચા પાદશાહ માટે અમો આ પુસ્તકના દીબાચામાં થોડોક ખોલાસો આપ્યો છે.

નવીસન્દહુ અઝ કેલ્કૂ ચૂન ખામહુ કરૂદ
સુએ માદરે રૂશનકૂ નામહુ કરૂદ
કે યઝદાન્ તોરા મોઝદે નીકાન્ દેહાદ
પસ અઝ દરૂદ આરામેશે જાન્ દેહાદ
નેવેશ્તમ યકી નામએ પીશ અઝીન્
નબેશ્તહુ દરૂ પન્દહા બીશ અઝીન્
ચુ બોઝૂતે તોરા રૂઝ બરૂગશ્તહુ શુદ
બદસ્તે યકી બન્દહુ બરૂ કશ્તહુ શુદ
બરૂ આઇને શાહાન્ કફન્ સાખ્તમ
ઝે દર્દે જહાનદારૂ પર્દાખ્તમ
બસી આશ્તી ખાસ્તમ પીશે જન્ગ્
નકરૂદ આશ્તી ચૂન્ નબૂદશ દેરન્ગ્
ઝે ખૂનશ બેપીચીદ હમ દુશ્મનશ
બમીનો રસાનાદ યઝદાન્ તનશ
વરા દાદગરૂ જાએ નીકાન્ દેહાદ
બદઅન્દીશરા ઝહરે પયકાન્ દેહાદ
નેયાબદ કસી ચારહુ અઝ ચન્ગે મરૂગ્
ચુ બાદે ખેઝાનસ્તો મા હમચુ બરૂગ્
જહાન્ યકસરૂ અકૂનૂન્ બપીશે શુમાસ્ત
બરૂ અન્દર્ઝે દારા ફેરાવાન્ ગવાસ્ત
કે ઊ રૂશનકૂરા બમન્ દાદો ગોફ્ત
કે ચૂન્ ઊ નબાશદ તોરા દરૂ નેહોફ્ત
કુનૂન્ બા પરસ્તન્દહો દાયગાન્
અઝ ઈરાન્ બુઝોર્ગાનો પુરૂમાયગાન્
ફેરેસ્તીદ ઝૂદશ બનઝદીકે મન્
કે રઉશન્ શવદ જાને તારીકે મન્
બેદારીદ ચૂન્ પીશ બુદ એસ્ફહાન્
બહરૂ સૂ પરાગન્દહુ કારૂઆગહાન્
હમાન્ કારૂદારાને બા શર્મો દાદ
કે દારાએ દારાબ્ શાન્ કારૂ દાદ
ગરૂ આન્ જા નખાહીદ ફર્માન્ રવાસ્ત
હમહુ શહ્રે ઈરાન્ બપીશે શુમાસ્ત
દેલે ખીશરા પુરૂ મોદારા કુનીદ
મરા દરૂ જહાન્ નામ દારા કુનીદ
સુએ રૂશનકૂ હમચુનાન્ નામહુ કરૂદ
સખુનરા ગુઝરૂ બરૂ સરે ખામહુ કરૂદ
નુખોસ્ત આફ્રીન્ કરૂદ બરૂ કેર્દેગારૂ
જહાનદારો દાનાઓ પર્વર્દેગારૂ
દેગરૂ ગોફ્ત કઝ ગઉહરે પાદશા
નઝાયદ મગરૂ મરૂદુમે પારૂસા
દેલારાય બા શર્મો બા નાઝો શરૂમ
સખુન્ ગોફ્તને ખૂબો આવાએ નરૂમ
પેદરૂ મરૂ તોરા પીશ મારા સેપોરૂદ
વઝાન્ પસ બેશુદ નામે નીકી બેબોરૂદ
ચુ આઈ શબેસ્તાનો મશ્કૂએ મન્
બેબીની તો બાશી જહાનજૂએ મન્
સરે બાનૂઆનીઓ ઝીબાએ તખ્ત
ફેરૂઝન્દએ ફરૂરહો નામો બખ્ત
નબેશ્તીમ નામહુ બરે માદરત
કે ઈદરૂ ફેરેસ્તદ તોરા દરૂખરત

નવીસંદાએ જ્યારે બરૂની કલમ તૈયાર કીધી-ત્યારે રેશનકની મા ઉપર એક નામુ લખ્યું.

કે "ખોદાતાલા તને નેક લોકોને બદલો આપજો-અને દુઃખ પછી તારા જીવને શાન્તિ બક્ષજો!

આ આગમજ મેં એક નામુ તારી ઉપર લખ્યું હતું-જેમાં હાલ કરતાં વધુ નસીહતો લખેલી હતી.

જ્યારે તારા ખાવંદનો દહાડો બરગશ્તે થયો-અને તે એક પોતાના નોકરના હાથ ઉપર માર્યો ગયો,

ત્યારે મેં પાદશાહોને છાજતી રીતે તેને દખ્મે ચઢાવ્યો-અને તે દેશના પાદશાહનાં દુઃખમાંથી (યાને સોગથી) હું ફારેગ થયો છું.

લડાઈ કરવા આગમજ મેં તેની સાથે સલાહ કરવા ઘણુંએ ચાહ્યું-પણ જ્યારે તેને અત્રે વધુ વખત રહેવાનું નહીં હતું ત્યારે તેણે સલાહ કીધી નહીં.

તેના દુશ્મનો વટિક તેના ખૂનથી દિલગીર થયા-ખોદાતાલા તેનાં શરીરને બેહેશ્તમાં પુગાડજો!

તે ઈન્સાફી સાહેબ તેને નેક લોકોની જગ્યા બક્ષેશ કરજો-અને તેના દુશ્મનને તીરના પયકાનનું ઝેહર મળજો!

મોતની ચુંગાલથી કોઇનો છૂટકો થતો નથી-તે મોત ચોમાસાના પવનની મિસાલ છે અને આપણુ ઝાડનાં પાદડાં જેવા છિયે.

હવે આખો દેશ તમારોજ છે એમ જાણજો-વળી દારા જે વસીયત ૧૧૩
મરતી વખતે કહી ગયો તેના સાક્ષીઓ છે.

કે તેણે રેશનકને મને આપી છે અને કહ્યું છે કે 'તારા ઝનાનખાનામાં તેના જેવી કોઇ નહીં હશે.'

માટે હવે ઈરાનના બુઝોર્ગો અને મોટાઓ તરફથી દાસીઓ અને આયાઓ સાથ,

તમો તેણીને શેતાબ મારી નઝદીક મોકલો-કે જેથી આ મારો સીઆહ જીવ પાછો રેશન બને.

જેમ આગળ હતું તેમજ હાલ પણ ઇસ્ફહાનને તમારી પાસેજ રાખજો-અને ચો તરફ અનુભવી માણસોને મોકલી આપજો.

તેમજ શર્મિાળ અને ઇન્સાફી વઝીરો-કે જેઓને દારાબના બેટા દારાએ પોતાનો વહિવટ સોંપ્યો હતો તેઓને રહેવા દેજો.

જો ત્યાં રહેવા નહીં ચાહતાં હોવ તો પછી તમારો હોકમ-સઘળું ઈરાન તમારી આગળ પડેલું છે (યાને મરજી પડે ત્યાં રહો).

તમો પોતાનાં દિલને સુલેહ ભરેલું કરજો-અને જેહાનમાં મારાં નામને એક બીજા 'દારા' તરીકેજ બનાવજો."

એજ પ્રમાણે રેશનક ઉપર પણ એક નામુ લખવા કલમ ચલાવી.

પહેલાં ખોદાતાલા કે જે જેહાનની સંભાળ કરનાર, દાના અને પર્વરેશીનો કરનારો છે તેની ઉપર દુઆ કીધી.

પછી લખ્યું કે "પાદશાહનાં તોખ્મથી પવિત્ર માણુસ સિવાય બીજું ૧૧૪
કાંઇ પયદા થતું નથી.

તેમજ દિલ પસંદ, ડહાપણવાળા, નાઝ નખરાં ભરેલાં, શર્મિલ-સારા સખુન બોલનાર નર્મ આવાઝનાં પયદા થાય છે.

તારા બાપે તને પહેલાં મને આપી અને ત્યાર બાદ મરણ પામી નેકનામી લઇ ગયો.

જ્યારે તું આવીને મારૂં ઝનાનખાનું અને મેહલ જોશે ત્યારે તું મારી શેહનશાહ બાનૂ થઈ રહેશે.

તું સઘળી બાનૂઓની સરદાર અને તખ્તને શોભા આપનારી છે-મારા દબદબાને મારી કીર્તિને અને મારાં બખ્તને રેશન કરનારી છે.

તારી માતા ઉપર પણ મેં નામુ લખ્યું છે-કે તને ઘટતી રીતે અત્રે મોકલી આપે.

બરૂ આઇને ફર્ઝન્દે શાહનશાહાન્
બપીશ અન્દરૂન્ મૂબેદે અસ્ફહાન્
પરસ્તન્દએ તાજો પીલાનો મહૂદ
હમ આન્‌રા કે દાદી બતૂ શીરો શહૂદ
બમુશ્કૂએ મા બાશ રઉશનરવાન્
તોઈ દર્ શબેસ્તાન્ સરે બાનૂઆન્
બકામે તો ગર્દદ્ ચર્ખે બલન્દ
ઝે દુશ્મન્ તનત દૂરો દૂર્ અઝ ગઝન્દ
૧૧૫ બેયામદ ચકી ફીલસૂફી શુ ગરદ
સુખુનહાએ શાહે જહાન્ યાદ કરદ

રોહન્શાહોનાં ફર્ઝંદને લાયકની રીતે-ઇસ્ફહાનનો વડો મોબેદ આગળ ચાલતો હોય.

તાજના નોકરો હોય, હાથી અને અમારીઓ હોય-તેમજ જેણીએ કે તને દૂધ મધ પાઈ ઉછેરી હોય તે પણ સાથે હોય.

તું મારાં ઝનાનખાનામાં ખુશહાલ જીવે આવી રહે-ઝનાનખાનામાં તુંજ બાનૂઓના સરદાર તરીકે રહેશે

બુલંદ આસ્માન તારીજ ઇચ્છા પ્રમાણે ફરજો-દુશ્મનથી અને દુઃખથી તારૂં શરીર દૂર રહેજો!"

એક ફીલસૂફ તે પયગામ લઇ પવનની ઝડપે આવી લાગ્યો-અને દેશના પાદશાહ સિકંદરના તમામ સખુનો તેણીને કહી સંભળાવ્યા.

## પાસોખ્ નામએ એસ્કન્દર્ અઝ્ દેલારાય.

—:૦:—

દેલારાય ચૂન્ ઈન્ સુખુનહા શનીદ
ચકી બાદે દારૂદ અઝ જેગર્ બર્કશીદ
ઝે દારા ઝે દીદહ્ બેબારીદ ખૂન
કે ખુદ રીખ્તહ્ ઝીરે ખાક્ અન્દરૂન
નવીસન્દએ નામહ્‌રા પીશ ખાન્દ
હમી ખૂન ઝે મેઝ્‌ગાન્ બરોખ બર્ ફેશાન્દ
મર્ આન્ નામહ્‌રા ખૂબ્ પાસોખ નેવેશ્ત
સુખુનહાએ બા મગ્ઝો ફર્રોખ નેવેશ્ત
નુખોસ્ત આફ્રીન કર્દ બર્ દાદગર્
ખોદાવન્દે આરામો રાયો હોનર્
દેગર્ ગોફ્ત કઝ કારે ગર્દાન્ સેપેહ્ર્
કઝ ઊયસ્ત્ પર્ખાશો આરામો મહ્ર્
હમહ્ ફર્રે દારા હમી ખાસ્તીમ
જહાન્‌રા બનામે વય આરાસ્તીમ
કુનૂન ચૂન્ ઝમાને વય અન્દર્ ગુઝશ્ત
સરે ગાહે ઊ ચૂબે તાબૂત ગશ્ત
તોરા ખાહમ અન્દર્ જહાન નીકવી
બુઝોર્ગીઓ પીરૂઝીઓ ખુસરવી
૧૧૬ બકામે તો ખાહમ કે બાશદ જેહાન્
બરીન્ આશ્કારા નહાનમ્ નેહાન્
શનીદમ હમહ્ હર્ચે ગોફ્તી બમેહ્ર્
કે અઝ જાને તૂ શાદ્ બાદા સેપેહ્ર્
અઝાન્ દખ્મહો દાર્ વઝ માહ્યાર્
મુકાફાતે બદ્ખાહે જાનૂસ્પાર્
શુ ખૂને ખોદાવન્દ રીઝદ કસી
બગીતી દેરન્ગશ નબાશદ બસી
દેગર્ આન્ કે જોસ્તી હમહ્ આશ્તી
બસી રૂઝ બા પન્દ્ બુગ્ઝાશ્તી
નેયાયદ ઝે શાહાન્ પરસ્તન્દગી
નઝૂયદ કસ અઝ નામવર્ બન્દગી
બજાએ શહન્શાહ્ દારા તોઇ
શુ ખુરશીદ શુદ માહે મારા તોઈ

## દિલારાય તરફથી સિકંદરનાં નામાનો જવાબ.

—:૦:—

જ્યારે દિલારાએ આ સખુનો સાંભળ્યા-ત્યારે તેણીએ જીગરથી એક સર્દ હાય મારી.

પાદશાહ દારા કે જેનું શરીર ખાક નીચે ખવાઈ ગયું હતું તેને માટે પોતાની આંખમાંથી આંસુ વરસાવ્યાં.

પોતાનાં મોં ઉપર આંખોમાંથી લોહી રેડતાં રેડતાં-તે નામાનો જવાબ લખવા માટે તેણીએ નવીસંદાને પોતાની આગળ તેડયો.

અને તે નામાનો એક સારા વિચાર ભરેલા શબ્દોમાં યોગ્ય જવાબ લખાવ્યો.

પ્રથમ દાદગર ખોદા કે જે આરામ, ડહાપણ અને હોનરનો સાહેબ છે તેની ઉપર દુઆ કીધી.

પછી લખાવ્યું કે "ફરતાં આસ્માન-કે જેનાથી લડાઇ, શાન્તિ અને મયા ઉતરે છે તેનાથી,

દારાનું પાદશાહી ઓરેહ કાયમ રહે એમજ અમો દુઆ માગતાં હતાં-અને દેશને તેનાંજ નામથી અમો આરાસ્તે કીધો હતો.

પણ હવે જ્યારે તેનો વખત પુરો થઇ ગયો છે-અને શબ મૂકવાની લાકડાંની પેટી તેનું તખ્ત બન્યું છે,

ત્યારે જેહાનમાં હવે હું તારેજ માટે ભલાઈ, બુઝોર્ગી, ફતેહમંદી અને પાદશાહી ચાહું છું.

હું ઈચ્છું છું કે દુન્યા તારી તાબેદાર બને-અને કશી પણ રાખ રખાવત વના હું એ ખુલ્લે ખુલ્લું ચાહું છું.

તેં જે માયા ભરેલી વાતો કહી તે મેં સાંભળી છે-આસ્માન તારા જીવથી ખુશહાલ રહેજો!

દારાનાં દખ્મા માટે તેમજ માહયાર અને બદખાહ જાનૂસ્પારને તેના બદલામાં ફાંસી ચઢાવ્યા તે માટે મેં સાંભળ્યું છે.

જ્યારે કોઈ પોતાના માલેકનું ખૂન કરે છે-ત્યારે તે આ દુન્યામાં ઘણો વખત રહી શકતોજ નથી.

બીજું એ કે તેં તો સઘળી સુલેહજ શોધી-અને તેને નસીહત દેવામાં ઘણોક વખત પસાર કીધો,

પણ પાદશાહોથી તાબેદારી થઇ શકેજ નહીં-મોટાં માણસથી કોઇએ તાબેદારીની આશા રાખવી નહીં.

હવે શેહનશાહ દારાની જગ્યાએ તુંજ છે-જ્યારે અમારો ખુરશીદ અસ્ત પામ્યો છે ત્યારે તુંજ અમારો માહતાબ છે.

ચુ શાહે ઝમાનહ્ તોરા બર્ ગુઝીદ
સર્ અઝ્ રાએ ઊ કસ્ નેયારદ્ કશીદ્
દેગર્ આન્ કે અઝ્ રૂશનક્ યાદ્ કરૂદ્
દેલે મા બદાન્ આરૂઝૂ શાદ્ કરૂદ્
પરસ્તન્દએ તોસ્ત મા બન્દહ્ ઈમ્
બફ્રર્માનો રાયત સર્ અફ્રગન્દહ્ ઈમ્
દોરૂદત ફ્રેરેસ્તાદો નામહ્ નેવેશત
ચકી નામહ્ ચૂન બૂસ્તાને બેહશ્ત્
નબેશતીમ નામહ્ સુએ મેહતરાન્
બપહ્લવ્ બુઝોર્ગાનો જન્ગ્ આવરાન્
કે ફ્રર્માને દારાસ્ત ફ્રર્માને તૂ
ન પીચદ કસી સર્ ઝે પયમાને તૂ
ફ્રેરેસ્તાદહ્રા બદ્હરહો બદેહ્ દાદ્
ઝે ગન્જશ્ બહર્ ગૂનઈ બહ્રહ્ દાદ્
ચુ રૂમી બનઝ્દે સેકન્દર્ રસીદ્
હમહ્ યાદ્ કરૂદ્ આન્ચે દીદો શનીદ્
અઝ્ આન્ તખ્તો આઈનો આન્ બારૂગાહ્
તો ગોફ્રતી કે ઝેન્દહસ્ત્ બર્ ગાહ્ શાહ્
સેકન્દર્ ઝે ગોફ્રતારે ઊ ગશ્ત શાદ્
બઆરામ શુદ્ તાજ બર્ સર્ નેહાદ્

જ્યારે ઝમાનાના પાદશાહ દારાએ તને પસંદ કીધો છે-ત્યારે કોઈ તેના વિચારથી સર ફેરવી શકશે નહીં.

બીજું એ કે દારાએ રોશનક માટે જે કહ્યું-તો તેની તે ખાહેશે કરી અમારાં દિલ ખુશહાલ બનાવ્યાં છે.

તે તારીજ દાસી છે અમો તો તારાં તાબેદાર છિયે-અમોએ તો તારા હોકમ ઉપર અને તારી ખાહેશ ઉપર સર નમાવેલાં છે."

તેણીએ તને દુઆ કહેવાડી છે અને તને નામુ પણ લખ્યું છે જે ૧૧૭
નામુ એક બેહેશ્તના બાગ જેવું છે.

અમોએ દેશના વડાઓ ઉપર શેહરના મોટા શેહરીઓ ઉપર અને લશ્કરના સરદારો ઉપર નામા લખ્યાં છે.

કે 'તારો હોકમ તે દારાનોજ હોકમ છે એમ ગણવું'-જેથી કોઈ તારા કોલથી સર ફેરવશે નહીં."

પછી તેણીએ પોતાના ખઝાનામાંથી પેલા એલચીને પૈસાની થેલી, ગોલામો અને બીજી તરેહવાર ચીઝો બખ્શેશ આપી.

જ્યારે પેલો રૂમી સિકંદરની નઝદીક જઇ પહોંચ્યો-ત્યારે તેણે જે કાંઈ જોયુ અને સાંભળ્યું હતું તે સઘળું કહ્યું.

ત્યાંનાં તખ્ત, રીત ભાત અને તે દરબાર માટે કહ્યું-કે "જાણે તખ્ત ઉપર પાદશાહ દારા જીવતોજ બેઠેલો છે."

સિકંદર તેની વાતથી ખુશહાલ થયો-તેને નીરાત પડી અને તાજ સર ઉપર મેલ્યું.

## ફ્રેરેસ્તાદને એસ્કન્દર્ નાહીદ્ માદરે ખુદ્રા બઆવર્દને રૂશનક્ વ બઝની ગેરેફ્તન્ ઊરા.

## સિકંદરે પોતાની મા નાહીદને રોશનકને લાવવા માટે મોકલવી અને તેનું તેણીની સાથે પરણવું.

ઝે અમ્મૂરેયહ્ માદરશ્રા બેખાન્દ
ચુ આમદ્ સુખુનહાએ દારા બેરાન્દ
બદૂ ગોફ્રત નઝ્દે દેલારાય શવ્
બખૂબી બેપયવન્દ્ ગોફ્રતારે નવ્
બપર્દેહ્ દરૂન રૂશનક્રા બેબીન્
ચુ દીદી ઝે મા કુન્ બરૂ ઊ આફ્રીન્
બેબર્ નઊક્ બા યારેહો ગૂશવાર્
ચકી તાજ પુર્ ગઊહરે શાહ્વાર્
સદ્ ઉશ્તુર્ ઝે ગુસ્તર્દનીહા બેબર્
દહ્ ઉશ્તુર્ ઝે દીબાએ રૂમી બઝર્
હમ અઝ્ ગન્જ દીનાર્ ચૂન સી હઝાર્
બબદ્રહ્ દરૂન કુન્ ઝે બહ્રે નેસાર્
ઝે રૂમી ચુ સીસદ્ કનીઝક્ બેબર્
અગર્ બીશ બાયદ્ બેબર્ બીશતર્
ચકી જામ દેહ્ હર્ ચકીરા બદસ્ત
બર્ આઇને ખૂબાને ખુસ્રવપરસ્ત
તો બા ખીશતન ખાદેમાન્ બર્ બરાહ્
ઝે રાયો ઝે આઇને શાહાન્ મકાહ્
ચુનાન્ કુ બેફ્રરમૂદ્ ઊ સાઝ, કરૂદ્
પસાન્ગહ્ રહે રફ્રતન આઘાઝ કરૂદ્

પછી સિકંદરે અમ્મૂરીયામાંથી પોતાની માને બોલાવી મંગાવી-જ્યારે તે આવી ત્યારે તેનં દારાની સઘળી વાતો કહી.

તે બોલ્યો કે "તું દિલારાયની પાસે જા-અને ભલાઈથી એક નવી વાત તેણીની આગળ કરજે.

ઝનાનખાનામાં રોશનકને જોજે અને જોયા પછી આપણી તરફથી તેણીની ઉપર તું દુઆ કરજે.

તું તારી સાથ સાંકળી, બાંગડી, બાલી અને પાદશાહી ગોહર જડિત ૧૧૮
એક તાજ લેતી જા.

સો ઊંટ ભરીને પર્દા, ગલીચા વગેરે લેતી જા-અને દશ ઊંટ ભરીને સોનેરી ભરતકામનાં રૂમી રેશમી કપડાં લેતી જા.

વળી તેણીની ઉપર વધાવવા માટે ખઝાનામાંથી ત્રીસ હઝાર દીનાર કોથલીઓમાં ભરી લે.

ત્રણસો રૂમી દાસીઓ પણ લઇ જા-જો વધારે જોઇયે તો વધારે લઇ જા.

વફાદાર ખૂબસૂરત બાંદીઓની રીત મૂજબ તેણીઓના હાથમાં એકેકી જામ આપ.

તું સફર માટે પોતાની સાથે નોકરો લઈ જા-પાદશાહી આદર-સત્કારમાં કશી ખામી રાખતી ના."

હવે જેવી રીતે કે પાદશાહે ફર્માવ્યું તેવી રીતે તેણીએ સઘળી તૈયારી કીધી-અને ત્યાર બાદ સફરે જવા માટે ઉપડી.

બેશુદ માદરે શાહ્ બા તરૂજુમાન્
દહ્ અઝ્ ફીલ્સૂફાને શીરીન્ ઝબાન્
ચુ આમદ બનઝ્દીકીએ એસ્ફેહાન્
પઝીરહ્ શુદન્દશ ફરાવાન્ મેહાન્
બેયામદ કે અયવાન્ દેલારાય પીશ
ખુદો નામદારાન્ બરૂ આઇને ખીશ
૧૧૯ બદેહ્લીઝ્ કર્દન્દ ચન્દાન્ નેસારૂ
કે બરૂ ચશ્મ ગન્જો દેરમ ગશ્ત ખારૂ
બઅયવાન્ નેશસ્તન્દ બા રાયઝન્
હમહ્ નામદારાન્ શુદન્દ અન્જુમન્
દેલારાય બરૂ સાખ્ત ચન્દાન્ જહીઝ્
કે શુદ દરૂ જહાન્ રૂએ બાઝારૂ તીઝ્
શુતુરૂ દરૂ શુતુરૂ બૂદ ફર્સન્ગ્હા
કે ઝરૂરીનો સીમીનો અઝ્ રન્ગ્હા
કે પૂશીદનીહાઓ ગુસ્તર્દની
કે અફૂગન્દનીઓ પરાગન્દની
કે અસ્પાને તાઝી બઝરૂરીન્ સેતામ
કે શમ્શીરે હેન્દી બઝરૂરીન્ નેયામ
કે ખફૂતાનો અઝ્ ખૂદો બર્ગુસ્તુવાન્
કે ગૂપાલે • ઝરૂરીનો ગુરૂઝે ગેરાન્
ચે જામહ્ બુરીદહ્ ચે અઝ્ ના બુરીદ
કે કસ દરૂ જહાન્ બીશતરૂ ઝાન્ નદીદ
ચે અઝ્ ઊદો અમ્બરૂ અબા મુશ્કે નાબ્
કે અમદ અઝાન્ બરૂ બદઅન્દીશ તાબ્
અઝ્ અયવાન્ પરસ્તન્દગાન્ ખાસ્તન્દ
ચહલ્ મહ્દે ઝરૂરીન્ બેયાસ્તન્દ
૧૨૦ ચકી મહ્દ બા ચત્રા બા ખાદમાન્
નેશશ્ત અન્દરૂ રૂશનક્ શાદમાન્
કે કાખે દેલારાય તા નીમ રાહ્
ગોહરૂ બૂદો દીનારો અસ્પો સેપાહ્
ચુ શુદ રૂશનક્ સૂએ શહ્રે સતખરૂ
પઝીરહ્ શુદશ હરૂ કે બૂદીશ ફખરૂ
બેબસ્તન્દ આઝીન્ બશહ્રૂ અન્દરૂન્
પુરૂ અઝ્ ખન્દહ્ લબ્હાઓ દેલ પુરૂ ઝે ખૂન્
બરાન્ ચતરે દીબા દેરમ રીખ્તન્દ
કે બરૂ મુશ્કો દીનારૂ મીબીખ્તન્દ
ચુ માહ્ અન્દરૂ આમદ બમુશ્કૂએ શાહ્
સેકન્દરૂ બદ્ કરૂદ ચન્દી નેગાહ્
બરાન્ બુરૂઝ્ બાલાઓ આન્ ખૂબ્ચેહ્રૂ
કે ગોફ્તી ખેરદ પર્વરીદશ બમેહ્રૂ
ચુ માદરૂશ બરૂ તખ્તે ઝરૂરીન્ નેશાન્દ
સેકન્દરૂ બરૂ ઊ બરૂ હમી જાન્ ફેશાન્દ
નેશસ્તહ્ બયક્ હફ્તહ્ બા ઊ બહમ
હમી રાય ઝદ શાહ્ બરૂ બીશો કમ
અઝ્ જુઝ્ બુઝોર્ગીઓ આહેસ્તગી
ખેરદમન્દીઓ શર્મો શાયેસ્તગી
૧૨૧ નેગહ્ કરૂદ બીદારો ચીઝી નદીદ
દેલશ મેહરો પયવન્દે ઊ બરૂ ગુઝીદ
હમહ્ પહ્લવાનાને ઈરાન્ ઝમીન્
બશાહી બરૂ ખાન્દન્દ આફ્રીન્

તે પાદશાહની માદર શીરીન ઝબાનના દશ ફીલસૂફ દુભાશિયા સાથ ઉપડી ગઇ.

જ્યારે તેણી એસ્ફહાનની નઝદીક આવી લાગી-ત્યારે ઘણાક સરદારો તેણીને એસ્તેકબાલ ગયા.

દિલારાય પોતે તેમજ બીજા નામદારો પોતાની રીત પ્રમાણે મેહલમાંથી આગળ આવ્યા.

તેઓએ ઉંબર ઉપરજ એટલો બધો વધાવો કીધો-કે ખઝાનો અને દિરમ લોકોને મનસે તુચ્છ જેવો થઈ પડયો.

તેઓ પોતાના સલાહકારો સાથ મેહલમાં બેઠાં-અને ત્યાં તમામ નામદારોનું અંજુમન એકઠું મળ્યું.

પછી દિલારાએ શાદીની રીત તરીકે પોતાનો અસબાબ એટલો બધો તેયાર કીધો-કે જેથી તે દેશનાં સઘળાં બાઝારોમાં ધંધો ખીલી નીકળ્યો.

ફરસંગો સૂધી સોનેરી રૂપેરી અને રંગબેરંગી અસબાબના ભરેલાં ઊંટ પાછળ ઊંટો ચાલવા લાગ્યાં.

જેમાં પેહેરવાના અને બિછાવવાનાં-લટકાવવાનાં અને પાંથરવાનાં કપડાંનો સામાન હતો.

જેમાં સોનેરી લગામ સાથના અરબી ઘોડાઓ-સોનેરી મેયાન સાથની હિંદી તલવારો,

બખ્તર, લોઢાંની ટોપી, ઘોડાનાં બખ્તર-સોનેરી ગોઝો તેમજ લોઢાંનાં ભારી ગુઝો હતા.

શું સીવેલાં કપડાં કે આખા કપડાંના તાકા હતા-કે જેનાં કરતાં વધારે દુન્યામાં કોઇએ પણ જોયાં હતાં નહીં.

શું અગર, અમ્બર અને ખાલેસ કસ્તુરી-એવી તો ઉત્તમ કે જે જોઈ અદેખાઓને અદેખાઈ આવતી હતી.

તેણીએ મેહલમાંથી ગોલામોને બોલાવ્યા-અને ચાળીસ સોનેરી અમારી-શણગારી.

એક છત્ર અને નોકરો સાથની અમારીમાં રોશનક ખુશહાલ બેઠી.

દિલારાયના મેહલથી તે અર્ધા રસ્તા સૂધી-સઘળે ગોહર, દીનાર, ઘોડા અને લશ્કર હતું.

જ્યારે રોશનક એસતખ્ર તરફ જઇ પહોંચી ત્યારે સિકંદરની તરફના સઘળા મોટી પદવીના ઉમરાઓ તેણીને સામે એસ્તેકબાલ ગયા.

આખાં શેહરની અંદર માંડવ બાંધ્યા-સઘળાં લોકોના હોઠો હસતા અને દિલ ઉમંગ ભરેલાં હતાં.

તે રેશમી છત્રી ઉપર દિરમના સિક્કા નાખવામાં આવતા હતા-તેની ઉપર વળી કસ્તુરી અને દીનારના સિક્કા વરસાવતા હતા.

જ્યારે માહતાબ જેવી રોશનક પાદશાહના જનાનખાનામાં આવી-ત્યારે સિકંદરે તેની ઉપર કેટલોક વખત સૂધી નેગાહ કીધી.

તેણીનો કદાવર આકાર અને ખૂબસૂરત ચેહરો જોયો કે જાણે ડહાપણે તેણીને પ્યાર ઉપરજ પાળી હોય.

જ્યારે સિકંદરની માએ તેણીને સોનેરી તખ્ત ઉપર બેસાડી-ત્યારે સિકંદર તેણીની ઉપર જાનફેશાની કરવા લાગ્યો.

એક હફતા સૂધી તેણીની સાથ બેસીને-નાની મોટી બાબતો ઉપર પાદશાહ મસ્લહત કરવા લાગ્યો.

તેણીમાં પાદશાહી ખવાસ અને નર્માસ, અકલ, શર્માળપણું અને દરેક રીતના લાયકાટપણા સિવાય,

સિકંદરે જો કે તેણીને ઘણીક રીતે તપાસી તો પણ કાંઇ દુરગુણ જોયા નહીં-અને એટલા માટે તેનાં દિલમાં તેણીની તરફની પ્રીત્તિ પયદા થઈ.

ઈરાન સરઝમીનના તમામ પેહલવાનોએ-પાદશાહ તરીકેની તેની ઉપર દુઆ કીધી.

બેઓર્દન્દ અઝ ઈરાન્ ફરાવાન્ નેસારૂ
કે દીનારૂ વઝ ગઉહરે શાહ્વારૂ
હમહ્ રૂએ ગીતી પુરૂ અઝ દાદ શુદ
બહરૂ જાએ વયરાની આબાદ શુદ

અને ઇરાન તરફથી પાદશાહને નેસાર કરવા માટે દીનાર અને પાદશાહી મોતીઓ લઇ આવ્યા.

દુન્યાની તમામ સપાટી ઈન્સાફ ભરેલી થઈ-અને દરેક વયરાન જગ્યા આબાદ બની.

---

## ખાબ્ દીદને કયદે હિન્દી વ ગુઝારેશ્ કર્દને મેહ્રાન્ આન્રા.

—:o:—

ચુનીન્ ગોફ્ત ગૂયન્દએ પહ્લવી
શેગેફ્ત આયદત ફીન્ સખુન્ બેશનવી
યકી શાહ્ બુદ હેન્દરા નામ કયદ
નકર્દી જોઝ અઝ દાનેશો રાય સયદ
દેલે બેખ્રદાન્ દાશ્ત મગ્ઝે રદાન્
નેશસ્તે કયાન્ ફરૂરએ મૂબદાન્
દમાદમ બદહ્ શબ્ પસે યક્ દેગરૂ
હમી ખાબ્ દીદ ઇન્ શેગેફ્તી નેગરૂ
બહેન્દુસ્તાન્ હરૂ કે દાના બુદન્દ
બગોફ્તારો દાનેશ તવાના બુદન્દ
બેફરૂમૂદ તા સાખ્તન્દ અન્જુમન્
હરાન્ કસ કે દાના બુદો રાયઝન્
હમહ્ ખાબ્હા પીશે ઈશાન્ બગોફ્ત
નેહોફ્તહ્ પદીદ આવરીદ અઝ નેહોફ્ત
કસ આન્રા ગુઝારેશ નેયારાસ્ત કરૂદ
પુરૂ અન્દીશહ્ આન્ શુદ દેલો રૂય ઝરૂદ
યકી ગોફ્ત બા કયદ કય શહ્રૂયારૂ
ખેરદમન્દ વઝ મેહ્તરાન્ યાદગારૂ
યકી નામદારસ્ત મેહ્રાન્ બનામ
કે ગીતી બદાનેશ રસીદહ્ બકામ
બશહ્રૂ અન્દરશ ખાબો આરામ નીસ્ત
નેશસ્તન્શ જોઝ બા દદો દામ નીસ્ત
કે બર્ગે ગેયાહાએ કૂહી ખરદ
ચુ મારા બમર્દુમ હમી નશ્મરદ
નેશસ્તન્શ બા ગૂરો આહ્ બુવદ
કે આરામો મર્દુમ બયક્ સૂ બુવદ
કે ચીઝી બગીતી નેયાબદ ગઝન્દ
પરસ્તન્દહ્ મર્દીઓ બખ્તી બલન્દ
ચુનીન્ ગોફ્ત બા દાનેશી કયદ શાહ્
કઝીન્ પુરૂ હોનરૂ બુગ્ઝરી નીસ્ત રાહ્
હમ આન્ગહ્ બઅસ્પ અન્દરૂ આવરૂદ પાય
બઆવાઝે મેહ્રાન્ બરૂ આમદ ઝે જાય
હકીમાન્ બેરફ્તન્દ બા ઊ બહમ
બદાન્ તા નબાશદ સેપહ્બુદ દેઝમ
જહાનદારૂ ચૂન્ નઝદે મેહ્રાન્ રસીદ
બેપુર્સીદ દાનન્દહ્રા ચૂન્ સઝીદ
બદૂ ગોફ્ત કય મર્દે યઝદાન્ પરસ્ત
કે દરૂ કૂહ બા ઘોદૂમ દારી' નેશસ્ત

## કયદે હિંદીએ ખાબ જોવો અને મેહરાને તેની તાસીર કહેવી.

—:o:—

પહલવી પુસ્તકો લખનારે આવી રીતની એક વાત કહી છે-કે જે વાત તું સાંભળશે તો તેથી તું અજબ થશે.

કે "કયદ" નામનો હિંદુસ્તાનનો એક પાદશાહ હતો-જે દાનાઇ અને શીખામણ સિવાય બીજા કશાનો શેકાર કરતો હતો નહીં.

તે વિદ્વાનો જેવું હૈયું અને બુદ્ધિવાન લોકોનાં જેવું ભેજું ધરાવતો હતો-પાદશાહી આસન ધરાવતો હતો અને દીનદારોના જેવું ખોરેહ ધરાવતો હતો.

હવે તું આ અજાયબી જો કે તે પાદશાહે એક પછી એક દશ રાત સુધી સ્વપ્નો જોયા કીધો.

હિંદુસ્તાનમાં જે કોઇ કે દાના લોકો હતા-જેઓ વાત કરવામાં અને ડહાપણમાં શક્તિમાન હતા,

તેવા દાના શખ્સોનું અને વિચારવંતોનું એક અંજુમન ભરવાનો તેણે હોકમ કીધો.

પછી તેઓ આગળ પોતાના સ્વપ્નાની તમામ હકીકત કશું પણ ૧૨૨
છુપું રાખ્યા વગર કહી સંભળાવી.

પણ કોઈ તેની તાસીર કહી શક્યું નહીં-તેઓનાં દિલ અંદેશા ભરેલાં અને ચેહરા ફિક્કા થયા.

એક જણે કયદને કહ્યું કે "ઓ દાનેશમંદ અને સરદારો વચ્ચે યાદગાર રહેલા પાદશાહ!

'મેહરાન' નામનો એક નામદારી ભરેલો શખ્સ છે-જેણે દુન્યાની દરેક વિદ્યા હાસેલ કીધી છે.

તે શેહરની આબાદીમાં રહેતો કે વસ્તો નથી-જંગલી જાનવરો અને પશુઓ સાથ વસવાટ સિવાય બીજી કોઇ પણ તેની બેઠક નથી.

તે પહાડી રોપાઓનાં પાંદડાં ખાઈ જીવે છે-અને આપણને માણસ જાત સમજતોજ નથી.

ગોરખર અને હરણ સાથ ફરતો રહે છે-તેમજ એક જગ્યાએ ઠરીને બેસ્તો નથી.

દુન્યામાં કોઇ પણ ચીઝથી તેને હાનિ પુગતી નથી-તે એક ખોદાની પરસ્તેશ કરનારો માણસ તેમજ ભાગ્યશાળી છે."

ત્યારે કયદ રાજા ડહાપણની રાહે એ પ્રમાણે બોલ્યો-કે "આવા હોનર ભરેલા શખ્સને તું છોડી દીયે તે ઠીક નહીં."

તેજ વખત તે ઘોડા ઉપર સવાર થયો-તે મેહરાનની વાખવાખા સાંભળી પોતાનાં મકાન આગળથી આગળ વધ્યો.

દાનાઓ પણ તેની સાથ ગયા-કે જેથી પાદશાહ દિલગીર નહીં થાય. ૧૨૩

જ્યારે પાદશાહ મેહરાનની નઝદીક જઈ પુગ્યાં-ત્યારે તે દાના શખ્સને લાયકની ખબર આફીયત પૂછી.

પછી બોલ્યો કે "એ પહાડની અંદર ગોરપદો સાથે વસવાટ કરનાર યઝદાન પરસ્ત મર્દ!

બઝર્ફી બરીન્ ખાબે મન્ ગૂશ દારૂ
ગુઝારેશ કુનો યકુબયકુ હૂશ દારૂ
ચુનાન્ દાન્ કે યકુ શબ્ બેશ્હમન્દો પાકુ
બેખોફુતમ બઆરામ બી તર્સો બાકુ
ન અન્દીશહ્ દરૂ દેલ્ ન દરૂ સરૂ શેતાબ્
ન બા મન્ કસી બૂદ દરૂ જાએ ખાબ્
ગુઝશતહ્ ઝે શબ્ નામએ બીશતરૂ
વલીકેન્ નબુદ નીઝ ગાહે સહરૂ
યકી ખાનહ્ દીદમ્ ચુ કાખી બુઝોરૂગ્
બદૂ અન્દરૂન ઝન્દહ્ પીલી સુતોરૂગ્
દરે ખાનહ્ પયદા ન અઝ કાખ બૂદ
બપીશ અન્દરૂન્ તન્ગ્ સૂરાખ બૂદ
ગુઝશતી ઝે સૂરાખ પીલી ઝેયાન્
તનશરા ઝે તન્ગી નેયામદ ઝેયાન્
૧૨૪ ઝે રઉઝન્ ગુઝશતી તને શૂમે ઊય
બેમાન્દી બદાન ખાનહ્ ખરૂતૂમે ઊય
દેગરૂ શબ્ બદાન્ ગૂનહ્ દીદમ કે તખ્ત
તેહી માનદી અઝ યકી નીકુબખ્ત
કસી બરૂ નેશસ્તી બરાન્ તખ્તે આજ
બસરૂ બરૂ નેહાદી દેલ અફ્રૂઝ તાજ
સેદીગરૂ શબ્ આમદ બખાબમ શેતાબ્
યકી નઘ્ઝ કેર્બાસ દીદમ બખાબ્
બદૂ અન્દરૂ આવીખ્તહ્ ચારૂ મરૂદ
શેખાન્ અઝ કશીદન્ શુદહ્ લાજવરૂદ
ન કેર્બાસ જાઈ દરીદ અઝ ગોરૂહ્
ન મરૂદુમ શુદી અઝ કશીદન્ સોતૂહ્
ચહારોમ્ ચુનાન્ દીદમ અય નામદારૂ
કે મર્દી બુદી તેશનહ્ બરૂ જૂયબારૂ
હમી આબ્ માહી બરૂ ઊ રીખ્તી
સરે તેશનહ્ અઝ આબ્ બુગ્રીખ્તી
જહાન્ મર્દાં આબ્ અઝ પયે ઊ દમાન્
ચે ગૂયદ બદીન્ ખાબ્ નીકી ગમાન્
બપન્જુમ ચુનાન્ દીદ જાનમ બખાબ્
કે શહ્રી બુદી તન્ગ્ નઝદીકે આબ્
૧૨૫ હમહ્ મરૂદુમશ કૂરૂ બૂદી બચશ્મ
યકીરા ઝે કૂરી નદીદમ્ બખશ્મ
ઝે દાદો દેહેશ વઝ ખરીદો ફેરૂખ્ત
તો ગોફ્તી હમહ્ શારૂસાન્ બરૂ ફેરૂખ્ત
શશુમ દીદમ અય મેહ્તરે અરૂજમન્દ
કે શહ્રી બુદન્દી હમહ્ દરૂદમન્દ
શુદન્દી બપુર્સીદને તનદુરોસ્ત
ગેરેફ્તન્દી ઊરા બપુર્સેશ નુખોસ્ત
કે ચૂની બદીસાન્ બદરૂદ અન્દરૂન
તની દરૂદમન્દો દેલી પુરૂ ઝે ખૂન
રસીદહ્ બલબ્ જાને ના તન્દુરોસ્ત
હમી ચારએ તન્દુરોસ્તાન્ બેજોસ્ત
ચુ નીમી ઝે હંફ્તુમ શબ્ અન્દરૂ ગુઝશ્ત
ચમીદહ્ યકી અસ્પ દીદમ બદશ્ત
દો પાયો દો દસ્તો દો સરૂ દાશ્તી
બદન્દાન્ ગેયાહ્ તીઝ બરૂદાશ્તી

આ મારા ખાબ ઉપર તું ઊંડાણથી ધ્યાન આપ-અને હોશ્યારી રાખી એક પછી એક તેની તાસીર મને કહે.

ઓ દાનેશમંદ અને પવિત્ર શખ્સ! તું જાણ કે એક રાતે-હું ધાસ્તી અને બીક વગર આરામથી સૂતેલો હતો.

મારાં દિલમાં કાંઇ પણ વિચાર હતો નહીં કે મગઝમાં કાંઈ ઉસ્કેરાટ હતો નહીં-તેમજ મારી સાથ તે ખાબની જગ્યામાં બીજું કોઈ હતું પણ નહીં.

અર્ધી રાત કરતાં વધારે પસાર થયલી હતી-તો પણ બામદાદનો વખત થયો નહીં હતો.

તે વખતે મેં એક મોટા મેહલ જેવું ઘર જોયું-જેની અંદર એક મોટો મસ્ત હાથી જોયો.

તે ઘરનો દરવાઝો કેથે માલૂમ પડતો હતો નહીં-પણ આગળી ગમથી ઝીનો છેદ હતો.

તે છેદમાંથી પેલો મસ્ત હાથી પસાર થતો દેખાયો-પણ તે સાંકડી જગ્યાથી તેનાં ભારી શરીરને કાંઇ પણ નુકસાન પુગ્યું નહીં.

તેનું કાળું શરીર તે બાકોરાંમાંથી પસાર થઇ જતું-પણ તેની શુંઢ તે ઘરમાંજ રહી જતી.

બીજી રાતે મેં એવી રીતે જોયું કે એક નેકબખ્ત શખ્સથી તેનું પોતાનું તખ્ત ખાલી પડેલું હતું,

ત્યારે કોઈ બીજોજ શખ્સ તે હાથીદાંતનાં તખ્ત ઉપર આવી બેસતો-અને પોતાનાં સર ઉપર પેલાનું દિલ રોશન કરનારૂં તાજ મેલતો.

ત્રીજી રાતે મને જલ્દીથી ઊંઘ આવી ગઇ-અને મેં ખાબમાં એક ઘણું સરસ "કેર્બાસ" જાતનું કપડું જોયું.

જેને ચાર જણા ખેંચતા હતા-અને ખેંચતાં ખેંચતાં તેઓના ચેહરા કાળા પડી ગયા હતા.

પણ નહીં કેથેથી પેલું કપડું ફાટું કે નહીં પેલા ચારો જણમાંથી કોઇ શખ્સ તે ખેંચવાથી થાકી ગયો.

ઓ નામદાર શખ્સ! ચોથી રાતે મેં એ પ્રમાણે જોયું-કે એક તરસ્યો માણસ નદીને કિનારે હતો.

તેની ઉપર એક માછલી પાણી રેડતી હતી-છતાં તે તરસ્યો શખ્સ પેલાં પાણી આગળથી નાસી જતો હતો.

પેલો મર્દ કૂદકા મારી નાસી જતો અને પાણી તેની પછાડી દોડતું હતું ઓ નેક વિચારના શખ્સ! આ ખાબ બાબે તું શું કહે છે?

પાંચમી રાતે ખાબમાં મારા જીવે એવું જોયું-કે એક શેહર નદીની છેક નઝદીક હતું.

તે શેહરના તમામ માણસો આંખે અપંગ હતા-છતાં તે અંધાપાથી કોઇને પણ ગુસ્સે થતો મેં જોયો નહીં.

ઈન્સાફથી, સખાવતથી અને લેવડ દેવડથી-ગોયા તે આખું શેહર પ્રકાશી રહ્યું હતું.

ઓ નામાકિત સરદાર! છઠ્ઠી રાતે મેં જોયું-કે એક શેહર સઘળું દુઃખી બનેલું હતું.

છતાં તે દર્દીઓ તંદુરોસ્ત લોકોની ખબર આફીયત પૂછવા જતાં હતાં-અને પહેલો સવાલ તેઓને એવો કરતાં હતાં,

કે 'આવાં દુઃખમાં તું કેમ દહાડા ગુઝારે છે?-તારૂં શરીર દુઃખી છે અને દિલ ગમગીન છે'

તે બીમાર મરણકાંઠે પહોંચેલો હતો-છતાં તે સાજા માણસની તબીયતનો ઇલાજ કરતો હતો.

સાતમી રાતે જ્યારે અર્ધી રાત પસાર થઈ-ત્યારે મેં જંગલમાં એક ઘોડો ચરતો જોયો.

તેના બે આગળા, બે પાછળા પગ અને બે માથાં હતાં-અને પોતાનાં દાંતે કરી જલ્દી જલ્દી ઘાસ ચરતો હતો.

ચરાન્ દાશ્તી અઝ દો રૂયહ્ દહન્
નખુર્દ બરૂ તનશ રાહે બીરૂન્ શુદન્
બહશ્તુમ સે ખુમ દીદમ અય પાકૂ દીન્
બરાબરૂ નેહાદહ્ બરૂએ ઝમીન્
દો પુરૂ આબો ખુમ્મી તેહી દરૂ મેયાન્
ગુઝશ્તહ્ બખુશ્કી બરૂ ઊ સાલેયાન્
ઝે દૂ ખુમ્મે પુરૂ આબ્ દૂ નીકૂમરૂદ
હમી રીખ્તન્દ અન્દરૂ આબે સરૂદ
ન અઝ રીખ્તન્ ઝાન્ દુવાન્ કમ શુદી
ન આન્ ખુશ્કુરા લબ્ પુરૂ અઝ નમ શુદી
નોહુમ શબ્ યકી ગાવ દીદમ બખાબ્
બરૂ આબો ગેયા ખોફૂતહ્ દરૂ આફૂતાબ્
યકી ખુરૂદ ગૂસાલહ્ દરૂ પીશે ઊય
તનશ લાઘેરો ખુશ્કો બી આબ્ રૂય
હમી શીરૂ ખુર્દી અઝ માદહ્ ગાવ
કલાન્ ગાવો ગૂસાલહ્ બી તૂશો તાવ
અગરૂ ગૂશ દારી બખાબે દહમ
નરંજી બતન્ તા બરીન્ સરૂ નહમ
યકી ચશ્મહ્ દીદમ બદશ્તી ફરાખ
મરૂ આન્ ચશ્મરા હરૂ સુએ રાહો શાખ
હમહ્ દશ્ત યકુસરૂ પુરૂ અઝ આબો નમ
ઝે ખુશ્કી લબે ચશ્મહ્ ગશ્તહ્ દેઝમ
સઝદ ગરૂ કુશાઈ બપાસોખ ઝબાન્
કઝીન્ પસ ચે ખાહદ બુદન્ દરૂ જહાન્
ચુ બેશ્નીદ મેહુરાન્ ઝે કયદ ઈન્ સખુન્
બદૂ ગોફૂત અઝીન્ ખાબ્ દેલ્ બદ મકુન્
ન કમતરૂ શવદ બરૂ તો નામે બલન્દ
નેયાયદ બરીન્ પાદશાહી ગઝન્દ
સેકન્દરૂ બેયારદ સેપાહી ગરાન્
ઝે રૂમો ઝે ઈરાન્ ગુઝીદહ્ સરાન્
ચુ ખાહી કે બાશદ તોરા આબ્રૂય
બેરદ યારૂ કુન્ જંગે ઊરા મજૂય
તોરા ચારૂ ચીઝસ્ત કન્દરૂ જેહાન્
કસી આન્ નદીદ અઝ કેહાનો મેહાન્
યકી ચૂન્ બેહેશ્તે બરીન્ દોખ્તરત
કઝૂ તાબદ અન્દરૂ ઝમીન્ અફૂસરત
દેગરૂ ફીલ્સૂફી કે દારી નેહાન્
બેગૂયદ હમી બા તો રાઝે જેહાન્
સેદીગરૂ પેઝેશ્કી કે હસ્ત અરૂજમન્દ
ઝે દાનન્દગાન્ નામ કર્દહ્ બલન્દ
ચહારોમ કદહ્ કાન્દરૂ રીઝી આબ્
ન ઝાતેશ શવદ ગર્મો ન ઝાફૂતાબ્
ઝે ખુર્દન્ નગીરદ હમી આબે ઊય
બદીન્ ચુમ શવદ ફૂરોશો તાબે ઊય
ચુ આયદ બરીન્ બારો મસ્ગાલ જંગ્
ચુ ખાહી કે ઈદરૂ નસાઝદ દેરંગ્
બસન્દહ્ નબાશી તો બા લશ્કરશ
ન બા ચારહો ગન્જો બા કેશ્વરશ
ચુ બરૂ કારે તૂ રાય ફરૂરોખ નેહુમ
હમાન્ ખાબ્રા નીઝ પાસોખ દેહમ

તે બન્ને મોંઢે બેઉ તરફથી ચરતો હતો–પણ તેનાં તન ઉપર લીદ બાહેર કાઢવાનો માર્ગ નહીં હતો.

એ પાક દીનના મર્દ! આઠમી રાતે મેં ત્રણ માટલાં જોયાં–જે ઝમીન ઉપર હારેદોર મૂકેલાં હતાં.

બે પાણીથી ભરેલાં અને વચમાંનું માટલું ખાલી હતું–તે ઘણાં ૧૨૬
વર્ષનું કોરડુંજ પડી રહેલું હતું.

પેલાં બન્ને પાણીથી ભરેલાં માટલાંમાંથી બે નેક મર્દો–થંડુ પાણી પેલાં ખાલી માટલાંમાં રેડતા હતા,

પણ તે બન્નેમાંનું પાણી બિલ્કુલ ઘટતું ન હતું–તેમજ પેલું કોરડું માટલું જરાએ ભિંજાતું ન હતું.

નવમી રાતે ખાબમાં મેં એક ગાય જોઈ–જે ટડકાંમાં ઘાસ અને પાણીની વચ્ચે નિરાંતે બેઠી હતી.

તેની આગળ એક દૂબળું, સૂકાયલું, રંગરૂપ ઉડી ગયલું ગાયનું બચ્ચું ઉભું હતું.

તે ગાય તેને ધાવતી હતી–ગાય તો ખૂબ માતેલી હતી અને બચ્ચું તાકત અને શક્તિ વગરનું હતું.

જો તું મારી દશમી રાતનો સ્વપ્નો સાંભળે–અને તેથી તારાં શરીરને કંપારી નહીં છૂટે તો હું કહું.

મેં બોહોળાં જંગલમાં એક પાણીનો ઝરો જોયો–તે ઝરાને ચો તરફથી નાળાં હતાં.

તે આખું મયદાન પાણીથી ભરાઇ ગયલું હતું–પણ તે ઝરાનો કિનારો અને તે ઉપરની વનસ્પતિ સૂકાઇને કરમાયલી દેખાતી હતી.

મેહરબાની કરી આ સ્વપ્નાઓના જવાબ આપવીનું શુરૂ કર–હવે પછી દુન્યામાં શું શું બનાવો બનવાના છે તે તું કહે."

જ્યારે રાજા કયદથી મેહરાને આવી વાતો સાંભળી–ત્યારે તેને કહ્યું ૧૨૭
કે "આ ખાબથી તું કશી પણ ચિન્તા ના કર.

તેથી તારૂં બુલંદીએ પુગેલું નામ ઘટી જશે નહીં–અને આ તારી પાદશાહતને કશું પણ નુકશાન પુગશે નહી.

સિકંદર રૂમ અને ઈરાનમાંથી એક ભારી લશ્કર તેમજ પસંદ કીધેલા સરદારો લઇને આવી લાગશે.

અને જો તું ચાહતો હોય કે તારી આબરૂ એમની એમ બચેલી રહે–તો ડહાપણને તારો દોસ્ત બનાવી તેની સાથે લડાઈ કરતો ના.

દુન્યામાં તારી પાસે એવી ચાર ચીઝ છે–કે જેવી નાના અને મોટા કોઇએ બીજી જોઇ નથી.

એક તો એ કે બુલંદ બેહેસ્તના જેવી તારી બેટી છે–જેના સબબે તારૂં તાજ પૃથ્વી ઉપર ઝળકાટ પાંથરે છે.

બીજો પેલો તારો ફીલ્સુફ કે જેને તેં ખાનગીમાં રાખેલો છે–અને જે તને સઘળો દુન્યાનો ભેદ કહે છે.

ત્રીજો તારો કાબેલ વેદ કે જેણે સઘળા દાનાઓ વચ્ચેથી પોતાનું નામ બુલંદ કરેલું છે.

ચોથું પેલું પ્યાલું કે જેમાં પાણી રેડયું હોય તો તે આતશથી કે આફતાબની ગર્મીથી તપી જતું નથી.

તેમજ તેમાંનું પાણી પીધાથી કમી થતું નથી–એ ચારે ચીઝોથી તેનું બળ અને ગુસ્સો શાન્ત પડશે.

માટે જ્યારે તે અત્રે આવે અને તું ચાહે કે તે અહીં ઘણો વખત ૧૨૮
નહીં થોભે ત્યારે તું એજ પ્રમાણે કરજે અને લડાઇનો વિચાર ના કરતો.

તું તેનાં લશ્કર સાથ તેમજ તેની યુક્તિ, તેના ખઝાના અને મુલક સામે ટકી શકશે નહીં.

જેવી સારી સલાહ મેં તને આપી છે તેવીજ રીતે હવે સ્વપ્નાની તાસીર કહું છું.

યકી ખાનહ્ દીદીઓ સૂરાખે તન્ગ્
કઝૂ પીલ્ બીરૂન્ શુદી બી દેરન્ગ્
મગર્ આન્ કે ખરતૂમ માન્દી બજાય
શેનઉ ઝૂદ પાસોખ્ ઝે પાસોખ્ સરાય
તો આન્ ખાનહ્રા હમ્ચુ ગીતી શેનાસ
હમાન્ પીલ્ શાહી બુવદ્ નાસેપાસ
કે બીદાદ્ગર્ બાશદો કમ્ખ્રૂ ગૂય
જોઝ અઝ નામે શાહી નબાશદ દર્ ઊય
બદેલ્ સેફ્લહ્ બાશદ્ બતન્ નાતવાન્
બઆઝ અન્દરૂન્ તીઝો તીરહ્ રવાન્
સરન્જામ ચૂન્ બુગ્ઝરદ્ નામે ઊય
બઝેશ્તી બેમાનદ્ બફર્જામે ઊય
દોવુમ્ આન્ ચે દીદી તો અઝ તાજો તખ્ત
કઝ ઊ શુદ યકી દીગર્ આમદ્ ઝે બખ્ત
હમાનસ્ત કીન્ વાજ્ગૂનહ્ જહાન્
યકીરા બરદ્ દીગર્ આરદ્ દવાન્
સેવુમ આન્ કે દીદી તો કેર્બાસે નગ્ઝ
ગેરેફ્તહ્ વરા ચાર્ પાકીઝહ્ મગ્ઝ
ન કેર્બાસે નગ્ઝ અઝ કશીદન્ દરીદ
ન આમદ સેતૂહ્ આન્ કે ઊરા કશીદ
અઝીન્ પસ બેયાયદ યકી નામદાર્
ઝે દશ્તે સવારાને નીઝહ્ગુઝાર્
યકી મર્દે" પાકીઝએ નીકૂખૂય
બદ્ દીને યઝદાન્ શવદ ચાર્ સૂય
તો કેર્બાસશ દીને યઝદાન્ શેનાસ
કશાન્દહ્ ચહાર્ આમદ અઝ બહ્રે પાસ
યકી દીને ઝર્દોશ્તે આતેશ પરસ્ત
કે બી બાઝ્ બર્સમ નગીરદ બદસ્ત
દેગર્ દીને મૂસા કે ખાની જુહૂદ
કે ગૂયદ જોઝ ઈન્ દીન્ નશાયદ સેતૂદ
દેગર્ દીને નસાની આન્ પારૂસા
કે દાદ આવરદ દર્ દેલે પાદ્શા
ચહારોમ ઝે તાઝી યકી દીને પાક્
સરે હૂશમન્દાન્ બર્ આરદ ઝે ખાક્
ચુનાન્ ચાર્ સૂ અઝ પયે પાસરા
કશીદન્દ અઝાન્ ગૂનહ્ કેર્બાસરા
હમી દર્ કશાન્દ ઈન્ અઝાન્ આન્ અઝીન્
શવન્દ આન્ ઝમાન્ દુશ્મન્ અઝ બહ્રે દીન્
ચહારોમ ઝે તેશ્નહ્ કે અઝ આબે ખશ
ગુરીઝાનો માહી વરા આબ્ કશ
ઝમાની બેયાયદ કે પાકીઝહ્ મર્દ
શવદ ખાર્ ચૂન્ આબે દાનેશ બેખર્દ
બકેર્દારે માહી બદર્યા શવદ
સરે બદ કુનેશ બર્ સુરયા શવદ
હમી તેશ્નગાન્રા બેખાનદ બઆબ્
કસ ઊરા ઝે દાનેશ નેયારદ જવાબ્
ગુરીઝન્દ અઝ આન્ મર્દે દાનેશ પેઝૂહ્
કુશાયન્દ લબ્હા બબદ હમ ગોરૂહ્
બપન્જુમ કે દીદી યકી શારૂસાન્
બદ્ અન્દરૂન્ સાખ્તહ્ કારૂસાન્

તેં એક ઘર અને નાનું બાકોરૂં જોયું-કે જેમાંથી હાથી વગર અડચણે બાહેર આવતો હતો,

પણ તેની શુંઢ ત્યાંજ રહી જતી હતી-તો હવે તાસીર કહેનાર તરફથી તેનો જવાબ સાંભળ.

તે ઘર તે આ દુન્યા સમજ-તેમજ પેલો હાથી તે એક નગુણો પાદશાહ સમજ.

કે જે ઝુલ્મગાર અને જૂઠો હોય-અને એક પાદશાહનાં નામ સિવાય તેનામાં કશો બીજો ગુણ ન હોય.

જે કમીના દિલનો હોય અને દુર્બળ શરીરનો હોય-જે લોભમાં ફસેલો હોય અને અંધકાર ભરેલા જીવનો હોય.

અને શેવટે જ્યારે તે મરી જાય ત્યારે બદનામી સાથેજ તેનું નામ હમેશે સૂધી રહી જાય.

બીજું જે તેં તાજ અને તખ્ત જોયું કે જે એકે છોડયું અને બીજાને નસીબે આવ્યું.

તે એજ દેખાડે છે કે આ ઉલટી ચાલની દુન્યા જ્યારે એકને ઉઠાવી જાય છે ત્યારે બીજાને દોડાવતી લઇ આવે છે.

ત્રીજું તે કે તેં પેલું કેર્બાસનું સુંદર કપડું જોયું-કે જેને ચાર પરહેઝગારોએ પકડયું હતું.

અને જે સુંદર કપડું ખેંચ્યાથી ફાટું નહીં-તેમજ તેને ખેંચનારા પણ થાકયા નહીં.

તેનું જાણવું એમ કે હવે પછી અરબસ્તાનથી એક નામદાર શખ્સ આવશે.

તે એક નેક ખસ્લતનો પરહેઝગાર મર્દ હશે-જે શખ્સથી યઝદાનની દીન દુન્યાની ચારે બાજૂ તરફ ફેલાશે.

પેલાં કેર્બાસનાં કપડાંને તું ખોદાઈ દીન સમજજે-અને ખોદાઈ દીન લોકોને આપવા માટે તેના ખેંચનારા ( એટલે તે લાવનારા પયગમ્બરો ) ચાર છે.

એક દીન પવિત્ર આતશની ખિદમત કરનાર પયગમ્બર ઝરતોશ્તની છે-જે હમેશે હાથમાં બર્સમ અને મોંઢે બાજ રાખતો હતો.

બીજી દીન મૂસા પયગમ્બરની કે જેને તું યાહુદી કહે છે-તે કહે છે કે 'મારીજ દીનની વખાણ કરવી લાઝેમ છે.'

ત્રીજી દીન નાઝેરત (Nazareth)ના વતનદાર મહાત્મા ૠષિ (Christ)ની છે કે જે પાદશાહોનાં દિલમાં ઈન્સાફની લાગણી મેલશે.

અને ચોથી અરબની પાક દીન-જે ગુઝર પામેલા અને ઝમીનમાં દટાયલા મહાન પુરૂષોને પણ ગોયા સજીવન કરશે.

લોકોને દીનમાં લાવવા માટે આવી રીતે દુન્યાની ચારે બાજૂએ તેઓ દીન ફેલાવશે.

તેઓ ખોદાઇ દીન એક બીજાના હાથમાંથી ખૂંચવી લેવાની કોશેશ કરશે-અને તેમ કરી દીનને ખાતેર એક બીજાના દુશ્મન થશે.

ચોથું જે તેં જોયું હતું કે 'એક તરસ્યો માણસ મીઠાં પાણીથી-નાસે છે અને એક માછલી તેને માટે પાણી લાવી આપે છે.'

તેની તાસીર એ છે કે એવો વખત આવશે કે જ્યારે ભલો માણસ એલમનું પાણી પીશે યાને દાનાઇ શીખશે તે ખુવાર થશે.

તે માછલીની મિસાલ દર્યામાં તણાઇ જશે-અને ભૂંડાં માણસોનાં સર આસ્માનસે જઇ ભળશે.

તરસ્યા માણસોને (જેઓ શીખવા માગતા હોય તેઓને) તે નદી તરફ બોલાવશે-પણ કોઈ તેને સીધો જવાબ આપશે નહીં

દાનાઈ શીખનારા તેની આગળથી નાસી જશે-અને લોકો તેને ગાળો દેવા માંડશે

પાંચમું જે તેં જોયું કે 'એક મોટું શેહર છે-જ્યાં મોટું કારખાનું બાંધેલું છે.

પુરૂ અઝ ખુર્દો દાહો ખરીદો ફેરૂખ્ત
તો ગોફ્તી ઝમાન્ ચશ્મે ઈશાન્ બેદૂખ્ત
ઝે ફુરી ચર્ખા દીગરીરા નદીદ
હમી ઈન્ બરાન્ આન્ બરીન્ નન્ગરીદ
ઝમાની બેયાયદ કે ઝીન્ સાન્ બુવદ
કે દાના પરસ્તારે નાદાન્ બુવદ
બરીશાન્ બુવદ દાનેશૂમન્દ ખારૂ
હેરફ્તે બેરદ શાન્ નેયાયદ બબારૂ
સેતાયન્દએ મર્દે નાદાન્ શવન્દ
સેતાયેશ કુનાન્ પીશે ઈશાન્ શવન્દ
હમી દાનદ આન્ કસ કે ગૂયદ દોરૂઘ
હમી ઝાન્ પરસ્તેશ નગીરદ ફોરૂઘ
શશુમ આન્ કુજા રફ્ત બીમારૂ સોસ્ત
બપુર્સીદને ચકૂ ગુરોહૂ તનદુરોસ્ત
ઝમાની બેયાયદ કે દરૂવીશ ઝારૂ
શવદ ખારૂ બરૂ ચશ્મે દીનારૂદારૂ
બબીચારગી ગેર્દે દારાએ ચીઝ
હમી ગર્દદો ચીઝ નદહન્દ નીઝ
શવદ રાયગાની પરસ્તન્દઈ
વયા બીબહાઈ ચકી બન્દઈ
બહફ્તુમ કે દીદી બરૂ અસ્પી દો સરૂ
ખુરેશરા નબુદ બરૂ તનશ રહૂ ગુઝરૂ
ઝમાની બેયાયદ કે મરૂદુમ બચીઝ
શવદ શાદો સીરી નેયાયદશ નીઝ
ન દરૂવીશ યાબદ અઝૂ બહૂરઈ
ન દાનેશ પેઝૂહીઓ ન શહૂરઈ
જોઝ અઝ ખીશતન્રા નખાહન્દો બસ
કસીરા નબાશન્દ ફર્યાદરસ
બહશ્તુમ કે પુરૂ આબ્ દીદી સે ખુમ
ચકી ઝૂ તેહી માન્દહૂ બુદ તા બદુમ
દો અઝ આબે રઉશન્ સરાસરૂ બુદી
મેયાનહૂ ચકી ખુશ્કો ના તરૂ બુદી
અઝીન્ પસ બેયાયદ ચકી રૂઝગારૂ
કે દર્વીશ ગર્દદ ચુનાન્ સુસ્તો ખારૂ
કે ગરૂ ઝબ્રૂ ગર્દદ બહારાન્ પુરૂ આબ્
ઝે દર્વીશ પેન્હાન્ કુનદ આફ્તાબ્
નબારદ બરૂ ઊ નીઝ બારાને ખીશ
દેલે મર્દે દરૂવીશ અઝૂ ગશ્ત રીશ
તવન્ગરૂ બેબખ્શદ હમી ઈન્ બદાન્
ચકી બા દેગરૂ ચર્બો શીરીન્ ઝબાન્
શવદ મર્દે દર્વીશ ઝૂ ખુશ્ક લબ્
હમી રૂઝરા બુગ્ઝરાનદ બશબ્
તો હમ આન્ કે ગાવી ચુનાન્ તનદુરોસ્ત
ઝે ગૂસાલએ લાઘેરૂ ઊ શીરૂ જોસ્ત
ચુ કયવાન્ બબુર્જે તરાઝૂ શવદ
જહાન્ ઝીરે નીરૂએ બાઝૂ શવદ
શવદ કારે દર્વીશો બીમારૂ સોસ્ત
વઝૂ ચીઝ ખાહદ હમી તનદુરોસ્ત
ન હરૂગેઝ કુશાયદ સરે ગન્જે ખીશ
ન ઝૂ બાઝ દારદ હમી રન્જે ખીશ

ત્યાં લેવડ દેવડ અને ખરીદી અને વેચાણ થતાં હતાં-પણ ગોયા ઝમાનાએ તેઓની આંખો આંધળી કીધી હતી.

અને અંધાપાને લીધે તેઓ એક બીજાને જોઈ શકતા નથી-તેમજ એક બીજા ઉપર નઝર નાખી શકતા નથી.

તેનો ખુલાસો એમ છે કે એક વખત એવો આવશે-કે જ્યારે દાના ૧૩૧
માણુસો નાદાનોના ગોલામ બનશે.

તેઓ આગળ દાનેશમંદો ખુવાર થશે-તેઓની દાનાઈનાં ઝાડ ફળ નહીં આપશે.

તેઓ નાદાન શખ્સોની તારીફ કરનારા બનશે-અને તેઓનીજ તારીફ ગાતા તેઓ આગળ જશે.

જો કે તેઓ પોતાનાં મનમાં સમજશે કે તેઓ આ સઘળું જૂઠુંજ બોલે છે-અને એવી ગોલામગીરી કરવાથી શોભા મળતી નથી.

છઠું તે કે બીમાર પડેલાં નબળાં લોકો તંનદુરોસ્ત ટોળાની ખયર આફીયત પૂછવા ગયા.

તે માટે જાણ કે એક વખત એવો આવશે કે ખુવાર બનેલા ગરીબ લોકો-પૈસાદારોની આંખમાં તુચ્છ લાગશે.

પોતાની લાચારીમાં તે ગરીબો માલ મિલકતવાળાઓની આસપાસ-ભટકયા કરશે પણ તે લોકને તેઓ કશું આપશે નહીં.

જેથી તે ગરીબ તેઓનો એક મુફતનો નોકર બનશે-અથવા ખરીદ કર્યા વગરનો ગોલામ થઇ રહેશે.

સાતમું એ કે તેં એક ઘોડાને બે માથાં જોયાં-જેના તન ઉપર ખોરાકને પસાર થવાનો માર્ગ નહીં હતો.

તેનું જાણવું એ કે એક વખત એવો આવશે કે માણસ પૈસા ટકાથી ખુશહાલ થશે અને તે મેળવવાથી ધરાશેજ નહીં.

તેવા શખ્સ તરફથી ગરીબ માણસો, વિદ્યાઅભ્યાસીઓ કે ઉમંગી ૧૩૨
શખ્સો કાંઈ પણ હિસ્સો મેળવી શકશે નહીં.

તેઓ પોતાના સિવાય કોઇનો કશો વિચાર કરશેજ નહીં-અને કોઇની દાદ સાંભળનાર થશે નહીં.

આઠમું જે તેં બે માટલાં પાણીથી ભરેલાં જોયાં અને એક છેક સૂધી ખાલી જોયું.

બે માટલાં નિર્મળ પાણીથી છલ્લાછલ ભરેલાં હતાં-અને વચલું સુકકું અને ભીનાશ વગરનું હતું.

તેની તાસીર એમ છે કે હવે પછી એક ઝમાનો આવશે-કે જ્યારે દરવીશ લોકો એટલા તો લાચાર અને દુબળ થઈ પડશે,

કે જો બહારની મૌસમમાં વાદળાં ભરપુર પાણી આપે-તો પણ આફતાબ તે પાણીને ગરીબ લોકોથી સૂકવી નાખશે.

તે વાદળાં પોતે પણ તેની ઉપર વરસશે નહીં-જેથી ગરીબ લોકોનું દિલ દુઃખી થશે.

પૈસાવાળાઓ આપસ આપસમાંજ બખ્શેશ કર્યા કરશે-અને એક બીજા સાથે મીઠી મીઠી વાતો કરશે.

ગરીબ માણસો તરસ્યાજ રહેશે-અને સવારથી રાત સૂધી તેવીજ હાલતે કાઢશે.

નવમું એ કે એક ખાસી તંદુરોસ્ત ગાય એક નાતવાન વાછરડાંને ધાવતી હતી.

તે માટે તું જાણ કે જ્યારે શનિશ્વર સેતારો તુળા રાશિમાં આવશે- ૧૩૩
ત્યારે દુન્યા ઝુલ્મગારોના હાથ નીચે જઇ પડશે.

ગરીબો અને બીમાર લોકોનું કામ વધુ સુસ્ત પડી જશે-અને પૈસાવાળાં તનદુરોસ્ત લોકો તેઓ પાસેથી ઝોર ઝુલ્મથી કાંઇ કાંઈ ચીઝો માગશે.

તેઓ પોતાના ખઝાનાનો દરવાઝો તેઓ ઉપર કદી પણ ખુલશે નહીં-કે તેઓનું દુઃખ દૂર કરશે નહીં.

દહુમ ચશ્મઈ દીદી અઝ આબ્ ખુશ્કૂ
બગેરૂહ અન્દરશ આબ્હાએ ચુ મુશ્કૂ
ન ઝૂ બરૂ દમીદી યકી રઉશન્ આબ્
ન આન્ આબ્હારા ગેરેફૂતી શેતાબ્
અઝીન્ પસ યકી રૂઝગારી બુવદ
કે અન્દરૂ જહાન્ શહુરૂયારી બુવદ
કે દાનેશ નબાશદ બનઝદીકે ઊય
પુરૂ અઝ ધમ બુવદ જાને તારીકે ઊય
જહાન્ સરૂબસરૂ તીરહુ અઝ રન્જે ઊય
ઝે નીકી તેહી સાલો મહુ ગન્જે ઊય
હમી હરૂઝમાન્ નવ કુનદ લશ્કરી
કે સાઝદ અઝૂ નામદારૂ અફૂસરી
સરન્જામ લશ્કરૂ નમાનદ ન શાહુ
બેયાયદ નવ આઈન્ યકી પીશગાહુ
૧૩૪ કુનન્ ઈન્ ઝમાન્ રૂઝે એસ્કન્દરસ્ત
કે બરૂ તારકે મેહુતરાન્ અફૂસરસ્ત
ચુ આયદ બદૂ દેહુ તો ઈન્ ચારૂ ચીઝ
બરૂઆનમ કે દીગરૂ નખાહદ બનીઝ
ચુ ખુશ્નૂદ સાઝી વરા બુગ્ઝરદ
કે દાનેશ પેઝૂહસ્તો દારદ ખરદ
ઝે મેહુરાન્ ચુ બેશ્નીદ કયદ ઈન્ સોખન્
બરૂ ઊ તાઝહુ શુદ રૂઝગારે કોહન્
બેયામદ સરો ચશ્મે ઊ બૂસહુ દાદ
દેલારામો પીરૂઝ બરૂગશ્ત શાદ
ઝે નઝદીકે દાના ચુ બરૂગશ્ત શાહુ
હકીમાન્ બેરફૂતન્દ બા ઊ બરાહુ
બેયામદ હમ આન્ગહુ બઆરામે ખીશ
પરાગન્દ ગેર્દે જહાન્ નામે ખીશ

દરાચું એ કે 'તેં એક પાણીથી સુકાયલો ઝરો જોયો-જેની આસપાસ કસ્તુરીની સુગંધનું પાણી હતું.

પણ તે આસપાસનાં પાણીમાંથી એક પણ ઝરો તે તળાવમાં કૂદતો હતો નહીં-અને તે પાણી તે મધ્યે દોડતાં હતાં નહીં.'

તે માટે એવું જાણ કે હવે પછી એક એવો જમાનો આવશે-કે જ્યારે જેહાનમાં એક એવો પાદશાહ પયદા થશે,

કે જેની નઝદીક દાનાઇ તો આવશેજ નહીં-જેનો રીઆહ જીવ ગમ ભરેલો રહેશે.

તેના ઝુલ્માતથી તમામ જેહાન અંધારી થશે-અને તેના ખઝાનો વર્ષો અને મહિનાઓ લગી સારે માર્ગે વાપરવાથી ખાલીજ રહેશે.

તે દરેક વખતે નવું લશ્કર ભેગું કરશે-કે જેથી પોતાના તાજની કીર્ત્તિ વધારે.

પણ શેવટે લશ્કર કે પાદશાહ કાંઇ રહેશે નહીં-અને એક નવોજ રાજકરતા આવશે.

હાલ તો આ ઝમાનો સિકંદરનો છે-કે જે સરદારોનાં સરનાં તાજ જેવો છે.

જ્યારે તે આવે ત્યારે તું તેને આ ચાર ચીઝો આપજે-મારી ખાતેરી છે કે પછી તે બીજું કાંઈજ માગશે નહી

જ્યારે તું તેને ખુશ કરશે ત્યારે તે પાછો ફરશે-કારણકે તે દાનાઇ શોધનારો છે અને ડહાપણ ધરાવે છે."

જ્યારે કયદ રાજાએ મેહરાનથી એવી રીતની વાતો સાંભળી-ત્યારે તેની જૂની સલ્તનત નવેસરથી તાઝી થઈ.

તે તેની નઝદીક આવી તેનાં સરને તેમજ તેની આંખને બોસા લીધા-અને ખુશી ભરેલાં દિલે અને ફતેહમંદી સાથ ખુશહાલ પાછો ફર્યો.

જ્યારે પાદશાહ તે દાના શખ્સની નઝદીકથી પાછો ફર્યો-ત્યારે તેની સાથના દાનાઓ પણ તેની સાથે ચાલ્યા.

તુરત તે પોતાનાં મુકામ ઉપર આવ્યો-અને દુન્યાની આસપાસ પોતાનું નામ ફેલાવ્યું.

## લશ્કર્ કશીદને સેકન્દર્ સૂએ કયદે હેન્દી વ નામહ્ નેવેશતન્ બદ્.

---:o:---

સેકન્દરૂ ચુ કરૂદ અન્દરૂ ઈરાન્ નેગાહુ
બેદાનેસ્ત ફૂરા શુદ આન્ તાજો ગાહુ
સુએ કયદે હેન્દી સેપહુ બરૂ કશીદ
હમહુ રાહો બી રાહુ લશ્કરૂ કશીદ
બજાઈ કે આમદ સેકન્દરૂ ફરાઝ
દરે શારૂસાનહા કુશાદન્દ બાઝ
૧૩૫ અઝાન્ મરૂઝે કસરા બમરૂદુમ નદાશ્ત
ઝે નાહીદ મેધફરૂ હમી બરૂ ફેરાશ્ત
ચુ આમદ બરાન્ શારૂસાને બુઝોરૂગ
કે મીલાદ ખાન્દીશ કયદે સુતોરૂગ
દરૂ આન્ મરૂઝ લશ્કરૂ ફેરૂદ આવરીદ
હમહુ રૂએ કેશ્વરૂ સેપહુ ગુસ્તરીદ

## સિકંદરે કયદે હિંદી ઉપર ચઢાઈ કરવી અને તેની ઉપર નામુ લખવું.

---

જ્યારે સિકંદરે ઈરાનના મુલકમાં સઘળે નેગાહ કીધી-અને જાણ્યું કે "હવે તાજ અને તખ્ત તેનાંજ થયાં છે."

ત્યારે તેણે હિંદી રાજા કયદ તરફ ચઢાઇ કીધી-અને સીધે કે આડે માર્ગે તેણે લશ્કર ચલાવ્યું.

જે જગ્યાએ કે સિકંદર આવી લાગતો-તો ત્યાંના શેહરીઓ તે શેહરોના દરવાઝા ખુલ્લા મૂકી દેતા.

તે મુલકોમાંથી કોઇને પણ સિકંદર બહાદુર તરીકે ગણતો હતો નહીં-જેથી તે પોતાની કોલાહ શુક્ર સેતારા કરતાં પણ ઊંચી ચઢાવતો હતો.

જ્યારે તે એક મોટાં શેહરમાં આવ્યો-કે જે શેહરને બુઝોર્ગી ભર્યો કયદ "મીલાદ"ના નામથી ઓળખતો હતો.

ત્યારે તે મુલકમાં તેણે છાવણી નાખી-અને આખો મુલક લશ્કરે ઘેરી લીધો.

નવીસન્દએ નામહુરા ખાન્દન્દ
બાપીશે સેકન્દરૂ બેન્શાન્દન્દ
યકી નામહુ બેન્વેશ્ત નઝ્દીકે કયદ
ચુ શીરી કે અરૂધન્દહુ ગર્દદ ઝે સયદ
ઝે એસ્કન્દરે શાહો પીરૂઝગરૂ
ખોદાવન્દે શમ્શીરો તાજો કમરૂ
સરે નામહુ કરૂદ આફ્રીન્ અઝ્ નુખોસ્ત
બદાન્ કસ કે દેલરા બદાનેશ બેશોસ્ત
ઝે કારૂ આન્ ગુઝીનદ કે બી રન્જ તરૂ
ચુ ખાહદ કે બરૂ દારદ અઝ્ રન્જ બરૂ
ગેરાયન્દહુ બાશદ બયઝદાને પાકૂ
વઝૂ દારદ ઉમ્મીદો ઝૂ તર્સો બાકૂ
બેદાનદ કે મા તખ્તરા માયહુ ઈમ
જહાન્દારે પીરૂઝરા સાયહુ ઈમ
નેવેશ્તમ યકી નામહુ નઝ્દીકે તૂ
કે રઉશન્ કુનદ જાને તારીકે તૂ
બદાન્ગહુ કે બરૂ તૂ બેખાનદ દબીરૂ
મનેહુ પીશો ઈન્રા સેગાલેશ મગીરૂ
અગરૂ શબ્ રસદ રઉશનીરા મપાય
હમ અન્દરૂ ઝમાન્ સૂએ ફર્માન્ ગેરાય
વગરૂ બુગ્ઝરી ઝીન્ સખુન્ નુગ્ઝરમ
સરો તાજો તખ્તત્ બપય બેસ્પરમ

પછી નામાના લખનાર મુન્શીને તેઓએ બોલાવી મંગાવી-તેને સિકંદરની નઝદીક બેસાડયો.

અને જેમ એક સિંહ શેકારને જોઇને ગુસ્સે થાય-તેમ તેણે કયદ ઉપર એક નામુ લખાવ્યું.

તે નામુ શમ્શીર, તાજ અને કમરબંદના સાહેબ સખાવતે બહાદુર ફતેહમંદ પાદશાહ સિકંદર તરફથી લખવામાં આવ્યું.

નામાને મથાલે પહેલવહેલાં તે શખ્સની તારીફ લખી કે "જે શખ્સે પોતાનાં દિલને દાનાઈથી ધોયું હતું.

જો તે પોતાની મેહનતનાં નેક ફળ મેળવવા ઈચ્છતો હોય-તો તે એવાં કામો કરે કે જેથી તેને કાંઇ દુઃખ ઉપજે નહીં.

જે ખોદાની તરફજ ખાહેશ રાખનારો હોય છે-તે સાહેબ તરફનીજ ઉમેદ રાખે છે અને તેનાથીજ બીહને ચાલે છે.

તેણે જાણવું જોઇયે કે અમો અસલથી રાજપાટ ધરાવતા આવ્યા છિયે-અને ફતેહમંદ પાદશાહ (યાને ખોદાતાલા)ના પડછાયા છિયે.

મેં તારી ઉપર એક નામુ લખ્યું છે-કે જે નામુ તારા સીઆહ ૧૩૬
જીવને રોશન બનાવશે,

માટે જે વખતે કે આ નામુ તારી આગળ નવીસંદો વાંચે-તે વખતે તું એને તારી આગળ મૂકી ના રાખતો તેમજ તે ઉપર કશો વિચાર પણ ના ચલાવતો.

પણ જો આ નામુ તને રાતે પુગે તો દિવસને માટે ખોટી ના રહેતો-પણ તેજ વખત આ ફર્માન બજા લાવવા ઉપરજ ધ્યાન આપજે.

જો તું મારો હોકમ બજા નહીં લાવશે તો હું પાછો હઠીશ નહીં-પણ તારાં સરને, તારાં તાજને અને તારાં તખ્તને પાયમાલ કરી નાખીશ."

## પાસોખ્ નામએ એસ્કન્દર્ અઝ્ કયદે હેન્દી બમોઝદએ ફેરેસ્તાદને ચહાર્ ચીઝે શેગેફ્ત્.

ચુ નામહુ બરે કયદે હેન્દી રસીદ
ફેરેસ્તાદએ પાદશાહુરા બેદીદ
ફેરાવાન્શ બેસ્તૂદો બેન્વાખ્તશ
બનીકી બરે ખીશ બેન્શાખ્તશ
બદૂ ગોફ્ત શાદમ બફર્માને ઊય
ઝમાની નગર્દમ ઝે પયમાને ઊય
વલીકેન્ બદીન્ ગૂનહુ ના સાખ્તહુ
બેયાયમ દમાન્ ગર્દન્ અફ્રાખ્તહુ
નેયાયદ પસન્દે જહાન્ આફ્રીન્
ન નઝ્દીકે આન્ પાદશાહે ઝમીન્
હમ આન્ગહુ બેફરૂમૂદ તા શુદ દબીરૂ
કલમ ખાસ્ત ચીનીઓ હેન્દી હરીરૂ
મરૂ આન્ નામહુરા ઝૂદ પાસોખ નેવેશ્ત
બેયારાસ્ત બરૂ સાને બાધે બેહેશ્ત
નુખોસ્ત આફ્રીન્ કરૂદ બરૂ કેર્દેગારૂ
ખોદાવન્દે પીરૂઝીઓ રૂઝગારૂ
ખોદાવન્દે બખ્શન્દહો દાદગરૂ
ખોદાવન્દે મર્દીઓ હૂશો હોનરૂ

## દુન્યાની ચાર અજાયબી મોકલવાની ખુશ ખબરી સાથે કયદે હિંદી તરફથી સિકંદરનાં નાંમાનો જવાબ.

જ્યારે હિંદના રાજા કયદની નઝદીક તે નામુ પહોંચ્યું-ત્યારે કયદે તે પાદશાહના એલચીની મુલાકાત લીધી.

તેની ઘણી તારીફ કીધી અને નવાઝયો-અને તેને ભલાઈ સાથે પોતાની નઝદીઝ બેસાડયો.

અને તે એલચીને કહ્યું કે "હું પાદશાહનો હોકમ બજા લાવવા ખુશી છું-તેના બોલથી જરા પણ ફરીશ નહીં.

તો પણ સામગ્રી વગર ખુશ ખુશહાલ સિકંદર આગળ દોડતો આઉં,

તો તે ખોદાતાલાને તેમજ દેશના પાદશાહ સિકંદરને પસંદ પડશે નહીં."

પછી તુરત તેણે હોકમ કર્યો જેથી મુન્શી ત્યાં આવ્યો-જેણે ચીની કલમ અને હિંદી રેશમી કપડાં જેવું કાગઝ માંગ્યું.

અને શેતાબ તે નામાનો જબાબ લખ્યો-તે નામાને બેહેશ્તના ૧૩૭
બાગની મિસાલ સણગાર્યું.

પહેલાં ખોદાતાલા જે ફતેહમંદી અને ઝમાનાનો સાહેબ છે તેની ઉપર દોઆ કીધી.

જે બક્ષેશનો કરનારો અને ઇન્સાફનો કરનાર સાહેબ છે-તેમજ જે મર્દાનગી, અકલ હોશ્યારી અને હુનરનો સાહેબ છે તે ઉપર દોઆ લખી.

હેગરૂ ગોફૂત કઝ નામવરૂ પાદ્શા
ન પીચદ સરે મરૂદુમે પારૂસા
નશાયદ કે દારીમ ચીઝી હેરીઘ
ઝે દારન્દએ લશકરો તાજો તીઘ
મરા ચારૂ ચીઝસ્ત કન્દરૂ જેહાન્
કસીરા નબૂદ આશકારો નેહાન્
નખાશદ પસ અઝ મન કસીરા બનીઝ
બદીન્ ગૂનહુ અન્દરૂ જહાન્ ચારૂ ચીઝ
ફેરેસ્તમ શુ ફર્માયદમ પીશે ઊય
વઝાન્ તાઝહુ ગર્દદ હેલો કીશે ઊય
વઝાન્ પસ કે ફર્માયદમ શાહુરૂયારૂ
બેયાયમ પરસ્તેશ કુનમ બન્દહુ વારૂ

પછી લખ્યું કે "તું નામવર પાદશાહના હોકમથી એક પરહેજગાર શખ્સ પણ પોતાનું સર ફેરવતો નથી.

તું લશ્કર, તાજો તખ્ત અને શમ્શીર ધરાવનાર પાદશાહથી-અમો કાંઇ પણ ચીઝ છૂપી રાખ્યે એ ઘટારત નથી.

મારી પાસે ચાર ચીઝ એવી છે કે જેવી દુન્યામાં-શું ઝાહેર રીતે કે છૂપી રીતે કોઈ ધરાવતું હશે નહીં.

તેમજ મારી પછી એવી રીતની ચાર ચીઝ જેહાનમાં કોઈ ધરાવશે પણ નહીં.

જો પાદશાહ ફરમાવે તો તે હું મોકલી આપું-તે ચારે ચીઝથી તેનું દિલ તેમજ તેની દીન બન્ને તાઝું બનશે.

ત્યાર પછી જો તું પાદશાહ મને હોકમ આપશે-તો હું આવી ગોલામની માફક તારી ખિદમત કરીશ."

## બાઝ્ ફેરેસ્તાદને સેકન્દર્ ફેરેસ્તાદહૂરા બરાએ દર્યાફ્તને ચહાર્ ચીઝે શેગેફ્ત્.

ફેરેસ્તાદહુ આમદ બકેદારે બાદ
બગોફ્ત આનચે બશનીદો નામહુ બેદાદ
૧૩૮ સેકન્દરૂ ફેરેસ્તાદહુરા ગોફ્ત રવ
બનઝદીકે આન્ નામવરૂ બાઝ્ શવ
બગૂયશ કે આન્ ચીસ્ત કન્દરૂ જેહાન્
કસીરા નબૂદ આશકારો નેહાન્
કે દીદીમ ખુદ બૂદની હરૂચે બૂદ
સેપહરૂ આફ્રીનેશ નખાહદ ફેઝૂદ
બયામદ ફેરેસ્તાદહુ અઝ નઝદે શાહુ
બકેદારે આતેશ બેપયમૂદ રાહુ
ચુનીન્ ગોફ્ત બા કયદ કાન્ ચારૂ ચીઝ
કે કસરા બગીતી નબૂદસ્ત નીઝ
હમી શાહુ ખાહદ કે દાનદ કે ચીસ્ત
કે ના દીદની પાક ના બૂદનીસ્ત
ચુ બશનીદ કયદ આન્ ઝે બીગાનહુ જાય
બપર્દાખ્તો બન્શાસ્ત બા રહનુમાય
ફેરેસ્તાદહુરા પીશ બન્શાખ્તશ
ચુનાન્ ચૂન બેબાયેસ્ત બનવાખ્તશ
વઝાન્ પસ ફેરેસ્તાદહુરા શાહુ ગોફ્ત
કે મન દોખ્તરી દારમ અન્દરૂ નેહોફ્ત
કે ગરૂ બીનદશ આફ્તાબે બલન્દ
શવદ તીરહુ અઝ રૂએ આન્ અરૂજમન્દ
૧૩૯ કમન્દસ્ત, ગીસૂશ હમરન્ગે કીરૂ
હમી આયદ અઝ દુ લબશ બૂએ શીરૂ
ખમ આરદ ઝે બાલાએ ઊ સરૂવ બુન
દુરૂ અફશાન કુનદ ચૂન સરાયદ સખુન
ઝે દીદારો ચેહરશ ખેરદ બુગ્ઝરદ
હમી દાસ્તાનશ ખેરદ પર્વરદ

## સિકંદરે તે ચાર અજાયબ જેવી ચીઝની તેહકીક માટે એલચીને પાછો મોકલવો.

પેલો એલચી પવનની મિસાલ ઝડપથી સિકંદરની આગળ આવ્યો-અને જે કાંઇ તેણે સાંભળ્યું હતું તે સઘળું કહ્યું અને નામુ આપ્યું.

સિકંદરે પેલા એલચીને કહ્યું કે "તું તે નામવર રાજાની નઝદીક પાછો જા.

અને તેને કહે કે 'તારી પાસ એવી તે શું ચીઝો છે કે જેહાનમાં-કોઈ તેવી ચીઝો જાહેર કે છૂપી રીતે ધરાવતું નથી?

ખોદાતાલાની જે જે પયદાયેશો છે તે સર્વ અમોએ જોઈ છે-આસ્માન તે પયદાયેશોમાં કાંઈ વધારો કરે નહીં."

પેલો એલચી પાદશાહની આગળથી આતશની ઝડપે રાહ કાપીને કયદ આગળ આવ્યો.

તેણે કયદને કહ્યું કે "પેલી ચાર ચીઝ-કે જે દુન્યામાં કોઇ ધરાવતું નથી.

પાદશાહ જોવા માગે છે કે તે શું છે?-કારણકે જે ચીઝ જોઈ નહીં હોય તે ચીઝની હસ્તી નહીંજ હોય એમ ગણાય."

જ્યારે કયદે તે સાંભળ્યું ત્યારે પારકાઓથી તે જગ્યા ખાલી કીધી અને પોતાના સલાહકારો સાથે બેઠો.

પેલા એલચીને પણ પોતાની આગળ બેસાડી-તેને લાયકનું માનપાન આપ્યું.

પછી પાદશાહે તે એલચીને કહ્યું-કે "મારા ઝનાનખાનામાં મારી એક એવી બેટી છે,

કે અગર બુલંદ આફતાબ પણ તેને જોય-તો તે લાડકીનો ચેહરો જોઇ કાળો પડી જાય.

ડામરને રંગના કાળા તેણીના બાલ કમંદ જેવા વળ ખાધેલા છે-તેણીના બંધે હોઠોમાંથી દૂધનો વાસ આવે છે.

તેણીનું ઊંચું કદ જોઈ સીધું સરોવર પણ વાકું વળી જાય છે-જ્યારે તેણી બોલે છે ત્યારે ગોયા મોતી વેરે છે.

તેણીનો દેખાવ અને ચેહરો એવો સુંદર છે કે અકલ કબૂલ કરે નહીં-છતાં અકલ તે કલ્પના જેવી વાતને સ્વીકારે છે.

ચુ ખામુશ બુવદ જાને શર્મસ્તો બસ
બુ ઊ દર જમાનહ નદીદસ્ત કસ
સેપહબુદ નેઝાદસ્તો યઝદાન પરસ્ત
હેમે શર્મો પરહીઝ દારદ બદસ્ત
યકી જામ દારમ કે પુર મય કની
વગર આબે સરદ અન્દર અફગની
બદહ સાલ અગર બા નદીમાન બહમ
નેશીની નગર્દદ મય અઝ જામ કમ
હમત મય દેહદ જામો હમ આબે સરદ
શેગેફ્ત આન કે કમ્મી નગીરદ ઝે ખરદ
સેવુમ આન કે દારમ યકી નવ પેઝેશ્ક
કે એલ્લત બેગૂયદ ચુ બીનદ સેરેશ્ક
અગર બાશદ ઊ સાલેયાન પીશગાહ
ઝે દર્દી ન પીચદ જહાનદાર શાહ
ચહારોમ નેહાન દારમ અઝ અન્જુમન
યકી ફીલસૂફ્સ્ત નઝદીકે મન
હમહ બૂદનીહા બેગૂયદ બશાહ
ઝે ગર્દન્દહ ખુરશીદો રખ્શન્દહ માહ
ફેરસ્તાદએ નામવર બાઝ ગશ્ત
બદાન રાહ બા બાદ અમ્બાઝ ગશ્ત
બેયામદ બપીશે સેકન્દર બેગોફ્ત
હમે શાહે ગીતી ચુ ગુલ બર શેગોફ્ત
બદ્દ ગોફ્ત અગર બાશદ ઈન ગોફ્તહ રાસ્ત
હમહ ચાર ચીઝ ઈન જહાનરા બહાસ્ત
ચુ ઈનહા ફેરેસ્તદ બનઝદીકે મન
દુરોખ્શાન કુનદ જાને તારીકે મન
બરો બૂમે ઊરા નકુબમ બપાય
બદીન નીકુઇ બાઝ ગર્દમ બજાય

જ્યારે તેણી મૂગી બેસી રહે છે ત્યારે તેણીને જોઇને આપણો જીવ બેતાબ થઇ જાય છે-આ ઝમાનામાં તેણીના જેવી નાર કોઇયે જોઇ હશે નહીં.

તેણી પાદશાહી ઓલાદની છે અને ખોદાતાલાની બંદગી કરનારી છે-તેણી શર્માળપણું અને પવિત્રાઇ ધરાવે છે.

બીજું મારી પાસે એક જામ છે કે જે ગમે મયથી ભરો યા ગમે તો તેની અંદર થંડુ પાણી રેડો.

અને તે લઇને જો તું દોસ્તોની સાથ દશ વર્ષ સૂધી-બેસે તો પણ તે જામમાંથી પેલો મય કમતી નહીં થશે.

ગમે મય કે ગમે પાણી તે જામ તને આપ્યાજ કરશે-અને અજબ જેવું એ કે તેમાંથી ગમે એટલું પીધાથી તે જામ ઓછી થશે નહીં.

ત્રીજું એ કે મારી પાસે એક નવીજ જાતનો વૈદ છે-કે જે દર્દીની આંખમાંનો ભીનાશ જોઇ તેની બીમારી કહી આપે છે.

અગરજો તે વૈદ પાદશાહની દરબારમાં વર્ષો સૂધી હોય-તો કોઇ પણ દુઃખથી દેશની સંભાળ કરનાર પાદશાહ પીડાય નહીં.

ચોથું મારી પાસે એક ફીલસૂફ છે જેને હું સઘળાં લોકોથી છુપોજ ૧૪૦
રાખું છું.

તે ફરતા ખોરશીદની અને ઝળકતા માહતાબની ચાલ જોઈ-સઘળા બનાવો પાદશાહને કહેશે."

એ સાંભળી તે નામવર એલચી પાછો ફર્યો-તે રસ્તામાં પવનની ઝડપે ચાલવા લાગ્યો.

તેણે સિકંદરની નઝદીક આવીને સઘળું કહ્યું-જેથી દેશના પાદશાહનું દિલ ગોલાબની મિસાલ ખીલ્યું.

તે બોલ્યો કે "જો તેણે જે કહ્યું તે ખરંજ હોય-તો આ સઘળી ચારો ચીઝ આખી દુન્યાની કીમતની છે.

જ્યારે એ સઘળી ચીઝો તે મારી પાસે મોકલશે-ત્યારેજ તે મારો સીઆહ જીવ રોશન કરશે.

પછી હું તેનો મુલક પાયમાલ નહીં કરીશ-અને આ તેણે કીધેલી ભલાઈના બદલામાં મારે મુકામે પાછો ફરીશ."

## ફેરેસ્તાદને સેકન્દર દહ મર્દે દાનારા બા નામહ બરાએ દીદને ચહાર ચીઝે શેગેફ્તે કયદે હેન્દી.

ગુઝીન કરદ અઝ રૂમેયાન મરદ ચન્દ
ખેરદમન્દો બા દાનેશો બી ગઝન્દ
યકી નામહ બેન્વેશ્ત પસ શહરયાર
પુર અઝ પૂઝેશો બૂયો રન્ગો નેગાર
કે દહ નામવર ઓસ્તુવારાને ખીશ
જહાનદીદહો રાઝદારાને ખીશ
ખેરદમન્દો બા શર્મો બા ફરો રાય
જહાન બીનો પુર દાનેશો રહનુમાય
ફેરેસ્તાદમ ઈનક બનઝદીકે તૂ
ન પીચન્દ અઝ રાએ બારીકે તૂ
તો ઈન ચીઝહારા બદીશાન નુમાય
બેમાન તા બેબાશન્દ આન જા બજાય

## સિકંદરે દશ દાનાવ મર્દોને નામા સાથ કયદે હિંદીની ચાર અજાયબ ચીઝો જોવા માટે મોકલવા.

પછી તેણે રૂમીઓમાંથી થોડાક હોશયાર, દાનેશમંદ અને ખોડખાંપણ વગરના શખ્સોને ચુંટી કાઢયા.

પછી પાદશાહે એક ઓઝરખાહીથી ભરેલું, નરમાસવાળું અને રંગીન નામુ લખ્યું.

કે "મારા દશ ભરોસેદાર, અનુભવી અને ખાનગી વાતો જાણનારા નામદારોને,

ડહાપણવાળા, શર્માળ, દબદબાવાળા, વિચારવંત-દુન્યાનો અનુભવ ૧૪૧
ધરાવનારા, અકલથી ભરપુર અને મારી રેહનુમાઇ કરનારાઓને,

મેં તુરતજ તારી નઝદીક મોકલી આપ્યા છે-તેઓ તારી નાઝુક લાગણીથી ઉલટા ચાલશે નહીં.

તું પેલી ચીઝો એ લોકોને દેખાડજે-અને એઓ જેટલો વખત તારે તારે ત્યાં રહેવા માગે તેટલો વખત સૂધી રાખજે.

ચુ મન્ નામહ્ ચાબમ્ ઝે પીશાને ખીશ
અઝીન્ પુર્ હોનરૂ ચાહૂગીરાને ખીશ
કે બુગ્ઝશ્ત બરૂ ચશ્મે મા ચારૂ ચીઝ
કે અન્દરૂ જહાન્ કસ નદીદસ્ત નીઝ
નવીસીમ પસ નામઈ બરૂ પરન્દ
કે કયદસ્ત તા બાશદ ઊ શાહે હન્દ
બેરફ્તન્દ દહ્ મર્દે રૂમી બેરફ્ત
ઝે નઝદે સેકન્દરૂ સુએ કયદ તફ્ત
ચુ સાલારે હેન્દ આન્ સરાનરા બેદીદ
ફેરાવાન્ બેપુર્સીદો પાસોખ શનીદ
ચુનાન્ ચૂન બેબાયેસ્ત બેન્વાખ્ત શાન્
ચકી જાએ શાયેસ્ત બેન્શાખ્ત શાન્
દેગરૂ રૂઝ ચૂન આસ્માન્ ગશ્ત ઝરૂદ
બરૂ આહીખ્ત ખુરૂશીદ તીઘે નબરૂદ
૧૪૨ બેયારાસ્તન્દ દોખ્તરે શાહ્‌રા
નબાયદ્ ખુદ આરાસ્તન્ માહ્‌રા
બખાનહ્ દરૂન તખ્તે ઝરૂરીન્ નેહાદ
બગેરૂદ અન્દરૂ આરાયેશે ચીન્ નેહાદ
નેશસ્ત અઝ બરે તખ્ત ખુરૂશીદ ચેહ્‌રૂ
ઝે નાહીદ તાબન્દહ્ તરૂ બરૂ સેપહ્‌રૂ
બેરફ્તન્દ બીદારૂ દહ્ મર્દે પીરૂ
ઝબાન્ ચર્બો ગૂયન્દહો યાદગીરૂ
ફેરેસ્તાદ શાન્ શાહ્ પીશે અરૂસ
બરૂ આવાઝે એસ્કન્દરે ફીલ્કૂસ
ચુ દીદન્દ પીરાન્ રૂખે દોખ્તે શાહ્
દુરૂખ્શાન્ અઝ ખાનહો તાજો ગાહ્
ફેરૂમાન્દન્દ અન્દરૂ ખીરૂ ખીરૂ
ઝે દીદારે ઊ સુસ્ત શુદ પાએ પીરૂ
બેરફ્તન્દ દહ્ પીરૂ માન્દહ્ બજાય
ઝબાન્‌હા પુરૂ અઝ આફ્રીને ખોદાય
ન જાએ ગુઝરૂ દીદ અઝીશાન્ ચકી
ન ઝૂ ચશ્મ બરૂદાશ્તન્દ અન્દકી
ચુ ફર્ઝાનગાન્ દીરૂ તરૂ માન્દન્દ
કસ આમદ બરે શાહ્ શાન્ ખાન્દન્દ
૧૪૩ ચુનીન્ ગોફ્ત બા રૂમેયાન્ શહ્‌રૂયારૂ
કે ચન્દીન્ ચેરા બૂદ્ તાન્ રૂઝગારૂ
હમાન્ આદમી બૂદ કાન્ ચેહ્‌રહ્ દાશ્ત
ઝે ખૂબી ઝે હરૂ અખ્તરી બહ્‌રહ્ દાશ્ત
બદ્દુ ગોફ્ત રૂમી કે અય શહ્‌રૂયારૂ
બઆયવાન્ ચુનૂ કસ ન બીનદ નેગારૂ
કુનૂન હરૂ યકા અઝ યકૂ અન્દામે માહ્
ફેરેસ્તીમ ચકુ નામહ્ નઝદીકે શાહ્
નેશસ્તન્દ પસ ફીલ્સૂફાન્ બહમ
ગેરેફ્તન્દ કેર્તાસો કીરો કલમ્
નેવેશ્તન્દ હરૂ મૂબેદી આન્ચે દીદ
કે કેર્તાગ્રારા રૂય શુદ નાપદીદ
ઝે નઝદીકે ઈશાન્ સવારી બેરફ્ત
બનઝદે સેકન્દરૂ બમીલાદ તફ્ત
ચુ શાહે જહાન્ નામહારા બખાન્દ
ઝે ગોફ્તારૂ શાન્ દરૂ શેગેફ્તી બમાન્દ

જ્યારે આ મારા હોનર ભરેલા તપાસ ચલાવનારા દાનેશમંદો તરફથી લખાઇ આવશે,

કે તે ચાર ચીઝો કે જેવી દુન્યામાં કોઇએ પણ જોઈ નથી તે અમારી તપાસમાં પસાર થઈ છે,

ત્યારે અમો રેશમી કપડાં ઉપર પરવાનો લખી આપીશું–કે 'જ્યાં સુધી કયદ હયાત રહે ત્યાં સુધી એજ હિંદુસ્તાનનો પાદશાહ છે."

હવે પેલા દશ વિદ્વાન રૂમીઓ સિકંદરની નઝદીકથી કયદ તરફ ગયા.

જ્યારે હિંદના રાજાએ તે સરદારોને જોયા–ત્યારે તેઓને ઘણીક વાતો પૂછી અને તેઓના જવાબ સાંભળ્યા.

તેઓને લાયક રીતે નવાઝયા–અને તેઓને લાયક જગ્યાએ ઉતાર્યાં.

બીજે દહાડે જ્યારે આસ્માન સોનેરી બન્યો–અને ખોરશીદે લડાઈની તલવાર ખેંચી (યાને સવાર પડી),

ત્યારે તેઓએ પાદશાહની બેટીને સણગારી–જો કે માહતાબને પોતાને તો સણગાર ઘટતો નથી.

મેહલમાં એક સોનેરી તખ્ત મૂક્યું–અને તેની આસપાસ ચીનાઇ સણગારની ચીઝો ગોઠવી.

પેલી ખુરશીદના ચેહરાની તખ્ત ઉપર બેઠી–આસ્માન ઉપરના શુક્ર સેતારા કરતાં પણ તે વધારે ઝળકાટવાળી હતી.

મધુર વચનના, વક્તાબાઝ અને મઝબૂત યાદદાશ્ત શક્તિ ધરાવનારા અને બાહોશ દશ ઘરડા શખ્સો દરબારમાં ગયા.

પાદશાહે તેઓને ફીલ્કૂસના બેટા સિકંદરના કહેવા પ્રમાણે કન્યાની નઝદીક મોકલ્યા.

જ્યારે તે પીર મર્દોએ પાદશાહની બેટીનો ચેહરો જોયો કે જેનાથી તે મેહેલ, તાજ અને તખ્ત સઘળું ઝળકી રહ્યું હતું,

ત્યારે તેઓ તેથી દંગ થઈ ગયા–તેણીના દીદારથી તે બુઢ્ઢાઓના પગ સુસ્ત થઇ ગયા.

તે દશે બુઢ્ઢા દાનેશમંદો ત્યાંના ત્યાંજ ઉભા રહી ગયા–તેઓની ઝબાન ખોદાતાલાની સ્તુતીથી ભરપુર બની.

તેઓમાંથી એક જણ પણ ખસ્યો નહીં–કે એકુએ તેણીની ઉપરથી પોતાની આંખ જરા પણ ખસાડી નહીં

જ્યારે પેલા દાનાઓ ત્યાં ઘણો વખત થોભ્યા–ત્યારે એક જણ આવી તેઓને પાદશાહ પાસે તેડી ગયો

પાદશાહ કયદે પેલા રૂમીઓને કહ્યું–કે "તમોને એટલો બધો વખત શા માટે લાગ્યો ?

આવી રીતનો ચેહરો ધરાવનારી પણ એક ઇન્સાનજ છે જે દરેક ગ્રહોની સારી અસરથી એવી સુંદરતા ધરાવે છે"

એક રૂમીએ તેને કહ્યું કે "ઓ પાદશાહ ! તેણીના જેવી તો કોઇનાં મેહલમાં ખાલી તસ્વીર પણ કોઈ જોશે નહીં.

હવે અમો દરેક જણ તે માહતાબના ચેહરાની બાનૂનાં શરીરનું વર્ણન શાહ ઉપર લખી મોકલીશું."

પછી સઘળા ફીલસૂફો સાથે બેઠા–અને તેઓએ કાગઝ, સીઆહી અને કલમ હાથમાં પકડી

દરેક દાના શખ્સે જે કાંઇ જોયું હતું તે લખ્યું–જેથી આખું કાગઝ ભરાઈ ગયું.

જે લઈ તેઓની નઝદીકથી એક સવાર મીલાદ તરફ સિકંદરની આગળ તાતાબીથી ગયો

જ્યારે દેશના પાદશાહે તે નામાઓ વાંચ્યાં–ત્યારે તેઓની વાતથી તે અજાયબીમાં ગર્કાવ ગયો.

બનામહ્ હર્ અન્દામશ હર્ યકી
સેફ્ત કર્દહ્ બૂદન્દ ઝ્ અન્દકી
બદીશાન્ જહાનદાર્ નામહ્ નેવેશ્ત
કે ચખચખ કે દીદીદ પીરાન્ બેહેશ્ત
કુનૂન્ બાઝ ગર્દીદ બા ચાર્ ચીઝ
બરીન્ બર્ ફેઝૂની મખાહીદ નીઝ
ચુ મન્શૂરે અહ્દે મન્ ઊરા દેહીદ.
બસીચીદહ્ રહ્રા બુનહ્ બર્ નેહીદ
નેયાઝારદ ઊરા કસી ઝીન્ સેપસ
કેઝ્ યાફતમ દર્ જહાન્ દાદો બસ
ફેરેસ્તાદહ્ બર્ ગશ્ત અઝીન્ તાઝહ્ બૂમ
બેયામદ બનઝ્દીકે પીરાને રૂમ

કારણ્ દરેક જણે તે નામામાં તેણીનાં આખાં શરીરનું થોડું થોડું વર્ણન લખ્યું હતું.

પાદશાહે તેઓ ઉપર પાછું નામુ લખ્યું-કે "શાબાશ! ધન્ય છે ઓ પીર મરદો! કે તમોએ બેહેસ્તના દીદાર કર્યા છે.

હવે તમો આ ચાર ચીઝ લઇને પાછા ફરો-એ ઉપરાંત બીજું વધારે ૧૪૪
કશું માગતા ના.

જ્યારે કયદને આ મારા કોલકરારનો પર્વાનો આપો-ત્યારે તુરતજ સફરની તૈયારી કરજો અને અસબાબ લાધજો.

હવે પછી કોઇ તેને દુઃખ નહીં દેશે-કારણકે જેહાનમાં મેં તેનીથી ઇન્સાફ મેળવ્યો છે તેજ પુરતુ છે."

તે ખુશનુમા રોહરથી પેલો કાસેદ પાછો ફરી-રૂમના બુઝોર્ગોની નઝદીક આવ્યો.

---

## આન્નર્દને દહ્ મર્દે દાના દોખ્તર્ વ જામ્ વ પેઝેશક્ વ ફીલસૂફ્ અઝ્ કયદે હેન્દી નઝ્દે સેકન્દર્.

———:o:———

ચુ આન્ મૂબેદાન્ પાસોખે શાહ્રયાર્
બેદીદન્દ બા રન્જ દીદહ્ સવાર્
અઝ અયવાન્ બનઝ્દીકે શાહ્ આમદન્દ
બદાન્ નામવર્ બારગાહ્ આમદન્દ
ચુ બર્ ખાન્દ ઊ પાસોખે નામહ્રા
પયામે જહાન્જૂય ખુદ કામહ્રા
સેપહ્દારે હેન્દૂસ્તાન્ શાદ ગશ્ત
કે અઝ રન્જે એસ્કન્દર્ આઝાદ ગશ્ત
હમ આનગાહ્ સદ મર્દ અઝાન્ હેન્દવાન્
ગુઝીન્ કર્દ ગૂયાઓ શીરીન્ ઝબાન્
દરે ગન્જે બી રન્જ બુકુશાદ શાહ્
ગુઝીન્ કર્દ અઝાન્ ચારહો તાજો ગાહ્
હમ અઝ ગઉહરો જામએ ના બુરીદ
ઝે ચીઝી કે શાયેસ્તહ્ તર્ બર્ ગુઝીદ
બેઓર્દન્દ સી સદ શુતુર્વાર્ બાર્
હમાન્ જામહો ગઉહરે શાહ્વાર્
દહ્ ઉશ્તુર્ હમહ્ બાર્ દીનાર્ બૂદ
સદ ઉશ્તુર્ ઝે ગન્જે દેરમ્ બાર્ બૂદ
યકી મહ્દે પુર્માયહ્ અઝ ઊદે તર્
બર્ ઊ બાફ્તહ્ ઝર્રો ચન્દી ગોહર્
બદહ્ પીલ બર્ તખ્તે ઝરીન્ નેહાદ
બપીલી કે પુર્માયહ્ તર્ ઝીન્ નેહાદ
કુધેસ્તાન્ બેબારીદ ખૂનાન સેરેશ્ક
હમી રફ્ત બા ફીલસૂફો પેઝેશ્ક
કદહ્ હમચુનાન્ નામદારી બદસ્ત
હમહ્ સર્કશાન્ અઝ મયે જામ મસ્ત
ચુ આન્ માહ્ આમદ બમુશ્કૂએ શાહ્
યકી તાજ બર્ સર્ ઝે મુશ્કે સેયાહ્

## દશ દાના મર્દનું કયદે હિંદી પાસેથી બેટી, જામ, વૈદ અને ફીલસૂફને સિકંદરની નઝદીક લઈ આવવું.

———:o:———

જ્યારે પેલા દાનાઓએ સફર કરી આવેલા સવાર સાથ પાદશાહનો જવાબ જોયો,

ત્યારે તેઓ પોતાના મેહલમાંથી પાદશાહ કયદની નઝદીક તે નામવરની દરબારમાં આવ્યા.

જ્યારે કયદે તે નામાનો જવાબ વાંચ્યો-અને તે દેશોને જીતનારા સ્વતંત્ર પાદશાહનો પયગામ સાંભળ્યો,

ત્યારે હિંદુસ્તાનનો પાદશાહ ખુશહાલ બન્યો-કારણકે તે સિકંદર તરફનાં દુઃખના ભયથી મોકળો થયો.

તેજ વખત તેણે હિંદીવાનોમાંથી બોલવામાં ચપળ અને શીરીન ઝબાનના સો મર્દો ચુંટી કાઢયા.

વગર મેહનતે મેળવેલા ખઝાનાનો દરવાઝો ખુલ્લો કીધો-તેમાંથી સાંકળી, તાજ અને તખ્ત ચુંટી કાઢયાં.

તેમજ મોતીઓ અને કપડાંના તાકા-અને બીજી અત્યંત સુંદર ૧૪૫
ચીઝો બાહેર કાઢી.

તેઓ કપડાં અને પાદશાહોને લાયકનાં ગોહરોના બોજના ત્રણસો ઊંટ લઈ ચાલ્યા.

દશ ઊંટ ઉપર સઘળા દીનારજ લાધ્યા હતા-બીજાં સો ઊંટ ઉપર દિરમનો ખઝાનો લાધ્યો હતો.

એક ઘણીજ કીમતી લીલાં અગરની અમારી હતી-જેની ઉપર જાતજાતનાં ગોહરો અને સોનું જડેલું હતું.

દશ હાથી ઉપર સોનેરી તખ્ત મૂકયાં-અને એક હાથી કે જે ઘણોજ કીમતી હતો તે ઉપર પેલી શાહઝાદીની અમારી ગોઠવી.

તે શાહઝાદીએ લોહીનાં આંસુ વરસાવ્યાં અને પેલા ફીલસૂફ અને વૈદની સાથે ચાલી.

તેમજ એક નામદાર પોતાના હાથમાં પેલી જામ લઇ ચાલ્યો-જે જામમાં ભરેલા મયથી સઘળા સરદારો મસ્ત બન્યા હતા.

જ્યારે તે માહરૂય પાદશાહનાં ઝનાનખાનામાં આવી-ત્યારે તેણીએ પોતાનાં સર ઉપર એક ખાલેસ કસ્તુરી ભરેલું તાજ મૂકેલું હતું.

બશાને મેરેહ્યુ બરૂ ગુલે અર્ગવાન્
બરૂ અફગન્દહ્યુ ચુહ માહરોખ ગીસવાન્
ચુ સર્વે સહી બરૂ સરશ ગેરૂહ માહ્
નશાયેસ્ત કર્દન્ બદુ દરૂ નેગાહ્
૧૪૬ દો ચશ્મશ ચુ દુ નર્ગેસ અન્દરૂ બેહેશ્ત
કે ગોફતી કે અઝ નાઝ દારહ સેરેશ્ત
સેકન્દરૂ નેગેહ્યુ કરૂહ બાલાએ ઊય
હમાન્ મૂયે રૂયે સરા પાએ ઊય
હમી ગોફ્ત ફીનત ચરાધે જેહાન્
હમી આફ્રીન્ ખાન્દ અન્દરૂ નેહાન્
બદાન્ દાદગરૂ કુ સેપેહ્રૂ આફ્રીદ
બદાન્ ગૂનહ્યુ બાલાઓ ચેહ્રૂ આફ્રીદ
બેફરૂમૂદ તા હરૂ કે બેખ્રદ બુદન્દ
બદાન્ લશ્કરે રૂમ મૂબદ બુદન્દ
નેશાસ્તન્દો વયરા બઆઈન્ બેખાસ્ત
બરસ્મે મસીહા બપયવન્દે રાસ્ત
બરૂ ઊ રીખ્ત દીનારૂ ચન્દાન્ કે ગન્જ
કે શુદ માહરા રાહ્યુ રફ્તન બરન્જ

તે માહતાબ ચેહરાની નારે પોતાના ગુંથેલા બાલ અર્ગવાનના ફૂલ જેવા ગાલ ઉપર જેમ બખ્તર નાખે તેમ નાખેલા હતા.

તેણી સર્વનાં ઝાડ ઉપર ગોળ માહતાબ હોય તેવી દેખાતી હતી-તેણીની ઉપર આપણી આંખો ઠરી શકિત હતી નહીં.

તેની બન્ને આંખો બેહેશ્તમાં ઉગેલાં બે નરગેસનાં ફૂલ માફક હતી-તું કહે ગોયા તેણી નાઝ નખરાંનીજ ખાસીયત ધરાવે છે,

સિકંદરે તેણીનાં કદ ઉપર તેમજ તેણીના બાલ અને ચેહરા ઉપર પગથી માથાં સુધી નેગાહ કીધી.

અને બોલવા લાગ્યો કે "એ ખોદા! આ તો તારો આ દુન્યાનો એક ચેરાગજ છે"-પછી તે પોતાનાં મનમાંજ આફ્રીન કરવા લાગ્યો,

તે દાદગર સાહેબ ઉપર, કે જે સાહેબે આસ્માન પયદા કીધો-તેમજ જે સાહેબે આવું બુલંદ કદ અને આવો ખૂબસૂરત ચેહરો પયદા કીધો.

રૂમી લશ્કરમાં જેઓ ધર્મના ઉપાધ્યા ગણાતા હતા તેઓને-તેમજ બીજા ડાહ્યા માણસોને લગ્નની ક્રિયા કરવા ફર્માવ્યું.

તેઓ બેઠા અને પયગમ્બર મસીહાની* રીત પ્રમાણે કાયદાસરની ક્રિયા સાથના લગ્ન કરી તેણીને લીધી.

તેની ઉપર ખઝાનામાંથી એટલા બધા દીનારનો નેસાર કીધો-કે તે માહતાબને ચેહરેનીને જવાનો માર્ગ પણ મુશ્કેલ થઇ પડ્યો.

---

* વાંચનારા સાહેબો અહીં સવાલ કરશે કે સિકંદર કઈ દીન પાળતો હતો? ઇરાની લખનારાઓથી આ બાબતની તેહકીક આપણને મળી શક્તિ નથી. ફિર્દોસી પણ આ બાબત ખુલ્લી રીતે આપતો નથી. પારકા દેશોના રાજ્યકર્ત્તાઓ ઉપરના નામા મધ્યે સિકંદર ખોદાનુજ નામ પહેલું યાદ કરતો હતો, જે ઉપરથી આટલી વાત નક્કી થાય છે કે તે બૂતપરસ્ત તો હતોજ નહીં. પણ તેથી એમ નક્કી થતું નથી કે તે ઝરતોશ્તી દીન ઉપર એતેકાદ રાખતો હતો. કયદે હિંદીની છોકરી સાથ સિકંદરનાં લગ્ન થાય છે, તેનું બેયાન આપતાં ફિર્દોસીનાં શાહનામાની ઘણી ખરી આવૃત્તિમાં "મસીહા"ની દીન મૂજબ તે લગ્નની ક્રિયા થઇ હતી એમ લખાયલું છે. જે મેસ્રો નીચે મૂજબ છે-"બરસ્મે મસીહા બપયવન્દે રાસ્ત" પણ ફાર્સી ભાષાના મોટા ઉસ્તાદોએ આ મેસ્રામાં આવેલા શબ્દો "બરસ્મે મસીહા"ને બદલે "બઆઇને મૂસા" કરી વાંચન કર્યું છે, એટલે "મૂસાની દીન મૂજબ" આ વાંચન ખરૂં જણાય છે. સિકંદરના ઝમાનાની ઘણી આગળ મૂસાની દીન ચો તરફ ફેલાવો પામેલી હતી. જો કે તવારીખ-નવેસો ખુલ્લા શબ્દોમાં લખતા નથી કે સિકંદર મૂસાની દીન પાળતો હતો. તો પણ ફિર્દોસી સિકંદરનો અહવાલ આપતાં જણાવે છે કે તે જેરૂસલમની આહુદીઓની મસ્જેદની ઝિયારતે ગયો હતો. અરબોના પયગમ્બર હઝરત મોહમ્મદ સાહેબના વખતની આગળ અરબો જેરૂસલમની મસ્જેદને બયતુલ મુકદદસ, બયતુલ હરામ અને કઅબહ તરીકે ઓળખતા હતા. અને ઘણાક અરબો મૂસા પયગમ્બરની દીન પાળતા હતા. ફિર્દોસીના લખવા પ્રમાણે જો સિકંદર જેરૂસલમની ઝિયારતે ગયો હોય તો આપણને માનવાને કારણ મળે છે, કે સિકંદર મૂસાની દીન ઉપર એતેકાદ રાખતો હતો. જો ઉપર લખેલા મિસ્રામાં "બરસ્મે મસીહા"નું વાંચન વાંચ્યે તો તેનો અર્થ ઝાહેરમાં ઇસુ ક્રીસ્ટના ધર્મની ક્રિયા મૂજબ તે લગ્ન થયાં હતાં એમ થાય. કારણકે Christ શબ્દનો અર્થ અરબી ભાષામાં "મસીહા" થાય છે. પણ તેથી આપણે એકદમ એમ નહીં કહીશું કે ફિર્દોસીને ઈસુ ક્રીસ્ટની દીન કયારે ફેલાઈ હતી તેની ખબર નહીં હતી. ફિર્દોસી અને બીજા ઇસ્લામી ધર્મ પાળનારા તવારીખનવેસો સારી રીતે જાણતા હોવા જોઇયે કે ઇસુ ક્રીસ્ટે કાંઈ નવો ધર્મ લોકોને આપ્યો નહીં હતો, પણ હઝરત મૂસાના ધર્મ ઉપર સૂધારો કરીને બીજા રૂપમાં તેજ ધર્મ પાછો આપ્યો હતો. બાઇબલનું પુસ્તક કાંઈ એકલું ઈસુ ક્રીસ્ટનું નથી. Old Testament (હઝરત મૂસાનું લાવેલું) અને New Testament (હઝરત ઇસાનું આપેલું) એ બન્નેનું તે બનેલું છે. એટલે ફિર્દોસીએ "બરસ્મે મસીહા" લખવામાં મૂસા પયગમ્બરની દીનનીજ મતલબ રાખેલી હોવી જોઇયે. તેમજ ફિર્દોસી એમ પણ ધારતો હોવો જોઇયે કે સિકંદર મૂસા પયગમ્બરની દીન ઉપર એતેકાદ રાખતો હતો.

યૂરોપ્રિયન તવારીખનવેસોને આધારે આપણે કહ્યે કે કદીમ યૂનાનીઓ એક નહીં પણ અનેક દેવતાના પૂજારીઓ હતા. તે મધ્યે Toms, અને apollo મુખ્ય હતા. કદીમ યૂનાનીઓની પડતી આવી ત્યાં સુધી તેઓ દેવતાઓની માન્યતા ધરાવતા હતા. પણ વખતના વહેવા સાથ લોકોનો એતેકાદ ફેરવાતો ગયો હતો. પ્રથમ મૂસા (Moses)નો અને શેવટે ક્રાઈસ્ટનો ધર્મ યૂનાનમાં ફેલાયલો જણાય છે. કયદે હિંદીની છોકરી સાથ સિકંદરના લગ્ન મૂસાની દીન પ્રમાણે થયાં હતાં એમ ફિર્દોસી લખે છે તે બીના ખોટી જણાતી નથી.

## આઝ્મૂદને સેકન્દર્ ફીલ્સૂફ્ વ પેઝેશ્ક્ વ જામ્ ફેરેસ્તાદએ કયદે હેન્દીરા.

ચુ શુદ કારે આન્ સરૂવ્ બુન સાખ્તહ્
બઆઇને ઊ જાય પર્દાખ્તહ્
બેપર્દુખ્ત્ અઝ આન્ પસ બદાનન્દહ્ મરૂદ
કે ચૂન્ ખીઝદ અઝ દાનેશ્ અન્દર્ નબરૂદ
પુર્ અઝ રઉધને ગાવ્ જામી બુઝોરૂગ્
ફેરેસ્તાદ ઝી ફીલ્સૂફે સુતોરૂગ્
કે ઈન્રા બઅન્દામહા દર્ બેમાલ્
સુરીનો મેયાનો બરો પોશ્તો યાલ્
બેયાસાય તા માન્દગી બેફૂગની
બદાનેશ્ મરા જાનો મગ્ઝ આગની
ચુ દાના બરઉધન્ નેગહ્ કરૂદ ગોફૂત્
કે ઈન્ પન્દ બર્ મન્ નશાયદ નેહોફૂત
બજામ્ અન્દર્ અફૂગન્દ સૂઝન્ હઝાર્
ફેરેસ્તાદ બાઝશ્ બરે શહ્રૂયાર્
બસૂઝન્ નેગહ્ કરૂદ શાહે જેહાન્
બેયાવરૂદ આહન્ગરીરા નેહાન્
બેફરૂમૂદ તા ગેરૂદ બુગદાખ્તન્દ
ઝે આહન્ ચકી મોહ્રઈ સાખ્તન્દ
સુએ મર્દે દાના ફેરેસ્તાદ ઝૂદ
ચુ દાના નેગહ્ કરૂદ આહન્ બેસૂદ
ફેરેસ્તાદ અઝ આન્ આહને તીરહ્ રન્ગ્
ચકી આઈનહ્ કર્દહ્ રઉશન્ ઝે ઝન્ગ્
બેબોર્દન્દ નઝ્દે સેકન્દર્ બશબ્
વઝાન્ રાઝ્ નુફ્રશાદ બર્ બાદ લબ્
સેકન્દર્ નેહાદ આઈનહ્ ઝીરે નમ્
હમી બૂદ તા શુદ સેયાહો દેઝમ્
બરે ફીલ્સૂફશ્ ફેરેસ્તાદ બાઝ્
બદાન્ કાર્ શુદ રમઝે આહન્ દરાઝ્
ખેરદમન્દ બેઝદૂદ આહન્ ચુ આબ્
ફેરેસ્તાદ બાઝશ્ હમઅન્દર્ શેતાબ્
ઝેદૂદશ્ બદારૂ કઝીન્ પસ ઝે નમ્
નગર્દદ બઝૂદી સેયાહો દેઝમ્
સેકન્દર્ નેગહ્ કરૂદ ઊરા બેખાન્દ
બેપુરૂસીદો દર્ ઝીરે ગાહશ્ નેશાન્દ
સખુન્ ગોફૂતશ્ અઝ જામો રઉધન્ નુખોસ્ત
હમી દાનેશે નામવર્ બાઝ્ જોસ્ત
ચુનીન્ ગોફૂત બા શાહ્ મર્દે ખરદ
કે રઉધન્ બર્ અન્દામહા નુગઝરદ
તો ગોફૂતી કે અઝ ફીલ્સૂફાને શહ્ર્
મરા બુદ ઝે દાનેશ્ ફેઝૂનસ્ત બહ્ર્
બપાસોખ ચુનીન્ ગોફૂતમ્ અય પાદશા
કે દાના દેલો મરદમે પાંરસા

## સિકંદરે કયદે હિંદીએ મોકલેલા ફીલ્સૂફ, વૈદ અને જામની આઝમાયેશ કરવી.

જ્યારે તે સરોવર જેવી શાહઝાદીની શાદીનું કામ પુરું થયું-અને તેણીના દરજ્જાને લાયકનું રહેઠાણ તૈયાર થયું,

ત્યાર બાદ પેલા દાના મર્દની પરીક્ષામાં તે રોકાયો-કે જેથી જણાઈ જાય કે તે તકરાર દરમેયાન ડહાપણમાં કેવો નીવડે છે?

તેણે ગાયનાં ઘીનું ભરેલું એક મોટું પ્યાલું-તે મોટા ફીલ્સૂફ પાસે મોકલ્યું.

અને કહેવાડયું કે "તારાં કુલાં, કમર, છાતી, પીઠ અને ગર્દન વગેરે ૧૪૭
તમામ બદન ઉપર એ ચોપડજે.

અને તારી થાક ઉતરે ત્યાં સુધી સૂઈ રહેજે-ત્યાર પછી મારા જીવને અને મગઝને ડહાપણથી ભરજે."

જ્યારે તે દાના શખ્સે પેલાં ઘી ઉપર નેગાહ કીધી ત્યારે બોલ્યો-કે "આ ભેદી સલાહ મારાથી અજાણી નથી."

પછી તેણે તે પ્યાલાંમાં એક હઝાર સોય નાખી-અને તેને પાછું પાદશાહની નઝદીક મોકલ્યું.

દેશના પાદશાહે તે સોય ઉપર નઝર કીધી-કે તુર્તજ એક લુહારને છૂપી રીતે બોલાવી મંગાવ્યો.

અને હોકમ કીધો જેથી સોયને ગાળી નાખ્યા-તેનો ગોળ લોખંડી દડો બનાવ્યો.

અને તુરત દાના મર્દ પાસે મોકલ્યો-જ્યારે દાનાએ તે લોખંડી ગોળો જોયો તેને ચળકતો કીધો.

અને તે કિટાયલાં સીઆહ રંગનાં લોઢાંની જગાએ એક ઝળકતો આઇનો બનાવીને મોકલ્યો.

તેઓ તેને રાતની વખતે સિકંદર પાસે લઈ ગયા-જેણે એ વાત કોઇને કહી નહી.

સિકંદરે તે આરસીને ઠારમાં રાખી મૂકી-તે જ્યાં સુધી કાળી બની ગઇ અને બદ સૂરત થઈ ગઇ ત્યાં સુધી એમ રહેવા દીધી.

પછી પાદશાહે તે ફીલ્સૂફની નઝદીક પાછી મોકલી-અને એ પ્રમાણે ૧૪૮
તે લોખંડના ભેદનું કામ લમ્બાયું.

તે દાનેશમંદે પેલાં લોઢાંને પાણીના જેવું ચળકતું પોલીશ કીધું-અને તેજ વખત તેને પાછું મોકલ્યું.

તેની ઉપર તેણે એવી દવા લગાડી કે ભીનાશથી તે જલ્દી કાળી નહીં પડે અને ખરાબ થાય નહીં.

સિકંદરે તે ઉપર નેગાહ કીધી અને તે વિદ્વાનને બોલાવી મંગાવ્યો-તેની ખબર આફીયત પૂછી પોતાનાં તખ્ત નીચે બેસાડયો.

પહેલાં પાદશાહે પેલાં પ્યાલાં અને ઘીની વાત તેને કહી-અને તે નામવર શખ્સની દાનાઇ પોતે જાણવા માગી.

તે ડહાપણવાળા મર્દે પાદશાહને એ પ્રમાણે કહ્યું-કે "ઘી શરીરમાં પચવસ્ત થતું નથી.

તું એવું કહેવા માગતો હતો કે 'હું શેહરના બીજા ફીલ્સૂફો કરતાં વધુ વિદ્વાન છું.'

તેના જવાબમાં ઓ પાદશાહ! મેં એમ કહ્યું કે 'ડાહ્યો પરહેઝગાર માણસ,

ચુ સૂઝન્ પયો ઉસ્તુખાન્ બેસ્પરદ
વગરૂ સન્ગ્ પીશ આયદશ બુગ્ઝરદ
તોરા ગોફ્તમ ઈન્ ચરૂબ્ ગોફ્તારે મન્
રવાનો હેલો રાયે હુશ્યારે મન્
૧૪૯ સખુન્ દારદ અઝ મૂય બારીક્તરૂ
તોરા હેલ્ કે આહન્ ન તારીક્તરૂ
તો ગોફ્તી બરૂ ઊ સાલેયાન્ બરૂ ગુઝશ્ત
કે ખૂન્હા દેલમ પુરૂ કે ઝન્ગારૂ ગશ્ત
ચેગૂનહ્ બરાહ્ આયદ ઈન્ તીરગી
ચેરા બૂદ બાયદ બદીન્ ખીરગી
તોરા ગોફ્તમ અઝ દાનેશે આસ્માન્
ઝેદાયમ્ દેલત્ ગરૂ શવદ બદ્ગમાન્
અઝાન્ પસ કે ચૂન્ આબ્ ગર્દદ બરન્ગ્
કુજા કરૂદ યારદ બરૂ કારૂ ઝન્ગ્
પસન્દ આમદશ નઘઝ ગોફ્તારે ઊય
દેલશ તીઝ તરૂ ગશ્ત બરૂ કારે ઊય
બેફરૂમૂદ તા જામઓ સીમો ઝરૂ
બેયાવરૂદ ગન્જૂરે જામી ગોહરૂ
બદાના સેપોર્દન્દો દાનન્દહ્ ગોફ્ત
કે મન્ ગઊહરી દારમ્ અન્દરૂ નેહોફ્ત
કે તાબન્દહ્ તરૂ ચીઝો બી દુશ્મનસ્ત
ન ચૂન્ ખાસ્તહ્ જોફ્તે અહ્રીમનસ્ત
બશબ્ પાસ્બાનશ નખાહમ બમોઝદ
બરાહી કે બાશમ નતર્સમ ઝે દોઝદ
૧૫૦ ખેરદ બાયદો દાનેશો રાસ્તી
કે કઝ્ઝી બેફ્ઝાયદ દરે કાસ્તી
મરા ખુર્દો પૂશીદની દરૂ જેહાન્
બસ અઝ શહરૂયારૂ આશ્કારો નેહાન્
કે દાનેશ બશબ્ પાસ્બાને મનસ્ત
ખેરદ તાજે બીદારૂ જાને મનસ્ત
બબીશી ચેરા શાદમાની કુનમ
બદીન્ ખાસ્તહ્ પાસ્બાની કુનમ
બેફર્માય તા ઈન્ બરદ બાઝ જાય
ખેરદ બાદ જાને તોરા રહ્નુમાય
સેકન્દરૂ બદૂ માન્દ અન્દરૂ શેગેફ્ત
કે હરૂગૂનહ્ અન્દીશહા બરૂ ગેરેફ્ત
બદૂ ગોફ્ત અઝીન્ પસ મરા બરૂ ગુનાહ્
નગીરદ ખોદાવન્દે ખુરૂશીદો માહ્
ખરીદારમ્ ઈન્ રાયો પન્દે તોરા
સખુન્ ગોફ્તને સૂદમન્દે તોરા
બેફરૂમૂદ તા રફ્ત પીશશ પેઝેશ્ક
કે એલ્લત બેગોફ્તી ચુ દીદી સેરેશ્ક
સરે દરૂદમન્દાન્ બદૂ ગોફ્ત કીસ્ત
કે બરૂ દર્દે આન્ કસ બેબાયદ ગેરીસ્ત
૧૫૧ બદૂ ગોફ્ત આન્ કસ કે અફ્ઝૂન ખોરદ
ચુ બરૂ ખાન્ નેશીનદ ખુરેશ બુશ્મોરદ
નબાશદ ફરાવાન્ ખુરેશ તન્દુરોસ્ત
બુઝોરુર્ગ આન્ કે ઊ તન્દુરોસ્તી બેજોસ્ત
બેયામીઝમ અફ્ઝૂન તોરા દારૂઈ
ગેયાહા ફરાઝ આરમ અઝ હરૂસુઈ

સોયની મિસાલ સેહલથી સફર કરે છે-અને જો ત્યાં તેની સામે પહાડ આવે છે તો તે પણ ઓળંગી જાય છે.'

મેં મારા મધુર વચનો તને કહ્યા છે-પણ મારો આત્મા, મારૂં દિલ અને મારા ડહાપણ ભરેલા વિચારો,

તને બીજા બાલ કરતાં પણ બારીક શબ્દો કહેવા માગે છે-હું ધારૂં છું કે તારૂં દિલ લોખંડ કરતાં કંઇ વધુ કાળું તો નહીંજ હશે.

તેં એમ કહેવા માંગ્યું કે 'તેની ઉપર વર્ષો વહી ગયાં-અને મારૂં દિલ લોહી રેડાયાથી કાટ ખાઇ ગયું છે.

તો હવે એ અંધકાર કેમ દૂર થાય?-મને આ અંધકારમાં શા માટે રહેવું જોઇયે?'

મેં તને જવાબ આપ્યો કે 'અગર તારૂં દિલ ગમે એવું ખરાબ વિચારથી ભરેલું હશે તોપણ આસ્માની વિદ્યાથી હું તે સાફ કરીશ.

અને જો તે પાણી જેવા રંગનું નિર્મળ થશે તો પછી-તેના ઉપર કાટ ચઢીજ કેમ શકશે?"

પાદશાહને તેની નાદેર વાતો ઘણી પસંદ પડી-અને તેનાં કામ ઉપર તેનું દિલ વધારે તેઝ બન્યું.

પાદશાહે ફર્માવ્યું જેથી સોનેરી રૂપેરી ભરતકામનો પોશાક અને એક ગોહરથી ભરેલી જામ ખઝાનચી લઈ આવ્યો.

તે પેલા દાના શખ્સને આપ્યું જેથી તે વિદ્વાન બોલ્યો કે "હું પણ એક છુપું ગોહર ધરાઉં છું,

જે ચીઝ ઘણીજ ઝળકતી છે તેમજ કોઇ તેનો દુશ્મન પણ નથી-વળી એક સંગ્રી રાખેલા ખઝાના માફક શયતાનનો સાથી પણ નથી.

તેની સંભાળ માટે મને પૈસા ખર્ચી રાતના ચોકીબાન રાખવો પડતો નથી-અને જ્યાં કેથે મુસાફરી જાઉં છું ત્યાં મને ચોરોનો કશો ભય હોતો નથી.

ઇન્સાનને અકલ, અનુભવ અને પ્રમાણીકપણું ધરાવવું જોઇયે-કારણકે અપ્રમાણીકપણું હમેશો ઝવાલનો દરવાઝો ઠોકે છે.

આ દુન્યામાં મને પાદશાહ તરફથી ઝાહેર કે છુપી રીતે મળતું ખાવાનુ અને પેહેરવા ઓઢવાનુંજ પુરતું ગણાય.

કારણકે મારી તો દાનાઈ રાતને વખતે પાસબાન છે-અને દાનાઇજ મારા રોશન જીવનું તાજ છે.

તો પછી વધારે મેળવવા ઉપર હું ખુશાહાલી શા માટે કરૂં?-અને તે ખઝાના માટે પાસ્બાની શા માટે કર્યા કરૂં?

માટે તું હોકમ કર કે એ સઘળું પાછું લઈ જાય-ડહાપણ તારા જીવનો રેહનુમા બનજો!"

એ જોઈ સિકંદર અજબ થયો-અને તેણે જાતજાતના વિચારો કીધા.

પાદશાહે તેને કહ્યું કે "હવે પછી ખુરશીદ અને માહતાબનો સાહેબ મને ગુનાહ કરતો નહીં જોશે.

કારણકે હું આ તારી સારી સલાહ, શીખામણ અને ઉપયોગી વાતોનો ખરીદાર બન્યો છું."

પછી પાદશાહે હોકમ કીધો જેથી પેલો આંખમાંનો ભીનાશ જોઇને દુ:ખ પારખનારો વૈદ તેની આગળ ગયો.

તેને પુછ્યું કે "દુ:ખી માણસો કે જેનાં દુ:ખ ઉપર આપણને રડવું પડે છે તેનો સરદાર કોણ છે?"

વૈદે જવાબ દીધો કે "ખાધરો-કે જ્યારે ખાણાં ઉપર બેસે છે ત્યારે ખાવાનો કશો હિસાબજ રાખતો નથી

ઘણું ખાણું તંદુરોસ્તી નથી આપતું-બુઝોર્ગ શખ્સ તેજ છે કે જેણે પોતાની તંદુરોસ્તીની સંભાળ રાખી.

હવે હું તારે માટે ચો તરફથી ઘાસ પાલો ભેગો કરી એક દવા તૈયાર કરૂં છું.

કે હમવારહ્ બાશી તો જ્ તન્દુરોસ્ત
નબાયદ્ બદારૂ તોરા કૂદહુ શોસ્ત
હમાન્ આરૂજુહા બેયફ્ઝાયદત
ચુ અફ્ઝુન્ ખુરી ચીઝ્ નુગ્ઝાયદત
હમી યાદ દારૂ ઈન્ સુખુનહાએ નગ્ઝ્
બેયફ્ઝાયદ્ અન્દરૂ તનત ખૂનો મગ્ઝ્
શવી બરૂ તને ખીશ બરૂ કામગારૂ
દેલત શાદ ગર્દદ ચુ ખુર્રમ બહારૂ
હમાન્ રન્ગે ચેહુરત બજાય આવરદ
બહરૂ કારૂ પાકીઝહુ રાય આવરદ
નગર્દદ પરાગન્દહુ મૂયત સફીદ
ઝે ગીતી બજ્હી નખુર્રી ઉમીદ
સેકન્દરૂ બદ્દુ ગોફ્ત નશ્નીદહુ અમ
ન કસરા ઝે શાહાન્ ચુનીન્ દીદહુ અમ
ગરૂ આરી તો ઈન્ નગ્ઝ્ દારૂ બજાય
તો બાશી બનીકી મરા રહુનુમાય
ખરીદારૂ ગર્દમ તોરા મન્ બજાન્
શવી બી ગઝન્દ અઝ્ બદે બદગુમાન્
વરા ખેલ્અતો નીકુઈહા બેસાખ્ત
ઝે દાના પેઝેશ્કાન્ સરશ બરૂ ફરાખ્ત
પેઝેશ્કે સરાયન્દહુ આમદ બકૂહ
નેયાવરૂદ બા ખીશ્તન્ ઝાન્ ગોરૂહુ
ઝે દાનાઈ ઊરા ફેઝૂન્ બૂદ બહુરૂ
હમી ઝહુરૂ બેશ્નાખ્ત અઝ્ પાવઝહુરૂ
ગેયાહાએ ફૂઝી ફેરાવાન્ દુરદ
બેયફૂગન્દ અઝ્ હરૂચે બી કારૂ બૂદ
અઝ્ પાક તેર્યાક્હા બરૂ ગુઝીદ
બેયામીખ્ત દારૂ ચુનાન્ ચૂન્ સઝીદ
તનશરા બદારૂએ ફૂઝી બેશોસ્ત
હમી દાશતશ હરૂ ઝમાન્ તન્દુરોસ્ત
ચુનાન્ બુદ કે ઊ શબ્ નખોફ્તી બસી
બેયામીખ્તી શાદ બા હરૂ કસી
બકારે ઝનાન્ તીઝ્ બૂદી સરશ
હમી નરૂમ જાઈ બેજોસ્તી બરશ
અઝ્ આન્ પસ બકાહેશ ગેરાઈદ શાહુ
નમીદાશ્તી હીચ્ તન્રા નેગાહુ
ચુનાન્ બુદ કે રૂઝી બેયામદ પેઝેશ્ક
ઝે કાહેશ નેશાન્ યાફ્ત અન્દરૂ સેરેશ્ક
બદ્દુ ગોફ્ત કઝ્ ખોફ્તો ખીઝે ઝનાન્
જવાન્ પીરૂ ગર્દદ બતન્ બીગુમાન્
બરૂ આનમ કે બી ખાબ્ બૂદી સે શબ્
બમન્ બાઝ્ ગૂય ઇનો બુકુશાએ લબ્
સેકન્દરૂ બદ્દુ ગોફ્ત મન્ રઉશનમ
અઝ્ આઝારૂ હસ્તી નદારદ તનમ
પસન્દીદહુ દાનાએ હેન્દુસ્તાન્
નબૂદ અન્દરાન્ કારૂ હમદાસ્તાન્
ચુ શબ્ તીરહુ શુદ અઝ્ નેવેશ્તહુ બેજોસ્ત
બેયામીખ્ત દારૂએ કાહેશ દુરોસ્ત
સેકન્દરૂ હમાન્ શબ્ બતનહા બખોફ્ત
નેયામીખ્ત બા માહુ દીદારૂ જોફ્ત

કે જે ખાધાથી તું હમેશે તંદુરોસ્ત રહેશે-અને તને જોલાબ લેવાની ઝરૂર નહીં પડશે.

તેમજ તે તારી ભૂખ વધારશે-અને જ્યારે તું વધારે ખાસે ત્યારે તને કશું નુકસાન નહીં કરશે.

તું આ મારા કીમતી સખુનો યાદ રાખશે તો તારાં શરીરમાં લોહી અને ભેજું વધશે.

વળી તું શરીરે ઝોરાવર થશે-અને બહારની માફક તારૂં દિલ ખુશહાલ થશે.

તે દવાઇથી તારા ચેહરા ઉપરનો રંગ કાયમ રહેશે-અને દરેક વાતમાં તું સારાજ વિચાર જણાવશે.

તારા ભરાવદાર બાલ સફેદ નહીં થશે-અને આ દુન્યામાં તું લામ્બી ઝિંદગી ગુઝારશે."

સિકંદરે તેને કહ્યું કે "કદી પણ મેં કોઈ પાદશાહને એવો ભાગ્યશાળી થયલો જોયો કે સાંભળ્યો નથી.

જો તું એ નાદેર દવા તૈયાર કરે-અને તું મને નેકીનો માર્ગ દેખાડ ૧૫૨
નારો થાય,

તો મારા જાનની કીમતે હું તારો ખરીદાર બનીશ-અને દુશ્મનોની બદીથી તું ધાસ્તી વગરનો બનશે."

પછી સિકંદરે તેન માટે સરપાવ અને સારી બક્ષેશો તૈયાર કીધી-અને સઘળા વિદ્વાન વૈદોમાંથી તેનાં સરને સરફરાઝી બક્ષી.

પેલો તારીફ લાયક વૈદ પહાડ ઉપર ગયો-તેણે ત્યાંથી પોતાની સાથે કોઇને લીધા નહીં.

તેની પોતાની પાસે વિદ્યા એલમ પુષ્કળ હતો-તે ઝેહરને અને ઝેહરના ઉતારને પિછાનતો હતો.

તેણે ઘણીક પહાડી જડીબુટ્ટી કાપી-તેમાંથી જે કાંઈ નકામી હતી તે નાખી દીધી.

તેમાંથી સઘળી ઝેહરને ઉતારનારી ગુણગારી જડી ચુંટી કાઢી-અને ઘટતી રીતે તેની દવા બનાવી તૈયાર કીધી.

તે પહાડી જડીબુટ્ટીનો તેને જોલાબ આપ્યો-અને એવી રીતે તેને હમેશે તંદુરોસ્ત રાખવા લાગ્યો.

એથી એવું થયું કે તે રાતે ઘણું ઊંઘાતો હતો નહીં-પણ દરેક જણ સાથ ખુશહાલીથી ભેળાતો હતો.

ઔરતોની સોહબત તરફ વધારે ઢળતો ગયો-અને તેમ કરી તે (તબીબ)ને ખોટો પાડવાની કોઈ નર્મ જગ્યા શોધતો હતો.

ત્યાર બાદ તે પાદશાહ તવાતો ચાલ્યો-કારણ તે પોતાનાં શરીરની ૧૫૩
બિલકુલ સભાળ લેતો નહીં

એવું બન્યું કે એક દહાડે પેલો વૈદ સિકંદર આગળ આવ્યો-અને તેની આંખોનાં ભીનાશમાંથી તેની તંદુરોસ્તીનો ઘટાડો તેણે પારખ્યો.

તેણે પાદશાહને કહ્યું કે "ઔરતો સાથેજ સંબંધ રાખ્યાથી-ઝરૂરજ જવાન માણસ પણ બુઢ્ઢો થઈ જાય છે.

હું ધારૂં છું કે તું ત્રણ રાત સૂધી ઊંઘાયો નથી-માટે તું તારી ઝબાન ખોલીને મને હકીકત કહે."

સિકંદરે તેને કહ્યું કે "હું સારી પખે છું-મારા શરીરમાં કશું પણ દુઃખ નથી."

પણ તે હિંદુસ્તાનનો વખણાયલો દાના-આ વાતમાં બિલકુલ એકમત થયો નહીં.

જ્યારે રાત અંધારી થઈ ત્યારે પેલા વૈદે ચોપડીઓ ઉથલાવી-અને નાકવતીની સારી જેવા દવા બનાવી તૈયાર કીધી.

સિકંદર તે રાતે એકલો સૂતો-પોતાની માહતાબના દીદારની ઔરત સાથ ભેળાયો નહીં.

બશાબ્ગીરૂ ચૂન્ અન્દરૂ આમદ પેઝેશ્કૂ
નેગહ્ કરૂદ બી બારૂ દીદશ સેરેશ્કૂ
બેયન્દાખ્ત દારૂ બશાએશ નેશસ્ત
યકી જામ બેંગ્રેફ્ત શાદાન્ બદસ્ત
૧૫૪ બેફ્રૂમૂદ તા ખાન્ બેયારાસ્તન્દ
નવાઝન્દએ રૂદો મય ખાસ્તન્દ
બદૂ ગોફ્ત શાહ્ ઈન્ ચેરા રીખ્તી
ચુ બા રન્જ દારૂ બેયામીખ્તી
બદૂ ગોફ્ત શાહે જહાન્ દૂશ જોફ્ત
નજોસ્તો શબે તીરહ્ તનહા બેખોફ્ત
ચુ તનહા બેખોફ્તી તો અય શહરયારૂ
નેયાયદ તોરા હીચ દારૂ બકારૂ
સેકન્દરૂ બેખન્દીદો જૂ ગશ્ત શાદ
વરા ગોફ્ત બી હેન્દ ગીતી મબાદ
પેઝેશ્કાનો અખ્તરૂ શેનાસાન્ હમહ્
તો ગોફ્તી બહેન્દુસ્તાન્ શુદ રમહ્
યકી બદ્રહ્ દીનારો અસ્પી સેયાહ્
બહર્શાએ ઝરીન્ બેફ્રૂમૂદ શાહ્
પેઝેશ્કે ફેરહમન્દરા દાદો ગોફ્ત
કે બા પાક રાયત ઝબાન્ બાદ જોફ્ત
વઝાન્ પસ બેફ્રૂમૂદ કાન્ જામે ઝરૂદ
બેયારન્દ પુરૂ કર્દહ્ અઝ આબે સરૂદ
હમી ખુર્દ અઝાન્ જામે ઝરૂ હરૂ કસ આબ્
ઝે શબ્ગીરૂ તા બૂદ હન્ગામે ખાબ્
૧૫૫ બેખુર્દન્દ આબ્ અઝ પયે ખુર્રમી
ઝે ખુર્દન નેયામદ બદૂ દરૂ કમી
બદાન્ ફીલ્સૂફ આન્ ઝમાન્ શાહ્ ગોફ્ત
કે અન્દરૂ જહાન્ કયદરા નીસ્ત જોફ્ત
અઝાન્ પસ નખાનીમ હેન્દુસ્તાન્
મગરૂ ખાનએ કયદ જાદુસ્તાન્
બચેહરહ્ નદારન્દ ચીઝી ફુઝૂન્
શેગેફ્ત અન્દરીન્ બન્દો ચન્દી ફુસૂન્
બદાન્ ફીલ્સૂફ આન્ ઝમાન્ શાહ્ ગોફ્ત
કે ઈન્ દાનેશ અઝ મા નબાયદ નેહોફ્ત
કે અફ્ઝાયેશે આબે ઈન્ જામ ચીસ્ત
નુજૂમીસ્ત યા આલતે હેન્દવીસ્ત
ચુનીન્ દાદ પાસોખ કે અય શહરયારૂ
તો ઇન જામરા ખારૂમાયહ્ મદારૂ
કે ઈન્ દરૂ બસી સાલેયાન્ કર્દહ્ અન્દ
બદીન્ અન્દરૂન્ રન્જહા બર્દહ્ અન્દ
ઝે અખ્તરૂ શેનાસાને હરૂ કેશ્વરી
બજાઇ કે બુદ નામવરૂ મેહતરી
બરે કયદ બૂદન્દ કીન્ જામ કરૂદ
બરૂઝે સફીદો શબે લાજવરૂદ
૧૫૬ હમહ્ં તબ્અ અખ્તરૂ નેગહ્દાશ્તન્દ
ફેરાવાન્ ' બરીન્ રૂઝ બુગ્ઝાશ્તન્દ
તો અઝ મક્નેયાતીસ ગીરૂ ઈન નશાન્
કે ઊરા કસી કરૂદ આહન્ કશાન્
બતબ્અ આન્ ચુનાન્ હમ શુદહ્ આબ્કશ
ઝે ગરૂદૂન પેઝીરદ હમહ્ આબે ખશ

જ્યારે બામદાદે તે તબીબ પાછો આવ્યો-અને તેની આંખના બીનાશમાં કાંઇ દુઃખ દેખાયું નહીં,

ત્યારે તેણે દવા ઢોળી નાખી અને ખુશહાલ બેઠો-અને ખુશીમાંને ખુશીમાં એક મયની જામ હાથમાં લીધી.

પાદશાહે હોકમ કર્યો જેથી ખાનાનો સુફરો બિછાવ્યો-અને રામેશગરો, તમ્બુરા અને મય મંગાવ્યો.

પાદશાહે તેને પૂછયું કે "જ્યારે તેં ભારી મેહનત કરીને દવા બનાવી હતી ત્યારે તેને ઢોળી શા માટે નાખી?"

તેણે કહ્યું કે "દેશનો પાદશાહ ગઈ આખી રાત કોઇ પણ સાથી વગર એકલોજ સૂતો હતો.

અને જ્યારે તું એમ એકલો સૂવે છે ત્યારે ઓ પાદશાહ! તને દવાની ઝરૂર પડતી નથી."

સિકંદર હસી પડયો અને તેનીથી ખુશહાલ થયો-તેને કહ્યું કે "હિંદુસ્તાન વગરની દુન્યાજ હોતી ના!

સઘળા વૈદો અને નુજૂમીઓ ગોયા હિંદુસ્તાનમાં એકઠા થયલા છે."

પછી પાદશાહે ફર્માવ્યું જેથી એક દીનારની કોથળી અને એક કાળો ઘોડો-જેની લગામ ઉપર સોનેરી તીલીઓ જડી હતી,

તે પેલા વિદ્વાન વૈદને આપી બોલ્યો-કે "તારા પાક વિચાર સાથેજ તારી ઝબાન જોડાયલી હોજો!"

ત્યાર બાદ પાદશાહે ફર્માવ્યું કે "પેલી સોનેરી જામ-થંડા પાણીથી ભરીને લાવે.

તે સોનેરી જામમાંથી દરેક જણે પાણી પીવા માંડયું-સવારે બામદાદથી તે રાતનો હંગામ થયો ત્યાં સુધી,

મઝાહ મેળવવા ખાતેર પાણી પીધું-પણ તે પીવાથી તેમાં જરાકબી ઓછું થયું નહીં.

તે વખતે પાદશાહે પેલા ફીલસૂફને કહ્યું-કે "દુન્યામાં કયદનો કોઇ જોડયો નથી.

હવે પછી આપણે એને હિંદુસ્તાન નહીં કહીશું-મગર હું તેને 'જાદૂસ્તાન અને કયદનું ઘર' એવું નામ આપું છું.

જો કે ત્યાંના લોકો દેખાવમાં બીજા દેશ કરતાં તો જરાએ ચઢિયાતા નથી-પણ ત્યાં અજબ જેવાં મંત્રો અને વિચિત્ર હિકમતો દેખાય છે."

પછી પાદશાહે પેલા ફીલસૂફને કહ્યું-કે "આ વિદ્યા અમારીથી છૂપાવવી નહીં જોઇયે,

કે આ જામમાં પાણી સાથી વધ્યા કરે છે?-કાંઈ સેતારાની અસરથી છે કે હિંદી જાદૂગરીથી છે?"

પેલાએ એવો જવાબ આપ્યો કે "ઓ પાદશાહ!-તું આ જામને નજીવી ના સમજતો.

કારણકે એને બનાવતાં ઘણાં વર્ષો નીકળી ગયાં છે-અને એ ઘણી મેહનતે બની છે.

દરેક મુલકના સેતારેશેનાસોમાંથી-જે ઠેકાણે કે વખણાયલા ઉસ્તાદો હતા,

તે સઘળાઓએ કયદ રાજાની નઝદીક રહીને દહાડો અને રાત મેહનત કરી એ જામ બનાવી છે.

તેઓએ દરેક સેતારાની અસર ધ્યાનમાં રાખીને-એ બનાવ ઉપર ઘણા દહાડા લીધા છે.

એ બાબતમાં તું લોહચુંબકનો દાખલો લે-કે જેને કુદરતે લોખંડ ખેંચવાની શક્તિ આપી છે.

તેજ પ્રમાણે પાણી ખેંચવાની શક્તિ આ જામમાં મેલી છે-અને તેથી વાતાવરણમાંથી પાણી મેળવે છે.

હમી આબ્ ચાબહ્ ચુ ગીરદ્ કમી
ન બીનદ્ બરઉશાન્ દો ચશ્મ આદમી
ચુ ગોફ્તારે દાના પસન્દ આમદશ
સુખુનહાએ ઊ સૂદમન્દ આમદશ
ચુનીન્ ગોફ્ત પીશાને મીલાહરા
કે મન્ અહ્દે કયદ્ અઝ પયે દાદરા
હમી નેશ્કનમ તા બેમાનમ બજાય
હમહ્ પીશે ઊ બૂદ્ બાયદ્ બપાય
ચુ મન્ યાફ્તમ ઝુ ચુનાન્ ચારૂ ચીઝ
બઝ્ બરૂ ફેઝૂની નજૂઇમ નીઝ
અઝાન્ પસ સેકન્દર હમહ્ ખાસ્તહ્
કુજા દાશ્ત બા ગન્જે આરાસ્તહ્
દો સદ્ બારૂકશ ખાસ્તહ્ બરૂ નેહાદ્
સદ્ અફ્સરૂ ઝે ગઉહરૂ બરૂ આન્ સરૂ નેહાદ્
બકૂહ્ અન્દરૂ આગન્દહ્ ચીઝી કે બૂદ્
ઝે દીનારૂ વઝ ગઉહરે ના બેસૂદ્
ચુ દરૂ કૂહ્ શુદ્ ગન્જહા નાપદીદ્
કસી ચેહ્રે આગન્દહારા નદીદ્
હમહ્ ગન્જ બા આન્ કે કર્દશ નેહાન્
નદીદન્દ્ અઝ આન્ પસ કસી દરૂ જેહાન્
ઝે ગન્જે નેહાન્ કર્દહ્ દરૂ કૂહ્સારૂ
બેયાવરૂદ્ બા ખીશ્તન્ યાદ્ગારૂ

જ્યારે પાણી ખૂટે છે ત્યારે ફરીને તે હવામાંથી પાણી મેળવે છે-તો જો કે ખુલ્લી રીતે માણસ પોતાની આંખો વડે તે જામને પાણી ખેંચતું જોતું નથી.

જ્યારે પાદશાહને તે દાના શખ્સની વાત પસંદ આવી-અને તેના સખુનો ફાયદાકારક લાગ્યા,

ત્યારે તેણે મીલાદના બુઝરગોને એ પ્રમાણે કહ્યું-કે "કયદ સાથે કીધેલા કોલકરાર હું ઇન્સાફને ખાતેર,

જ્યાં સુધી જીવતો રહીશ ત્યાં સુધી તોડીશ નહી-અને તમો સઘળાએ પણ તેને માન આપવું જોઈયે.

જ્યારે તેની તરફથી મને આવી સરસ ચીઝો મળી છે-ત્યારે હવે અમો તેની પાસથી વધારે કશું માગીશું નહીં."

ત્યાર પછી સિકંદરે તમામ ખઝાનો-કે જે તેણે ભેગો કીધો હતો,

તે ખઝાનો બસો ભારબરદારી જાનવરો ઉપર લાદ્યો-ગોહર જડિત સો તાજ તે સઘળાને મથાળે મૂકયાં.

પહાડોમાં છુપાવેલા ખઝાનામાં દીનાર તેમજ વાપર્યા વગરનાં ૧૫૭
ગોહરો વગેરે જે ચીઝો કે હતી તે લીધી.

જ્યારે તે ખઝાનો પહાડમાં છુપો થયો-ત્યારે તે ભરી મૂકેલા ખઝાનાને ફરી કોઇયે જોયોજ નહીં હતો.

તે તમામ ખઝાનો જો કે પહાડમાં તેણે સાંત્યો હતો-તો પણ ત્યાર પછી તે ખઝાનાને દુન્યામાં કોઇયે પાછો જોયો નહીં.

પહાડોમાં છુપાવેલા ખઝાનામાંથી (ઉપર લખ્યા પ્રમાણે બસો ભારબરદારી જાનવરો ઉપર લાદેલો) ખઝાનો પોતાની સાથે લઈ ગયો.

## રાન્દને એસ્કન્દર્ લશ્કરરા બસૂએ ફૂરે હેન્દી વ નામહ્ નેવેશ્તન્ બદૂ.

——:o:——

ઝે મીલાદ્ ચૂન્ બાદ્ લશ્કરૂ બેરાન્દ્
બકન્નૂજ શુદ્ ગન્જરા આન્ જા બેમાન્દ્
ચુ આવરૂદ્ લશ્કરૂ બનઝદીકે ફૂરૂ
યકી નામહ્ ફરૂમૂદ્ પુરૂ જન્ગો શૂરૂ
ઝે શાહન્શાહ્ એસ્કન્દરે ફીલ્કૂસ
ફેરૂઝન્દએ દાનેશો નઆમો બૂસ
સૂએ ફૂરે હેન્દી સેપહ્દારે હેન્દ્
બલન્દ્ અખ્તરો લશ્કરૂ આરાએ સેન્દ્
સરે નામહ્ કરૂદ્ આફ્રીને ખોદાય
કુજા બૂદો બાશદ્ હમીશહ્ બજાય
કસીરા કે ઊ કરૂદ્ પીરૂઝબખ્ત
બેમાનદ્ બદૂ કેશ્વરો તાજો તખ્ત
ગરશ ખારૂ ગીરદ્ બેમાનદ્ નેઝન્દ્
નતાબદ્ બદૂ આફ્તાબે બલન્દ્
શનીદી હમાના કે યઝદાને પાક
ચે દાદહ્સ્ત મારા દરીન્ તીરહ્ ખાક
ઝે પીરૂઝીઓ બખ્ત વઝ ફરૂરહી
ઝે દીહીમ વઝ તખ્તે શાહન્શાહી

## સિકંદરે ફૂરે હિંદી ઉપર ચઢાઈ કરવી અને તેની ઉપર નામુ લખવું.

——:o:——

પછી તેણે મીલાદ શેહરથી પવનની મિસાલે લશ્કર આગળ ચલાવ્યું-તે કન્નોજ પુગ્યો અને ખઝાનો ત્યાંજ રહેવા દીધો.

જ્યારે તે ફૂર (Porus)ની નઝદીક લશ્કર લાવ્યો-ત્યારે તેણે એક સખ્ત દુશમની ભરેલું નામુ લખવા ફર્માવ્યું.

ફીલ્ફૂસના બેટા શેહન્શાહ સિકંદર તરફથી-જે દાનાઇ અને સભ્યતાને શોભાવનારો છે તેની તરફથી,

હિંદના સરદાર ફૂરે હિંદી જે બુલંદ સેતારેનો છે અને જે સિંધ પ્રાંતનો સેનાપતિ છે તેને પહોંચે.

નામાને મથાળે ખોદાની તારીફ લખી-કે "જે સાહેબ હમેશે કાયમ હતો અને હમેશે કાયમ રહેશે.

જે કોઇને કે તે સાહેબ ભાગ્યશાળી બનાવે છે-તેનો મુલક, તાજ અને તખ્ત કાયમ રહે છે.

જેને તે ધિક્કારે છે તે કંગાલિયતમાં પડે છે-અને બુલંદ આફતાબ ૧૫૮
પણ તેની ઉપર પ્રકાશ નાખતો નથી.

ખચીત તેં સાંભળ્યું તો હશે કે પાક યઝદાંએ-આ સીઆહ દુન્યામાં મારી ઉપર કેવી બક્ષેશ કરી છે?

ફતેહમંદી, નેક નસીબ, દબદબો-તેમજ શેહન્શાહી તાજ અને તખ્તની બક્ષેશ કરી છે.

નમાનદ હમી દૂએ મા બુગઝરદ
કસી દીગર આયદ કઝીન્ બર્ ખરદ
હમી નામ્ ફૂરામ કે માનદ ન નન્ગ્
દરીન્ મર્કઝે માહો પરકારે તન્ગ્

ચુ ઈન્ નામહ આરન્દ નઝદીકે તૂ
પુર્ અઝ દાદ કુન્ જાને તારીકે તૂ
ઝે તખ્તે બલન્દી બઅસ્પ્ અન્દર્ આય
મઝન્ રાય બા મૂબદે રહ્નુમાય
ઝે મા અયમની ખાહો ચારહ્ મસાઝ
કે બર્ ચારહ્ગર્ કાર્ ગર્દદ દરાઝ
ઝે ફર્માન્ અગર્ યકઝમાન્ બુગઝરી
બલન્દી ગુઝીનીઓ કુન્દઆવરી
બયારમ ચુ આતેશ સેપાહી ગરાન્
ગુઝીદહ દેલીરાનો જન્ગ્આવરાન્
ચુ મન્ બા સવારાન્ બયાબમ બજન્ગ્
પશીમાની આયદ તોરા અઝ દેરન્ગ્
ચુ ઝીન્ગૂનહ ગોફ્તારહા ગુફ્તહ શુદ
નવીસન્દહ અઝ નામહ પર્દહુખ્તહ શુદ
નેહાદન્દ મોહરે સેકન્દર્ બરૂય
બજુસ્તન્દ બીના યકી રાહ જૂય
ફેરેસ્તાદહ આમદ બદરગાહે ફૂર્
ગહી રઝમ ગોફ્તી ગહી બઝમો સૂર્
જેહાનદીદહરા પીશે ઊ ખાન્દન્દ
બર્ આન તખ્ત નઝદીક્ બેન્શાન્દન્દ

પણુ એ કાંઈ રહેવાનું નથી મારો વખત પુરો થઈ જશે-અને કોઈ બીજો આવી તેનાં ફળ ચાખશે.

આ દુન્યા જે ચંદ્રની ગતિનું મધ્યબિન્દુ કહેવાય છે તેમાં અને તેના નાના ફેરાવામાં-હું કોશેશ કરૂં કે મારૂં નામ મારી પાછળ રહી જાય હું બદનામી મેલી જવા માંગતો નથી.

જ્યારે આ નામુ તારી નઝદીક લાવે-ત્યારે તારો સીઆહ જીવ ઈન્સાફથી ભરેલો કરજે.

અને બુલંદ તખ્ત ઉપરથી નીચે ઉતરી ઘોડા ઉપર સવાર થજે-તારા સલાહકાર મોબેદો સાથ વિચાર કરવા બેસતો ના.

અને અમારી પાસેથી પનાહ માગજે અને કાંઈ પણ ફનફરેબ કરતો ના-કારણકે ફરેબબાઝ શખ્સનું કામ બહુ મુશ્કેલ થઇ પડે છે.

જો તું મારાં ફર્માનથી જરાબી ફરશે અને તુમાખી કે બહાદુરી એખ્તેયાર કરશે,

તો હું પસંદ કીધેલા બહાદુરો અને લડાયકોનું એક ભારી લશ્કર આતશની મિસાલ ઝડપથી લઈ આવીશ.

પછી જ્યારે હું મારા સવારો સાથ લડાઈમાં આવીશ-ત્યારે તને આ ઢીલ કરવા માટે પશેમાન થવું પડશે."

જ્યારે એવી રીતની વાતો લખાઈ-અને નવીસંદો તે નામુ લખવાથી ફારેગ થયો,

ત્યારે તે નામા ઉપર સિકંદરની મોહર કરવામાં આવી-અને એક ચાલાક એલચીને શોધી કાઢયો.

તે એલચી ફૂરની દરગાહમાં આવ્યો-તે ઘડિકમાં લડાઇની તેમજ ઘડિકમાં ખુશીની મજલેસ અને મોજમઝાહની વાતો કરતો હતો.

તે અનુભવી કાસેદને રાજા પાસે બોલાવી લઇ ગયા-જેને તેનાં તખ્તની નઝદીક બેસાડવામાં આવ્યો.

## પાસોખ્ નામહ્ એસ્કન્દર્ અઝ્ ફૂર્.

## ફૂર તરફથી સિકંદરનાં નામાનો જવાબ.

ચુ આન્ નામહ બર્ ખાન્દ ફૂરે સુતોર્ગ્
બર્ આશોફ્ત અઝ આન્ નામદારે બુઝોર્ગ્
હમાન્ગહ યકી તુન્દ પાસોખ નેવેશ્ત
બપાલીઝે કીનહ દેરખ્તી બેકેશ્ત
સરે નામહ ગોફ્ત અઝ જહાન્દારે પાક
બેબાયદ કે બાશીમ બા તર્સો બાક
નશાઈમ ચન્દીન્ સખુન બર્ ગેઝાફ
કે બીચારહ બાશદ ખોદાવન્દે લાફ
મરા પીશ ખાની તોરા શર્મ નીસ્ત
ખેરદરા બરે મગ્ઝત આઝર્મ નીસ્ત
અગર્ ફીલ્કૂસ ઈન્ નેવેશ્તી બફૂર્
તો નીઝ આન્ હમ આઘાઝ બર્દાર્ શૂર્
ઝે દારા બદીન્ સાન્ શુદસ્તી દેલીર્
કઝૂ ગશ્તહ બુદ ચર્ખે ગર્દન્દહ સીર્
ચુ બર્ તોખ્મઇ બુગઝરદ રૂઝગાર્
નસાઝન્દ બા પન્દ આમૂઝગાર્

જ્યારે બહાદુર ફૂરે તે નામુ વાંચ્યું-ત્યારે તે બુઝોર્ગી ભરેલા નામદાર સિકંદર ઉપર ગુસ્સે થયો.

તેજ વખત તેણે એક તુંદી ભર્યો જવાબ લખ્યો-અને કીનાના બાગમાં એક નવુંજ ઝાડ રોપ્યું.

નામાની શુરૂઆતમાં લખ્યું કે "પાક ખોદાતાલાથી-આપણ સર્વેએ બીતા અને ડરતા રહેવું જોઇયે.

આપણ પાદશાહોને એટલા બધા બેહુદા સખુન બોલવા ઘટારત નથી-કારણકે લાફ મારનારો શખ્સ શેવટે લાચાર થઇ પડે છે.

તું મને તારી આગળ આવવાને હુકમ કરે છે પણ તને શર્મ નથી-તારૂં માથું અકલને તુચ્છકારી કાઢે છે.

અગરજો તું એમ જાણતો હોય કે તારા બાપ ફીલ્કૂસે ફૂર ઉપર આવું આગળ લખ્યું છે-તો તું પણ પહેલેથીજ મસ્તી મચાવજે.

તું દારા કે જેનાથી આ ફરતું આસ્માન ધરાઇ ચૂકયું હતું તેનાથી આવી રીતનો દેલાવર બની ગયો છે.

જ્યારે કોઇ ખાન્દાનનો બૂરો દહાડો બેસે છે-ત્યારે તેઓ સલાહકારોના વિચાર પ્રમાણે ચાલતા નથી.

હમાન્ નીઝ બઝ્મ આમદત રઝ્મે કયદ
બરૂ આની કે શાહાન્ત ગશ્તન્દ સયદ
બરીન્ ગૂનહ બનવાનો ઝીન્ સાન્ સોખન્
નેયામદ બમા અઝ કયાને કોહન્
મનમ ફૂરો અઝ ફૂર્ દારમ નેઝાદ
કે અઝ કયસરાન્ કસ નકર્દીમ યાદ
બહાન્ ગહ કે દારા મરા યારૂ ખાસ્ત
હેમો બખ્ત બા વય નદીદીમ રાસ્ત
હમી અન્દહ પીલાન્ ફેરેસ્તાદમશ
હમીદૂન બયારી ઝબાન્ દાદમશ
ચુ બરૂ દસ્તે આન્ બન્દહ બરૂ કશ્તહ શુદ
સરે બખ્તે ઈરાનેયાન્ ગશ્તહ શુદ
ઝે દારા ચુ રૂએ ઝમીન્ પાક શુદ
તોરા ઝહરે બુરૂરન્દહ તેર્યાક શુદ
ગરૂ ઊરા ઝે દસ્તૂરે બદ બદ રસીદ
ચેરા શુદ ખેરદ દરૂ સરત નાપદીદ
તો દરૂ જન્ગ્ ચન્દી દેલીરી મકુન્
કે બા માત ઓઝ ગૂનહ બાશદ સખુન્
બબીની કુનૂન્ અન્દહ પીલો સેપાહ
કે પીશત બેબન્દન્દ બરૂ બાદ રાહ
હમહ રાએ તૂ બરૂતરી જુસ્તનસ્ત
નેહાને તો ચૂન્ ઝન્ગે અહરીમનસ્ત
બગીતી હમહ તોખ્મે ઝફૂતી મકારૂ
બેતરસ અઝ ગઝન્દો બદે રૂઝગારૂ
બદીન્ નામહ મન્ નીકુઈ ખાસ્તમ
બદાનેશ દેલતરા બેયારાસ્તમ

વળી તારી કયદ સાથની લડાઈ પણ ખુશીની મજલેસ થઈ પડી-જેથી તું એમજ સમજે છે કે સઘળા પાદશાહો તારા શેકારજ થઈ પડયા છે.

આવી રીતની રીતભાતવાળું અને આવા સખુનોવાળું લખાણ-આગળા પાદશાહો તરફથી કદી મને મળ્યું નથી.

હું પોતે ફૂર છું અને ફૂરનીજ અઉલાદ ધરાઉં છું-અમોએ કયસરની કાંઈ પણ દરકાર કરીજ નથી.

જે વખતે કે દારાએ મારી મદદ ચાહી-અને મેં તેની હિમ્મત અને નસીબને હારતાં જોયાં,

ત્યારે મેં તેને માટે મસ્ત હાથીઓ મોકલ્યા-અને તેને ઘણીક હિમ્મત આપી.

પણ જ્યારે તે પેલા ગોલામોના હાથ ઉપર માર્યો ગયો-ત્યારે ઈરાનીઓનું નસીબ ઊંધું વળ્યું.

અને જ્યારે દારાથી આ ઝમીનની સપાટી પાક થઈ-ત્યારે તે કાતેલ ઝેહર તારે માટે અમૃત થઇ પડયું.

જો દારાને તેના વઝીરોથી હાનિ પુગી-તો તારાં મગઝમાંથી ડહા- ૧૬૧
પણ કેમ નાબૂદ થઇ ગયું ?

લડાઇ માટે એટલી બધી દેલીરી ના કર-કારણકે મારી સાથ તો તને કંઇ જુદીજ રીતની વાત થઈ પડશે.

હવે તું મારા મસ્ત હાથીઓ અને ભારી લશ્કર જોશે-કે જેઓ તારી સામે પવનની પણ રાહ રોકી લેશે.

તારો સઘળો વિચાર બસ મોટાઇજ મેળવવાનો છે-તારૂં અંતઃકરણ શયતાનનાં જેવું મેલું છે.

દુન્યામાં તું સઘળે ઠેકાણે કડવાસનાજ બી ના રોપ-આગળ આવતી નુકસાનીથી અને ઝમાનાની બૂરાઈથી ડરતો રહે.

આ નામુ લખી મેં તારૂં ભલુંજ ચાહ્યું છે-અને તારાં સીઆહ દિલને દાનાઈથી સણગાર્યું છે."

## આરાસ્તને સેકન્દર્ લશ્કર્રા બર-ઝ્મે ફૂરે હેન્દી વ સાખ્તને અસ્પ્ વ સવારાને આહનીન્ પુર્ અઝ્ નફ્ત્.

## સિકંદરે ફૂરે હિંદીની લડાઈ માટે લશ્કરની તૈયારી કરવી અને તેણે નફ્ તેલથી ભરેલા લોઢાંના ઘોડા તથા સવારો બનાવવા.

———:o:———

પસ આન્ગહ ફેરેસ્તાદહ આમદ ચુ બાદ
બપીશે શહનશહ સખુન્ કરદ યાદ
ચુ પાસોખ બનઝદે સેકન્દરૂ રસીદ
હમ આન્ગહ ઝે લશ્કરૂ સરાન્ બરૂ ગુઝીદ
કે બાશન્દ શાયેસ્તહો પીશરવ
બદાનેશ કોહન્ ગશ્તહ દરૂ સાલ નવ
સુએ ફૂરે હેન્દી સેપાહી બેરાન્દ
કે રૂએ ઝમીન્ જોઝ બદર્યા નમાન્દ
બહરૂસુ હમી રાન્દ ચન્દાન્ સેપાહ
કે ગોફ્તી જોઝ ઊ દરૂ જેહાન્ નીસ્ત શાહ
હમહ કૂહો દર્યાઓ રાહે દુરોશ્ત
બદેલ આતેશે જન્ગજૂયાન્ બેકોશ્ત

તેજ વખત પેલો કાસેદ પવનની મિસાલ પાછો ફર્યો-અને શેહનશાહની નઝદીક સઘળી વાત કહી.

જ્યારે સિકંદરની નઝદીક એવો જવાબ પહોંચ્યો-ત્યારે તેજ વખત તેણે લશ્કરમાંથી એવા સરદારો ચુંટી કાઢયા,

કે જેઓ લાયક અને સાહસિક હોય-ઉમરે જવાન પણ ડહાપણમાં તેઓ બુઢ્ઢા થયલા હોય.

પછી તેણે ફૂરે હિંદી તરફ એક ભારી લશ્કર ચલાવ્યું-કે જેથી ઝમીનની સપાટી ફકત દર્યા સિવાય કાંઇ બાકી રહી નહીં.

દરેક તરફ તે એટલું બધું લશ્કર ચલાવતો હતો-કે ગોયા દુન્યામાં ૧૬૨
તેના સિવાય બીજો કોઈ પાદશાહજ નથી.

પણ ત્યાંના સઘળા પહાડ, દર્યા અને મુશ્કેલ રસ્તાઓએ-તે લડાયકોનાં દિલમાંનો લડાઇનો આતશ બુઝાવી નાખ્યો.

કે રફૂતન્ સરાસર્ સેપહ્ અસ્ત કુન્દ
અઝાન્ શાહે બીકારો દુશ્વારો ગુન્દ
હમ આનગહ્ કે આમદ્ બમન્ગેલ્ સેપાહ્
ગોરૂહી બેરફૂતન્દ્ નઝદીકે શાહ્
કે અય કયસરે રૂમો સાલારે ચીન્
સેપાહે તોરા બર નતાબદ્ ઝમીન્
નજૂયદ્ હમી જન્ગે તૂ ફૂરે હેન્દ
ન ફગફૂરે ચીની ન સાલારે સેન્દ
સેપહ્‌રા ચેરા કરદ્ બાયદ્ તબાહ્
બરીન્ મરૂઝ બીઅર્ઝો ઝીનગૂનહ્ રાહ્
કે લશ્કર ન બીનીમ અસ્પી દુરોસ્ત
કે શાયદ્ બતુન્દી બર ઊ રઝમ જોસ્ત
અઝીન્ જન્ગ્ અગર્ બાઝ ગર્દદ્ સેપાહ્
સવારો પેયાદહ્ નેયાબન્દ્ રાહ્
ચુ પીરૂઝ બૂદીમ તા ઈન્ ઝમાન્
બહર્ જાય બર લશ્કરે બદ્ગમાન્
૧૬૩ કુનૂન સરબસર્ કૂહો દર્યાસ્ત પીશ
બસીરી નેયાયદ્ કસ અઝ જાને ખીશ
મગર્દાન્ હમહ્ નામે મારા બનન્ગ્
નકર્દસ્ત કસ જન્ગ્ બા આબો સન્ગ્
ધમી શુદ્ સેકન્દર્ ઝે ગોફ્તાર્ શાન્
બર આશોફ્તો બેશકસ્ત બાઝાર્ શાન્
બદીશાન્ ચુનીન્ ગોફ્ત કઝ સરકશાન્
સુખુનહાય દર્ખુર્ બુવદ્ ઝીન્ નશાન્
હમી તા બઈરાન્ રસીદમ ઝે રૂમ
હમહ્ બાઘ દીદીમો આબાદ બૂમ
નશુદ્ કોશતહ્ અઝ રૂમેયાન્ સદ્ યકી
હઝીનહ્ નકર્દન્દ્ જોઝ અન્દકી
હમહ્ શહ્‌રે ઈરાન્ બદસ્તે શુમાસ્ત
અઝીન્ બેહ્ ઝે યઝદાન્ ચે દાનીદ્ ખાસ્ત
બદારા બર અઝ બન્દગાન્ બદ્ રસીદ્
કસી અઝ શુમા ઝારો ખસ્તહ્ નદીદ્
બરીન્ રાહ્ મન બી શુમા બુગ્ઝરમ
હેસે અબ્દહારા બપય બેસ્પરમ
બેબીનીદ્ ઝીન્ પસ કે અઝ રન્જે ફૂર
ન પર્દાઝમ અઝ બુન બરઝમો બસૂર
૧૬૪ ચુ ઝૂ બાઝ ગર્દમ બેયાયમ બરૂમ
બમર્દી બઝીર્ આવરમ રૂએ બૂમ
મરા યાર યઝદાનો ઇરાન્ સેપાહ્
નખાહમ કે રૂમી બુવદ્ નીકખાહ્
ચુ આશોફ્તહ્ શુદ્ શાહ્ અઝાન્ ગોફ્તગૂય
સેપહ્ સૂએ પૂઝેશ નેહાદન્દ્ રૂય
કે મા સરબસર્ બન્દએ કયસરીમ
ઝમીન્ જોઝ બફર્માને ઊ નસ્પરીમ
બકૂશીમ ચૂન અસ્પ ગર્દદ્ તબાહ્
પેયાદહ્ ,દર આઇમ દર રઝમગાહ્
ગર અઝ ખૂને મા ખાક દર્યા કુનન્દ
નેશીબી ઝે અફ્ગન્દહ્ બાલા કુનન્દ
ન બીનદ્ કસી પોશ્તે મા રૂઝે જન્ગ્
અગર્ ચરૂખ જન્ગ્ આરદો કૂહ્ સન્ગ્

તમામ લશ્કર તે નકામા, કઠણ અને પગ સરી જાય એવા રસ્તાની કુચથી થાકી ગયું.

જ્યારે તે લશ્કર એક ઉતારાની જગ્યા ઉપર જઇ પુગ્યું-ત્યારે લશ્કરની એક ટોળકી પાદશાહની નઝદીક આવી કહેવા લાગી,

કે "એ રૂમના કયસર! અને ચીનના સરદાર!-આ ઝમીન તારાં લશ્કરનો ભાર ઊંચકી શક્તિ નથી.

હિંદનો ફૂર અને ચીનનો ફગફૂર કે સિંધનો સરદાર કોઈ પણ શખ્સ સાથ લડવા માગતો નથી,

તો પછી આવા નકામા મુલક અને આવા ખરાબ રસ્તા ઉપર ચલાવી તું પોતાના લશ્કરને કાં આફતમાં નાખે છે?

આખાં લશ્કરમાં એક પણ ઘોડો સાજો રહ્યો નથી કે જેની ઉપર બેસી હિમ્મતથી કોઇ લડી શકે.

અને જો લશ્કર કદી આ લડાઈથી પાછું પણ ફર્યું-તો ઘોડેસવાર કે પેયાદા કોઇને પણ રસ્તો મળવાનો નથી.

અત્યાર સૂધી આપણે જે ફતેહ મેળવી છે-તે તો દરેક ઠેકાણે દુશ્મનોનાં લશ્કર ઉપરજ હતી.

પણ હમણા તો બધા પહાડ અને દર્યાજ સામે આવે છે-અને આપણાં-માંથી કોઈ પણ પોતાના જીવથી ધરાઇ ગયલો નથી (કે હાથે કરી જાન ખોય).

આપણી સઘળી કીર્ત્તિને ઝાંખ ના લગાડ-કારણકે કોઇએ દર્યા અને પહાડ સાથ લડાઈ કીધી નથી."

સિકંદર તેઓની વાતથી દિલગીર બની ગયો-પછી તે ગુસ્સે થઇ તેઓની ઝાટકણી કાઢી નાખી.

તે એ પ્રમાણે બોલ્યો કે "બહાદુર લોકોથી-આવી રીતના સખુનો બોલાય એ શું લાયક છે?

હું રૂમથી ઈરાન આવી પહોંચ્યો ત્યાં સૂધી-આપણને સઘળા બાગ અને આબાદ મુલકોજ મળ્યા.

રૂમીઓમાંથી સેંકડે એક જણ પણ માર્યો ગયો નહીં-અને વળી આપણને થોડા ખર્ચ સિવાય ઘણો ખર્ચ પણ કરવો પડયો નથી.

તમામ ઈરાન શેહર તમારા હાથમાં છે-તો એથી વધારે બેહતર તમો યઝદાન પાસે બીજું શું માંગવાના હતા?

પાદશાહ દારા ઉપર તેના નોકરો તરફથીજ બૂરાઈ આવી પડી-કાંઇ તમોમાંથી કોઇયે કોઇને દુ:ખી કે ઝખ્મી બનેલો જોયો નથી.

બસ હવે હું આ રાહ તમારા વગરજ પસાર કરીશ-અને તે અઝ-દહાનાં શરીરને મારા પગ તળે છૂંદી નાખીશ.

જાણજો કે આજ પછી ફૂરનું આપેલું અપમાન-સુલેહમાં કે લડાઇમાં હું કદી ભૂલીશ નહીં.

મારી બહાદુરીથી આ સઘળો મુલક હાથ કરીશ-અને જ્યારે અહીંથી ફતેહ કરી પાછો ફરીશ ત્યારેજ રૂમમાં આવીશ.

પાક યઝદાન અને ઇરાની લશ્કર મારા મદદગાર બસ છે-હું નથી ચાહતો કે કોઈ રૂમી મને મદદ કરે."

જ્યારે પાદશાહ તે વાતથી ગુસ્સે થયલો જણાયો-ત્યારે તે લશ્કરે માફી માગવા માંડી.

કે "અમો સઘળા કયસરના ગોલામ છિયે-તેના હુકમ વગર એક પગલું પણ અમો ભરીશું નહીં.

અમો લડીશું અને જ્યારે ઘોડા થાકી જશે-ત્યારે પેયાદાજ લડાઈમાં જઈશું.

ગમે તો દુશ્મનો અમારાં લોહીથી ઝમીનને દર્યા મિસાલ બનાવે-ગમે અમારાં મુર્દાથી નીચી જગ્યા પહાડ જેવી ઊંચી બનાવે,

ગમે આસ્માન અમો સાથે લડાઈ લાવે યા પહાડ પત્થર વરસાવે-પણ લડાઇને દહાડે કોઈ અમારી પીઠ જોશે નહીં.

હમહુ બન્દગાનીમો ફર્માન્ તોરાસ્ત
ચુ આઝારૂ ગીરી કે મા જાન્ તોરાસ્ત
ચુ બેશનીદ્ર ઝીશાન્ સેકન્દરૂ સખુન્
યકી રઝ્મશ દીગરૂ અફ્ગન્દ્ર બુન્
ગુઝીન્ કરૂદ અઝ ઈરાનેયાન્ સદહઝારૂ
કે બુદન્દ બા આલતે કાર્ઝારૂ
પસે પોશ્તે ઈશાન્ ઝે રૂમી સરાન્
ઝેરેહદારો મર્દાને જન્ગ્આવરાન્
બેરફૂતન્દ કારૂ આઝમૂદહુ સવારૂ
પસે પોશ્તે ઈરાનેયાન્ ચેહલ હઝારૂ
પસે પોશ્તે ઈશાન્ સવારાને મેસરૂ
જહાન્ગીરો ખન્જરૂ ગુઝારાને મેસરૂ
ઝે રૂમીઓ મેસ્રીઓ અઝ બરૂબરી
સવારાને શાયેસ્તઓ લશ્કરી
ગુઝીન્ કરૂદ કયસરૂ દહો દૂ હઝારૂ
હમહુ રઝ્મ જૂયો હમહુ નામદારૂ
બદાન્ તા પસે પોશ્તે ઊ ઝીન્ ગોરૂહુ
દરો દશ્ત ગર્દદ બકેર્દારે કૂહુ
ઝે અખ્તરૂશોનાસાનો અઝ મૂબદાન્
જેહાન્ દીદહો નામવરૂ બેખ્રદાન્
હમી બોરૂદ બા ખીશ્તન્ શસ્ત મરૂદ
પેઝૂહન્દએ રૂઝ્ગારે નબરૂદ
ચુ આગાહુ શુદ ફૂરૂ કામદ સેપાહુ
ગુઝીન્ કરૂદ જા અઝ દરે રઝ્મગાહુ
બદશ્ત અન્દરૂન્ લશ્કરૂ અન્બૂહુ ગશ્ત
ઝમીન્ અઝ પયે પીલ ચૂન કૂહુ ગશ્ત
સેપાહી કશીદન્દ બરૂ ચારૂ મીલ
પસે પોશ્ત ગોર્દાનો દરૂ પીશ પીલ
ઝે હેન્દૂસ્તાન્ નીઝ કારૂ આગેહાન્
બેરફૂતન્દ નઝદીકે શાહે જેહાન્
બેગોફૂતન્દ બા ઊ બસી રઝ્મે પીલ
કે ઊ અસ્પરા બેફૂગનદ બરૂ દો મીલ
સવારી નેયારદ બરાબરૂ શદન્
ન ચૂન્ શુદ બુવદ રૂએ બાઝ આમદન્
કે ખુરૂતૂમે ઊ અઝ હવા બરૂતરસ્ત
ઝે ગરૂદૂન્ મરૂ ઊરા ઝોહલ યાવરસ્ત
બકેર્તાસ બરૂ પીલ બેન્ગાશ્તન્દ
બચશ્મે જહાન્ જૂય બુગ્ઝાશ્તન્દ
બેફરૂમૂદ તા ફીલ્સૂફાને રૂમ
યકી પીલ કર્દન્દ પીશશ ઝે મૂમ
ચુનીન્ ગોફૂત કકૂનૂન્ બપાકીઝહુ રાય
કે આરદ યકી ચારઈ ઈન્ બજાય
નેશાસ્તન્દ દાનેશ પેઝૂહાન્ બહમ
હમી ચારહુ જુસ્તન્દ અઝ બીશો કમ
યકી અન્જુમન્ કરૂદ અઝ આહનગરાન્
હરાન્ કસ કે બૂદન્દ અઝીશાન્ સરાન્
ઝે રૂમીઓ મેસ્રીઓ અઝ પાર્સી
ફેઝૂન્ બૂદ મર્દાન્ ચેહલ બારૂ સી
યકી બારગી સાખ્તન્દ આહનીન્
સવારી ઝે આહન્ વઝ આહનશ ઝીન્

અમો સઘળા તારા બંદા છિયે હોકમ તારોજ છે-તારાં સંકટોમાં અમારા જીવ તે તારાજ છે."

જ્યારે સિકંદરે તેઓની વાત સાંભળી-ત્યારે તેણે લડાઇનો નવેસરથી વિચાર કીધો.

તેણે એક લાખ ઈરાનીઓને ચુંટી કાઢયા-કે જેઓ લડાઇનાં હથિયાર સાથના હતા.

તેઓની પછાડી રૂમી સરદારોમાંથી બખ્તર પેહેરેલા લડાયક બહા- ૧૬૫
દુરોને રાખ્યા.

એ પ્રમાણે ઈરાનીઓની પાછળ ચાળીસ હઝાર-લડાઈ અઝમાવેલા સવારો ચાલ્યા.

તેઓની પછાડી દુન્યા જીતનારા અને ખંજર મારનારા મિસ્રના સવારો ચાલ્યા.

પછી રૂમી, મિસ્રી અને બરબરી લશ્કરી લડાયક સવારોમાંથી

જે સઘળા લડાઈ શોધનારા અને નામદારી મેળવેલા હતા તેવા બાર હઝાર સવારો કયસરે ચુંટી કાઢયા.

જેથી રૂમી લશ્કરની પાછળ આ ટોળું-મયદાન અને ખીણુમાં પહાડ મિસાલ બની ઉભું રહે.

સેતારેશેનાસો, મોબેદો, અનુભવી શખ્સો અને નામીચા દાનાઓમાંથી

લડાઇ લડવાનો વખત શોધનારા સાઠ શખ્સોને પોતાની સાથ લઇ ચાલ્યો.

જ્યારે ફૂરને ખબર મળી કે લશ્કર આવ્યું છે-ત્યારે તેણે લડાઇ લડવા માટે એક જગ્યા પસંદ કીધી.

તે મયદાનમાં તેનું લશ્કર એકઠું થયું-ઝમીન હાથીઓથી પહાડની માફક બની.

તે લશ્કરે ચાર માઇલ સુધીની જગ્યા ઘેરી લીધી-હરોલમાં હાથીઓ ૧૬૬
હતા અને તેની પૂઠે પેહલવાનો હતા.

હવે જાસૂસ લોકો હિંદુસ્તાનમાંથી-દેશના પાદશાહ સિકંદરની નઝદીક ખબર લઇ ગયા.

તેઓએ હાથીની લડાઇ માટે પાદશાહ સાથે ઘણીક વાતો કીધી-અને બોલ્યા કે "હાથી એક ઘોડાને બે માઈલ દૂર ફેંકી દીયે છે.

કોઈ સવાર તેની પાસે જઈ શકતો નથી-અને જો ગયો તો પાછો ફરતો નથી.

કારણકે તેની શુંઢ હવામાં ઊંચે સુધી પૂગે છે-અને આસ્માન ઉપરનો શનિશ્ચર સેતારો તેનો મદદગાર છે."

પછી તેઓએ એક કાગઝ ઉપર તે હાથીની સૂરત ચીતારી-અને પાદશાહની નઝર આગળ મૂકી.

પાદશાહે ફર્માવ્યું જેથી રૂમના ફીલ્સૂફોએ-તેની નઝદીક એક મીણનો હાથી બનાવ્યો.

પછી તે એ પ્રમાણે બોલ્યો કે "કોણ શખ્સ પોતાની તિક્ષ્ણ બુદ્ધિથી એની બરાબરી કરવાનો ચારો શોધી કાઢે છે?"

જે ઉપરથી સઘળા વિદ્વાન શખ્સો સાથે બેઠા-અને કમ ઝેયાદા કાંઇ યુક્તિ રચવા લાગ્યા.

પછી લુહારોમાંથી જે કોઇ કે ઉસ્તાદ હતા તેઓને ભેગા કીધા.

જે રૂમી, મિસ્રી અને પાર્સી લુહારોમાંથી બારસો કરતાં પણ વધુ ૧૬૭
માણુસો હતાં.

તેઓએ લોઢાંનો એક ઘોડો, એક લોઢાંનો સવાર અને તેનું ઝીન પણ લોઢાંનુંજ બનાવ્યું.

બઆએ બમેસ્ત દરૂગ્રહા દૂખ્તન્દ
સવારી તને બારગૂ અફૂખ્તન્દ
બઅરૂદૂન્ હમી શાન્દ પીરી સેપાહ
દરૂનશ બેયાગન્દ નફૂતે સેયાહ
સેકન્દર્ બેદીદ્ આન્ પસન્દ્ આમદ્શ
ખેરદ્મન્દરા સૂદ્મન્દ આમદ્શ
બેફરૂમૂદ્ કાન્સાન્ ફેઝૂન્ અઝ હઝાર્
ઝે આહન્ બેકર્દન્દ અસ્પો સવાર્
અઝાન્ અબ્રાશો બૂરો ખેન્ગો સેયાહ
કે દીદસ્ત હરગેઝ ઝે આહન્ સેપાહ
બરે માહરા કાર્ શુદ સાખ્તહ
વઝ્ આહનગર્ ગશ્ત પર્દાખ્તહ
અઝ આહન્ સેપાહી બઅરૂદૂન્ બેરાન્દ
કે જોઝ બા સવારાને જંગી નમાન્દ

ચૂંક અને ખીલાઓથી તેના સાંધા મેળવ્યા-પેલા સવારને તેમજ ઘોડાને ચળકતા કીધા.

લશ્કર તે લોખંડના ઘોડાને ગાડાં વડે આગળ હાંકતું હતું-અને તેની અંદર કાળુ સળગી ઉઠનારૂં નખનેલ ભરેલું હતું.

સિકંદરે તે જોયું અને તેને તે પસંદ પડયું-તે દાના પાદશાહને ઘણું ફાયદાકારક લાગ્યું.

તેણે ફર્માવ્યું જેથી તેઓ હઝારથી વધારે તેવાજ લોઢાંના ઘોડા અને સવારો બનાવ્યા.

લોઢાંમાંથી બનાવેલા કાબરચીતરા, લાલ, સફેદ અને કાળા ઘોડાઓનું લશ્કર કદી કોઇયે જોયું છે?

એક મહિને એ સઘળું કામ પુરૂ થયું અને તે કામથી પેલા કારીગરો પરવાર્યા.

પછી તેણે લોઢાંનું એક લશ્કર પૈડાં ઉપર ચઢ્ઢુ કીધું કે જે જંગી સવારોને આબેહુબ મળતું આવતું હતું.

## રઝ્મે લશ્કરે સેકન્દર્ બા લશ્કરે ફૂર્ વ કોશ્તાહ્ શુદને ફૂર્ બદસ્તે સેકન્દર્ વ નેશાનીદને સેકન્દર્ સુવોર્ગરા બતખ્તે ઊ.

-----:o:-----

## ફૂરનાં લશ્કર સાથ સિકંદરનાં લશ્કરની લડાઈ અને ફૂરનું સિકંદરના હાથ ઉપર માર્યું જવું અને સિકંદરે સુવોર્ગને તેનાં તખ્ત ઉપર બેસાડવો.

-----:o:-----

ચુ એસ્કન્દર્ આમદ્ બનઝદીકે ફૂર્
બેદીદ્ ઈન્ સેપહ આન્ સેપહરા ઝે દૂર્
૧૬૮ ખોફરા આમદો ગર્દે રઝ્મ અઝ દો રૂય
બેરફૂતન્દ ગોર્દાને પર્ખાશજૂય
બઅસ્પો બનફૂત આતેશ અન્દર્ ઝદન્દ
હમહ લશ્કરે ફૂરે બર્ સર્ ઝદન્દ
અઝ આતેશ બર્ અફૂખ્ત નફૂતે સેયાહ
બેજુમ્બીદ્ અઝાન્ કાહનીન્ ખુદ સેપાહ
ચુ પીલાન્ બેદીદન્દ અઝીશાન્ ગુરીઝ
બેરફૂતન્દ બા લશ્કર્ અઝ જાએ તીઝ
ઝે લશ્કર્ બર્ આમદ્ સરાસર્ ખોફરા
બઝખ્મ આવરીદન્દ પીલાન્ બજૂરા
ચુ ખુરતૂમહા શાન્ બર્ આતેશ ગેરેફૂત
બેમાન્દન્દ અઝાન્ પીલબાનાન્ શેગેફૂત
હમહ લશ્કરે હેન્દ ગશ્તન્દ બાઝ
હમાન્ જન્દહ પીલાને ગર્દનફરાઝ
સેકન્દર્ પસે લશ્કરે બદ્ગમાન્
હમી તાખ્ત્ બરૂસાને બાદે દમાન્
હમી તા હવા નીલગૂન શુદ બરન્ગ્
સેપહરા નમાન્દ આન્ ઝમાન્ જાએ જન્ગ્
જહાનજૂય બા રૂમેયાન્ હમગોરૂહ
ફેરૂદ આમદ્ અન્દર્ મેયાને દો કૂહ
૧૬૯ તલાયહ ફેરેસ્તાદ્ હરૂસૂ બરાહ
હમી દાશ્ત લશ્કર્ ઝે દુશ્મન્ નેગાહ

જ્યારે સિકંદર ફૂરની નઝદીક આવ્યો-ત્યારે આ રૂમી લશ્કરે પેલાં હિંદી લશ્કરને દૂરથી જોયું.

તુરત બન્ને લશ્કર તરફથી પોકાર ઉઠયો અને લડાઈની ધૂળ ઉડી-લડાયક પેહલવાનો આગળ વધ્યા.

રૂમીઓએ પેલા ઘોડામાં ભરેલાં તેલને સળગાવ્યું-અને ફૂરનાં તમામ લશ્કર ઉપર છોડી મૂકયા.

આતશથી પેલું કાળું તેલ સળગી ઉઠયું અને પેલા લોખંડના બનાવેલા જે સિપાહો હતા તે દોડવા લાગ્યા.

જ્યારે હાથી સવારોએ તેઓને નાસતા જોયા ત્યારે લશ્કર સાથ મઝબૂત ધસારો લઈ ગયા.

હિંદી લશ્કરમાંથી ઝબરો પોકાર નીકળ્યો માવતોએ અંકુશ મારી હાથીઓને ગુસ્સે કીધા.

જ્યારે તેઓની શુંઢ બળવા લાગી-ત્યારે તે કામથી માવતો અજબ રહ્યા.

હિંદનું તમામ લશ્કર તેમજ ગર્દનફરાઝ મસ્ત હાથીઓ પાછા હઠયા.

ત્યારે સિકંદરે દુશ્મનનાં લશ્કરની પૂઠ પકડી અને ફુંકતા પવન માફક તેઓ ઉપર હુમ્લો કરવા લાગ્યો.

તે જ્યાં સૂધી કે હવા બલુ રંગની બની-અને લશ્કરને લડવાની જગ્યા રહી નહીં ત્યાં સૂધી તેઓની પૂઠ પકડી.

પછી પાદશાહે પોતાનાં રૂમી લશ્કર સાથ એ પહાડની વચ્ચે ઉતારો કર્યો.

ચો તરફ રાહમાં તલાયા મોકલ્યા-અને પોતાનાં લશ્કરની દુશ્મનોથી સંભાળ કરવા લાગ્યો.

ચુ પયદા શુદ આન્ શૂરાએ તાજે શીદ
જહાન્ શુદ બસાને બુલુરે સપીદ
બરૂ આમદ ખોરૂશીદને ગાવદુમ
દમે નાએ સર્ઘીનો રૂઇનહુ ખુમ
સેપહુ બા સેપહુ કારૂ બરૂસાખ્તન્દ
સનાન્હા બઆબ્રૂ અન્દરૂ અફ્રાખ્તન્દ
સેકન્દરૂ બેયામદ મેયાને દો સફૂ
યકી તીઘે રૂમી ગેરેફ્તહુ બકફૂ
સવારી ફેરેસ્તાદ નઝદીકે ફૂરૂ
કે ઊરા બેખાનદ બગૂયદ ઝે દૂરૂ
કે આમદ સેકન્દરૂ બપીશે સેપાહુ
બદીદારૂ જૂયદ હમી બા તો રાહુ
સખુન્ ગૂયદો ગોફ્તે તૂ બેશનવદ
અગરૂ દાદ ગૂઈ બદાન્ બેગ્રવદ
ચુ બેશનીદ અઝુ ફૂરે હેન્દી બેરફ્ત
બપીશે સેપાહુ આમદ અઝ કલબ્ તફ્ત
સેકન્દરૂ બદુ ગોફ્ત કય નામદારૂ
દો લશ્કરૂ શીકસ્તહુ શુદ અઝ કારૂઝારૂ
હમી દામો દદ મગ્ઝે મર્દુમ ખરદ
હમી નઅલે અસ્પ ઉસ્તુખાન્ બેસ્પરદ
દો મર્દીમ હરૂદુ દેલીરો જવાન્
સુખુનગૂયો બા મગ્ઝ દુ પહુલવાન્
ચેરા બહુરે લશ્કરૂ હમી કશ્તનસ્ત
વગરૂ ઝેન્દહુ અઝ રઝમ બરૂગશ્તનસ્ત
મેયાન્હા બેબન્દીમો જન્ગ્ આવરીમ
ચુ બાયદ કે કેશ્વરૂ બચન્ગ્ આવરીમ
ઝે મા ચૂન્ યકી ગશ્ત પીરૂઝબખ્ત
બદુ માનદ ઈન્ લશ્કરો તાજો તખ્ત
ઝે રૂમી સુખુન્હા ચુ બેશનીદ ફૂરૂ
ખરીદારૂ શુદ રઝ્મે ઊરા બસૂરૂ
તને ખીશરા દીદ બા ઝૂરે શીરૂ
યકી બારહુ ચૂન્ અઝ્દહાઈ બઝીરૂ
સેકન્દરૂ સવારી બસાને કલમ
સેલીહી સબુક્ બાદપાઇ દેઝમ
બદુ ગોફ્ત કીનસ્ત આઇનો રાહુ
બેગર્દીમ યકૂ બા દેગરૂ બી સેપાહુ
દો ખન્જરૂ ગેરેફ્તન્દ હરૂદુ બકફૂ
બેગશ્તન્દ ચન્દી મેયાને દો સફૂ
સેકન્દરૂ ચુ દીદ આન્ તને પીલ મસ્ત
યકી કૂહુ ઝીરૂ અઝ્દહાઈ બદસ્ત
બઆવરૂદ અઝુ માન્દ અન્દરૂ શેગેફ્ત
ઘમી શુદ દેલ અઝ જાનો તન્ બરૂ ગેરેફ્ત
હમી ગશ્ત બા ઊ બઆવરૂદગાહુ
ખોરૂશી બરૂ આમદ ઝે પોશ્તે સેપાહુ
દેલે ફૂરૂ પુરૂ દરૂદ શુદ ઝાન્ ખોરૂશ
બદાન્સૂ કશીદશ દેલો ચશ્મો ગૂશ
સેકન્દરૂ ચુ બાદ અન્દરૂ આમદ ઝે ગરૂદ
બઝદ તીઝ તીઘી બરૂ આન્ શાદ મરૂદ
બેબુરૂરીદ યાલો સરો ગર્દનશ
ઝે બાલા બખાકૂ અન્દરૂ આમદ તનશ

જ્યારે સૂર્યના તાજનો ઝળકાટ દેખાવા લાગ્યો-અને દુન્યા સફેદ કાચ જેવી બની.

ત્યારે કરનાય, સરનાઈ અને મોટાં નગારાંના આવાઝ નીકળ્યા.

બન્ને લશ્કરે લડાઈની તૈયારી કીધી-અને પોતાના નેઝા આસ્માન ઉપર ઊંચા ઉઠાવ્યા.

સિકંદર એક રૂમી તલવાર હાથમાં લઈ બન્ને સફની વચ્ચે આવ્યો.

તેણે એક સવાર ફૂરની નઝદીક મોકલ્યો-કે તેને બોલાવે અને દૂરથી કહે.

કે "સિકંદર લશ્કરની હરોલમાં આવ્યો છે-અને તે તેને મળવા ચાહે છે.

તારી સાથે વાત કરી તારો જવાબ સાંભળવા માગે છે-જો તું કાંઇ વાજબી બોલશે તો તે તેની ઉપર ધ્યાન આપશે."

જ્યારે ફૂરે હિંદીએ પેલા શખ્સથી એવું સાંભળ્યું ત્યારે તે કલબ-ગાહમાંથી શેતાબ લશ્કરની હરોલમાં આવ્યો.

સિકંદરે તેને કહ્યું કે "ઓ નામદાર!-બન્ને લશ્કર લડાઈથી થાકી ગયાં છે.

જાનવરો પક્ષીઓ માણસોનાં ભેજાં ખાય છે-ઘોડાઓની નાલે માણ- ૧૭૦
સોનાં હાડકાં છૂંદાય છે.

આપણ બન્ને બહાદુર અને જવાન મર્દો છિયે-બન્ને બોલી દરાઝ, ચાલાક અને પેહલવાન છિયે.

જો આપણને લડાઈથી જીવતુંજ પાછું ફરવું છે-તો લશ્કરને શા માટે મરવા આપ્યે?

જો આપણને મુલકજ જીતવો છે-તો આપણે બન્ને કમર બાંધી લડાઇ કર્યે.

આપણામાંથી જ્યારે એકુ જણ ફતેહમંદ નિવડયો-ત્યારે આ લશ્કર, તાજ અને તખ્ત તેનુંજ થશે."

જ્યારે ફૂરે રૂમી પાદશાહની એવી વાત સાંભળી-ત્યારે તે ખુશીથી તેની લડાઇનો ખરીદાર બન્યોં.

તેણે પોતાનાં શરીરને સિંહ જેવું ઝોરાવર ધાર્યું-અને પોતાની રાન નીચે એક અઝદહાના જેવો ઘોડો જોયો.

જ્યારે સિકંદર બરૂ જેવો પાતળો-તેમજ થોડાંજ હથિયાર બિડેલો અને એક મુરદાર ઘોડાવાળો સવાર દેખાયો.

જેથી તેણે સિકંદરને કહ્યું કે "આ તારી રીત ઠીક છે-આપણ એક બીજા સાથ લશ્કર વગરજ લડાઈ કર્યે."

બન્ને જણે હાથમાં તલવાર પકડી-બેહુ લશ્કરની સફની વચ્ચે થોડોક વખત લડાઈ કીધી.

સિકંદરે જ્યારે તેનું મસ્ત હાથી જેવું શરીર, રાન હેઠળ એક પહાડ ૧૭૧
જેવો ઘોડો અને હાથમાં એક અઝદહા જેવો નેઝો જોયો,

ત્યારે તે લગાર ચિન્તામાં આવ્યો-અને તેણે પોતાના જીવની અને શરીરની આશા છોડી દીધી.

તે તેની સાથે લડાઈગાહમાં લડાઇ કરતો હતો-એવામાં લશ્કરની પછાડીથી એક પોકાર નીકળ્યો.

તે પોકારથી ફૂરનું દિલ દર્દ ભરેલું બન્યું-અને તેણે તે તરફ પોતાનું ધ્યાન, નઝર તથા કાન લગાડયા.

તેવામાં સિકંદર ધૂળ વચ્ચેથી પવનની મિસાલ નીકળી આવી-તે બહાદુર મર્દ ઉપર એક તેઝ તલવારનો ફટકો માર્યો.

જેથી તેની બોચી, માથું અને ગર્દન કપાઈ ગઈ-અને તેનું તન ઘોડા ઉપરથી ખાકમાં પડયું.

સરે લશ્કરે રૂમ શુદ બાસ્માન
બરફૂતન્દ ગોર્દાન હમઅન્દર્ જમાન
ચકી કૂસ બૂદશ્ ઝે ચર્મે હેજબર્
કે આવાઝે ઊ બર્ ગુઝશ્તી ઝે અબ્ર
બર્ આમદ દમે બૂકો આવાએ કૂસ
ઝમીન્ આહનીન્ શુદ હવા આબનૂસ
બર્ આનહમનેશાન્ હેન્દવાન્ રઝમજૂય
બતન્ગી બરૂય અન્દર્ આવર્દંદ રૂય
૧૭૨ ખોરૂશ આમદ અઝ્ દશ્ત્ કય શાસ્તાન્
સરે માયએ મર્ઝે હેન્દુસ્તાન્
સરે ફૂરે હેન્દી બખાક્ અન્દરસ્ત
તને પીલવારશ બચાક્ અન્દરસ્ત
શુમારા કુનૂન અઝ્ પયે ચીસ્ત જન્ગ્
ચુનીન્ રઝ્મે શમ્શીરો ચન્દીન્ દેરન્ગ્
સેકન્દર્ શુમારા ચુનાન્ શુદ કે ફૂર્
અઝ્ જુસ્ત બાયદ કુનૂન રઝ્મો સૂર્
બરફૂતન્દ ગોર્દાને હેન્દુસ્તાન્
બરીન્ બર્ બગશ્તન્દ હમદાસ્તાન્
સરે ફૂર્ દીદન્દ પુર્ ખૂનો ખાક્
તનશ કર્દહ ચક્સર્ બશમ્શીર્ ચાક્
ખોરૂશી બર્ આમદ ઝે લશ્કર્ બઝાર્
રેશ્ રીખ્તન્દ આલતે કારૂઝાર્
પુર્ અઝ્ દર્દ નઝદીકે કયસર્ શુદન્દ
અબા નાલઓ ખાક્ બર્ સર્ શુદન્દ
સેકન્દર્ સેલીહે ગવાન્ બાઝ્ દાદ
બખૂબી ઝે હર્ગૂનહ આવાઝ દાદ
ચુનીન્ ગોફ્ત ગર્ ફૂરે હેન્દી બમોર્દ
શુમારા બધમ દેલ નબાયદ સેપોર્દ
૧૭૩ નવાઝેશ્ કુનૂન મન બઅફઝૂન્ કુનમ
ઝે દેલ તાન્ ધમો તર્સ બીરૂન્ કુનમ
બબખ્શમ સરાસર્ હમહ ગન્જે ઊય
હરામસ્ત બર્ લશ્કરમ રન્જે ઊય
હમહ હેન્દવાન્રા તવાન્ગર્ કુનમ
બફૂશમ કે બા તખ્તો અફસર્ કુનમ
વઝાન્ જાયગહ શુદ બરે તખ્તે ફૂર્
પુર્ અઝ્ દર્દો માતમ પુર્ અઝ્ જશ્નો સૂર્
ચુનીનસ્ત રસ્મે સેપન્જી સરાય
નખાહદ કે માની બદૂ દર્ બજાય
બખુર્ હર્ચે દારી મનેહ બાઝ્ પસ
તો રન્જી ચેરા માન્દ બાયદ બકસ
હમી બૂદ બર્ તખ્ત કયસર્ દો માહ
બબખ્શીદ ગન્જશ હમહ બર્ સેપાહ
યકી બા ગોહર્ બૂદ નામશ સુવેરગ્
ઝે હેન્દુસ્તાન્ પહલવાની બુઝોર્ગ
સરે તખ્તે શાહી બદૂ દાદો ગોફ્ત
કે દીનાર્ હર્ગેઝ્ મકુન દર્ નેહોફ્ત
બબખ્શા બખુર્ હર્ચે આયદ ફરાઝ્
બદીન્ તાજો તખ્તે સેપન્જી મનાઝ્
૧૭૪ કે ગાહી સેકન્દર્ બુવદ ગાહે ફૂર્
ગહી દર્દો ખેશમસ્તો ગહ જશ્નો સૂર્

આથી રૂમી લશ્કરનું સર આસ્માન ઉપર પહોંચ્યું-અને તેજ વખત પેહલવાનો ત્યાં દોડી ગયા.

ફૂર પાસે સિંહનાં ચામડાંનું એક નગારૂં હતું-કે જેનો આવાઝ વાદળથી પણ ઉપર નીકળી જતો હતો.

તે નગારાંનો સાદ અને કરનાયના આવાઝ નીકળ્યા-જેથી ઝમીન લોઢાં જેવી સખ્ત બની અને હવા આબ્નૂસ જેવી કાળી પડી.

તેવીજ રીતે હિંદીવાનો પણ લડાયક બની ગયા-દુશ્મનની છેક નઝદીક ધસી આવ્યા.

તેવામાં મયદાનમાંથી મનાદીનો પોકાર આવ્યો કે "ઓ સાચ્ચાઓ!- અને હિંદુસ્તાનના મુલકના સરદારો!

ફૂરે હિંદીનું સર ખાકમાં પડ્યું છે-તેનું હાથી જેવું તન કપાઈ ગયું છે.

હવે તમો લડાઈ કોણને માટે કરો છો-આવી રીતની તલવારની લડાઈ કરવાનું અને અત્રે લાગ્બો વખત અહીં ઉભું રહેવાનું શું કામ છે?

સિકંદર તમારે માટે ફૂર જેવોજ બન્યો છે-હવે લડાઇ કે ખુશીની મજલેસ તમોએ તેનીજ પાસથી શોધવી જોઇયે."

હિંદુસ્તાનના પેહલવાનોએ એ વાત માન્ય રાખી તેઓ ગયા.

અને ફૂરનું સર લોહી અને ખાક ભરેલું જોયું-તેનું તમામ તન તલવારથી ચાક થયલું હતું.

તે લશ્કરમાંથી રદનનો પોકાર ઉઠયો-તેઓએ લડાઇનાં હથિયાર નાખી દીધાં.

તેઓ દર્દથી ભરેલા પોકારતા અને સર ઉપર ખાક નાખતા કયસરની નઝદીક ગયા.

સિકંદરે તે પેહલવાનોને હથિયાર પાછાં આપ્યાં-અને દરેક રીતે દિલાસો દીધો.

તે બોલ્યો કે "અગર ફૂરે હિંદી મરી ગયો છે-તો તેથી તમોએ દિલગીર થવું નહીં જોઇયે.

હવે તેના કરતાં હું તમો ઉપર વધારે નવાઝેશ કરીશ-અને તમારા દિલમાંથી ગમ અને ધાસ્તી દૂર કરીશ.

હું તેનો તમામ ખઝાનો તમોને બક્ષેશ કરીશ તેનો મહા મેહનતે મેળવેલો ખઝાનો મારાં લશ્કર માટે તો હરામ બરાબર છે.

હું તમામ હિંદીવાનોને તવંગર બનાવીશ-અને તેઓને તખ્ત અને તાજ સાથના બનાવવાની કોશેશ કરીશ."

ત્યાંથી તે ફૂરનાં તખ્ત તરફ ગયો-જ્યાં હિંદીઓ દુઃખ અને માતમમાં હતા અને ઇરાની લશ્કર ખુશી ખુશહાલીમાં હતું.

આ મુસાફરખાનારૂપી દુન્યાની એજ રીત છે તે નથી ચાહતી કે તું તેમાં લાંબા વખત સૂધી તકી રહે.

જે કાંઈ તારી પાસે હોય તે ખાઇ પી લે પાછળ કાંઇ પણ રાખી ના જા-તું મેહનત કરે અને કોઇને માટે તે કાંય રાખવું જોઇયે?

એ પ્રમાણે કયસર બે મહિના તે તખ્ત ઉપર બેઠો-તેણે તેનો ખઝાનો તમામ લશ્કરને બક્ષેશ કીધો.

એક ખાન્દાની શખ્સ જેનું નામ "સુવેર્ગ" હતું-અને જે હિંદુસ્તાનનો એક મોટો સરદાર હતો,

તેને પાદશાહી તખ્ત આપ્યું અને કહ્યું કે "તું કદીબી દીનાર ભેગા ના કરતો.

પણ જે કંઈ મળે તે ખાજે ખરચજે-આ ત્રણપાંચ દિવસનાં તાજ અને તખ્ત ઉપર મગરૂર ના રહેતો.

કે દુન્યામાં કોઇ વેળા સિકંદર તો કોઇ વેળા ફૂર રાજ્ય કરે છે-કોઈ વેળા તેઓ દુઃખમાં તો કોઈ વેળા ખુશીમાં રહેશે."

દેરમ્ દાદો દીનારૂ લશ્કરૂશરા
બેયારાસ્ત આન્ જુમ્લાહ્ કેશ્વરૂશરા

પછી તેણે તેનાં લશ્કરને દેરમ અને દીનાર બક્ષેશ આપ્યા-અને તેના તમામ મુલકને સણગાર્યો.

## રફ્તને સેકન્દર્ બઝેયારતે ખાનએ કઅબહ્.

——:૦:——

ચુ લશ્કરૂ શુદ અઝ ખાસ્તહ્ બીનેયાઝ
બરૂ ઊ ના ગુઝશ્તહ્ ઝમાની દરાઝ
નેહીબી બદેલ્ ઝાન્ ફરાઝ આમદશ
સુએ કઅ'બહ્ રફ્તન નેયાઝ આમદશ
બશાબ્ગીરૂ બર્ખાસ્ત આવાએ કુસ
હવા શુદ બકેર્દારે ચશ્મે ખરૂસ
ઝે બસ્ નીઝહો પરૂનેયાની હેરરૂશ
સેતારહ્ શુદહ્ ઝર્દો સુર્ખો બેનફૂશ
સેકન્દરૂ બેયામદ બસૂએ હરમ્
ગોરૂહી બરૂ ઊ શાદો બહુરી દેઝમ
અઝાન્ જાય બા ગન્જો દીહીમ રફ્ત
બદીદારે ખાને બરાહીમ રફ્ત
કે ખાને હરમશ બરૂ આવર્દહ્ બૂદ
બદૂ અન્દરૂ રન્જહા બરૂદહ્ બૂદ
ખોદાવન્દ ખાન્દીશ બયતઊલહરામ
બદૂ શુદ તોરા રાહે યઝદાન્ તમામ
ઝે પાકી વરા ખાનએ ખીશ ખાન્દ
નેયાયેશ કુનાન્રા બદાન્ પીશ ખાન્દ
ખોદાએ જહાન્રા નેયાયદ નેયાઝ
બજાઓ ખુરો કામો આરામો નાઝ
પરસ્તેશ ગહી બૂદ તા બૂદ જાય
બદૂ અન્દરૂ યાદ કર્દહ્ ખોદાય
પસ આમદ સેકન્દરૂ સુએ કાદસી
જહાન્ગીરૂ તા જહુરોમે પારૂસી
ચુ આગાહી આમદ બનસ્રે કતીબ્
કઝૂ બૂદ મરૂ મકૂકહ્રા ફરૂરો ઝીબ્
પઝીરહ્ શુદશ બા નબર્દહ્ સરાન્
દેલાવરૂ સવારાને નીઝહ્વરાન્
સવારી બેયામદ હમઅન્દરૂ ઝમાન્
ઝે મકૂકહ્ બસૂએ સેકન્દરૂ દમાન્
કે આન્ નામદારી કે આમદ ઝે રાહ્
નજૂયદ હમી તાજો ગન્જો સેપાહ્
નબીરહ્ સમાઈલ પયઘમ્બરસ્ત
કે પૂરે બરાહીમે નીકૂઅખ્તરસ્ત

## જેરૂસલમની યાહુદીઓની મસ્જેદની મુલાકાતે સિકંદરનું જવું.

——:૦:——

હવે એ ઉપર થોડોક વખત નીકળી ગયો-અને જ્યારે તેનું લશ્કર ખઝાનાથી બીનેયાઝ બન્યું,

ત્યારે તેના દિલમાં અચાનક એક ફિક્ર ઉત્પન્ન થઈ-અને તેણે "કઅબહ*" તરફ જવાની ઝરૂર જોઇ.

બામદાદે નગારાંના આવાઝ નીકળ્યા-હવા મરઘાની આંખ જેવી ખુશ્નુમા બની.

પુષ્કળ નેઝા અને રેશમી કપડાંના ઝુંડાઓએ કરી-એક પીળા, લાલ અને જાંબુડા રંગનો શામિયાનો બની રહ્યો.

તે પાક મકાન તરફ સિકંદર રવાના થયો-કેટલાકો તેથી ખુશી થયા અને કેટલાકો દિલગીર થયા.

ત્યાંથી તે પાદશાહી અસ્બાબ સાથ એબ્રાહીમે§ બાંધેલી મસ્જેદની મુલાકાતે ગયો.

કે જેણે તે પવિત્ર મકાનને બરપા કીધું હતું-અને તે કામમાં તેણે પુષ્કળ રંજ ખેંચી હતી.

તે ધણી તેને "બયતુલ હરામ" કરી કહેતો હતો-ત્યાં ઓ ઈન્સાન! ખોદાને મળવાનો રસ્તો પુરો થતો હતો.

પાક વિચારથી એબ્રાહીમ તેને પોતાનું ઘર સમજતો હતો-અને ૧૭૫
ખોદાની એબાદત કરનારાઓને ત્યાંજ બોલાવતો હતો.

ખાવા પીવાને અને મોજમઝાહને પડતી મેલી-પાદશાહોને ત્યાં જવાની હાજત પડતી નથી.

જ્યારથી તે ઘર બંધાયું ત્યારથી તે આજ સુધી તે ખોદાની એબાદત કરવાની જગ્યા તરીકેજ ઓળખાતું રહ્યું છે-ત્યાં ખોદાને યાદ કરવામાં આવે છે.

ત્યાર બાદ સિકંદર "કાદસીયા" તરફ આવ્યો-માર્ગમાં ફતેહ મેળવતો પાર્સના જહરોમ શેહર સુધી તે આવ્યો.

જ્યારે "કતીબ"નો બેટો નસ્ર કે જેનાથી મક્કહને દબદબો અને ઝીબાયેશ હતી તેને જ્યારે ખબર પડી,

ત્યારે તે લડાયક સરદારો અને નેઝા મારનારા દેલાવર સવારો સાથે સિકંદરને એસ્તેકબાલ લેવા ગયો.

તેજ વખત એક સવાર મક્કહથી દોડતો સિકંદર તરફ આવ્યો.

અને બોલ્યો કે "જે નામદાર કે હમણા રાહમાંથી આવતો દેખાય છે-તે તાજ, ખઝાનો કે લશ્કરની ખાહેશ રાખતો નથી.

તે ઈસ્માઇલ પયગમ્બરનો નબીરો (યાને અઉલાદનો) છે-અને ઇસ્માઈલ પયગમ્બર નેકબખ્ત ઈબ્રાહીમનો બેટો થતો હતો."

---

* મક્કહ મધ્યેની ઈસ્લામીઓની "કઅબહ" નામની મસ્જેદ ઉભી થઇ તે આગમચ અરબો જેરૂસલમની મસ્જેદ "બયતુલ મુકદ્દસ"ને "કઅબહ" કહેતા હતા.

§ ઇસ્લામીઓ એમ માને છે કે જેરૂસલમની મસ્જેદ જેને "બયતુલ મુકદ્દસ" અથવા "બયતુલ હરામ" પણ કહે છે તે પયગમ્બર હઝરત એબ્રાહીમ ખલીલે બાંધી હતી.

ચુ પીશ આમદશ બીશ બેન્વાખ્તશ
યકી માયહુવરૂ પાયગહ સાખ્તશ
૧૭૬ બદ્ શાહ શુદ નસરો ગઉહરૂ બેગોફૂત
હમહ્ શાયહા બરૂ કુશાદ અઝ નેહોફૂત
સેકન્દરૂ બુનીન્ દાદ પાસોખ બદુય
કે અય પાક હેલ મેહ્તરે રાસ્તગુય
બદીન્ દૂદહ્ અન્દરૂ કુદામસ્ત મેહ્
જોઝ અઝ તુ પસન્દીદહો રૂઝે બેહ્
બદૂ ગોફૂત નસરૂ અય જહાનદારૂ શાહ્
ખઝાઅહુસ્ત મેહ્તરૂ બદીન્ જાયગાહ્
સમાઈલ ચૂન્ ઝીન્ જહાન્ દરૂ ગુઝશ્ત
જહાન્ગીરૂ કહ્તાન્ બેયામદ ઝે દશ્ત
અબા લશ્કરી ગશ્ને શમ્શીરૂ ઝન્
બબીદાદ બેગ્રેફ્ત શહ્રે યમન્
બસી બીગુનહ્ જાન્ મેયાન્ કશ્તહ્ શુદ
બરીન્ દુદમાન્ રૂઝ બરૂગશ્તહ્ શુદ
નેયામદ જહાન્આફ્રીનરા પસન્દ
બદૂ તીરહ્ શુદ રાએ ચર્ખે બલન્દ
ખઝાઅહ્ બેયામદ ચુ ઊ ગશ્ત ખાક
બરન્જો બેબીદાદો બીતર્સો બાક
હરમ તા યમન્ પાક દરૂ દસ્તે ઊસ્ત
બદર્યાએ મેસરૂ અન્દરૂન શસ્તે ઊસ્ત
૧૭૭ સરૂ અઝ રાહ પીચીદ વઝ દાદે ઊય
નેયારદ ઝે નીકી બદેલ યાદે ઊય
જેહાની ગેરેફ્તહ્ બમુશ્ત અન્દરૂન
નેઝાદે સમાઈલ હેલ પુરૂ ઝે ખૂન
સેકન્દરૂ ઝે નસરૂ ઈન્ સુખુનહા શનીદ
ઝે તોખ્મે ખઝાઅહ્ હરાન્ કસ કે દીદ
બેકોશ્તો જે સરૂ શાન્ બરૂઆહીખ્ત પૂસ્ત
નમાન્દ ઈચ્ ઝી શાન્ ન દુશ્મન્ ન દૂસ્ત
ઝે બીદાદ બેસ્તદ હેજાઝો યમન્
બશાયો બમર્દાને શમ્શીરૂ ઝન્
નેઝાદે સમાઆઈલરા બરૂ ગઝીદ
હરાન્ કસ કે ઊ મેહ્તરીરા સઝીદ
પેયાદહ્ બેયામદ બબયત ઉલહરામ
સમાઇલેયાન્ ઝ શુદહ્ શાદકામ
બહરૂ પય કે બરૂદાશ્ત કયસરૂ ઝે રાહ
હમી રીખ્ત દીનારૂ ગન્જૂરે શાહ
ચુ બરૂગશ્તો આમદ બરે ગાહે કસરૂ
બેબખ્શીદ દીનારો ગન્જી બનસરૂ
તવાનગરૂ શુદ આન્ કસ કે દર્વીશ બૂદ
નગરૂ ખુર્દશ અઝ કુશેશી ખીશ બૂદ

જ્યારે તે નસ્ર નઝદીક આવ્યો ત્યારે સિકંદરે તેને ઘણુંજ માન આપ્યું-અને બેસવાની એક યોગ્ય જગ્યા તેને આપી.

નસ્ર તેનાથી ખુશહાલ થયો અને પોતાના ખાન્દાનનો અહવાલ કહ્યો-તેમજ પોતાનો સઘળો છૂપો હાલ તેને કહ્યો.

સિકંદરે તેને એવો જવાબ આપ્યો-કે "ઓ પાક દિલના રાસ્ત બોલનારા સરદાર!

આ કુટુંબમાં તારી પછી મહાન ઘણોજ વખણાયલો માન પામેલો બીજો સરદાર કોણ છે?"

નસ્રે તેને કહ્યું કે "ઓ દેશની સંભાળ કરનારા પાદશાહ!-આ જગ્યામાં "ખઝાઅહ" નામનો સરદાર છે.

જ્યારે ઈસ્માઈલ ગુઝરી ગયો-ત્યારે દેશ જીતનારો "કહ્તાન" અરબેસ્તાનથી આવ્યો.

તે તલવાર મારનારા એક મોટાં લશ્કર સાથે આવ્યો-અને ઝુલ્મથી યમન શેહર લીધું.

તે દરમેયાનમાં ઘણાક બેગુનાહ લોકો માર્યા ગયા-અને આ અમારા કુટુંબનો દહાડો બરગશ્તે બેઠો.

તેનું એ કામ ખોદાતાલાને પસંદ પડ્યું નહીં-ફરતાં આસ્માનની ખાહેશ તેની ઉપર સીઆહ બની.

જ્યારે તે મરી ગયો ત્યારે ખઝાઅહ આવ્યો-જે દુઃખ દેવામાં અને બેદાદીમાં કાંઈ પણ બીતો નથી.

બયતુલ મુકદદસથી યમન સુધીનો તમામ મુલક તેના હાથમાં છે-મેસ્રના દર્યામાં પણ તેની જાળ પડેલી છે (યાને ત્યાં પણ તે સત્તા ધરાવે છે).

સીધો રસ્તો અને ઇન્સાફ તેણે છોડી દીધો છે-તેનાં મનમાં ભલાઇની વાત આવતીજ નથી.

તેણે તમામ દેશ પોતાના કબ્ઝામાં કર્યો છે-તેથી ઇસ્માઇલની અઉલાદનાઓનાં દિલ ખૂન ભરેલાં બન્યાં છે."

જ્યારે સિકંદરે નસ્રથી આવી વાતો સાંભળી-ત્યારે ખઝાઅહની બુન્યાદના જે કોઇને જોયા,

તેઓને માર્યા અને તેઓનાં સર ઉપરથી ચામડી ખેંચી કઢાવી-તેઓમાંથી દુશ્મન કે દોસ્ત કોઇ પણ જીવતો રહ્યો નહી.

તેણે પોતાની કુનેહ અને શમ્શીર મારનારા બહાદુર લોકોની મદદથી-હેજાઝ અને યમનને ઝુલ્મગારના હાથમાંથી છોડવ્યું.

અને ઈસ્માઈલની અઉલાદનો જે કોઇ કે સરદારીને લાયકનો હતો તેને સરદાર તરીકે ચુંટી કાઢયો.

પછી તે પેયાદો "બયતુલ હરામ" (ખોદાના ઘર)માં આવ્યો-સઘળા ઇસ્માઈલીઓ સિકંદરથી ખુશહાલ થયા.

તે રાહમાં કયસર જેટલાં પગલાં ભરતો તે દરેક પગલે-તેનો ખઝાન્ચી દીનારનો નેસાર કરતો હતો.

જ્યારે તે પાછો ફર્યો અને પોતાના મેહલમાં આવ્યો-ત્યારે નસ્રને દીનાર તેમજ મોટો ખઝાનો બક્ષ્યો.

જે કોઇ દર્વીશો હતા અને જે જાતી મેહનતે કમાઇ ખાતા હતા તેઓ સઘળા પણ માલદાર બન્યા.

## લશ્કર્ કશીદને સેકન્દર્ અઝ્ જદ્દહ્ બસુએ મેસ્ર્.

વઝાન્ જાયગહ્ તીઝ લશ્કર્ બેરાન્દ
બજાદ્દહ્ દર્ આમદ્ ફેરાવાન્ નમાન્દ
સેપહ્‌રા બેફરમૂદ તા હર્ કસી
બેસાઝન્દ કશ્તીઓ ઝઉરક્ બસી
જેહાનજૂય બા લશ્કરે રાહ્જૂય
ઝે જદ્દહ્ સુએ મેસર્ બેન્હાદ રૂય
મલેક્ બૂદ કેબ્તૂન્ બમેસર્ અન્દરૂન્
સેપાહશ ઝે રાહે ગુમાની ફુઝૂન્
ચુ બેશ્નીદ કામદ ઝે રાહે હરમ્
જેહાન્ગીરે પીરૂઝ બા બાદ દમ્
પઝીરહ્ શુદશ બા ફેરાવાન્ સેપાહ્
અબા બદ્રેહા બદ્રહા તાજો ગાહ્
સેકન્દર્ બદીદારે ઊ શાદ ગશ્ત
હમહ્ ગોફતે બદ્ખાહે ઊ બાદ ગશ્ત
બમેસર્ અન્દરૂન બૂદ યક્ સાલ શાહ્
બદાન્ તા બર્ આસૂદ શાહો સેપાહ્
ઝની બૂદ દર્ અન્દલુસ શહ્‌રયાર્
ખેરદમન્દ બા લશ્કરી બી શુમાર્
જેહાનજૂયો બખ્શન્દહ્ કયદાફહ્ નામ
ઝે રૂએ નેકી યાફતહ્ નામો કામ
ઝે લશ્કર્ સવારી મુસવ્વર્ બજોસ્ત
કે માનન્દે સૂરત નેગારદ દુરોસ્ત
બદૂ ગોફત નઝ્દે સેકન્દર્ ખરામ
વઝીન્ મર્ઝો અઝ્ મા મબર્ હીચ નામ
બઝર્ફી નેગહ્ કુન ચુનાન્ હમ કે હસ્ત
બદીદારો બાલાઓ જાએ નેશસ્ત
ઝે રન્ગો ઝે ચેહરો ઝે બાલાએ ઊય
યકી સૂરતી કુન સરા પાએ ઊય
નેગારન્દહ્ બેશ્નીદ અઝ્ બરનેશસ્ત
બફર્માને મેહતર્ મેયાન્‌રા બેબસ્ત
બમેસર્ આમદ અઝ્ અન્દલુસ ચૂન્ નવન્દ
બરે કયસર્ એસ્કન્દરે અર્જમન્દ
ચુ બર્ ગાહ્ દીદશ ચુ બર્ પોશ્તે ઝીન્
બેયાવરદ કેર્તાસો પર્‌કારે ચીન્
નેગારે સેકન્દર્ ચુનાન્ હમ કે બૂદ
નેગારીદ વઝ્ જાય બરગશ્ત ઝૂદ
ચુ કયદાફહ્ ચેહરે સેકન્દર્ બદીદ
ઘમી ગશ્તો બેન્હોફતો દમ દર્કશીદ
ચુનીન્ ગોફત કીન્ મરદ ગીતી બપાય
બેકૂબદ બરઝમો બપાકીઝહ્ રાય
હરાન્ કસ કે પીશ આયદ ઊરા બજન્ગ્
શવદ દર્ જહાન્ ઝેન્દગાનીશ તન્ગ્
સેકન્દર્ ઝે કેબ્તૂન્ બેપુર્સીદો ગોફત
કે કયદાફહ્‌રા બર્ ઝમીન્ કીસ્ત જોફત

## સિકંદરનું જદદહથી મિસ્ર તરફ લશ્કર લઈ જવું.

તેણે તે જગ્યાએથી લશ્કર આગળ ચલાવ્યું-તે જદદહમાં આવ્યો ૧૭૮
પણ ઘણો વખત થોભ્યો નહીં.

તેણે લશ્કરને ફર્માવ્યું જેથી દરેક જણે-ઘણીક કેશ્તી અને મછવા તૈયાર કીધા.

પાદશાહે પોતાનાં રાહ કાપનારાં લશ્કર સાથ-જદદહથી મેસ્ર તરફ ચાલવા માડ્યું.

મિસ્રમાં કેબ્તૂન નામનો પાદશાહ હતો-જેનું લશ્કર વિચાર કર્યે તે કરતાં પણ વધુ હતું.

જ્યારે તેણે સાંભળ્યું કે બયતુલ હરામને રસ્તે જેહાન જીતનારો સિકંદર ફતેહમંદ થઇને આવે છે,

ત્યારે તે પોતાનાં પુષ્કળ લશ્કર સાથ ગોલામો, દીનારની થેલીઓ, તાજ અને તખ્ત લઈ તેને એસ્તેકબાલ ગયો.

સિકંદર તેના દીદારથી ખુશહાલ થયો-અને તેના બદખાહોનું સઘળું બોલવું બરબાદ ગયું.

પાદશાહ મિસ્રમાં એક વર્ષ રહ્યો-જેથી પાદશાહ અને તેનું લશ્કર આસૂદા બન્યું.

"અંદલુસ"ના મુલકમાં એક અઉરત રાજ કરતી હતી-તેણી ડહાપણવાળી હતી અને બીશુમાર લશ્કર ધરાવતી હતી.

જે મુલકની જીતનારી અને બખ્શેશની કરનારી કયદાફહ નામની હતી-તેણીએ પોતાના ખૂબસૂરત ચેહરાએ કરી કીર્ત્તિ અને નામના મેળવેલી હતી.

તે રાણીએ પોતાનાં લશ્કરમાંથી એક તસ્વીર ચીતારનાર સવાર કે જે ૧૭૯
આબેહૂબ તસ્વીર ચીતારી જાણે તેવાને શોધી કાઢ્યો.

તેને કહ્યું કે "તું સિકંદરની નઝદીક જા-આપણા મુલક માટે કે મારે માટે કાંઈ પણ તેને જણાવતો ના.

અને તું તેનો ચેહરો, કદ તેની બેસવાની ઢબછબ વગેરે જેવી રીતે હોય તેવી રીતે ખૂબ બારીકીથી તપાસજે.

પછી તેની આખાં કદની એક તસ્વીર તેના રંગ રૂપ ઢબછબ અને ચેહરા સાથની ચીતારજે."

જ્યારે પેલા ચીતારાએ એવું સાંભળ્યું ત્યારે તે તુરત સવાર થયો-અને પોતાના સરદારનાં ફર્માન ઉપર કમર બાંધી.

તે કાસેદની માફક અંદલુસથી મિસ્રમાં મોટા કયસર સિકંદરની નઝદીક આવ્યો.

જ્યારે તેને તખ્ત ઉપર તેમજ ઘોડાનાં ઝીન ઉપર બેઠેલો જોયો-ત્યારે તેણે કાગઝ તેમજ ચીનાઈ રેશમી કપડું કાઢ્યું.

અને સિકંદરનો આબેહૂબ ચીતાર-પાડ્યો અને ઝડપથી પાછો ફર્યો.

જ્યારે કયદાફહે સિકંદરની તસ્વીર જોઇ-ત્યારે તેણી દિલગીર થઈ અને ચૂપ રહી.

અને બોલી કે "આ બહાદુર મર્દ લડાઇ કરીને તેમજ પોતાની અચ્છી બાહોશીથી તમામ દુન્યા પોતાના પગ નીચે કચડી નાખે છે.

જે કોઇ કે તેની સામે લડવા આવે છે-તો તેની ઝિંદગાની જેહાનમાં ૧૮૦
તંગ બની જાય છે."

સિકંદરે કેબ્તૂનથી પૂછપરછ કીધી-કે "આ ઝમીન ઉપર કયદાફહનો જોડયો કોણ છે?"

બહ્ગોફ્ત કેખ્તૂન્ કે અય શહ્રૂયારૂ
ચુ ઊ નીસ્ત્ અન્દરૂ જહાન્ યાદ્ગારૂ
શુમારે સેપાહશ નદાનદ્ કસી
અગરૂ બાઝ્ જૂયદ્ ઝે દફ્તરૂ બસી
બગન્જો બુઝોર્ગીઓ શાયેસ્તગી
બઆહેસ્તગી હમ બબાયેસ્તગી
બરાયો બગોફ્તારે નીકી ગુમાન્
ન બીની બમાનન્દે ઊ દરૂ જહાન્
યકી શાહ્રસ્તાન્ કર્દહ્ દારદ્ ઝે સન્ગ્
કે નરસ્તાન્દ્ ઊરા ઝે ચન્ગશ્ પલન્ગ્
ઝમીન્ ચારૂ ફર્સન્ગ્ બાલાએ ઊય
બરીન્ હમ નેશાન્ નીઝ પહ્નાએ ઊય
કે અઝ્ ગન્જ્ બૂઈ ખુદ્ અન્દાઝહ્ નીસ્ત
સુખુનહાએ ઊ દરૂ જહાન્ તાઝહ્ નીસ્ત

કેખ્તૂને તેને કહ્યું કે "ઓ પાદશાહ!-જેહાનમાં તેણીના જેવું યાદગાર બીજાું કોઇ નથી.

દફતરમાંથી પણ ખોળ કરે તો પણ તેણીનાં લશકરની સંખ્યા ચોકસ રીતે કોઈ જાણી શકે નહીં.

મોટાઇમાં, લાયકાટમાં, નમ્રિસમાં તેમજ સદગુણમાં,

ડહાપણમાં અને નેક વિચાર ચલાવીને બોલવામાં-તું દુન્યામાં તેણીની મિસાલની બીજી જોડી નહીં.

તેણી એક પત્થરનું બાંધેલું શેહર ધરાવે છે-કે જે ચિત્તો વાઘ પણ તેણીના હાથમાંથી લઇ શકતો નથી.

તે શેહરની ઝમીન ચાર ફર્સંગ લામ્બી છે-તેમજ તેની પોહોળાઈ પણ તેટલીજ છે.

જો તું તેણીના ખઝાના માટે પૂછે તો તેનો અંદાઝોજ નથી-તેણી માટેની આ સઘળી વાત કાંઈ જેહાનમાં નવી નથી.

## નામએ સેકન્દરૂ બકયદાફહ્ શાહે અન્દલુસ્ વ પાસોખે આન્.

સેકન્દરૂ ચુ બૂશનીદ્ અઝાન્ યાદ્ગીરૂ
બેફ્રૂખ્ત તા પીશે ઊ શુદ્ દબીરૂ
૧૮૧ નબેશ્તન્દ્ પસ નામએ બરૂ હરીરૂ
ઝે શીરૂઅઉઝન્ એસ્કન્દરે શહ્રૂગીરૂ
બનઝ્દીકે કયદાફએ હુશમન્દ્
શુદહ્ નામે ઊ દરૂ બુઝોર્ગી બલન્દ્
નુખોસ્ત આફ્રીન્ બરૂ ખોદાવન્દે મેહ્રૂ
ફેરૂઝન્દએ માહો ગર્દાન્ સેપેહ્રૂ
ખોદાવન્દે બખ્શન્દએ દાદે રાસ્ત
ફેઝૂની કસીરા દેહદ્ કશ હવાસ્ત
બતુન્દી નજુસ્તીમ ગાહે તોરા
ગેરાયન્દહ્ ગશ્તીમ જાહે તોરા
ચુ ઈન્ નામહ્ આરન્દ્ નઝ્દીકે તૂ
દુરોખ્શાન્ શવદ્ રાએ તારીકે તૂ
ફેરેસ્તી બનઝ્દીકે મા બાઝો સાવ
બેદાની કે બા મા તોરા નીસ્ત તાવ
ખેરદ્મન્દીઓ પીશ બીની બુવદ્
તવાનાઇઓ પાક્ દીની બુવદ્
વગરૂ હીચ તાબ્ અન્દરૂ આરી બકારૂ
ન બીની જોઝ્ અઝ્ ગર્દેશે રૂઝ્ગારૂ
ચુ અન્દાઝહ્ ગીરી ઝે દારાઓ ફૂરૂ
ખુદ્ આમૂઝ્ગારત નબાયદ્ ઝે દૂરૂ
૧૮૨ ચુ અઝ્ બાદ્ અન્વાને ઊ ગશ્ત ખુશ્ક્
નેહાદન્દ્ મોહ્રી બરૂ બરૂ ઝે મુશ્ક્
બેયામદ્ / હયૂની તગાવરૂ બરાહ્
બનઝ્દીકે આન્ નામબરૂદારૂ શાહ્
ચુ કયદાફહ્ આન્ નામએ ઊ બેખાન્દ્
ઝે ગોફ્તારે ઊ દરૂ શેગેફ્તી બેમાન્દ્

## સિકંદરનું અંદલુસની રાણી કયદાફહ ઉપરનું નામુ અને તેનો જવાબ.

સિકંદરે જ્યારે તે યાદદાશ્ત શક્તિવાળા પાદશાહ તરફથી એવી રીતનું સાંભળ્યું ત્યારે તેણે ફર્માવ્યું જેથી તેની નઝદીક નવીસંદો ગયો.

પછી તેણે રેશમી કપડાં ઉપર સિંહને હરાવનાર દેશ જીતનાર સિકંદર તરફથી એક નામુ લખ્યું.

તે નામુ બુઝોર્ગીમાં મોટું નામ કાઢેલી ડહાપણવાળી રાણી કયદાફહની નઝદીક લખ્યું.

પહેલાં આફતાબના સાહેબની સેતાયેશ લખી કે "જે માહતાબને અને ફરતાં આસમાનને રોશન કરનારો છે.

જે રાસ્ત ઇન્સાફની બક્ષેશ કરનારો સાહેબ છે-અને જે કોઈ માગે તેના કરતાં વધારે આપનારો છે.

અમો કાંઇ તારૂં તખ્ત ઝોર ઝુલ્મથી લેવા માગતા નથી બલ્કે તારા મોટા દરજ્જાને માન આપ્યે છિયે.

જ્યારે આ નામુ તારી નઝદીક લાવે અને તારી સીઆહ અકલ ઝળકતી બને,

ત્યારે તું અમારી નઝદીક ચોથાઈ અને ખંડણી મોકલી આપજે-તું જાણે છે કે અમારી સાથ લડવાની શક્તિ તારામાં નથી.

માટે તેમાંજ તારી અકલ અને દૂરઅંદેશી કહેવાશે-તેમજ તારી શક્તિ અને ધર્મીપણું કહેવાશે.

પણ જો તું કાંઈ ઝોર દેખાડવા જશે-તો ઝમાનાની ગર્દેશમાં તું આવ્યા વગર રહેશે નહીં.

જો તું દારા અને ફૂરના શું હાલ થયા તેનો વિચાર કરશે-તો તને અકલ શીખવનારને બોલાવાને દૂર જવું પડશે નહીં."

જ્યારે પવનથી તે નામા ઉપરનું સરનામુ સૂકાયું-ત્યારે કસ્તુરીથી તેના ઉપર મોહર કીધી.

પછી તે નામુ લઇ એક ઝડપી સાંઢણી સવાર રાહ કાપતો તે નામચીન રાણીની નઝદીક આવ્યો.

જ્યારે કયદાફહે તેનું નામુ વાંચ્યું-ત્યારે તે રાણી તેની આવી વાતથી અજબ રહી.

બપાસ્નોખ્ ગુઓસ્ત્ આફ્રીન્ ગુસ્તરીદ
બદાન્ દાદગરૂ કૂ જમીન્ આફરીદ
ચકી ચર્ખે ગર્દન્દહ બરૂપાય કરૂદ
બદો નીકુરા અન્દરૂ જાય કરૂદ
તોરા કરૂદ પીરૂઝ બરૂ કૂરે હેન્દ
બદારાઓ બરૂ નામદારાને સેન્દ
બપીરૂઝી અન્દરૂ સરત ગશ્ત્ કશ
અઝાન્ નામદારાને શમ્શીરૂકશ
મરા બા ચુ ઈશાન્ બરાબરૂ નેહી
બસરૂ બરૂ બફીરૂઝી અફૂસરૂ .નેહી
મરા ઝાન્ ફોઝુનસ્ત્ ફરૂરો મેહી
હુમાન્ લશ્કરો ગન્જે શાહન્શેહી
કે મન્ કયસરીશ બફર્માન્ શવમ્
બેતર્સમ ઝે તહદીદો પીચાન્ શવમ્
હઝારાન્ હઝારમ બદરૂ લશ્કરસ્ત
કે બરૂ હરૂ સરી શાહુરૂયારી સરસ્ત
વગરૂ ખાહમ અઝ હરૂ સુએ ઝીરૂદસ્ત
નમાનદ બરીન્ બૂમ જાય નેશસ્ત
ચકી ગન્જ દરૂ પીશે હરૂ મેહુતરી
ચુ આયન્દ ઝીન્ મર્ઝે મન્ લશ્કરી

તો ચન્દીન્ ચે રાની સખુન બરૂ ગેઝાફ
ઝે દારા શુદસ્તી ખોદાવન્દે લાફ
બરૂ આન નામહ બરૂ મોહુરે ઝરૂરીન્ નેહાદ
હયૂની બરૂ અફૂગન્દ બરૂસાને બાદ

અને તેના જવાબમાં પહેલાં તે ખોદાતાલા કે જેણે કુલ આલમ પયદા કીધી તેની તારીફ લખી.

કે "જે સાહેબે આ ફરતો આસ્માન બરપા કીધો છે-જેની અંદર ભલાં અને બૂરાંની જગ્યા કરી છે.

તેજ સાહેબે તને કૂરે હિંદી ઉપર, દારા ઉપર અને સિંધના સઘળા નામદારો ઉપર ફતેહમંદ કીધો છે.

તે તલવાર ખેંચનારા નામદારો ઉપર તને ફતેહ મળવાથી તારૂં સર મગરૂર બન્યું છે.

તું મને તેઓની પંક્તિ ઉપર મૂકી-ફતેહનું તાજ તારે માથે મેલે છે.

પણ તેઓનાં કરતાં મારો દબદબો અને મોટાઇ તેમજ લશ્કર અને શેહન્શાહી વધુ છે.

ત્યારે શું હું એક કયસર જેવાના હોકમને તાબે થાઉં?-શું તેની ધમકીથી હું બીહ જાઉં અને ફિક્ર રાખું?

મારા દરવાઝા આગળ હઝારો હઝાર લશ્કર તૈયાર છે-કે જેઓની ૧૮૩
દરેક ટૂકડી ઉપર એકેકો પાદશાહ સરદાર છે.

અને જો હું ચો તરફથી બીજું લશ્કર બોલાઉં-તો આ મુલક ઉપર તેઓને છાવણી નાખવાની પણ જગ્યા મળે નહીં.

અને જ્યારે પણ મારા બીજા મુલકોમાંથી લશ્કર આવે છે-ત્યારે તે લશ્કરના દરેક સરદારની આગળ એકેક ખઝાનો ચાલે છે (યાને ખઝાનો પણ સાથે લાવે છે).

તું એટલા બધા બેહુદા સખુનો શા માટે બોલે છે?-તું દારા ઉપર જીત મેલવીને એવો લાફ મારનારો બન્યો છે."

પછી તે નામા ઉપર સોનેરી મોહર કીધી-અને* સાંઢણી સવારને ઝડપથી રવાના કર્યો.

## લશ્કર્ કશીદને સેકન્દર્ બસૂએ અન્દલુસ્ વ ગેરેફ્તને દેઝે શાહે ફર્યાન્.

ચુ એસ્કન્દરૂ આન્ નામએ વય બેખાન્દ
બેઝદ નાએ રૂઇનો લશ્કરૂ બેરાન્દ
હમી રફૂત યકૂ માહ પૂયાન્ બરાહ
ચુ આમદ બદાન્ મર્ઝે ઊ બા સેપાહ
ચકી પાદશાહ બૂદ ફર્યાન્ બનામ
અબા લશ્કરો ગન્જો ગુસ્તર્દહ કામ
ચકી શારૂસાન્ દાશ્ત બા સાઝે જન્ગ્
સરે બારએ ઊ નદીદી કોલન્ગ્
બેયાવરૂદ લશ્કરૂ ગેરેફૂત આન્ હેસારૂ
બરાન્ બારએ હેઝ ગુઝશ્તી સવારૂ
સેકન્દરૂ બેફરૂમૂદ તા જાસલીકૂ
બેયારન્દ અરૂરાબહો મન્જનીકૂ
બયકૂ હફૂતહ બેસ્તદ હેસારે બલન્દ
બશાહરૂ અન્દરૂ આમદ સેપહ અરૂજમન્દ
સેકન્દરૂ બેયામદ બશાહરૂ અન્દરૂન્
બેફરૂમૂદ તા કસ નરીઝન્દ ખૂન

## સિકંદરનું અંદલુસ તરફ લશ્કર લઈ જવું અને ફર્યાનના પાદશાહનો કિલ્લો હાથ કરવો.

જ્યારે સિકંદરે તેણીનું નામુ વાંચ્યું-ત્યારે પિત્તલની કરનાય વગડાવી અને લશ્કર આગળ ચલાવ્યું.

તે ઉતાવળી ચાલે એક મહિનો ચાલ્યા કીધો-જ્યારે તે લશ્કર સાથ તેણીના મુલકમાં આવી પુગ્યો,

ત્યારે ત્યાં "ફર્યાન" નામનો લશ્કર, ખઝાના અને નામદારી.મેળવેલો એક પાદશાહ હતો.

તે લડાઈના અસ્બાબ સાથનું એક શેહર ધરાવતો હતો-તેના કિલ્લાની ટોચ કુલંગ પક્ષી પણ જોઈ શકતું ન હતું.

તે કિલ્લો જીતવા માટે લશ્કર સાથ ધસારો લઇ ગયો-કે જેથી તેના સવારો કિલ્લાની દીવાર ઉપર ચઢી જાય.

સિકંદરે યંત્ર ચલાવનારાઓને હોકમ કીધો-કે "કિલ્લો તોડનારાં ૧૮૪
યંત્રોનાં ગાડાં લઈ આવે."

એક અઠવાડિયામાં તે બુલંદ કિલ્લો લીધો-અને તે નકમીચું લશ્કર શેહરમાં દાખેલ થયું.

સિકંદર શેહરની અંદર આવ્યો-તેણે ફર્માવ્યું કે "કોઇનું ખૂન રેડે નહીં."

ચકી પૂરે કયદાફહ્ દામાદ બૂદ
બદીન શાહરે ફુર્યાન્ બદ્ શાહ બૂદ
બદ્ દાદહ્ બુદ દોખ્તરે અરૂજમન્દ
કોલાહશ બકયદાફહ્ ગશ્તહ્ બલન્દ
કે દામાદરા નામ્ બુદ કયદરૂશ
બદ્ દાદહ્ ફુર્યાન્ દેલો ચશ્મો ગૂશ
બજન્ગ્ અન્દરૂન્ કોશ્તહ્ શુદ શાહે શહૂર
કે અઝ ચર્ખે ગર્દાન્ ચુનાન્ યાફ્ત બહૂર
ચકી મરૂદ બુદ નામે ઊ શહરૂગીરૂ
બદસ્તશ ઝનો શૂય ગશ્તન્દ અસીરૂ
સેકન્દરૂ બેદાનેસ્ત કાન્ મરૂદ કીસ્ત
બસરૂ શુદ કે દર્માને ઈન્ કારૂ ચીસ્ત
બેફરૂમૂદ તા પીશે ઊ શુદ વઝીરૂ
બદ્ દાદ ફર્માનો તાજો સરીરૂ
૧૮૫ ખેરદમન્દરા નીતફૂન્ બૂદ નામ
ચકી રાએઝન્ મર્દે ગુસ્તર્દહ્ કામ
બદ્ ગોફ્ત કારન્દ પીશત્ અફ્રૂસ
તોરા ખાનમ એસ્કન્દરે ફીલ્ફૂસ
તો બેન્શીન્ બઆઇન બતખ્તે કેયાન્
ચુ મન્ પીશત્ આયમ કમરૂ બરૂ મેયાન્
બેફર્માય તા ગર્દને કયદરૂશ
બેબુરૂરદ દેખ્આગાહે જન્ગી ક્રે દૂશ
મન્ આયમ બપીશત્ બખાહેશગરી
નુમાયમ ફેરાવાન્ તોરા કેહ્તરી
નેશસ્તનગહી સાઝ બી અન્જુમન્
ચુ ખાહેશ ફેઝાયમ બેબખ્શશ બમન
શુદ આન્ મર્દે દસ્તૂરૂ બા દરૂદ જોફ્ત
નદાનેસ્ત કાન્રા ચે બાશદ નેહોફ્ત
અઝાન્ પસ બદ્ ગોફ્ત શાહે જેહાન્
કે ઈન્ રાઝ બાયદ કે માનદ નેહાન્
મરા ચૂન્ ફેરેસ્તાદગાન પીશ ખાન્
સુખુનહાએ કયદાફહ્ ચન્દી બેરાન્
મરા શાહ બેફ્રેસ્ત બા દહ્ સવારૂ
કે રવ નામહ્ બરૂ ઝૂદ પાસોખ બેયારૂ
૧૮૬ બહમરાહ્ કુન મરૂ મરા કયદરૂશ
અઝૂ સરૂબસરૂ ઇન સુખુનહા બેપૂશ
બદ્ નીતફૂન્ ગોફ્ત અયદૂન કુનમ
બફર્માન બરીન ચારહ્ અફ્સૂન કુનમ
બશાબ્ગીરૂ ચૂન શીદ ખન્જરૂ કશીદ
શબે તીરહ્ અઝ બીમ શુદ નાપદીદ
નેશસ્ત અઝ બરે તખ્ત બરૂ નીતફૂન્
પુરૂ અઝ શરૂમ રોખ દેલ પુરૂ અઝ દર્દો ખૂન
સેકન્દરૂ બપીશ અન્દરૂન્ બા કમરૂ
કુશાદહ્ રહે ચારહો બસ્તહ્ દરૂ
ચુ આન્ પૂરે કયદાફહ્રા શહરૂગીરૂ
બેયાવરૂદ ગેર્યાન્ ગેરેફ્તહ્ અસીરૂ
ઝનશ હમચુનાન્ નીઝ બા બૂયો રન્ગ્
ગેરેફ્તહ્ જવાન્ ચન્ગે ઊરા બચન્ગ્
સબુક નીતફૂન્ ગોફ્ત કીન મરૂદ કીસ્ત
કશ અઝ દરૂદ ચન્દાન્ બેબાયદ ગેરીસ્ત

કયદાફહનો એક બેટો જે ફ્યાનનો જમાઇ હતો અને જેનાથી ફ્યાન ઘણો ખુશ રહેતો હતો તે ત્યાં શેહરમાં રહેતો હતો.

તેને ફ્યાને પોતાની લાડકી બેટી આપી હતી-અને કયદાફહ સાથની સગાઇથી તેની કોલાહ બુલંદ થયલી હતી.

તે જમાઈનું નામ "કયદરૂશ" હતું-અને ફ્યાનનો તે સર્વથી વહાલો હતો.

લડાઇમાં તે શેહરનો પાદશાહ માર્યો ગયો-કે જેને ફરતાં આસ્માનથી એવોજ હિસ્સો મળ્યો.

તેમજ એક "શેહરગીર" નામના મર્દના હાથમાં તેની બેટી અને જમાઇ પણ કયદ પડયાં.

સિકંદર સમજી ગયો કે તે મર્દ કોણ છે?-અને આ કામનો એલાજ શું કરવો તે પણ તેનાં મગઝમાં આવી ગયું.

તેણે હુકમ કીધો જેથી વઝીર તેની આગળ ગયો-પાદશાહે તેને પોતાની મોહર, તાજ અને તખ્ત સોંપી આપ્યુ.

તે અકલમંદનું નામ 'નીતફૂન' હતું-તે એક લાગવગવાળો સલાહકાર મર્દ હતો.

સિકંદરે તેને કહ્યું કે "પેલાં જોડાંને તારી પાસે લાવવામાં આવશે-હું તને ફીલ્ફૂસના બેટા સિકંદર તરીકેજ બોલાવીશ.

તું પાદશાહી તખ્ત ઉપર રીત પ્રમાણે બેસજે-અને જ્યારે હું કમર ઉપર કમરબંદ બાંધીને તારી આગળ આઉં,

ત્યારે કોઈ ઘાટકી જલ્લાદને હુકમ કરજે કે કયદરૂશની ગર્દન ખભાં ઉપરથી દૂર કરે.

તે વખતે હું તારી નઝદીક અત્યંત નમનતાઇ દેખાડતો આવીશ અને તેના છૂટકારાની દરખાસ્ત કરીશ.

તું ખાનગી દરબાર ભરજે-અને જ્યારે હું ઘણીજ ઓઝરખાહી કરૂં ત્યારે તું તેને મને બક્ષી દેજે."

પેલો વઝીર ફિકરમાં પડયો તે સમજી નહીં શકયો કે એમાં શું ભેદ છે?

પછી દેશના પાદશાહે તેને કહ્યું કે "આ ભેદ છૂપોજ રહેવો જોઇયે.

મને બીજા કાસેદોની માફક તારી નઝદીક બોલાવજે-અને મારી સાથ કયદાફહ માટે કેટલીક વાતો કરજે.

મને ખુશી સાથે દશ સવારો સાથ ત્યાં મોકલી આપજે-અને મને કહેજે કે 'તું જા, આ નામુ શિતાબ લઈ જઈ એનો જવાબ લાવ.'

કયદરૂશને મારી સાથે મોકલજે-અને તેનીથી આ તમામ વાત છૂપાવજે."

નીતફૂને કહ્યું કે "હું એજ પ્રમાણે કરીશ-તારા હુકમ પ્રમાણે આ ડગાઇ રચીશ."

બામદાદે જ્યારે ખુરશીદે પોતાની ઝળકતી શમ્શીર ખેંચી-અને તેની ધાસ્તીથી સીઆહ રાત ગુમ થઇ,

ત્યારે નીતફૂન શર્મ ભરેલા ચેહરાએ અને ગમગીની ભરેલાં દિલે તખ્ત ઉપર બેઠો.

સિકંદર કમર બાંધી તેની આગળ ઉભો-દરબારના દરવાઝા બંધ કરીને ડગાઇનો માર્ગ ખુલ્લો કીધો.

જ્યારે કયદાફહના તે બેટાને પેલો શેહરગીર-કયદી તરીકે પકડીને રડતો દરબારમાં લઈ આવ્યો,

તેમજ તેની સ્ત્રી પણ પોતાના સણગાર સાથે તેના હાથમાં હાથ નાખી ત્યાં આવી,

ત્યારે તુરત નીતફૂને પૂછયું કે "આ મર્દ કોણ છે?-કે જેને દુઃખથી એટલું બધું રડવું પડે છે?"

ચુનીન્ દાદ્ પાસોખ્ કે બાઝ્ આરૂ ફુશ
કે મન્ પૂરે કયદાફેહ્ અમ કયદરૂશ
બેઝ્ ઈન્ હોખ્તે ફુર્યાન્ મરા નીસ્ત જોફૂત
કે દારદ્ પસે પર્દએ મન્ નેહોફૂત
બેરફૂતમ કે ઊરા સુએ ખાને ખીશ
બરમ્ તા બેદારમશ ચૂન્ જાને ખીશ
અસીરમ કુનૂન દરૂ કફે શહરૂગીરૂ
રવાન્ ખસ્તહ્ અઝ્ અખ્તરો તન્ બતીરૂ
ચુ બેશનીદ્ અઝ્ ઈન્ સખુન નીતફૂન
સરશ ગશ્ત પુરૂ દર્દો દેલ્ પુરૂ ઝે ખૂન
બરૂ આશોફૂત અઝાન્ પસ બદેઝ્ખીમ ગોફૂત
કે ઈન્ હરૂ દુરા ખાકૂ બાયદ્ નેહોફૂત
ચુનીન્ હમ બબન્દ્ અન્દરૂન બા ઝનશ
બશમ્શીરે હેન્દી બેઝન્ ગર્દનશ
સેકન્દરૂ બેયામદ્ ઝમીન્ બૂસહ્ દાદ્
બદૂ ગોફૂત કય શાહે કયસરૂ નેઝાદ્
ચુ ખૂને જવાનાન્ બેબખ્શી બમન્
સરફૂરાઝ્ ગર્દમ બહરૂ અન્જુમન્
સરે બી ગુનાહાન્ ચે બુરૂરી બકીન્
કે નપસન્દદ્ અઝ્ તૂ જહાન્ આફ્રીન્
બદૂ ગોફૂત બીદારૂ દેલ્ નીતફૂન્
કે આઝાદ્ કર્દી દો તન્રા બખૂન
સખુફૂ નીતફૂન્ ગોફૂત કય કયદરૂશ
બેબાર્દી સરી દૂરૂ માન્દહ્ ઝે દૂશ
ફેરેસ્તમ કુનૂન બા તો ઊરા બહમ
બેખાનદ્ બમાદરૂત બરૂ બીશો કમ
અગરૂ બાઝો સાવમ ફેરેસ્તદ્ નેકૂસ્ત
કસીરા નદરૂરદ્ બરીન્ દરૂદ્ પૂસ્ત
નેગહ્ કુન બરીન્ પાકૂ દસ્તૂરે મન્
કે ગૂયદ્ બદૂ રઝ્મ યા સૂરે મન્
તો આન્ કુન ઝે ખૂબી કે ઊ બા તો કરૂદ્
બપાદાશ પીચદ્ દેલે રાદ્ મરૂદ્
ચુ ઈન્ પાસોખે નામહ્ યાબદ્ ઝે શાહ્
બખૂબી વરા બાઝ્ ગર્દાન્ ઝે રાહ્
ચુનીન્ ગોફૂત બા નીતફૂન્ કયદરૂશ
કઝ્ બરૂ નદારમ દેલો ચશ્મો ગૂશ
ચે ગૂયમ કે ઊરા બેદારમ ચુ જાન્
કઝ્ યાફૂતમ જોફૂતો જાનો જહાન્

તેણે જવાબ આપ્યો કે "તું જરા ધ્યાનથી સાંભળ-કારણકે હું કયદાફેહનો બેટો કયદરૂશ છું.

ફુર્યાનની બેટી સિવાય મારા ઝનાનખાનામાં છુપાયલી મારી બીજી કોઈજ સ્ત્રી નથી.

હું ગયો કે તેણીને પોતાને ઘર લઈ જઈ મારા જીવની પઠે રાખું. ૧૮૭

પણ હમણા હું આ શેહરગીરના હાથમાં કયદ પડયો છું-આવાં મારાં નસીબથી મારો જીવ ઝખ્મી થયો છે અને મારૂં તન તીરથી વિંધાઈ જાય છે."

જ્યારે નીતફૂને તેની આ વાત સાંભળી-ત્યારે તેનું સર દુઃખ ભરેલું અને દિલ ખૂન ભરેલું બન્યું.

ત્યાર બાદ તે ગુસ્સે થયો અને જલ્લાદને કહ્યું કે "આ બન્ને જણને તો મારીજ નાખવા જોઇયે.

એમનેએમ એને બાંધેલો એની બૈરી સાથે હિંદી તલવારથી ગર્દન માર."

હવે સિકંદરે તખ્તની નઝદીક આવી ઝમીનને બોસો દઇ-કહ્યું કે "ઓ કયસરની બુન્યાદના પાદશાહ!

જો તું મારે ખાતેર આ જવાન જોડાંને જીવતદાન બક્ષે તો હું લોકોમાં સરફરાઝ થાઉં.

તું ગુસ્સામાં આવી બેગુનાહોનાં સર શું કામ કાપે છે?-કારણ જેહાનનો પયદા કરનાર સાહેબ આ તારૂં કામ પસંદ કરસે નહીં."

ત્યારે ચાલાક મનના નીતફૂને સિકંદરને જવાબ દીધો-કે "જા મેં બન્ને જણને ખૂનમાંથી મોકળાં કીધા છે."

પછી તુરતજ નીતફૂન બોલ્યો કે "ઓ કયદરૂશ!-તું તારી ગર્દન ઉપરથી દૂર થતું સર સલામત લઇ જવા પામ્યો છે.

હવે હું આ શખ્સને તારી સાથ મોકલીશ-જે તારી માને વધતી ઓછી સમજાવશે, ૧૮૮

જો તેણી મારી ચોથાઈ અને સલામી મોકલી આપશે તો ઠીક છે-પછી કોઈનાં શરીરને નુકસાન થશે નહીં.

તું આ મારા પ્રમાણિક વઝીરને સંભાળજે-કારણકે એ તેણીની આગળ લડાઈ કરવી કે સલાહ કરવી તેની વાત કરશે.

જેવી ભલાઇ તારી સાથે એણે કીધી છે તેવી ભલાઈ તું તેની સાથ કરજે-ભૂડા બદલાથી અકલમંદ માણસનો સ્વભાવ પણ બગડી જાય છે.

જ્યારે તે આ નામાનો જવાબ પાદશાહ તરફથી મેળવે-ત્યારે તેને ભલાઇ સાથ તારે ત્યાંથી પાછો ફેરવજે."

કયદરૂશે નીતફૂનને કહ્યું-કે "મારૂં દિલ, આંખ અને કાન એની તરફથી ખસેડીશ નહીં.

તને શું કહું? એને તો હું મારા જીવની માફક રાખીશ-કારણકે એનાથીજ મને મારી બૈરી, મારો જાન અને તમામ જેહાન પાછી મળી છે."

## રફ્તને સેકન્દર્ બરસૂલી નઝ્દે કયદાફેહ્ વ શેનાખ્તને કયદાફેહ્ ઊરા.

——:o:——

જેહાનજૂય દહ્ નામવરૂ બરૂ ગુઝીદ્
ઝે મર્દાને રૂમી ગુનાન્ ચૂન સઝીદ્

## સિકંદરનું કાસેદ તરીકે કયદાફેહની નઝદીક જવું અને કયદાફેહે તેને ઓળખવું.

——:o:——

પાદશાહે રૂમીઓમાંથી જેઓ લાયક હતા તેવા દશ નામવરને ચુંટી કાઢયા.

કે બૂદન્દ હર દહ હમઆવાઝે ઊય
નેગહદાશતન્દી બરેહ શાઝે ઊય
ચુનીન ગોફત કફનૂન બરાહ અન્દરુન
મખાનીદ મારા જોઝ અઝ નીતફૂન
૧૮૯ હમી રફત પીશ અન્દરુન કયદરુશ
સેકન્દર સેપોર્દહ બદૂ ચશ્મો ગૂશ
ચુ આતેશ હમી રાન્દ મેહતર સુતૂર
બકૂહી રસીદન્દ સન્ગશ બુલૂર
બર ઊ બર ઝે હરગૂનએ મીવહદાર
ફેરાવાન ગેયા દીદ બર કૂહસાર
બેરફતન્દ અઝાન કૂહ પૂયાન બરાહ
બદાન બૂમો બર કન્દરુ બૂદ શાહ
ચુ કયદાફહ આગહ શુદ અઝ કયદરુશ
ઝે બહરે પેસર પહન ખુરૂશાહ ગૂશ
પઝીરહ શુદશ બા સેપાહી ગરાન
હમહ નામદારાનો નીકુઅખ્તરાન
પેસર નીઝ ચૂન રૂએ માદર બેદીદ
પેયાદહ શુદો આફ્રીન ગુસ્તરીદ
બેફરમૂદ કયદાફહ તા બરનેશસ્ત
હમી રાન્દો દસ્તશ ગેરેફતહ બદસ્ત
બદૂ કયદરુશ આન ચે દીદો શનીદ
હમી ગોફતો રન્ગે રોખશ ના પદીદ
કે દર શહરે ફર્યાન ચે આમદ ઝે રન્જ
નમાન્દ અફસરો લશકરો તખ્તો ગન્જ
૧૯૦ મરા ઇન કે આયદ હમી બા અફસ
રહા કરદ અઝ એસ્કન્દરે ફીલફૂસ
વગરનહ બેફરમૂદ તા ગર્દનમ
ઝનન્દો બેસૂઝન્દ બાતેશ તનમ
કુનૂન હરચે ખાહદ બખૂબી બેકુન
બર ઊ હીચ મશકન ઝે ખાહેશ સખુન
ચુ બેશનીદ કયદાફહ ઇન અઝ પેસર
દેલશ ગશ્ત બાન દરદ ઝીરો ઝબર
ઝે અયવાન ફેરેસ્તાદહરા પીશ ખાન્દ
બતખ્તે ગેરાનમાયગાન બર નેશાન્દ
ફેરાવાન બેપુર્સીદો બેન્વાખ્તશ
યકી માયહવર જાયગહ સાખ્તશ
ફેરેસ્તાદ હર ગૂનએ ખર્દની
ઝે પૂશીદની હમ ઝે ગુસ્તર્દની
બેબૂદ આન શબો બામદાદે પગાહ
બપુર્સેશ બેયામદ બદરગાહે શાહ
પરસ્તન્દગાન પર્દહ બર્દાશતન્દ
બર અસ્પશ ઝે દરગાહ બુગ્ઝાશતન્દ
ચુ કયદાફહરા દીદ બર તખ્તે આજ
ઝે યાકૂતો પીરૂઝહ બર સરશ તાજ
૧૯૧ ઝે ઝરબફત પૂશીદહ ચીના કબાય
ફેરાવાન પરસ્તન્દહ પીશશ બપાય
રોખે શાહ તાબાન બકેર્દારે હૂર
નેશસ્તનગહશરા સુતૂનહા બુલૂર
ઝે બર પૂશેશે જઝઅ બસ્તહ બઝર
બર ઊ બાફતહ ચન્દ ગૂનહ ગોહર

કે જે દરો જણ તેનાજ મળતિયા હતા-અને તેનાં દિલનો ભેદ જાળવનારા હતા.

સિકંદરે તેઓને કહ્યું કે "આપણી સફર દરમેયાન તમો મને નીતફૂન સિવાય બીજાં કોઈ નામે બોલાવતા ના."

હવે કયદરૂશ આગળ આગળ ચાલવા લાગ્યો સિકંદરે તેની ઉપર પુરતો ભરૂસો મૂકયો હતો.

તે સરદાર આતશની માફક શિતાબીથી પોતાનો ઘોડો હાંકતો હતો-તેઓ એક પહાડ કે જેનો પત્થર બિલોર જેવો હતો ત્યાં આવી પહોંચ્યા.

તે પહાડ ઉપર તરેહતરેહનાં મેવાનાં ઝાડ અને પુષ્કળ ઘાસ જોયું.

પછી તેઓ તે પહાડ ઉપરથી દોડતા કે જે મુલકમાં રાણી રહેતી હતી તે રાહમાં આવી લાગ્યા.

જ્યારે કયદાફેહે કયદરૂશના આવવાની વધાઇ સાંભળી-કે જેણી પોતાના છોકરા માટે ઘણી આતુર બની હતી,

ત્યારે તેણી એક મોટાં લશ્કર સાથ તેમજ તમામ નામદારો અને નેકબખ્તો સાથે તેને એસ્તેકબાલ ગઈ.

જ્યારે બેટાએ માનો ચેહરો જોયો-ત્યારે તે પેયાદો થયો અને દુઆ કીધી.

કયદાફેહે ફર્માવ્યું જેથી તે પાછો સવાર થયો-તેઓ બન્ને હાથમાં હાથ લઈ ચાલવા લાગ્યાં.

કયદરૂશે જે કાંઇ પોતે જોયું અને સાંભળ્યું તે ફિક્કા ચેહરાએ તેણીને કહેવા લાગ્યો.

કે "ફર્યાનના શેહરમાં તેના ઉપર શું શું દુઃખ પડયું?-તેનું તાજ, તખ્ત, લશ્કર અને ખઝાનો કાંઈ પણ રહ્યું નહીં.

આ શખ્સ જે મારી સાથ આવે છે તેણે મને અને મારી બૈરીને-ફીલફૂસના બેટા સિકંદર પાસથી છોડાવ્યાં છે.

નહીં તો તેણે તો હુકમ આપ્યો હતો કે મને ગર્દન મારે-અને મારૂં તન આતશમાં બાળી નાખે.

હવે તે જે કાંઇ કહે તે તું ભલમનસાઈથી બજા લાવ-અને તેની કોઈ પણ માંગણીનો સખુન તું તોડતી ના."

જ્યારે કયદાફેહે પોતાના બેટાથી એવી રીતનું સાંભળ્યું-ત્યારે તેનાં દુઃખથી તેણીનું દિલ ભાગી ગયું.

તેણીએ એલચીને મેહલમાંથી પોતાની આગળ બોલાવ્યો-અને તેને મોટાઓનાં તખ્ત ઉપર બેસાડયો.

તેની ખબર આફીયત પૂછી ઘણોક નવાઝયો-અને એક મોભ્ભાદાર મકાન તેને માટે તૈયાર કરાવ્યું.

અને તરેહવાર ખાણાં તેમજ ઓઢણાં અને પાંથરણાં મોકલાવ્યાં.

તે રાતે ત્યાં રહ્યો અને સવારના પોહોરમાં-તે રાણીની દરબારમાં ખબર અંતર પૂછવા માટે આવ્યો.

નોકરોએ દરબારનો પર્દો ઉઠાવી-તેને ઘોડા સાથેજ દરબારમાં દાખેલ કીધો.

જ્યારે તેણે કયદાફેને હાથીદાંતનાં તખ્ત ઉપર યાકુત અને પીરૂઝાનું તાજ પેહેરેલી બેઠેલી જોઈ,

જેણીએ સોનેરી ભરતકામનો ચીનાઇ જભ્ભો પેહેરેલો હતો-અને આગળ પાછળ પુષ્કળ ગોલામો ઉભેલા હતા,

જેણીનો ચેહરો ઝળકતા આફતાબની મિસાલનો હતો-તેનાં તખ્તના પાયા બિલોરના હતા,

તેણીનાં તખ્ત ઉપર રેશમી કસબી કિમ્ખાબની ચાદર નાખેલી હતી-જે ઉપર તરેહતરેહનાં જવાહિર જડેલાં હતાં,

પરસ્તન્દહુ બા તઉકો બા ગૂશવારૂ
બપાય અન્દરૂ ગુલશને ઝરૂનેગારૂ
સેકન્દરૂ બદાન્ દરૂ શેગેફૂતી બેમાન્દ
ફેરાવાન્ નેહાન્ નામે યઝદાન્ બેખાન્દ
નેશસ્તનગહી દીદ કયસરૂ કે નીઝ
નેયામદ વરા રૂમો ઈરાન્ બચીઝ
બરે મેહુતરૂ અન્દરૂ ઝમાન્ દાદ બૂસ
ચુનાન્ ચૂન્ બુવદ મર્દુમે ચાપ્લૂસ
વરા દીદ કયદાફેહ બેન્વાખ્તશ
બેપુર્સીદ બેસ્યારો બેન્શાખ્તશ
ચુ ખુરૂશીદે તાબાન્ ઝે ગુમ્બદ બેગશ્ત
ગહે બારે બીગાનહુ અન્દરૂ ગુઝશ્ત
બેફરૂમૂદ તા ખાન્ બેયારાસ્તન્દ
પરસ્તન્દહો રૂદો મય ખાસ્તન્દ
નેહાદન્દ યકૂ ખાનહુ ખાનહાએ સાજ
હમહુ કઉકબશ ઝરૂરો પયકરૂશ આજ
ખુરેશહા બી અન્દાઝહુ આવર્દહુ શુદ
મય આવરૂદ ચૂન્ ખુર્દની ખર્દહુ શુદ
તબકૂહાએ ઝરૂરીનો સીમીન્ નેહાદ
નુખોસ્તીન્ ઝે કયદાફેહ કર્દન્દ યાદ
બમય ખુર્દન્ અન્દરૂ ગેરાનમાયહુ શાહુ
ફેઝૂન કરૂદ સૂએ સેકન્દરૂ નેગાહુ
બગન્જૂરૂ ગોફ્તા આન્ દુરોખ્શાન હરીરૂ
નબેશ્તહુ બરૂ ઊ સૂરતે દેલપઝીરૂ
બપીશે મન્ આવરૂ ચુનાન્ હમ કે હસ્ત
બતુન્દી બરૂ ઊ હીચ્ મપ્સાય દસ્ત
બેયાવરૂદ ગન્જૂરો બેન્હાદ પીશ
ચુ દીદશ નેગહુ કરૂદ અઝ અન્દાઝહુ બીશ
બચેહરે સેકન્દરૂ નેકૂ બેન્ગરીદ
અઝ આન્ સૂરત ઊરા જુદાઈ નદીદ
બેદાનેસ્ત કયદાફેહ કૂ કયસરસ્ત
બરૂ આન્ લશ્કરે નામવરૂ મેહુતરસ્ત
ફેરેસ્તાદઈ કરૂદ અઝ ખીશતન
દેલીરૂ આમદસ્ત ઊ બદીન્ અન્જુમન્
બદૂ ગોફ્ત કય મરૂદે ગુસ્તર્દહુ કામ
બેયા તા ચે દાદત સેકન્દરૂ પયામ
ચુનીન્ દાદ પાસોખ કે શાહે જેહાન્
સખુન્ ગોફ્ત બા મન્ મેયાને મેહાન્
કે કયદાફએ પાકૂ દેલરા બેગૂય
કે જોઝ રાસ્તી દરૂ ઝમાનહુ મજૂય
નેગરૂ સરૂ ન પીચી ઝે ફર્માને મન્
નેગહુદારૂ બીદારૂ પયમાને મન્
વગરૂ હીચ્ તાબ્ અન્દરૂ આરી બદેલ
બેયારમ યકી લશ્કરી દેલ ગુસેલ
બરૂ આરમ દમારૂ અઝ હમહુ લશ્કરત
બઆતેશ બેસૂઝમ હમહુ કેશ્વરત
નેશાને હોનરૂહાએ તૂ યાફ્તમ
બજન્ગત અઝાન્ તીઝ નેશતાફ્તમ
ખેરદમન્દીઓ શરૂમ નઝદીકે તોસ્ત
જહાન્ ઈમન્ અઝ રાએ બારીકે તોસ્ત

તે ઝરનેગાર બાગ (દરબાર)માં સાંકળી અને બાલી પેહેરેલા ગોલામો ઉભા હતા.

સિકંદર એ જોઈ અજબ થયો-અને મનમાંજ ખોદાતાલાની કેટલીક યાદ કીધી.

કયસરે એક એવું આસન જોયું-કે જેની આગળ રૂમ અને ઈરાનની શેહનશાહત કોઇ બિસાતમાં હતી નહીં.

બીજા દરબારીઓની પખે તેણે પણ સરદાર આગળ ઝમીન ચૂમી.

કયદાફેહે તેને જોયો અને માન સાથ આવકાર દીધો-તેની ખૂબ રવેશે ખબર આફીયત પૂછી અને તેને બેસાડયો.

જ્યારે ઝળકતો ખોરશીદ અસ્ત થયો-અને પારકાઓને દરબારમાં આવવાનો વખત પુરો થયો,

ત્યારે તેણીએ હુકમ કીધો જેથી ખાણું તૈયાર કરવામાં આવ્યું-નોકર ચાકરો, તમ્બુરા અને મય પણ મંગાવ્યો.

એક ઓરડામાં સાગની બનાવેલી ટેબલો ગોઠવી-જેની ઉપરની ૧૯૨
ગોળાઈ સઘળી સોનાની હતી અને તેમાં હાથીદાંત જડેલા હતા.

ત્યાં બેહદ ખાણું લાવવામાં આવ્યું-જ્યારે ખાણું ખવાઇ રહ્યું ત્યારે મય લાવ્યા.

સોનેરી અને રૂપેરી જામો મેલી-તઓએ પહેલાં કયદાફેહની સલામતી લીધી.

મય પીતાંપીતાં તે મોભ્ભાવાળી રાણીએ-સિકંદર તરફ ધ્યાન કરીકરીને જોયા કીધું.

પછી તેણીએ ખઝાનચીને કહ્યું કે "પેલું ઝળકતું રેશમી કપડું-જેની ઉપર પેલી દેલપઝીર સૂરત ચીતારેલી છે,

તે એમનું એમ મારી નઝદીક લાવ-જો સંભાળજે બેદરકારીથી તેની ઉપર તારો હાથ ના ઘસડતો."

ખઝાનચી તે લાવ્યો અને તેણીની નઝદીક મેલી-જ્યારે તેણીએ તેને જોઇ ત્યારે ખૂબ નેગાહ પહોંચાડી.

પછી સિકંદરનો ચેહરો ખૂબ રવેશે જોયો-તો તેણીને તે ચીતારમાં કાંઈ પણ ફર્ક માલૂમ પડયો નહીં.

હવે કયદાફેહે જાણ્યું કે "એજ તે નામવર લશ્કરનો સરદાર કયસર છે.

તે પોતે કાસેદ બન્યો છે-અને હિમ્મત કરીને આ દરબારમાં આવ્યો છે."

પછી તેણીએ સિકંદરને કહ્યું કે "ઓ મુરાદે પુગેલા શખ્સ!-લાવ ૧૯૩
સિકંદરે તને શું પયગામ આપ્યો છે?"

તેણે તેણીને એવો જવાબ દીધો કે "દેશના પાદશાહ સિકંદરે-સઘળા સરદારોની વચ્ચે મને એમ કહ્યું,

કે તું તે પાક દિલની કયદાફેને કહેજે-કે 'દુન્યામાં તું રાસ્તી સિવાય બીજું કશું ના શોધતી.

જોજે મારા હુકમનો અનાદર ના કરતી-પણ સાવચેતીથી મારી વફાદારીને વળગી રહેજે.

જો તું તારા દિલમાં કાંઇ પણ ઉસકેરણી લાવશે-તો હું એક શિકસ્ત આપનારૂં લશ્કર લઇ આવીશ.

અને તારાં તમામ લશ્કરનો નાશ કરી નાખીશ-તારો સઘળો મુલક આગમાં બાળી નાખીશ.

મને તારા સદગુણોની કાંઇક ખબર પડી છે-તેથીજ મેં તુરત તારી ઉપર ચઢાઈ કીધી નથી.

તું ડહાપણ ભરેલી અને વળી શરમાળ છે-તારા નેક વિચારોથી દુન્યામાં અમનચમન છે.

કુનૂન્ ગરૂ બેતાબી સરૂ અઝ બાજ્હો સાવ
બેદાની કે બા મા નદારી તો તાવ
ન બીની જોઝ અઝ ખૂબીઓ રાસ્તી
થુ પીચી સરૂ અઝ કઝીઓ કાસ્તી
૧૫૪ બરૂ આરોઝૂત કયદાફ્રહ ચૂન ઈન્ શનીદ
જોઝ અઝ ખામોશી હીચ દરૂમાન્ નદીદ
બદ્દ ગોફ્તૂ કફૂનૂન્ રવે ખાનહ ગીરૂ
બેયાસાય બા મર્દુમે દેલપઝીરૂ
થુ ફર્દા બેયાઈ તો પાસોખ દેહીમ
બબરૂગશતનત રાય ફરૂરોખ નેહીમ
સેકન્દરૂ બેયામદ સુએ ખાને ખીશ
હમહ શબ્ હમી સાખ્ત દરૂમાને ખીશ
થુ બરૂજદ સરૂ અઝ કૂહ રખશાન્ ચરાઘ
થુ દીબા ફેરોઝન્દહ શુદ દશ્તો રાઘ
સેકન્દરૂ બેયામદ બદાન્ બારૂગાહ
દો લબ્ પુરૂ ઝે ખન્દહ દેલ અઝ ધમ સેયાહ
ફેરેસ્તાદહરા દીદ સાલારે બારૂ
બેપુર્સીદો બોર્દશ બરે શહરૂયારૂ
હમહ કાખે ઊ પુરૂ ઝે બીગાનહ દીદ
નેશસ્તરા બુલૂરીન્ યકી ખાનહ દીદ
અકીકો જબરૂજદ બરૂ ઊ બરૂ નેગારૂ
ગેયાન્ અન્દરૂન્ ગઉહરે શાહ વારૂ
ઝમીનશ હમહ સન્દલો ચૂબ્ ઊદ
ઝે જઝઓ ઝે પીરૂઝહ ઊરા અમૂદ
૧૫૫ સેકન્દરૂ ફેરૂમાન્દ અઝાન્ જાયગાહ
વઝાન્ ફરૂરો અઉરંગો આન્ દસ્તગાહ
હમી ગોફ્તૂ કીનત્ સરાય નેશસ્ત
ન બીનદ ચુનીન્ જાય યઝદાન્પરસ્ત
ખરામાન્ બેયામદ બનઝદીકે શાહ
નેહાદન્દ કુર્સી યકી ઝીરે ગાહ
બદ્દ ગોફ્તૂ કયદાફ્રહ કય નીતફૂન્
ચેરા ખીરહ ગશ્તી બકાખ અન્દરૂન્
હમાના કે ચૂનીન્ નબાશદ બરૂમ
કે આસીમહ ગશ્તી બરીન્ મર્ઝો બૂમ
સેકન્દરૂ બદ્દ ગોફ્તૂ કય શહરૂયારૂ
તો ઈન્ ખાનહરા ખારૂ માયહ મદારૂ
અઝીરા ઝે શાહાન્ સરત બરૂતરસ્ત
કે દર્યાએ તૂ મઅદને ગઉહરસ્ત
બેખન્દીદ કયદાફ્રહ અઝ કારે ઊય
દેલશ ગશ્ત ખુરૂરમ ઝે ગોફ્તારે ઊય
વઝાન્ પસ ગુસી કરૂદ કસહાએ ખીશ
ફેરેસ્તાદહરા નીક્રુ બેન્શાન્દ પીશ
બદ્દ ગોફ્તૂ કય ઝાદએ ફીલફૂસ
હમત બઝમો રઝમસ્તો હમ નઅમો બૂસ
૧૫૬ દેલીરૂ આમદી પીશે મન બાઝ ખાહ
નદાનમ તોરા ઈન્ કે બેન્મૂદ રાહ
સેકન્દરૂ ઝે ગોફ્તારે ઊ ગશ્ત ઝરૂદ
રવાન્ પુરૂ ઝે દર્દો રોખાન્ લાજવરૂદ
બદ્દ ગોફ્તૂ કય મેહતરે પુરૂ ખરદ
ચુનીન્ ગોફ્તહ અઝ તૂ નહ અન્દરૂખરદ

હવે જો તું અમોને ચોથાઈ આપવાથી સર ફેરવશે-તો તું જાણ કે અમારી સામે તું ટકી ર.કશે નહીં.

પણ જો તું કપટ અને જૂઠાઇથી વેગળી રહેશે-તો ભલાઇ અને સચ્ચાઈ સિવાય તું અમોથી કશું બીજું જોશે નહીં."

જ્યારે કયદાફ્રેહે આ સાંભળ્યું ત્યારે તેણી ગુસ્સે થઈ-પણ ચૂપકીદી પકડવા સિવાય બીજો ઉપાય જોયો નહીં.

તેણીએ તેને કહ્યું કે "હમણા તો તું ઘર પાછો ફર અને તારાં મનગમતાં માણસો સાથ આરામ કર

જ્યારે તું આવતી કાલે આવશે ત્યારે હું એનો જવાબ આપીશ-અને તને પાછો ફેરવવા માટેનો મુબારક વિચાર કરીશ"

સિકંદર પોતાના ઉતારા તરફ આવ્યો-અને આખી રાત પોતાની સલામતીનો ઉપાય કરવા.લાગ્યો.

જ્યારે ઝળકતા ચેરાગે ( આફતાબે ) પહાડમાંથી પોતાનું સર બાહેર કાઢ્યું-અને સઘળાં મયદાન અને જંગલ ઝળકતાં રેશમી કપડાંની માફક બન્યાં,

ત્યારે સિકંદર તે દરબારમાં આવ્યો-જો કે તેનાં બન્ને હોઠ હસતા જણાતા પણ તેનું દિલ ગમથી સીઆહ બનેલું હતું.

દરબારના વડા અમલદારે તે એલચીને જોયો-તેવોજ તેની ખયર આરીયત પૂછી રાણીની નઝદીક લઇ ગયો.

સિકંદરે તેણીનો મેહલ પારકા લોકોથી ભરેલો જોયો-એક ઓરડો તેણીનાં બિલોરી તખ્તનો જોયો.

જે ઉપર અકીક અને પોખરાજ જડેલાં હતાં-અને વચ્ચે પાદશાહી ગોહર બેસાડેલાં હતાં.

તે મેહલની ભોંય સન્દલ અને અગરનાં લાકડાંની બનાવેલી હતી-અને તેના થાંભલા સુલેમાની અને પીરોઝાના પત્થરના બનાવેલા હતા.

સિકંદર તે જગ્યા તેમજ તેણીનો દબદબો, તેણીનું તખ્ત અને રાજ-ગાદી જોઇ અજબ થયો.

અને બોલવા લાગ્યો કે "આતે ખરૂં દરબારી મકાન યઝદાન પરસ્તો આવી જગ્યા કેથે પણ જોશે નહીં."

પછી તે ચાલતો રાણીની નઝદીક આવ્યો-એટલે તખ્તની નીચે એક ખુર્સી મૂકવામાં આવી.

કયદાફ્રેહે તેને કહ્યું કે "ઓ નીતફૂન!-તું આ મેહલથી શા માટે અજબ બન્યો ?

ખચીત કે એવો રૂમમાં નહીંજ હશે-કારણકે તું આ મુલક ઉપર દેવાનો થયલો લાગે છે."

સિકંદરે તેણીને કહ્યું કે "ઓ રાણી!-તું આ મકાનને હલકું ના ગણ.

બીજા પાદશાહો કરતાં તારૂં સર બુલંદ એટલા માટેજ છે-કે તારી તરફનો દર્યા તો મોતીની ખાણજ છે."

તેના જવાબથી કયદાફ્રહ હસી પડી-અને તેણીનું દિલ તે વાતથી ખુશહાલ બન્યું.

પછી તેણીએ દરબાર બરખાસ્ત કીધી-અને એલચીને છેક પોતાની પાસે બેસાડયો.

અને બોલી કે "ઓ ફીલ્ફૂસના છોકરા સિકંદર!-તું શાહીની મજ-લેસથી, લડાઈથી અને સભ્યતાથી પણ વાકેફગાર જણાય છે.

તું હિમ્મતથી મારી આગળ ચોથાઈ લેવા આવ્યો છે-જો કે હું જાણતી નથી કે એ કોણે તને સૂઝ પાડયું ?"

સિકંદર તેની વાતથી ફિક્કો પડી ગયો-તેનો જીવ દુઃખ ભરેલો અને ચેહરો સીઆહ થઇ ગયો.

સિકંદરે તેણીને જવાબ દીધો કે "ઓ ડહાપણ ભરેલી રાણી!-તને એવું બોલવું લાયક નથી.

સેપાસમ જે યઝદાને પર્વર્દેગારૂ
કે બા મન નબુદ મેહુતરી નામદારૂ
કે ઓર્દી બશાહે જહાન આગેહી
તનમશ જે જાન ખુદ કર્દી તેહી
મનમ નીતફૂન કહ્ખોદાએ જહાન
બેગુ ઈન બચ્ચએ ફીલ્કૂસમ મખાન
બદુ ગોફ્ત કયદાફ્હુ કઈ દાવરી
લબતરા બેપર્દાઝ કેસ્કન્દરી
અગરૂ મેહુરએ ખીશ બીની બચશ્મ
જે ચારહુ બેયાસાયો મન્માય ખશ્મ
બેયાવર્દો બેન્હાદ પીશશ હરીરૂ
નેવેશ્તહુ બરૂ ઊ સૂરતી દેલ્પઝીરૂ
કે ગરૂ હીચ જુમ્બેશ બુદી દરૂ નેગારૂ
નબુદી બેજુ એસ્કન્દરે શહૂરૂયારૂ
બદન્દાન સેકન્દરૂ બેખાઈદ લબ
બરૂ ઊ તીરહુ શુદ રૂઝ ચૂન નીમ શબ
હમી ગોફ્ત બી ખન્જરી દરૂ નેહાન
મબાદા કે બાશદ કસી દરૂ જેહાન
બદુ ગોફ્ત કયદાફ્હુ ગરૂ ખન્જરત
હમાયલ બદી પીશે મન દરૂ બરત
ન નીરૂત બુદી ન શમ્શીરે તીઝ
ન જાય નબર્દો ન રાહે ગુરીઝ
સેકન્દરૂ બદુ ગોફ્ત હરૂ કઈ મેહાન
બમર્દી બુવદ ખાસ્તારે જેહાન
નબાયદ કે પીચદ જે રાહે ગઝન્દ
કે બદ્દેલ નગર્દદ બગીતી બલન્દ
અગરૂ બા મનસ્તી સેલાહમ કુનૂન
હમહુ ખાનહુ ગશ્તી ચુ દર્યાએ ખૂન
તોરા કોશ્તમી યા જેગરૂગાહે ખીશ
બેદરૂીદમી પીશે બદ્ખાહે ખીશ

હું પર્વર્દેગાર યઝદાનના શુકરાના કરૂં છું કે અહીં મારી આગળ એક પણ નામદાર સરદાર નથી.

કે જે દેશના પાદશાહને આવા બોલોથી વાકેફ કરતે-અને તે તુરત મારો જીવ લેતે.

હું તો દેશનો વઝીર નીતફૂન છું-એ નામ સિવાય તું મને ફીલ્કૂસનો છોકરો કરી ના કહે."

કયદાફેહ બોલી કે "તું આવો દાવો કરવાથી-તારા હોઠ બંધ રાખ કારણકે તું પોતેજ સિકંદર છે.

જો તું તારી પોતાની તસ્વીર તારી આંખોએ જોશે-તો આવી ઠગાઈ કરવાથી અટકશે અને ગુસ્સો નહીં કરશે."

તેણી પેલું રેશમી કપડું લાવી તેની આગળ મૂક્યું-જેની ઉપર એક એવી દિલપઝીર સૂરત ચીતારેલી હતી.

કે જો તે ચીતારમાં જરાપણ હિલચાલ આવતી હતે-તો તે પાદશાહ સિકંદર સિવાય બીજો કોઇજ હતે નહીં.

તે જોઈ સિકંદરે હોઠ દાંતમાં કરડયા-અને તેનો દહાડો તેની ઉપર ૧૯૭
અરધી રાત જેવો સીઆહ થયો.

તે બોલવા લાગ્યો કે "દુન્યામાં કોઇ પણ શખ્સે હથિયાર બાંધ્યા વગર છૂપા વેષમાં બાહેર નીકળવું નહીં જોઇયે."

ત્યારે કયદાફેહ બોલી કે "મારી હુઝૂર તારી કમરે તારી તલવાર બાંધેલી પણ હતે,

તો પણ અહીં નહીં તારૂં ઝોર કે નહીં તારી તેઝી તલવાર કામ લાગતે-નહીં લડી શકતે કે નહીં નાસી જઇ શકતે."

સિકંદર બોલ્યો કે "પાદશાહોમાંનો જે પાદશાહ બહાદુરીથી દેશ જીતવા માગે છે,

તે ભયના રસ્તાથી પાછો ફરતો નથી-હીચકારો માણસ દુન્યામાં નામદારી મેળવતો નથી.

અગર હમણાં મારી સાથે મારાં હથિયાર હતે તો આ સઘળું મકાન લોહીના દર્યા મિસાલ બનતે.

તને હું મારી નાખતે અથવા મારૂં જીગર-મારા દુશમનની સામે ચીરી નાખતે."

---

## પન્દ દાદને કયદાફહ સેકન્દરરા.

બેખન્દીદ કયદાફહુ અઝ કારે ઊય
અઝાન મર્દીઓ તુન્દ ગોફ્તારે ઊય
બદુ ગોફ્ત કય ખુસ્રવે શીરૂ ફશ
બમર્દી મગર્દાન સરે ખીશ કશ
ન અઝ ફૂરૂ તૂ કોશ્તહુ શુદ ફૂરે હેન્દ
ન દારાએ દારાઓ ગોર્દાને સેન્દ
કે બરૂગશ્ત રૂઝે બુઝોર્ગાને દહૂરૂ
અઝ અખ્તરૂ તોરા બીશ્તરૂ બૂદ બહૂરૂ
બમર્દી તો ગુસ્તાખ ગશ્તી ચુનીન
કે મેહુતરૂ શુદી બરૂ ઝમાનો ઝમીન
હમહુ નીકુઈહા જે યઝદાન શેનાસ
વઝુ દારૂ તા ઝેન્દહુ બાશી સેપાસ
તો ગોફ્તી કે દાનેશ બગીતી મરાસ્ત
ન બીનમ હમી ગોફ્તચૂએ તો રાસ્ત

## કયદાફહે સિકંદરને શીખામણ આપવી.

કયદાફહ તેની આવી વર્તણુકથી તેમજ તેની બહાદુરી અને તુંદી ભરેલાં બોલવાથી હસી પડી.

અને સિકંદરને કહ્યું કે "એ સિંહ મિસાલના આકળા પાદશાહ!- મર્દાનગીને લીધે તારૂં સર મગરૂર ના બનાવ.

હિંદુસ્તાનનો રાજા ફૂર, દારાબનો બેટો દારા અને સિંધના પેહલ ૧૯૮
વાનો કાંઇ તારા દબદબાથી માર્યા ગયા નથી.

પણ દુન્યાના તે મહાન પુરૂષોનો દિવસ બરગસ્તે બન્યો હતો-અને તારો સેતારો ઊંચો ચઢયો હતો તેથીજ માર્યા ગયા.

મર્દાનગીમાં તું એટલો બધો તો મગરૂર બન્યો છે-કે ગોયા ઝમાના અને ઝમીન ઉપર તુંજ સરદાર થયો છે.

પણ તું જાણ કે આ સઘળી ભલાઇઓ યઝદાન તરફથીજ ઉતરી છે- માટે જીવે ત્યાં સુધી તે સાહેબના શુકરાના કરજે.

તું કહે છે કે દુન્યામાં ડહાપણ મારામાંજ ભરેલું છે-પણ હું તારી વાત સાચી સમજતી નથી.

બઠતએ સનાન્ ઉસ્તુખાન દાશ્તન્દ
હમી બર્ તને મરૂદ્ ખુગ્ઝાશ્તન્દ
બલશ્કર્ બેફરૂમૂદ્ પસ્ શહ્રૂયાર્
કે બર્દાશ્તન્દ આલતે કાર્ઝાર્
બરહ્નનહ્ બજન્ગ્ અન્દર્ આમદ્ હબશ
ધમા ગશ્ત અઝાન્ લશ્કરે શીર્ ફશ
બેકોશ્તન્દ અઝીશાન્ ફુઝૂન અઝ્ હઝાર્
બપીચીદ દીગર્ સર્ અઝ્ કાર્ઝાર્
ઝે ખૂન રીખ્તન્ ગશ્ત રૂએ ઝમાન્
સરાસર્ બકેર્દારે દર્યાએ ચીન્
ચુ અઝ્ ખૂન દરો દશ્ત આલૂદહ્ ગશ્ત
ઝે કોશ્તહ્ બહર્ જાય બર્ તૂદહ્ ગશ્ત
બરાન તૂદહ્ ખાશાકહા બર્ ઝદન્દ
બેફરૂમૂદ તા આતેશ અન્દર્ ઝદન્દ
૨૩૧ ચુ શબ્ તીરહ્ શુદ્ આમદ્ આવાઝે ગરૂગ્
સેકન્દર્ બેપૂશીદ્ ખફ્તાનો તરૂગ્
ફસીલહ્ ઝે ગોરૂગ્ અન્દર્ આમદ્ બપીશ
બતન હર્ યકી ચૂન યકી ગાવમીશ
યકી પીશરઉ બૂદ મેહ્તર્ ઝે પીલ
બસર્ બર્ સરૂન દાશ્ત હમ રન્ગે નીલ
અઝાન્ નામદારાન્ ફેરાવાન્ બેકોશ્ત
બસી હમ્લહ્ બોર્દન્દો નન્મૂદ્ પોશ્ત
બેગશ્તન્દ ફર્જામે કારશ બતીર્
યકી આહનીન્ કૂહ્ બુદ્ પીલ ગીર્

ભાલાની જગ્યાએ તેઓ પાસે હાડકાં હતાં-જે તેઓ માણુસોને ભોંકી દેતા હતા.

પછી પાદશાહ સિકંદરે લશ્કરને ફર્માવ્યું-જેથી તેઓએ પણ લડાઇનાં હથિયાર ઉઠાવ્યાં.

હબશીઓ નાગાજ લડાઈમાં ઉતર્યા-અને આ સિંહ મિસાલનાં લશ્કરથી નાસિપાસ થયા.

તે હબશીઓમાંથી હજારથી વધારેને માર્યા-જેથી બીજાઓએ લડાઇથી પોતાનાં સર ફેરવ્યાં.

લોહી રેડવાથી ઝમીનની સપાટી ચીનના દર્યા જેવી લાલ બની.

જ્યારે તે જંગલ અને મયદાન લોહીથી ભિંજાઈ ગયા-અને જગેજગ મૂવેલાંઓના ઢગલા થયા,

ત્યારે તે ઢગલા ઉપર કચરો નાખ્યો-અને સિકંદરે હોકમ કીધો જેથી તેને સળગાવી મૂક્યો.

જ્યારે રાત પડી ત્યારે વરૂઓનો આવાઝ નીકળ્યો-જેથી સિકંદરે બખ્તર અને લડાઇની ટોપી પેહેરી.

તે વરૂઓનું એક ટોળુ આગળ આવી લાગ્યું જેમાંનુ દરેક વરૂ ભેંસ જેવડું મોટું હતું.

તેઓનું સરદાર વરૂ, હાથી કરતાં પણ મોટું હતું-અને માથાં ઉપર બલુ રંગનું શિંગડું હતું.

તેણે સરદારોમાંના ઘણાકોને માર્યા-તેની ઉપર ઘણાક હમ્લા લઈ જવા છતાં તે પાછળ હઠ્યું નહીં.

શેવટે તેઓએ તીરે કરી તેની લડાઇનું કામ તમામ કીધું-તે વરૂ એક હાથી પકડનારો લોખંડનો પહાડજ હતો.

## રસીદને સેકન્દર્ બશહ્રે નર્મ્પાયાન્ વ જન્ગ્ કર્દન્ વ ફીરૂઝી યાફ્તન્ વ કોશતને અઝ્દહા વ રફ્તને ઊ બર્ સરે કૂહી વ અઝ્ મર્ગે ખુદ્ આગાહી યાફ્તન્.

## સિકંદરનું નર્મપાયાન શેહરમાં જઈ પહોંચવું અને ત્યાં લડાઈ કરી ફતેહ પામવું અને એક અઝદહાને મારવું અને પહાડની ટોચ ઉપર જઈ પોતાનાં મોત માટેની ખબર મેળવવી.

વઝાન્ જાયગહ્ તીઝ્ લશ્કર્ બેરાન્દ
બસી નામે દાદારે ગયહાન્ બેખાન્દ
ચુ નઝ્દીકીએ નરૂમ્પાયાન રસીદ
નેગહ્ કરૂદ્ મરૂદુમ બીઅન્દાઝહ્ દીદ

ન અસ્પો ન જઉશન્ ન તીઘો ન ગોરૂઝ્
અઝાદ્ હર્ યકી ફૂદકી શીર્ બોરૂઝ્
ચુ તન્ગ્ અન્દર્ આમદ્ બદીશાન્ સેપાહ્
જેહાન્ ગશ્ત બર્ નરૂમપાયાન્ સેયાહ્
ચુ રઅદે ખોરૂશાન બર્ આમદ્ ઘરીવ્
બઝાનૂ દવાન્ નરૂમપાયાન્ ચુ દીવ્
૨૩૨ બસૂએ સેકન્દર્ નેહાદન્દ રૂય
બતન્ રઅગ સાઝો બહેલ કીનહ્ જૂય

તે જગ્યાએથી તેણે શેતાબ લશ્કર આગળ ચલાવ્યું-દુન્યાના સાહેબ દાદારનું નામ વારમ્વાર ઝબાન ઉપર લીધું.

જ્યારે સિકંદર હાડકાં વગરના પગવાળાં માણુસોનાં શેહરની નઝદીક આવી પુગ્યો ત્યારે તેને તપાસ ઉપરથી માલૂમ પડ્યુ કે ત્યાં માણસોની વસ્તી ઘણી મોટી હતી.

તેઓ પાસે ઘોડા, બખ્તર, તલવાર કે ગોર્ઝ કાંઈ હતાં નહીં-તેઓ પાસે દરેકની સાથે સિંહનાં કદનું એકેક છોકરૂં હતું.

જ્યારે લશ્કર તેઓની છેક નઝદીક આવ્યું-ત્યારે તે નર્મપાયાન લોકો ઉપર જેહાન સીઆહ બની.

પોકારતાં વાદળની મિસાલ પોકાર ઉઠાવી તે નર્મપાયાન લોકો દેવની માફક ઘુંટણમડિયે દોડતા.

સિકંદર તરફ ધસી આવ્યા-તેઓ લડાયક બાંધાના અને કીના ભરેલાં દિલના હતા.

ચકી સન્ગ્ બારાન્ બેકર્દન્દ સખ્ત
ચુ બાદે ખઝાન્ બરૂ વઝદ બરૂ દેરખ્ત
બતીઘો બતીરૂ અન્દરૂ આમદ સેપાહ્
તો ગોફ્તી કે શુદ રૂઝે રઉશન્ સેયાહ્
ચુ અઝ નરૂમપાયાન્ ફેરાવાન્ નમાન્દ
સેકન્દરૂ બેયાસૂદો લશ્કરૂ બેરાન્દ
બેશુદ તાઝેયાન્ તા બશહરી રસીદ
કે આન્રા મેયાનો કરાનહ્ નદીદ
બઆઈન્ હમહ્ પીશવાઝ આમદન્દ
કુશાદહ્ દેલો બી નેયાઝ આમદન્દ
બેઆર્દન્દ હરૂ ગૂનહ્ ગુસ્તર્દની
ઝે પૂશીદનીહાઓ અઝ ખર્દની
સેકન્દરૂ બેપુર્સીદો બેન્વાખ્ત શાન્
બઅન્દાઝહ્ બરૂ પાયગહ્ સાખ્ત શાન્
વઝાન્ પસ બેફરૂમૂદ તા કેહ્તરાન્
હમાન્ નામદારાનો નીકુઅખ્તરાન્
બદાન્ રૂએ હામૂન્ ફેગન્દન્દ નખ
બદીબા શુદ આરાસ્તહ્ રીગો શખ
કશીદન્દ બરૂ દશ્ત પર્દહ્ સરાય
બગેર્દશ દેલીરાન્ ગેરેફ્તન્દ જાય
બરામેશ નેહાદન્દ યકુ બારહ્ રૂય
હમાન્ યકુ સવારહ્ હમાન્ નામજૂય
ચુ બેશ્મોરદ સન્દી બદીન્ ગૂનહ્ શાહ્
ગહી બઝ્મો બાદહ્ ગહ્ આરામગાહ્
બરૂ આસૂદ લશ્કરૂ ઝે નન્ગો નબર્દ
ચશીદહ્ ઝે ગીતી હમાન્ ગર્મો સર્દ
વઝાન્ પસ હમી જોસ્ત બી ગાહો ગાહ્
ચકી રૂઝે ફરૂરોખ કે રાનદ સેપાહ્
હમી જોસ્ત અઝ હરૂ કસી આગહી
નઝદ હીચ કસ રાય બા ફરૂરહી
સરૂ અન્દરૂ સેતારહ્ ચકી કૂહ્ દીદ
કે ગોફ્તી કે ગરૂદૂન્ બેખાહદ કશીદ
બદાન્ કૂહ્ મરૂદુમ બુદી અન્દકી
શબે તીરહ્ ઝીશાન્ નમાન્દી ચકી
બેપુર્સીદ અઝીશાન્ સેકન્દરૂ કે રાહ્
કુદામસ્તો ચૂન્ રાન્દ બાયદ સેપાહ્
હમહ્ યકુસરહ્ ખાન્દન્દ આફ્રીન્
કે અય નામવરૂ શહરૂયારે ઝમીન્
બરફૂતન્ બદીન્ કૂહ્ બૂદી ગુઝરૂ
અગરૂ બરૂ ગુઝશ્તી બરૂ ઊ રાહબરૂ
ચકી અઝ્દહાઈસ્ત ઝાન્ રૂએ કૂહ્
કે ગોરૂગ્ આયદ અઝ રન્જે ઝહરશ સોતૂહ્
નેયારદ ગુઝશ્તન્ બરૂ ઊ ઈન્ સેપાહ્
હમી દૂદે ઝહરશ બરૂ આયદ બમાહ્
હમી આતેશ અફ્ઝદ અઝ કામે ઊય
દો ગીસૂ બુવદ પીલરા દામે ઊય
હમહ્ શહરૂ બા ઊ નદારીમ તાવ્
ખુરેશ બાયદશ હરૂ શબી પન્જ ગાવ્
બેખરૂરીમો બરૂ કૂહે ખારા બરીમ્
પુરૂ અન્દીશહો બા મોદારા બરીમ

તેઓએ જેમ ચોમાસાંનો પવન ઝાડો ઉપર ફુંકે તેમ એક સખ્ત પત્થરનો વરસાદ વરસાવવા માડયો.

જેથી સિકંદરનું લશ્કર પણ તલવાર અને તીર સાથ આગળ વધ્યું-તું કહે ગોયા રોશન રોઝ પણ સીઆહ બની ગયો.

જ્યારે તે નર્મપાયાન લોકોમાંથી ઘણાક બાકી રહ્યા નહીં-ત્યારે સિકંદરે આસાયેશ લઇને લશ્કર આગળ ચલાવ્યું.

અને એક શેહર કે જેની કશી હદ દેખાતી ન હતી ત્યાં આવી પહોંચ્યો ત્યાં સૂધી તે ઝડપથી ચાલ્યા કીધો.

તે શેહરનાં લોકો ખુશહાલ દિલે અને કોઈ પણ ચીઝની આશા રાખ્યા વગર પોતાની રીત રેવાજ પ્રમાણે સિકંદરને લેવા આવ્યા.

અને સાથે તરેહતરેહના બિછાના, પોશાકો અને ખોરાક પણ લઈ ગયા.

સિકંદરે તેઓને આવકાર દીધો ખબર આફીયત પૂછી અને દરેકના દરજ્જા પ્રમાણે બેસાડયા.

પછી તેણે હોકમ કર્યો જેથી નોકરોએ તેમજ નામદાર અને નેકબખ્ત લોકોએ,

તે મયદાનમાં ગલીચા બિછાવ્યા-જેથી તે રેતીવાળી અને પહાડી ઝમીન રેશમી કપડાંથી સણગાર પામેલી બની ગઈ.

તે મયદાનમાં છાવણી નાખી-તેની આસપાસની જગ્યા તેના પેહલ ૨૩૩
વાનોએ ઘેરી લીધી

પછી શું એક ઘોડેસવાર કે શું નામજોય સરદાર સઘળા મોજમઝાહ કરવા પડયા.

જ્યારે પાદશાહે એવી રીતે ઘડિકમાં મજલેસ અને શરાબ તો ઘડિકમાં આરામગાહમાં વખત કાઢયો,

ત્યારે દુન્યાની લીલી સુકી જોયલું-લશ્કર પણ ફાર્ગ મેળવવાથી તેમજ લડાઈ કરવાથી આસાયેશ લેવા લાગ્યું.

ત્યાર બાદ પાદશાહ વખત બે વખત એક મુબારક દહાડો શોધતો રહ્યો કે તે દહાડે લશ્કર આગળ ચલાવે.

તે દરેક જણ પાસેથી તેવા દિવસની ખબર શોધવા લાગ્યો-પણ કોઇએ કાંઈ પણ મુબારક ભરેલો વિચાર આપ્યો નહીં.

સિકંદરે એક પહાડ જોયો જેનું શિખર સેતારા સૂધી પુગેલું હતું-ગોયા તે આસ્માનને પણ ખેંચી લેવા માગતો હતો.

તે પહાડ ઉપર થોડાંક માણસો રહેતાં હતાં પણ અંધારી રાતે તો તેઓમાંથી ત્યાં એક પણ રહેતો હતો નહીં.

સિકંદરે પેલાઓને પૂછ્યું કે "એના ઉપર જવાનો માર્ગ-ક્યાં છે? અને લશ્કર કેવી રીતે લઈ જવું જોઇયે?"

તે સઘળાઓ દુઆ કરી બોલ્યા-કે "એ દેશના નામીચા પાદશાહ!

જો કોઈ મુસાફેર જવા માગતો હોય તો તેને આ પહાડ ઉપરથી ૨૩૪
તેને રસ્તો મળી શકે.

પણ પહાડની પેલી તરફ એક અઝદહા છે કે જેનાં ઝેહરની પીડાથી વરૂ પણ આઝેજ થાય છે.

આ તારૂં લશ્કર તે ઉપર જઇ શકશે નહીં-કારણકે તેનાં ઝેહરનો ધૂંવો ચંદ્ર સૂધી પુગે છે.

તેનાં મોંમાંથી આતશના શોલા નીકળે છે-અને તેનાં બન્ને લટિયાં હાથીને સપડાવવાની જાળ જેવાં છે.

અમારૂં આખું શેહર તેની સામે થવાની શક્તિ ધરાવતું નથી-તેના ખોરાકને માટે દર રાતે પાંચ ગાય જોઇયે છે.

તે અમો ખરીદિયે છિયે અને આ ખડબચડા પહાડ ઉપર સાવચેતી ભરેલા અને નર્માસ સાથ લઈ જઇયે છિયે.

બદાન્ તા નેયાયદ બદીન્ કુએ કુહ
ન પીચાનદ અઝ મા ગોફહા ગોફહ
ચુ આન્ અઝ્દહારા ખુરેશ બુદ ગાહ
ઝે મર્દાને લશકર ગુઝીન્ કરદ શાહ
બેફરમૂદ સાલારે દીહીમ જુય
કે નેહહન્દ આન્ રુઝ ચીઝી બરુય
ચુ ગાહે ખુરેશ દર ગુઝશ્ત અઝ્દહા
બેયામદ ચુ આતેશ બદાન્ તુન્દ જા
૨૩૫ સેકન્દર બેફરમૂદ તા લશકરશ
યકી તીર બારાન્ કુનન્દ અઝ બરશ
બેઝદ યકુ દમ આન્ અઝ્દહાએ પલીદ
તને ચન્દ અઝ આન્હા બદમ દર કશીદ
બેફરમૂદ એસ્કન્દરે ફીલકુસ
તબીરહ બઝખમ આવરીદન્દો કુસ
હમાન્ બી કરાન્ આતેશ અફૂખ્તન્દ
બહર ગૂશાઈ આતેશી સૂખ્તન્દ
ચુ કુહ અઝ તબીરહ પુર આવાઝ ગશ્ત
બેતર્સીદો આન્ જાનવર બાઝ ગશ્ત
ચુ ખુરશીદ બર ઝદ સર અઝ બોર્જે ગાવ
ઝે ગુલઝાર બરખાસ્ત બાન્ગે ચકાવ
દેરમ દાદ સાલારે જન્ગી ઝે ગન્જ
બેયાવરદ બા ખીશતન ગાવ પન્જ
બેકોશ્તો બસર શાન્ બર આહીખ્ત પૂસ્ત
બદાન્ જાદુઈ દાદ દેલ મર્દે દુસ્ત
બેયાગન્દ ચર્મશ બઝહરો બનફ્ત
સુએ અઝ્દહા રુય બેન્હાદ તફ્ત
બદમ પૂસ્તહારા પુર અઝ બાદ કરદ
ઝે દાદારે નીકી દેહેશ યાદ કરદ
૨૩૬ બેફરમૂદ તા પૂસ્ત બર્દાશ્તન્દ
હમહ દસ્ત બર દસ્ત બુગ્ઝાશ્તન્દ
ચુ નઝદીકીએ અઝ્દહા રફ્ત શાહ
બસાને યકી અબ્ર દીદશ સેયાહ
ઝબાનશ કબૂદો દો ચશ્મશ ચુ ખૂન
હમી આતેશ આમદ ઝે કામશ બેરૂન
ચુ ગાવ અઝ સરે કુહ બેન્દાખ્તન્દ
બર આન્ અઝ્દહા દેલ બેપર્દાખ્તન્દ
ફેરૂ બોરદ ચૂન બાદ ગાવ અઝ્દહા
ચુ આમદ ઝે ચન્ગે દેલીરાન્ રહા
ચુ અઝ પૂસ્ત પયવન્દશ આગન્દહ શુદ
બર અન્દામ ઝહરશ પરાગન્દહ શુદ
હમહ રુદગાનીશ સૂરાખ કરદ
બમગ્ઝો બપય રાહ ગોસ્તાખ કરદ
હમી ઝદ સરશરા બરાન્ કુહો સન્ગ
ચુનીન્ તા બર આમદ ઝમાની દેરન્ગ
સેપાહી બર ઊ બર બેબારીદ તીર
બપાય આમદ આન્ કુહે નખ્ચીરગીર
વઝાન્ જાયગહ તીઝ બર્દાશ્તન્દ
તને અઝ્દહા ખાર બુગ્ઝાશ્તન્દ
૨૩૭ બેયાવરદ લશકર બકુહી દેગર
કઝાન્ ખીરહ શુદ મર્દે પર્ખાશખર

તે એટલા માટેજ કે તે પહાડની એણી ગમ ઉતરી પડે નહીં અને અમારાં ટોળાંમાંથી લોકોને દુઃખી કરે નહીં.”

એવું સાંભળી જ્યારે તે અઝદહાનો ખાવાનો વખત થયો-ત્યારે પાદશાહે તે લશ્કરમાંથી બહાદુર મર્દોને ચુંટી કાઢયા.

અને તે તાજ છીનવી લેનાર પાદશાહે હોકમ કીધો કે “તેને તે દહાડે કાંઈબી ખાવાનું આપવું નહીં.”

જ્યારે અઝદહાનો ખાવાનો વખત થઈ ગયો-ત્યારે તે આતશની ઝડપે પેલી ખડબચડી જગ્યા ઉપર આવ્યો.

તેજ વખત સિકંદરે પોતાનાં લશ્કરને તેની ઉપર તીરનો વરસાદ વરસાવવા હોકમ આપ્યો.

તે પલીદ અઝદહાએ એક દમ ખેંચ્યો-જેથી તેઓમાંથી કેટલાક જણાને તે દમમાં ખેંચી લીધા.

ફીલ્કુસના છોકરા સિકંદરે ફર્માવ્યું-જેથી તેઓએ ઢોલ અને નગારાં વગાડયાં.

તેમજ એક મોટું બળતું કીધું-અને ખૂણે ખૂણે આગ સળગાવી.

જ્યારે નગારાંએ કરીને પહાડ આવાઝ ભરેલો થયો-ત્યારે તે જાનવર ધાસ્તી ખાઈ પાછું ફર્યું.

જ્યારે ખોરશીદે વૃષભ રાશિમાંથી પોતાનું સર ઉઠાવ્યું-અને બાગમાંથી ચંડુલ પક્ષીના આવાઝ નીકળ્યા.

ત્યારે તે લડાયક સરદારે પોતાના ખઝાનામાંથી પૈસા આપી-પોતાની સાથે પાંચ ગાય લીધી.

તે ગાયોને કાપી તેઓનાં માથાં સાથ આખાંને આખાં ચાંમડાં ઉખેડી કાઢયાં-આ તેની યુક્તિથી તેના દોસ્તોને હિમ્મત આવી.

તે ચામડાંમાં ઝેહર અને કાળું તેલ ભર્યું-અને તે શેતાબ પેલા અઝદહા તરફ ચાલ્યો.

ચામડાંઓમાં ફુંક ભરીને ફૂલગ્યાં-અને નેકી પહોંચાડનાર દાદારને યાદ કરી,

તેણે હોકમ કર્યો જેથી પેલા ચાંમડાં ઉડાવ્યાં-અને સઘળાઓ હાથોહાથ ઊંચકી તે જગ્યાએ લઈ ગયાં.

જ્યારે પાદશાહ તે અઝદહાની નઝદીક ગયો ત્યારે તેને એક સીઆહ વાદળ જેવો જોયો.

તેની ઝબાન બલુ રંગની અને બન્ને આંખો લોહી માફક લાલ બનેલી હતી-તેનાં મોંમાંથી આતશ નીકળતો હતો.

તેઓ પહાડ ઉપરથી પેલી બનાવટી ગાયો નીચે નાખી-અને તે અઝદહા ઉપર ધ્યાન આપવા લાગ્યા.

જેવાં તે ચાંમડાં પેલા દલીરોના હાથમાંથી છૂટાં-કે તેવાંજ પવનની ઝડપે પેલા અઝદહાએ તે પોતાનાં પેટમાં ઉતારી દીધાં.

જ્યારે પેલાં ચાંમડાંથી તેનું પેટ ભરાયલું થયું-અને તેનાં શરીરમાં ઝેહર ફેલાઈ ગયું,

ત્યારે તેનાં તમામ આંતરડાંમાં કાણાં પડયાં-અને તેમાંથી એક છેડેથી તે બીજે છેડે સૂધી ઝેહર ફેલાઇ ગયું,

જેથી તે અઝદહા પોતાનું સર તે પત્થર અને પહાડ ઉપર અફાડવા લાગ્યો-અને ઘણોક વખત નીકળી ગયો ત્યાં સૂધી તેણે એમ કર્યા કર્યું.

હવે પેલાં લશ્કરે તેની ઉપર તીરનો વર્ષાદ વરસાવવા માંડયો-જેથી તે શેકાર પકડનારા પહાડ (યાને અઝદહા) નીચે પટકાયો.

પછી અઝદહાનાં શરીરને ત્યાંજ નાખી-તે જગ્યાએથી તેઓ તુરતજ નીકળી ગયા.

તે એક બીજા પહાડ ઉપર લશ્કર લઇ આવ્યો-તે પહાડ જોવાથી તે લડાયક મર્દ બહુ અજબ રહ્યો.

બલન્દીશ બીના હમી દીદ દીદ
સરે કુહ ચૂન તીઘે શમ્શીર્ દીદ
યકી તખ્તે ઝર્રીન બરાન્ તીઘે કુહ
કે અઝ્બૂહ યકે સૂઓ દૂર્ અઝ્ ગોરૂહ
યકી પીર્ મોર્દહ બર્ આન્ તખ્તે ઝર્
હમાના કે બૂદશ પસ અઝ્ મર્ગ્ ફર્
કે દીબા કશીદહ બર્ ઊ ચાદરી
કે હર્ ગઉહરી બર્ સરશ અફસરી
હમહ્ ગેર્દ બર્ ગેર્દે ઊ સીમો ઝર્
કસીરા નબૂદી બર્ ઊ બર્ ગુઝર્
હરાન્ કસ કે રફ્તી બર્ આન્ કુહસાર્
કઝ્ આન્ મોર્દહ ચીઝી કુનદ ખાસ્તાર્
બર્ આન્ કુહ બીમ બી લર્ઝાન્ શુદી
બેમોર્દીઓ બર્ ખાક્ રીઝાન્ શુદી
સેકન્દર્ બર્ આમદ બરાન્ કુહ સર્
નઝારહ બર્ આન્ મોર્દહ બા સીમો ઝર્
યકી બાન્ગ્ બેશનીદ કય શહર્યાર્
બસર્ બોર્દી અન્દર્ જહાન્ રૂઝગાર્
બસી તખ્તે શાહાન્ બેપર્દાખ્તી
સરતરા બગર્દુન બર્ અફ્રાખ્તી
બસી દુશ્મનો દૂસ્ત કર્દી તબાહ
કે ગીતી કુનૂન્ બાઝ્ ગશ્તસ્ત ગાહ
રોખે શાહ અઝ્ આવાઝ શુદ ચૂન્ ચરાઘ
અઝાન્ કુહ બર્ગશ્ત દેલ પુર્ ઝે દાઘ

જેની ઊંચાઇને આપણી આંખો લાંબે વખતે જોઈ શકતી હતી-તે પહાડની ટોચ તલવારની નોક મિસાલ જણાઇ.

તે પહાડની બુલંદી ઉપર લોકોથી એકાંત અને વસ્તીથી દૂર એક સોનેરી તખ્ત મૂકેલું જોયું.

તે સોનેરી તખ્ત ઉપર એક પીર મર્દ મરણ પામેલો હતો જાણે કે મોત પછી પણ તેનો દબદબો કાયમ રહી ગયો હતો.

તેના ઉપર એક રેશમી ચાદર ઢાંકેલી હતી-અને દરેક જાતનાં ગોહરોનું બનાવેલું એક તાજ તેનાં માથાં ઉપર હતું.

તેની આસપાસ તમામ સોનું રૂપું હતું-પણ કોઈ તેની પાસે જઈ શકતું ન હતું.

જે કોઇ કે તે મૂએલા શખ્સ પાસેથી કાંઇ ચીઝ માગવા માટે પેલા પહાડ ઉપર જતો,

તો તે પહાડ ઉપર પેલો કોઈની પણ ધાસ્તી વગર ધ્રુજવા પડી-મરી જતો અને માટીમાં મળી જતો હતો.

સિકંદર તે પહાડની ટોચ ઉપર ચઢયો-કે સોના અને રૂપાં સાથના પેલા મૂએલા શખ્સે જોય.

ત્યાં તેણે એક પોકાર સાંભળ્યો કે "ઓ પાદશાહ! તું દુન્યામાં પોતાની કારકીરદી કરી ચૂકયો છે.

તેં ઘણાક પાદશાહોનાં તખ્ત ખાલી કીધાં છે-અને પોતાનાં સરને ૨૩૮
આસ્માન સૂધી ઉઠાવ્યું છે.

તેં ઘણાક દુશ્મન અને દોસ્તોને ખરાબ કીધા છે-હવે દુન્યામાંથી પાછા ફરવાનો વખત આવી લાગ્યો છે."

તે આવાઝથી પાદશાહનો ચેહરો ચેરાગની મિસાલ બળતો થયો-અને તે દાઘ ભરેલાં દિલે તે પહાડ ઉપરથી પાછો ફર્યો.

## રસીદને સેકન્દર્ બશહ્રે ઝનાન્ કે હરૂમ્ નામ્ દાશ્ત્.

———:૦:———

હમી રફ્ત બા નામદારાને રૂમ
બદાન્ સાર્સાની કે ખાની હરૂમ
કે આન્ શહર્ યક્સર્ ઝનાન્ દાશ્તન્દ
કસી બર્ દરે શહર્ નુગ્ઝાશ્તન્દ
સુએ ચપ્ બકેર્દારે જૂયન્દહ મર્દ
કે જઉશન્ બેપૂશદ બરૂઝે નબર્દ
સુએ રાસ્ત પેસ્તાન્ બસાને ઝનાન્
બસાને યકી નાર્ બર્ પર્નેયાન્
ચુ આમદ બનઝ્દીકે શહરે હરૂમ
સરફરાઝ્ બા નામદારાને રૂમ
યકી નામહ બેન્વેશ્ત બા રસ્મો દાહ
ચુનાન્ ચૂન્ બુવદ મર્દે ફર્રોખ નેજાદ
બઅન્વાન્ બર્ અઝ્ શાહે ઈરાનો રૂમ
સુએ આન્ કે મેહતર્ બશહરે હરૂમ
સરે નામહ અઝ્ કેર્દગારે સેપેહર્
કઝ્ ઊયસ્ત બખ્શાયેશો દાદો મેહર્
હરાન્ કસ કે દારદ રવાનશ ખરદ
જહાનશ બઉમ્રી હમી બેસ્પરદ

## સિકંદરનું હરૂમ નામનાં ઔરતોનાં શેહરમાં જઈ પહોંચવું.

——:૦:——

સિકંદર રૂમના નામદારો સાથ ચાલવા લાગ્યો તે એક "હરૂમ" નામનાં શેહરમાં આવ્યો.

કે જે શેહરમાં સઘળી ઔરતોજ રહેતી હતી અને તેણીઓ કોઈ પણ મર્દને શેહરમાં દાખેલ થવા દેતી ન હતી.

તેઓની છાતીની ડાબી બાઝૂ લડાઇને દિવસે બખ્તર પેહેરનારા મર્દ જેવી હતી.

તેઓની છાતીની જમણી બાઝૂ ઔરતોનું થાન હતું-ગોયા રેશમી કપડાં ઉપર દાડમ હોય તેમ લાગતું હતું.

જ્યારે તે રૂમના સરફરાઝ નામદારો સાથ હરૂમ શેહરની નઝદીક આવ્યો.

ત્યારે તેણે જેમ મુબારક બુન્યાદના મર્દને ઘટે તે પ્રમાણે રીતેરેવાજ અને ઈન્સાફ મૂજબનું એક નામુ લખ્યું.

સરનામા ઉપર લખ્યું કે "ઈરાન અને રૂમના પાદશાહની તરફથી-હરૂમ શેહરના સરદાર તરફ પુગે."

નામાની શુરૂઆત આસ્માનના બનાવનાર ખોદાતાલાથી કીધી-કે "જે ૨૩૯
સાહેબથી બક્ષેશ, ઇન્સાફ અને મોહબત ઉતરે છે.

જેના આત્માને અકલની બક્ષેશ થઈ હોય-તે દુન્યામાં લાંબી હયાતી ભોગવી શકે છે.

શનીદ્ આન્ કે મા દર્ ઝમીન્ ક઼ર્દહ્ ઈમ
સરે મેહ્તરી બર્ કુજા બર્દહ્ ઈમ
કસી કૂ ઝે ફર્માને મા સર્ બેતાફ્ત
નેહાલી બજોઝ્ ખાકે તીરહ્ નેયાફ્ત
નખાહમ્ કે જાઈ બુવદ્ દર્ જહાન્
કે દીદારે આન્ બાશદ્ અઝ્ મન્ નેહાન્
ઝે બહ્રે ફેઝૂની નગર્દમ્ હમી
મન્ અઝ્ બહરે દાનેશ બેદર્દમ્ હમી
ઝે બીશી મરા દસ્ત કૂતાહ્ બાદ
રવાને મરા દાદ હમરાહ્ બાદ
ગર્ આયમ્ મરા બા શુમા નીસ્ત રઝ્મ
બદેલ્ આશ્તી દાર્મો રાય બઝ્મ
અગર્ હીચ દારીદ દાનન્દહ્‌રા
ખેરદ્‌મન્દો બીદારો ખાનન્દહ્‌રા
ચુ બર્ ખાનદ્ ઈન્ નામએ પન્દ્‌મન્દ
હરાન્ કસ કે હસ્ત અઝ્ શુમા અર્જમન્દ
૨૪૦ બેબન્દીદ પીશ્ આમદન્‌રા મેયાન્
કઝીન્ આમદન્ કસ નેયાબદ્ ઝેયાન્
બેફર્મૂદ તા ફીલ્સૂફી ઝે રૂમ
બરદ નામહ્ નઝ્દીકે શહ્રે હરૂમ
બસી નીઝ્ શીરીન્ સુખુનહા બેગોફ્ત
ફેરેસ્તાદહ્ ખુદ બા ખેરદ્ બૂદ જોફ્ત
ચુ દાના બનઝ્દીકે ઈશાન્ રસીદ
હમહ્ શહ્ર્ ઝન્ દીદ મર્દી નદીદ
હમહ્ લશ્કર્ અઝ્ શહ્ર્ બીરૂન્ શુદન્દ
બદીદારે રૂમી બહામૂન્ શુદન્દ
બરાન્ નામહ્ બર્ શુદ સેપાહ્ અન્જુમન્
અઝીશાન્ હરાન્ કસ કે બુદ રાયઝન્
ચુ આન્ નામહ્ બર્ ખાન્દ દાનાએ શહ્ર્
ઝે રાએ દીલે શાહ્ બર્દાશ્ત બહ્ર્
નેશસ્તન્દો પાસોખ નેવેશ્તન્દ બાઝ્
કે દાયમ્ બેઝી શાહે ગર્દનફરાઝ્
ફેરેસ્તાદહ્‌રા પીશ બેન્શાન્દીમ
યકાયક્ હમહ્ નામહ્ બર્ખાન્દીમ
નુખોસ્તીન કે ગોફ્તી ઝે શાહાન્ સોખન્
ઝે પીરૂઝીઓ રઝ્મહાએ કોહન્
૨૪૧ અગર્ લશ્કર્ આરી બશહ્રે હરૂમ
ન બીની ઝે નઅલો ઝે પય રૂએ બૂમ

બીઅન્દાઝહ્ દર્ શહ્રે મા બર્ઝનસ્ત
બહર્ બર્ઝની દહ્ હઝારાન્ ઝનસ્ત
હમહ્ શબ્ બખફ્તાને જન્ગ્ અન્દરીમ
ઝે બહ્રે ફેઝૂની બનન્ગ્ અન્દરીમ
ઝે ચન્દીન્ યકીરા નબૂદહ્ અસ્ત શૂય
કે દૂશીઝગાનીમો પૂશીદહ્ રૂય
ઝે હર્ સૂ કે આઈ બરીન્ બૂમો બર્
બજોઝ્ ઝર્ફ દર્યા ન બીની ગુઝર્
ઝે મા હર્ ઝની કૂ ગેરાયદ બશૂય
અઝાન્ પસ કસ ઊરા નબીનીમ રૂય

દુન્યામાં જે કામો અમોએ કર્યાં છે તે તો તમોએ સાંભળ્યાં હશે-તેમજ મોટાઈમાં અમારૂં માથું કઈ હદે પહોંચ્યું છે તે પણ તમો જાણતા હશો.

જે કોઇએ કે મારાં ફર્માનથી સર ફેરવ્યું છે-તેને સીઆહ ખાક સિવાય બીજું બિછાનું મળ્યું નથી.

હું નથી ચાહતો કે દુન્યામાં કોઈ પણ એવી જગ્યા હોય જે મારી નજરથી છૂપી રહે.

હું કાંઇ મારા મુલકના વધારાને માટે સઘળે ફરતો નથી-પણ હું દાનાઇ મેળવવાજ એટલું બધું દુઃખ વેઠું છું.

કશો પણ વધારો કરવાથી (અથવા લોભથી) મારા હાથ કોતાહ થજો! ઇન્સાફ મારા રવાનનો સાથી બનજો!

અગરજો હું અત્રે આવીશ તો તમો સાથે લડવા નહીં આવીશ હું મારાં દિલમાં સુલેહ ધરાઉં છું અને ખુશીની મજલેસનોજ ખેયાલ રાખું છું.

જો તમારી પાસ કોઇ જાણકાર, ડહાપણવાળો, ચાલાક અને લખી વાંચી શકે એવો કોઈ શખ્સ હોય,

અને જ્યારે તે આ મારૂં ડહાપણ ભર્યું નામુ વાંચે ત્યારે તમારાંમાંથી જે કોઈ કે લાયક શખ્સો હોય,

તેઓ મારી આગળ આવવા માટે કમર બાંધો-કારણકે તમારા આવ્યાથી કોઇને કશું નુકસાન પુગવાનું નથી."

પછી તેણે ફર્માવ્યું કે "રૂમનો એક ફીલસુફ-હરૂમ શેહર તરફ નામુ લઇને જાય."

સાથે ઘણાક મધુર શબ્દો પણ કહ્યા વળી પેલો કાસેદ પોતે પણ ડહાપણનોજ સાથી હતો.

જ્યારે તે દાના તેઓની નઝદીક પુગો ત્યારે આખાં શેહરમાં ઔરતોજ જોઈ અને એક પણ મર્દ જોયો નહીં.

સઘળું લશ્કર પેલા રૂમીને જોવા માટે શેહરમાંથી મયદાનમાં ગયું.

તે નામા ઉપર વિચાર ચલાવવા લશ્કરીઓ તેમજ તેઓમાંથી જે કોઇ સલાહકાર લોકો હતાં તે ભેગાં મળ્યાં,

જ્યારે તે શેહરના દાનાએ તે નામુ વાંચ્યું અને પાદશાહ સિકંદરનાં દિલના વિચારથી વાકેફ થયો,

ત્યારે તે સઘળાંઓએ બેસી તેનો પાછો જવાબ લખ્યો-કે "ગર્દન-ફરાઝ પાદશાહ હમેશે જીવતો રહેજે!

અમોએ તારા એલચીને નઝદીક બેસાડી-તારૂં સઘળું નામુ વાંચ્યું.

પહેલા જે તેં પાદશાહો માટે તેમજ તારી ફતેહમંદી અને આગળી લડાઇઓ માટે લખ્યું,

તેનું જાણવું એ કે જો તું હરૂમ શેહરમાં તારૂં લશ્કર લાવશે-તો અમારાં લશ્કરના ઘોડાની નઅલ અને માણસોનાં પગલાંને લીધે તને ઝમીનની સપાટી પણ દેખાશે નહીં.

અમારાં શેહરમાં બેહદ મોહલ્લા છે-અને દરેક મોહલ્લામાં દશ દશ હઝાર ઔરતો વસે છે.

રાતે પણ અમો લડાઈનું બખ્તર પેહેરીનેજ સૂઇયે છિયે-છતાં વધારે દેશો છાવાનો લોભ રાખવાથી અમો શરમાયે છિયે

અમારાંમાંથી એક જણીનો પણ માટી નથી-કારણકે અમો સઘળીઓ કુમારી અને પર્દેપોશ રહેલી છિયે.

તું ગમે ત્યાંથી આ સર ઝમીન ઉપર આવે-પણ ઊંડા દર્યા સિવાય તારો બીજો માર્ગજ નથી.

અમારાંમાંથી કોઈ પણ અઉરતનો પરણવાનો વિચાર થાય છે-તો તે પછી અમારાંમાંથી કોઇ તેનું મોં જોતું નથી.

બેબાયદ ગુઝશતન્ કે દર્યાએ ઝર્ફ્
અગર્ ખુશ ખુવદ રૂઝો ગર્ બાદો બર્ફ્
અગર્ દોખ્તર્ આયદશ ચૂન કરદ શૂય
ઝન્ આસાઓ જુયન્દએ રન્ગો બુય
હમાન્ જાય જાવીદ જાએ વયસ્ત
બલન્દ આસ્માનશ હવાએ વયસ્ત
વગર્ મર્દ ફશ બાશદો સર્ફરાઝ
બસૂએ હરૂમશ ફેરેસ્તન્દ બાઝ
વગર્ ઝૂ પેસર્ ઝાયદ આન્ જા કે હસ્ત
બેબાશદ નેયાબદ બરે મા નેશસ્ત
કે દૂશીઝગાન્ હર્ શબી દહ હઝાર્
નેગહબાન્ ખુવદ બર્ લબે રૂદબાર્
કે મા હર્ કે ઊ રૂઝગારે નબર્દ
કે અસ્પ્ અન્દર્ આરદ યકી શીર્મર્દ
યકી તાજે ઝરીનશ બર્ સર્ નેહીમ
હમાન્ તખ્તે ઊ બર્ દો પયકર્ નેહીમ
હમાના કે મા ઝન્ ખુવદ સી હઝાર્
કે બા તાજે ઝરૂરન્દો બા ગૂશવાર્
કે મર્દી કે ગર્દનકશાન્ રૂઝે જન્ગ્
કે ચન્ગાલે ઊ ખાક શુદ બી દેરન્ગ્
તો મર્દે બુઝોર્ગીઓ નામત બલન્દ
દરે નામ બર્ ખીશતન્ બર્ મબન્દ
કે ગૂયન્દ બા ઝન્ દર્ આવીખ્તી
વઝ આવીખ્તન્ નીઝ બુગીખ્તી
યકી નન્ગ્ બાશદ તોરા ઝીન્ સોખન્
કે તા હસ્ત ગીતી નગર્દદ કોહન્
ચુ ખાહી કે બા નામદારાને રૂમ
બેયાઈ બેગર્દી બગેર્દે હરૂમ
ચુ બા રાસ્તી બાશીઓ મર્દમી
નબીની જોઝ અઝ ખૂબીઓ ખુર્રમી
વગર્ જોઝ બરીન્ બાશી અય શહર્યાર્
બેપીચી કે મા દર્ સફે કાર્ઝાર્
બપીશે તો આરીમ ચન્દાન્ સેપાહ
કે તીરહ શવદ રૂએ ખુર્શીદો માહ
ચુ આન્ પાસોખે નામહ ગશ્ત એસ્પરી
ઝની બૂદ ગૂયા બપયધમબરી
બબા તાજો બા જામએ શાહવાર્
હમી રફ્ત બા ખૂબ્ રોખ દહ સવાર્
ચુ આમદ ખરામાન્ બનઝદીકે શાહ
પઝીરહ ફેરેસ્તાદ ચન્દી સેપાહ
ઝને નામબર્દાર્ નામહ બેદાદ
પયામે દેલીરાન્ હમી કર્દ યાદ
સેકન્દર્ ચુ આન્ પાસોખે નામહ દીદ
ખેરદમન્દો બીનાદેલી બર્ ગુઝીદ
બદીશાન્ પયામી ફેરેસ્તાદો ગોફ્ત
કે બા મગ્ઝે મર્દુમ ખેરદ બાદ જોફ્ત
બગેર્દે જહાન્ શહર્યારી નમાન્દ
હમાન્ બર્ ઝમીન્ નામદારી નમાન્દ
કે નહ સરબસર્ પીશે મન્ કેહતરન્દ
વગર્ ચે બુલન્દન્દો નીકઅખ્તરન્દ

તેણીને ઊંડી નદીમાંથી પસાર થવું પડે છે-તે વખતે ગમે આસ્માન ખુલ્લું હોય કે ગમે તો તોફાન થતું હોય અને બર્ફ વરસતું હોય.

તેણી વર કરી ગયા પછી જો તેણીને ત્યાં છોકરીનો જન્મ થાય-અને તે સ્ત્રી જેવી કોમળ હોય અને સણગાર સુધારની શોકીન હોય,

તો તેણી હમેશ ત્યાંની ત્યાંજ રહે છે-અને બુલંદ આસ્માનજ તેણીનો દોસ્ત બને છે.

પણ જો તે છોકરી મર્દ જેવી સરફરાઝ નીકળે છે તો તેની મા તેણીને આ હરૂમ શેહરમાં મોકલી આપે છે.

હવે જો પેલીજ બાયડીને છોકરો થાય છે-તો તે ત્યાંજ રહે છે ૨૪૨
અમારી આગળ આવતો નથી.

દર રાતે દશ હઝાર કુમારિકાઓ નદીના કિનારા ઉપર ચોકી કરે છે.

અમારામાંથી લડાઇને દહાડે જે કોઇ કે-કોઇ એક શીર મર્દને ઘોડા ઉપરથી નીચે નાખે છે,

તો તેનાં સર ઉપર અમો એક સોનેરી તાજ મૂકયે છિયે-તેનું તખ્ત મિથુન રાશિ ઉપર ચઢાવ્યે છિયે.

તું જાણ કે એવી સોનેરી તાજ અને બાલી મેળવેલી અમારામાં ત્રીશ હઝાર ઔરતો છે,

કે જેણીઓના હાથે લડાઇને દિવસે બહાદુરોમાંથી એકેક મર્દ વગર ઢીલે ખાક થયો છે.

તું મોટો માણસ છે અને તારૂં નામ પણ બુલંદ થયલું છે-તું પોતાની કીર્ત્તિનો દરવાઝો પોતા ઉપર બંધ ના કર.

નહીં તો લોકો કહેશે કે 'તું બાયડીઓ સાથ લડયો-અને વળી લડીને નાસી ગયો.'

એથી તને એવી નામોસી લાગશે-કે તે દુન્યાની હસ્તી સૂધી ભૂલાશે નહીં.

પણ જો તું ચાહતો હોય કે તારા રૂમી નામદારો સાથ આવી શેહરની આસપાસ ફરીને સઘળું જોય,

અને જો તું સભ્યતા અને પ્રમાણિકપણાં સાથ રહેશે-તો તું અમા- ૨૪૩
રીથી ખૂબી અને ખુશહાલી સિવાય બીજું કાંઈ જોશે નહીં.

પણ જો ઓ પાદશાહ! તું એથી ઉલટો ચાલશે-તો લડાઇની સફ વચ્ચે અમો લોકોથી તને ખમવું પડશે.

તારી સામે અમો એટલું બધું લશ્કર લાવીશું-કે જેથી ખુરશીદ અને માહતાબનો ચેહરો પણ સીઆહ થઇ જશે."

જયારે તે નામાનો જવાબ પુરો થયો ત્યારે એક અઉરત કે જે બોલવામાં ચાલાક હતી તે કાસેદ તરીકે તૈયાર થઇ.

તેણી તાજ અને પાદશાહી પોશાક સાથ તેમજ દશ ખૂબસૂરત સવારો સાથ ચાલવા લાગી.

જયારે તેણી પાદશાહની નઝદીક આવી લાગી-ત્યારે તેણે કેટલાક સેપાહોને એસ્તેકબાલ મોકલ્યા.

પેલી નામચીન ઔરતે તે નામુ આપી-બહાદુર અઉરતોનો પયગામ યાદ કરી કહેવા લાગી.

જ્યારે સિકંદરે તે નામાંનો જવાબ જોયો ત્યારે તેણે એક ડહાપણ-વાળો અને અનુભવી માણસ ચુંટી કાઢી,

તેણીઓ ઉપર એક પયગામ મોકલ્યો અને કહ્યું-કે "માણસનાં મઘઝ સાથ હમેશ ડહાપણ જોડાયલું રહેજો!

દુન્યાની આસપાસમાં કોઈ પણ એવો પાદશાહ રહ્યો નથી-તેમજ આ ઝમીન ઉપર એક પણ નામદાર બચી ગયો નથી,

કે જે મારો પુરેપુરો તાબેદાર બન્યો નહીં હોય-પછી તેઓ ગમે ૨૪૪
એવા મોટા અને બુલંદ સેતારાના હોય તો શું થયું?

મરા મંર્દ કાફૂરો ખાકે સેયાહ્
હમાનસ્તો હમ બઝ્મો હમ રઝમગાહ્
ન મન્ જન્ગ્રા આમદમ બા ઝનાન્
બપીલાનો કુસો તબીરહ્ ઝનાન્
સેપાહી બરીન્ સાન્ કે હામૂનો કુહ્
હમી ગર્દદ અઝ્ નઅલે અસ્પાન્ સોતૂહ્
મરા રાય દીદારે શહ્રે શુમાસ્ત
ગર્ આઈદ નઝદીકે મા હમ રવાસ્ત
ચુ દીદાર્ બીનમ બેરાનમ સેપાહ્
નબાશમ ફેરાવાન્ બરીન્ જાયગાહ્
બેબીનીમ તા ચીસ્તાન્ રાયો ફર્
સવારીઓ ઝીબાઇઓ પાયો પર્
ઝે કારો ઝે રહ્ તાન્ બેપુર્સમ નેહાન્
કે બી મર્દ ઝન ચૂન બુવદ દર્ જેહાન્
અગર્ મર્ગ બાશદ ફેઝૂની ઝે ચીસ્ત
બેબીનમ કે ફર્જામે ઈન્ કાર્ ચીસ્ત
ફેરસ્તાદહ્ આમદ સુખુનહા બેગોફ્ત
હમહ્ રાઝ બીરૂન કશીદ અઝ્ નેહોફ્ત
૨૪૫ બુઝોર્ગાન્ યકી અન્જુમન સાખ્તન્દ
ઝે ગોફ્તારહા હેલ બેપર્દાખ્તન્દ
કે મા બર્ ગુઝીનીમ ઝન દુ હઝાર્
સુખુનગૂયો દાનન્દહો હુશ્યાર્
અબા હર્ સદી બસ્તહ્ દહ્ તાજે ઝર્
બદૂ દર્ નેશાન્દહ્ ફેરાવાન્ ગોહર્
ચુ ગેર્દ આયદ આન્ તાજ બાશદ દેવીસ્ત
કે હર્ યક્ ઝોઝ્ અન્દર્ખરે શાહ્ નીસ્ત
યકાયક્ બેયારીમો સાઝીમ તલ
અબા ગઉહરાન્ હર્ યકી સી રતલ
ચુ દાનીમ કામદ બનઝદીક્ શાહ્
યકાયક્ પઝીરહ્ શવીમશ બરાહ્
કે આમદ બનઝદીકે મા આગહી
ઝે દાનાઇએ શાહો અઝ્ ફર્રહી
ફેરેસ્તાદહ્ બર્ગશ્તો પાસોખ બેગોફ્ત
સુખુનહા હમહ્ બા ખેરદ બૂદ જોફ્ત
સેકન્દર્ ઝે મન્ઝેલ સેપહ્ બર્ગેરેફ્ત
ઝે કારે ઝનાન્ માન્દહ્ અન્દર્ શેગેફ્ત
દો મન્ઝેલ બેયામદ યકી બાદ ખાસ્ત
વઝાન્ બર્ફહા ગશ્ત બા કુહ્ રાસ્ત
૨૪૬ તબહ્ શુદ બસી મર્દુમે પાયકાર્
ઝે સર્માઓ બર્ફ અન્દરૂન રૂઝગાર્
બદાન્ સખ્ત સર્મા દો મન્ઝેલ બેરફ્ત
ચુ આમદ બનઝદીકીએ શહ્રે તફ્ત
બર્ આમદ યકી દુદો અબ્રી સેયાહ્
બર્ આતેશ હમી રફ્ત ગોફ્તી સેપાહ્
ઝે રહ્ કેત્ફ આઝદગાનરા બેસૂખ્ત
ઝે નઅલે સવારાન્ ઝમીન બર્ ફેરૂખ્ત
બર્ ઈન હમ નેશાન્ તા બશહ્રી રસીદ
કે મર્દુમ બસાને શબે તીરહ્ દીદ
ફેરૂ હેશ્તહ્ લફ્ચો બરૂઆર્વદહ્ કફ્ચ
હમહ્ લફ્ચ કફ્ચો હમહ્ કફ્ચ લફ્ચ

મારે મનરસે કપૂરની ધૂળ કે સીઆહ ખાક તેમજ ખુશીની મજલેસ કે લડાઈ એ સઘળું એક સરખુંજ છે.

હું કાંઇ હાથીઓ સાથ તેમજ નગારાં વગાડતો-બૈરાંઓ સાથ લડવા આવ્યો નથી.

મારી પાસ એવું એક લશ્કર છે કે જેઓના ઘોડાઓની નઅલથી જંગલ અને પહાડ પણ ધ્રુજે છે.

મને તો તમારૂં શેહરજ જોવાની ખાહેશ છે-જો તમો મને લેવા આવશો તો તે પણ લાયક છે.

જ્યારે હુ આ શેહર જોઇ લઇશ ત્યારે મારૂં લશ્કર આગળ ચલાવીશ-અને અત્રે વધુ થોભીશ નહીં.

હું તમારૂં ડહાપણ અને ભલા ગુણ શું છે તે જોવા માગું છું-તમારી મર્દાનગી તમારી શોભા અને તમારી દાંઠધામ શું છે તે જોવા માગું છું.

વળી હું તમારાં કામ માટે તેમજ રીતભાત માટે ખાનગીમાં પૂછીશ-કે દુન્યામાં મર્દ વગર ઔરત કેમ રહી શકે છે?

અને જો એક મરણ પામે તો પછી પાછો વધારો કેમ થાય છે-હું જોઉં તો ખરો એનું શેવટ શું હોય છે?"

પેલો કાસેદ તેણીઓની આગળ આવ્યો અને સખુનો કહ્યા-અને સઘળો છુપો ભેદ તેણીઓને કહ્યો

આથી દરજ્જાવાળી બાનૂઓ એકઠી મળી-પોતાનાં દિલના વિચાર સિકંદરને જણાવ્યા,

કે "અમારી અંદરથી છટાદાર બોલનારી, ડહાપણવાળી અને હોશ્યાર બે હઝાર ઔરતો ચુટી કાઢીશું.

તેવી દરેક સો અઉરતે દશ સોનેરી તાજ લાવીશું-જેમાં સંખ્યાબંધ જવાહેરો બેસાડેલા રહે છે.

એ ગણત્રીએ બસો તાજ એકઠાં થશે અને તાજોમાંનું દરેક તાજ પાદશાહોને લાયકનુંજ રહેશે.

તે સઘળાં તાજોને લાવી સિકંદર આગળ ઢગલો કરીશું-વઝનમાં તે દરેક તાજ ત્રીસ રતલ થશે.

જ્યારે અમો જાણીશું કે પાદશાહ નઝદીક આવ્યો છે ત્યારે અમો સઘળાં તેને રાહમાં એસ્તેકબાલ આવીશું.

કારણકે પાદશાહની દાનાઇ અને દબદબાની અમોને ખબર પડી ચૂકી છે."

પેલો કાસેદ પાછો ફર્યો અને જવાબ કહ્યા-જે તમામ સખુનો ડહાપણ ભરેલા હતા.

સિકંદર તે ઔરતોનાં કામથી અજબ રહ્યો અને પોતાનાં મથક ઉપરથી લશ્કર ઉઠાવ્યું.

જ્યારે તે બે મંઝેલની રાહ ઉપર આવ્યો ત્યારે એક તોફાન નીકળ્યું-અને તેથી કરી બર્ફના પહાડ જેવા ઢગલા બન્યા

ઘણાક વિદ્વાન માણસો તે વખતમાં સર્દી અને બર્ફથી નાશ પામ્યા.

સિકંદર તે સખ્ત સર્દીમાં બે મંઝેલ ચાલ્યો-પછી જ્યારે તે એક પુશ્કળ ગર્મીવાળાં શેહરની નઝદીક આવ્યો.

ત્યારે એક ધુમાડો થયો અને સીઆહ વાદળ ચઢી આવ્યું-ગોયા લશ્કર આતશ ઉપરજ ચાલતું હતું.

સરદારોનાં બખ્તરે તેઓની ખાંધોને ગર્મીથી બાળી નાખી હતી-સવારોના ઘોડાઓની નઅલના ઘસારાથી ઝમીનની સપાટી સળગી ઉઠતી હતી.

એવીજ હાલતમાં તેઓ એક શેહરમાં જઈ પુગ્યા-કે જ્યાંનાં માણસો સીઆહ રાતની માફકના કાળાં જોયાં.

તેઓના જાડા જાડા હોઠો નીચે ઝૂલી પડેલા હતા અને મોઢાંમાંની લબ બાહેર નીકળતી હતી-તમામ હોઠ થુકથી ભરેલા અને થુકમાં હોઠ ઢંકાયલા હતા.

**હમહૂ દીદહા શાન્ બકેર્દારે ખૂન**
**હમી અઝ્ દહાન્ આતેશ આમદ બેરૂન**
**બસી પીલ્ બોર્દન્દ પીશશ બરાહૂ**
**હમાન્ હદ્દયહા મરૂ દુમાને સેપાહૂ**
**બેગોફૂતન્દ ફીન્ બર્ફો બાદે દમાન્**
**ઝે મા બૂદ કામદ શુમારા ઝેયાન્**
**કે હરૂગેઝ્ બરીન્ રાહૂ નુગઝશ્ત કસ**
**બરીન્ સાન્ સેપાહે તો દીદીમો બસ**
**બેબૂદ અન્દરાન્ શહ્રૂ યક્ માહૂ શાહૂ**
**ચુ આસૂદહૂ ગશતન્દ શાહો સેપાહૂ**
**અઝ્ આન્ જા બેયામદ દમાનો દનાન્**
**દેહ્ આરાસ્તહૂ સૂએ શહ્રે ઝનાન્**
**ઝે દર્યા ગુઝરૂ કરૂદ ઝન્ દૂ હઝારૂ**
**હમહૂ પાફૂ બા અફૂસરો ગૂશવારૂ**
**યકી બીશહૂ બુદ પુરૂ ઝે આબો દેરખ્ત**
**હમહૂ જાય રઉશનદેલો નીફૂબખ્ત**
**ખુરેશ ગેરૂદ કર્દન્દ બરૂ મરૂઘઝારૂ**
**ઝે ગુસ્તર્દનીહા બરન્ગો નેગારૂ**
**ચુ આમદ સેકન્દરૂ બશહ્રે હરૂમ**
**ઝનાન્ પીશ રફૂતન્દ અઝ્ આબાદ બૂમ**
**બેબોર્દન્દ પસ તાજહા પીશે ઊય**
**હમાન્ જામએ ગઉહરો રન્ગો બૂય**
**સેકન્દરૂ બેપેઝ્રોફૂતો બેન્વાખ્ત શાન્**
**બદાન્ ખુરૂરમી જાયગહૂ સાખ્ત શાન્**
**ચુ શબ્ રૂઝ્ ગશ્ત અન્દરૂ આમદ બશહ્રૂ**
**બદીદારૂ બર્દાશ્ત અઝાન્ શહ્રૂ બહ્રૂ**
**કમો બીશે ઈશાન્ હમહૂ બાઝ્ જોસ્ત**
**હમી બૂદ તા રાઝ્હા શુદ દુરોસ્ત**
**બેપુર્સીદ હરૂ ચીઝો દર્યા બેદીદ**
**વઝાન્ ફ્ય લશ્કરૂ બમઘ્રેબ્ કશીદ**
**યકી શારસાન્ પીશશ આમદ બુઝોરૂગ્**
**બદ્દૂ અન્દરૂન્ મર્દુમાની સુતોરૂગ્**
**હમહૂ રૂય સુર્ખો હમહૂ મૂય ઝરૂદ**
**હમહૂ દરૂખરે જન્ગો રૂઝે નબરૂદ**
**બફર્માન બપીશે સેકન્દરૂ શુદન્દ**
**દુતહૂ ગશતહો દસ્ત બરૂ સરૂ શુદન્દ**
**સેકન્દરૂ બેપુર્સીદ અઝાન્ સરૂકશાન્**
**કે ઈદરૂ કે દારદ શેગેફૂતી નશાન્**
**ચુનીન્ ગોફૂત બા ઊ યકી મર્દ પીરૂ**
**કે અય શાહે નીફૂઅખ્તરે શીરૂગીરૂ**
**યકી આબ્ગીરસ્ત અઝાન્ રૂએ શહ્રૂ**
**કઝાન્ આબ્ કસરા નદીદીમ બહ્રૂ**
**કે ખુરૂશીદે તાબાન્ ચુ આન્ જા રસીદ**
**બદાન્ ઝરૂફ દર્યા શવદ નાપદીદ**
**પસે ચશ્મહૂ દરૂ તીરહૂ ગર્દદ જેહાન્**
**શવદ આશ્કારાએ ગીતી નેહાન્**
**વઝાન્ જાએ તારીક્ ચન્દાન્ સખુન**
**શનીદમ કે હરૂગેઝ્ નેયાયદ બખુન**
**ખેરદ યાફૂતહૂ મર્દે યઝ્દાન્ પરસ્ત**
**બદ્દૂ દરૂ યકી ચશ્મહૂ ગૂયદ કે હસ્ત**

સઘળાઓની આંખો લોહી જેવી લાલ હતી-તેઓનાં મોંમાંથી આતશ બાહેર નીકળતો હતો.

તેઓનાં લશ્કરમાંનાં માણસો હાથીઓ તેમજ બીજો કેટલોક હદયો રાહમાં એસ્તેકબાલ લઇ ગયા.

અને બોલ્યા કે "આ બર્ફ અને ફુંકતો પવન અમોએજ ચલાવ્યો હતો કે જેથી તમોને નુકસાન થયું છે.

કારણકે કોઇ પણ આ રસ્તેથી કદીબી પસાર થયું નથી-એમ પસાર થતું અમોએ બસ તારૂંજ લશ્કર જોયું છે."

પાદશાહ સિકંદર તે શેહરમાં એક મહિનો સૂધી રહ્યો-અને જ્યારે ૨૪૭
પાદશાહ અને તેનું લશ્કર આસૂદા બન્યું,

ત્યારે તે જગ્યાએથી તે દોડતો અને શિતાબી કરતો ખુશહાલ દિલે ઔરતોનાં શેહર તરફ આવ્યો.

પેલી બે હઝાર ઔરતો જેઓ તાજ અને કાનમાં બાલી સાથની હતી તે સઘળીઓ દર્યા પસાર કરીને આવી.

દર્યા પાર એક મયદાન હતું જ્યાં નદીઓ હતી અને ઝાડો પણ હતાં-તે ખરેખર સાચા અને ભાગ્યશાળી માણસોની જગ્યા હતી.

તેઓએ તે લીલોતરીવાળાં મયદાનમાં ખાવા માટે ખોરાક અને બેસવા માટે રંગબેરંગી ગલીચા એકઠા કર્યા.

જ્યારે સિકંદર હરૂમ શેહરમાં આવ્યો-ત્યારે તે આબાદ મુલકમાંથી ઔરતો તેને લેવા સામે ગઇ.

પછી તેણીઓ તેની નઝદીક પેલાં તાજો તેમજ કપડાં, ગોહર અને રંગબેરંગી અને સુગંધી ચીઝો લઈ ગયાં.

સિકંદરે તે સઘળું કબૂલ કીધું અને તેણીઓને માન સાથ નવાઝી-અને તે ખુશી ભરેલી જગ્યામાં તેણીઓને ઉતારો આપ્યો.

જ્યારે રાત પસાર થઇને દિવસ ઉગ્યો ત્યારે પાદશાહ શેહરમાં આવ્યો-તે શેહર જોઇને તેણે અનુભવ મેળવ્યો.

ત્યાંનાં સઘળાં લોકોની વધતી ઓછી તપાસ કીધી-અને સઘળો ભેદ સમજ્યો ત્યાં સૂધી તે ત્યાં રહ્યો.

તેણે દરેક ચીઝની પૂછપરછ કીધી અને દર્યાની તપાસ લીધી-ત્યાર ૨૪૮
બાદ તેણે ત્યાંથી પશ્ચિમ તરફ લશ્કર ચલાવ્યું.

ત્યાં તેને એક મોટું શેહર મળ્યું-તે શેહરમાં બહાદુર માણસો વસતાં હતાં.

તેઓનાં મોઢાં રાતાં અને બાલ પીળા હતા-તેઓ સઘળા લડાઇ અને લડાઈના દહાડાને લાયકના હતા.

તેઓ ફર્માન મૂજબ સિકંદરની નઝદીક આવ્યા-અને તેને નમીને સલામ કીધી.

સિકંદરે તે બહાદુર લોકોને પૂછ્યું-કે "અહીં અજબ જેવી ચીઝ શું છે?"

એક પીર મર્દે તેને એવો જવાબ દીધો-કે "ઓ સિંહ પકડનાર નેકબખ્ત પાદશાહ!

શેહરની પેલી બાજૂએ એક પાણીનો તળાવ છે જેનું પાણી પીવાનું કોઇનાં નસીબમાં હોય એમ અમોએ સાંભળ્યું નથી.

જ્યારે ઝળકતો ખુરશીદ તે જગ્યાએ પહોંચે છે-ત્યારે તે ઊંડા તળાવમાં ગુમ થઈ જાય છે.

ખુરશીદ તે ચશ્માંમાં ગુમ થયા પછી દુન્યામાં અંધકાર ફેલાય છે-દુન્યામાં દેખાતી ચીઝો ઢંકાઇ જાય છે.

તે અંધારી જગ્યા માટે મેં એટલી બધી વાતો સાંભળી છે કે જેનો છેડોજ નહીં આવે.

એક ડહાપણ મેળવેલો યઝદાનપરસ્ત મર્દ-કહે છે કે તેમાં એક ૨૪૯
પાણીનો ચશ્મો છે.

કુશાહદ્ સખુન્ મેંહ બા શાયો કામ
હમી આબે હયવાન્શ ખાનદ્ બનામ
ચુનીન્ ગોફ્ત રઉશન્‌દેલે પુર્ ખેરદ્
કે હર્ કાબે હયવાન્ ખુરદ્ કય મેરદ્
ઝે ફેર્દૂસ બાશદ્ બરાન્ ચશ્મહ્ રાહ્
બશૂઈ બદ્ તન્ બેરીઝદ્ ગુનાહ્
બદ્ ગોફ્ત કયસર્ કે તારીક્ જાય
બદ્ અન્દરૂન્ ચૂન્ રવદ્ ચાર્પાય
ચુનીન્ પાસોખ્ આવરદ્ યઝ્દાન્ પરસ્ત
કઝાન્ રાહ્ બર્ કુર્રહ્ બાયદ્ નેશસ્ત
બચૂપાન્ બેફર્મૂદ્ કાસ્પે યલહ્
સરાસર્ બલશ્કરગહ્ આરદ્ ગલહ્
ગુઝીન્ કર્દ્ અઝાન્ બારગી દહ્ હઝાર્
હમહ્ ચાર્ સાલ અઝ્ દરે કાર્ઝાર્

તે છટાદાર ડાહો માણુસ તે ચશ્માનું નામ "આબે હયવાન" કરીને કહે છે.

તે રોશન દિલનો અકલમંદ શખ્સ કહે છે-કે 'જે કાઇ કે આબે હયવાન પીએ તે કદી મરી જતો નથી.

બેહેસ્તમાંથી તે ચશ્મો વહેતો આવે છે-જો તેમાં તું શરીર ધોય તો સઘળો ગુનાહ ધોવાઇ જાય."

કયસરે તેને પુછ્યું કે "તે અંધારી જગ્યામાં ઘોડો કેવી રીતે જઈ શકે છે?

ત્યારે પેલા યઝદાનપરસ્ત શખ્સે જવાબ વાળ્યો-કે "તે જગ્યાએ જવા માટે ઘોડાનાં બચ્ચાં ઉપર બેસવું જોઇએ."

સિકંદરે ગોવાળિયાને ફર્માવ્યું કે "તમામ છુટા ઘોડાનાં ટોળાં લશ્કરગાહ આગળ લાવે."

તેમાંથી લડાઇનાં મયદાનને લાયકના સઘળા ચાર વર્ષની ઉમરના દશ હઝાર વછેરા ચુંટી કાઢયા.

## રફ્તને એસ્કન્દર્ બતારીકી બજોસ્તને આબે હયાત્ વ સખુન્ ગોફ્તન્ બા મોર્ગાનો એસ્રાફીલ્.

વઝાન્ જાયગહ્ શાહ્ લશ્કર્ બેરાન્દ્
ખુઝોર્ગાને બીદાર્દેલરા બેખાન્દ્
હમી રફ્ત તા સૂએ શહ્રી રસીદ્
કે આન્રા મેયાનો કરાનહ્ નદીદ્
હમહ્ હર્ચે બાયદ્ બદ્ દર્ ફરાખ્
પુર્ અઝ્ બાધો મયદાનો અયવાનો કાખ્
ફેરૂદ્ આમદો બામદાદે પગાહ્
બનઝ્દીકે આન્ ચશ્મહ્ શુદ્ બી સેપાહ્
હમી બૂદ્ તા ગશ્ત ખુર્શીદ્ ઝર્દ્
ફેરૂ શુદ્ દરાન્ ચશ્મએ લાજ્વર્દ
ઝે યઝ્દાને પાક્ આન્ શેગેફ્તી બદીદ્
કે રખ્શન્દહ્ ગશ્ત અઝ્ જહાન્ નાપદીદ્
બેયામદ્ બલશ્કરગહે ખીશ બાઝ્
દેલી પુર્ ઝે અન્દીશહાએ દરાઝ્
શબે તીરહ્ કર્દ્ અઝ્ જહાન્દાર્ યાદ્
પસ અન્દીશહ્ બર્ આબે હયવાન્ નેહાદ્
શેકીબા ઝે લશ્કર્ હરાન્ કસ કે દીદ્
નુખોસ્ત અઝ્ મેયાને સેપહ્ બર્ ગુઝીદ્

## સિકંદરનું અંધારી જગ્યાએ આબે* હયાત શોધવા જવું અને તેણે પક્ષીઓ તેમજ એસ્રાફીલ ફરેસ્તા સાથ વાત કરવી.

પછી સિકંદરે ડાહ્યા બુઝોર્ગોને બોલાવી-તે જગ્યાએથી ખુશહાલ લશ્કર આગળ ચલાવ્યું.

એ પ્રમાણે ચાલતાં તે એક શેહરમાં જઈ પહોંચ્યો-કે જેનો મધ્ય ભાગ કે છેડો માલૂમ પડયોજ નહીં.

તે ફરાખ શેહરમાં જે પણ ચીઝ જોઇએ તે સઘળી હતી-બાગો, મયદાનો, અયવાન અને મેહલોથી તે શેહર ભરેલું હતું.

તે ત્યાં ઉતર્યો અને સવારે બામદાદને વખતે વગર લશ્કરે પેલા ચશ્મા તરફ ગયો.

જ્યાં સૂધી ખુરશીદ ઝર્દ બનીને પેલા સીઆહ ચશ્મામાં અસ્ત પામ્યો ત્યાં સૂધી તે ત્યાં થોભ્યો.

તેણે પાક યઝદાન તરફથી પયલી આ અજાયબી જોઇ-કે ઝળકાટ આપનારો આફતાબ દુન્યાથી ગુમ થઈ ગયો.

તે પાછો પોતાની લશ્કરગાહમાં આવ્યો-તેનું દિલ ભારી અંદેશાઓથી ભરેલું હતું.

તે સીઆહ રાત્રે તેણે ખોદાતાલાને યાદ કીધો-પછી 'આબે હયવાન'નો વિચાર કીધો.

પહેલાં તેણે લશ્કરમાંથી જે કાઇ કે ધીરજ ધરનારા શખ્સો હતા તેઓને લશ્કર વચ્ચેથી ચુંટી કાઢયા.

---

* "આબે હયાત" વિષે ઈસ્લામી લખનારાઓ એવી કથા કહે છે કે દુન્યાની ઉત્તર દિશાએ જ્યાં હમેશો અંધારૂંજ રહે છે, ત્યાં એક ચશ્મો છે તેનું પાણી જેના પીધામાં આવે તે આ દુન્યામાં અમર ઝિંદગી ભોગવે. સિકંદરે ઝૂલ્કર્નયન નામનો પાદશાહ આબે હયાતનો ચશ્મો શોધવા ગયો હતો તેણે પોતાની સાથ એક વઝીરને લીધો હતો જેનું નામ ખેઝર હતું. વઝીર પાદશાહની આગળ આગળ જતો હતો. વઝીરને તે ચશ્મો હાથ લાગ્યો અને તેનું પાણી તેણે પીધું અને તે અમર થઇ ગયો. તે આવીને પોતાના પાદશાહને કહેવા લાગ્યો કે "આબે હયાતનો ચશ્મો મળ્યો છે." પાદશાહ તે જોવા જાય છે પણ ફરી તે ચશ્મો હાથ લાગ્યો નહીં. જેથી તે પાદશાહ આબે હયાતથી બેનસીબ રહ્યો અને તેનો વઝીર અમર થયો. ફિર્દોસી સિકંદરે ઝૂલ્કર્નયનને ભૂલથી સિકંદરે ફીલ્ફૂસ સમજી સિકંદરના રાજઅમલની તવારીખ લખતાં આ કિસ્સો આપે છે.

**મેહલ રૂઅ અઝૂન ખુરેશ બરૂ ગેરેફૂત**
**બેયામદ દમાન્ તા બે બીનદ શેગેફૂત**
**સેપહ્‌રા બદાન્ શારૂસાન્ જાય કરૂદ**
**યકી પીશરઉ જોસ્તો બરૂપાય કરૂદ**
**વરા અન્દરીન્ ખેઝરૂ બુદ રાયઝન્**
**સરે નામદારાને આન્ અન્જુમન્**
**સેકન્દરૂ બેયામદ બફર્માને ઊય**
**દેલો જાન્ સેપોર્દહ્ બપયમાને ઊય**
**બદૂ ગોફ્‌ત કય મર્દે બીદારૂદેલ**
**યકી તીઝ ગર્દાન્ બદીન્ કારૂ દેલ**
**અગરૂ આબે હયવાન્ બચન્ન આવરીમ**
**બસી બરૂ પરસ્તેશ દેરન્ગ્ આવરીમ**
**નમીરદ કસી કૂ રવાન્ પર્વરદ**
**બયઝદાન્ પનાહદ કે રાહે ખરદ**
**દો મોહ્‌રહ્‌સ્ત બા મન્ કે ચૂન્ આફ્તાબ્**
**બેતાબદ શબે તીરહ્ ચૂન્ બીનદ આબ્**
**યકી ઝાન્ તો બરૂ ગીરો દરૂ પીશ બાશ**
**નેગહ્‌બાને જાનો તને ખીશ બાશ**
**દેગરૂ મોહ્‌રહ્ બાશદ મરા શમએ રાહ્**
**બતારીકી અન્દરૂ શવમ્ બા સેપાહ્**
**બેબીનીમ્ તા કેર્દેગારે જેહાનૂ**
**દરીન્ આશકારા ચે દારદ નેહાન્**
**તોઈ પીશરઉ કૂ પનાહે મનસ્ત**
**નુમાયન્દએ આબો રાહે મનસ્ત**
**ચુ લશ્કરૂ સુએ આબે હયવાન્ ગુઝશ્ત**
**ખોરૂશ આમદ અલ્લાહુ અકબરૂ કે દશ્ત**
**ચુ અઝ મન્ઝેલી ખેઝરૂ બર્દાશ્તી**
**ખુરેશહા કે હરૂગૂનહ્ બુગ્ઝાશ્તી**
**હમી રફ્‌ત અઝીશાન્ દો રૂઝો દો શબ્**
**કસીરા બખુર્દન્ નજુમ્બીદ લબ્**
**સેદીગરૂ બતારીકી અન્દરૂ દો રાહ્**
**પદીદ આમદો ગુમ શુદ અઝ ખેઝરૂ શાહ્**
**પયગમ્બરૂ સુએ આબે હયવાન્ કશીદ**
**સરે ઝેન્દગાની બકયવાન્ કશીદ**
**બદાન્ આબે રઉશન્ સરો તન્ બેશોસ્ત**
**નેગહ્‌દારૂ જોઝ પાક યઝદાન્ નજુસ્ત**
**બખુર્દો બેયાસૂદો બરૂગશ્ત ઝૂદ**
**સેતાયેશ હમી બાફ્રીન્ બરૂ ફેઝૂદ**
**સેકન્દરૂ સુએ રઉશનાઈ રસીદ**
**યકી બરૂ શુદહ્ કૂહે રખ્શન્દહ્ દીદ**
**ઝદહ્ બરૂ સરે કૂહ્ ચારૂ અઝ અમૂદ**
**સરશ તા બઅબ્રૂ અન્દરૂ અઝ ચૂબે ઊદ**

પછી ચાળીસ દહાડાથી ઉપર ચાલે એટલો ખોરાક સાથે લીધો-અને અબયખીઓ જોવા માટે આતુરતાથી ઉપડયો.

તે શેહરમાં લશ્કરની છાવણી કીધી-તેને એક ભોમિયો જોઇતો હતો અને તે મળી આવ્યો.

સિકંદરનો એક "ખેઝર" નામનો વઝીર હતો-તે પાદશાહી દરબારમાં વઝીરોનો વડો ગણાતો હતો.

સિકંદર પોતાનું દિલ અને જાન તેનાજ કોલ ઉપર સોંપીને તેના ૨૫૧
હોકમ મૂજબ ચાલતો હતો.

સિકંદરે તેને કહ્યું કે "ઓ ચાલાક મનના શખ્સ! આ કામમાં તું તારૂં દિલ તેઝી ભરેલું બનાવ.

જો આપણને આબે હયવાન હાથ લાગ્યું-તો આપણ ખોદાની યાદમાં વધુ વખત ગુઝારીશું.

જે માણસ પોતાના આત્માની પર્વરેશ કરે છે તે મરતો નથી-ડહાપણથી તે ખોદાનોજ આસરો શોધે છે.

મારી પાસે બે મોહરાઓ છે કે જે પાણીને જોતાંજ અંધારી રાતે આફતાબની માફક ઝળકી ઉઠે છે.

તેમાંનો એક તું લે અને આગળ આગળ ચાલ-અને પોતાનાં તન અને જાનની સાવચેતી રાખજે.

બીજો મોહરો મને રસ્તો દેખાડનારો ચેરાગ બનશે-હું મારાં લશ્કર સાથ તે અંધારાંમાં જઈશ.

જોઇયે તો ખરા કે જેહાનના પયદા કરનાર સાહેબે આટલી બધી દેખાઈતી ચીઝોની અંદર શું શું છૂપું રાખ્યું છે?

જે ભોમિયો મારો પોશ્તપનાહ છે તેમજ આબે હયાતનો ચશ્મો દેખાડનારો અને તે તરફ જવાનો રસ્તો દેખાડનારો છે, તે તુંજ છે."

જ્યારે લશ્કર આબે હયાતના ઝરા તરફ રવાના થયું-ત્યારે મયદાનમાંથી "અલ્લાહ અકબર"નો પોકાર નીકળ્યો.

જ્યારે ખેઝર એક મંઝેલ કાપી આગળ જતો હતો-ત્યારે તે ત્યાં ૨૫૨
પોતા પાછળ ખોરાક મેલી જતો હતો.

એ પ્રમાણે તે બે દહાડા અને બે રાત ચાલ્યો-જે દરમેયાન કોઇએ પણ ખાવા માટે હોઠ હીલવ્યા નહીં.

ત્રીજે દહાડે તે અંધારાંમાં બે રસ્તા-દેખાયા અને ખેઝર પાદશાહ આગળથી ગુમ થઈ ગયો.

તેજ વખત તે પયગમ્બર ઝિંદગીના ઝરા તરફ ગયો-અને પોતાની ઝિંદગીનું સર શનિશ્ચર સેતારા સૂધી પુગાડયું.

તે ઝળકતાં પાણીમાં પોતાનું તન અને સર ધોયું-અને પોતાની સંભાળ કરનાર તરીકે પાક યઝદાન સિવાય કોઈ બીજાને શોધ્યો નહીં.

તેણે તે પાણી પીધું અને આસૂદો બની શેતાબ પાછો ફર્યો-તે ખોદાતાલાની વધારેને વધારે સેતાયેશ અને દુઆ કરવા લાગ્યો.

હવે સિકંદર એક રોશનીવાળી જગ્યાએ જઇ પુગ્યો-અને એક બુલંદીએ પુગેલો રોશનીવાળો પહાડ જોયો.

જેના મથાલાં ઉપર વાદળને પુગે એવાં અગરનાં લાકડાંના ચાર થાંભલા હતા.

---

§ જે "મેહર બર્ઝીન" નામના આતશી ગોળા વિષેનો ખોલાસો અમોએ ગયાં વૉલ્યુમમાં આપ્યો છે તેને એક રીતે ટેકો આપે છે કે બદખશાનની ખાણમાંથી મળી આવતા "શબ ચરાગ" નામના માણેક સિકંદર પાસે પણ હતાં. વળી આ હેકાયત પછી એક મૂકીને બીજી હેકાયતમાં તો "મેહર બર્ઝીન" આતશી ગોળાને લગભગ મળતુંજ મોટું માણેક હતું જે તમામ મેહલ અને તેની આસપાસની જગ્યાને રાતની વખતે રોશની આપતું હતું. આપણે એમ કાં નહીં કહિયે કે અર્જાસ્પની ઈરાન ઉપરની ચઢાઇ દરમેયાન "મેહર બર્ઝીન"નો આતશી ગોળો જે ગુમ થઇ ગયો હતો તે આ એકાંત જગ્યામાં કોઇ નહીં જાણે તેમ લાવી રાખવામાં લાવ્યો હોય?

બશાન્ બરૂ અમૂદી કુનામે ખુશોરૂગ્
નેશસ્તહ્ બરૂ ઊ ઓઅઝ મુર્ઘી સુતોરૂગ્
બઆવાઝે રૂમી સખુન્ રાન્દન્દ
જહાન્દારે પીરૂઝરા ખાન્દન્દ
૨૫૩ ચુ આવાઝ બેશનીદ કયસરૂ બેરફ્રૂત
બનઝદીકે મોર્ઘાન્ ખરામીદ તફ્રૂત
બદૂ ગોફ્રૂત મોરૂઘ અય હેલ્લારાય રન્જ
ચે જૂઈ હમી ઝીન્ સરાએ સેપન્જ
કે ગરૂ સરૂ બરૂ આરી બચર્ખે બલન્દ
હમાન્ બાઝ ગર્દાનદત મુસ્તમન્દ
કુનૂન કામદી હીચ દીદી ઝની
વગરૂ કર્દહ્ અઝ ખેશ્ત પુખ્તહ્ બની
ચુનીન્ દાદ પાસોખ કે ઈન્ હરૂદો હસ્ત
ઝની હમ બરીન્ ગૂનહ્ જાએ નેશસ્ત
ચુ બેશનીદ પાસોખ ફેરૂ તરૂ નેશસ્ત
બદૂ ખીરહ્ શુદ મર્દ યઝદાન્ પરસ્ત
બપુર્સીદ કન્દરૂ જહાન્ બાન્ગે રૂદ
શનીદીઓ આવાએ મસ્તો સોરૂદ

ચુનીન દાદ પાસોખ કે હરૂ કૂ ઝે દહ્રૂ
ઝે શાદી હમી બરૂ નગીરન્દ બહ્રૂ
વરા શાદ મરૂદુમ નખાનદં હમી
વગરૂ જાનો દેલ બરૂ ફેશાનદ હમી
બખાકૂ આમદ અઝ બરૂ શુદહ્ ચૂબે ઊદ
તેહી માન્દ અઝાન્ મોરૂઘ મુશકીન્ અમૂદ
૨૫૪ બપુર્સીદ દાનાઇઓ રાસ્તી
ફેઝૂનસ્ત અગરૂ કમ્મીઓ કાસ્તી
ચુનીન્ દાદ પાસોખ કે દાનેશ પેઝૂહ્
હમી સરૂ બરૂ અફ્રાઝદ અઝ હરૂ ગોરૂહ્
બસૂએ અમૂદ આમદ અઝ તીરહ્ ખાકૂ
બમેન્કારૂ ચન્ગાલહા કરૂદ પાકૂ
ઝે કયસરૂ બપુર્સીદ યઝદાન પરસ્ત
ઝે બહ્રે ચે બરૂ કૂહ્ દારદ નેશસ્ત
બદૂ ગોફ્રૂત ચૂન મરૂદ શુદ પાકૂ રાય
નેયાબદ પરસ્તન્દહ્ જોઝ કૂહ્ જાય

અઝાન્ ચૂબ્ પૂયન્દહ્ શુદ બરૂ કુનામ
જહાન્જૂય અઝાન્ મોરૂઘ શુદ શાદ કામ
બચન્ગલ હમી કરૂદ મેન્કારૂ તીઝ
ચુ ઈમન્ શુદ અઝ બખશેશે રસ્તખીઝ
બકયસરૂ બેફરૂમૂદ તા બી ગોરૂહ્
પેયાદહ્ શવદ બરૂ સરે તીઘે કૂહ્
બબીનદ કે તા બરૂ સરે કૂહ્ ચીસ્ત
કઝૂ શાદમાનરા બેબાયદ ગેરીસ્ત
સેકન્દરૂ ચુ બેશનીદ શુદ સૂએ કૂહ્
બદીદારૂ બરૂ તીઘ શુદ બી ગોરૂહ્
૨૫૫ સેરાફીલરા દીદ સૂરી બદસ્ત
બરૂ અફ્રાખ્તહ્ સરૂ ઝે જાએ નેશસ્ત
પુરૂ અઝ બાદ લબ્ દીદગાન પુરૂ ઝે નમ
કે ફર્માન્ કે આયદ ઝે યઝદાન કે દમ

દરેક થાંભલાં ઉપર એકેક મોટો માળો હતો-અને દરેક માળામાં એકેક મોટાં કદનું લીલું પક્ષી બેઠું હતું.

તેઓ રૂમી ઝબાનમાં વાત કરવા લાગ્યાં-અને ફતેહમંદ શાહ સિકંદરને આવકાર આપ્યો.

જ્યારે કયસરે તે આવાઝ સાંભળ્યો ત્યારે તે પક્ષીઓની નઝદીક શેતાબ ગયો.

પેલાં પક્ષીઓએ તેને કહ્યું કે "ઓ મેહનત ઉપરજ દિલ લગાડનારા પાદશાહ! આ મુસાફરખાનારૂપી દુન્યામાં તું શું શોધે છે?

કારણકે અગર તું બુલંદ આસ્માન સુધી પોતાનું સર ઊંચું કરશે-તો પણ શેવટે તે તને નિરાશ થયલો પાછો ફેરવશે.

તું હવે આવ્યો છે તો કહે કે તેં અઉરત સાથ મેળાપ કર્યો છે?-અને વળી પાકી ઇંટોથી કોઇ ઇમારત બાંધી છે?"

સિકંદરે જવાબ આપ્યો કે "હા બન્ને મારી પાસે છે-રહેવાનું મુકામ તથા અઉરત પણ છે"

જ્યારે પેલાં પક્ષીઓએ સિકંદરનો જવાબ સાંભળ્યો ત્યારે લગાર નીચે આવી બેઠાં-જે જોઇને તે યઝદાનપરસ્ત પાદશાહ અજબ થયો.

તેઓએ પૂછ્યું કે "આ દુન્યામાં વાંસળીના આવાઝ સાંભળ્યા છે?-તેમજ શરાબ અને ગાયણના અને શરાબનૂશીના આવાઝ તેં સાંભળ્યા છે કે? (એટલે શાદીરામેશ્ની અને ખાણીપીણીમાં ભાગ લીધો છે?)"

સિકંદરે જવાબ આપ્યો કે "દુન્યામાં જે શખ્સે ખુશહાલીમાં ભાગ નહીં લીધો હોય,

તે જીવ કાં નહીં પટકે-પણ તેને કોઈ સુખી માણસ ગણે નહીં."

પક્ષીઓ તે સાંભળી ઊંચાં થાંભલાં ઉપરથી ઝમીન ઉપર આવી બેઠાં-અને તે થાંભલાં પક્ષીઓથી ખાલી થયાં.

પક્ષીઓએ સિકંદરને પૂછ્યું કે "દાનાઈ અને રાસ્તી-વધારે છે કે ડગાઇ અને જૂઠાઇ?"

સિકંદરે જવાબ દીધો કે "જે વિદ્યાનો શોધક છે તે દરેક ટોળામાં માન પામે છે."

તે પક્ષીઓ ઝમીન ઉપરથી પાછાં થાંભલાં ઉપર આવી બેઠાં-અને ચાંચે કરી પોતાના પંજા સાફ કીધા.

અને કયસરને પૂછ્યું કે "ભક્ત લોકો પહાડ ઉપર શા માટે વસે છે?"

સિકંદરે જવાબ દીધો કે "જ્યારે એક શખ્સ પવિત્ર વિચાર ધરાવનારો બન્યો-ત્યારે તે ખોદાની પરસ્તેશ કરનાર પહાડ સિવાય પોતાની જગ્યા બીજે કંઇ મેળવતો નથી."

પેલાં પક્ષીઓ તે થાંભલાં ઉપરથી પોતાના માળામાં જઇ લાગ્યાં-પાદશાહ તે પક્ષીઓથી ખુશહાલ બન્યો.

જ્યારે તેઓ "રૂઝે રસ્તાખેઝ"ના ઇન્સાફથી ખાતેર જમઅ થયાં-ત્યારે પોતાની ચાંચોને પોતાનાં નખ વડે તેઝ કરતાં બેઠાં.

તેઓએ કયસરને ફરમાવ્યું કે "તે લશ્કર વગર પેયાદો પહાડની ટોચ ઉપર ચઢે.

અને ત્યાં જોય કે પહાડને મથાળે શું છે-કે જે એક ખુશહાલી ભરેલા શખ્સને પણ રડાવે છે?"

જ્યારે સિકંદરે એવું સાંભળ્યું ત્યારે તે વગર લશ્કરે પહાડ તરફ તેની બુલંદી ઉપર શું છે તે જોવા માટે ગયો.

ત્યાં તેણે એસ્રાફીલ (મોતના ફરેશ્તા)ને હાથમાં રણસીંગું લઇ પોતાની જગ્યા ઉપરથી સર ઉઠાવી ઉભેલો જોયો.

તેના હોઠ હવાથી ભરેલા અને આંખો ભીનાશ ભરેલી છે-અને વાત જુએ છે કે "કયારે યઝદાનનો હોકમ થાય કે ફુંકું?"

ચુ બરૂ કુહ રૂએ સેકન્દરૂ બેદીદ
ચુ રઆદે ખોશ્શાન ફેધાન બરૂ કશીદ
કે અય બન્દએ આઝ ચન્દીન મકૂશ
કે રૂઝી બગૂશ આયદત યકૂ ખોરૂશ
તો ચન્દી મરન્જ અઝ પયે તાજો તખ્ત
બરફૂતન બેયારાયો બરૂ બન્દ રખ્ત
ચુનીન દાદ પાસોખ બદૂ શહરૂયારૂ
કે બહરે મન ઈન આમદ અઝ રૂઝગારૂ
કે જોઝ જુમ્બેશો ગરૂદેશ અન્દરૂ જેહાન
ન બીનમ હમી આશ્કારો નેહાન
અઝાન કુહ બા નાલહ આમદ ફોરૂદ
હમી દાદ નીકીદેહેશરા દોરૂદ
બદાન રાહે તારીકૂ બેન્હાદ રૂય
બપીશ અન્દરૂન મરૂદુમે રાહજૂય
ચુ આમદ બતારીકી અન્દરૂ સેપાહ
ખોરૂશી બરૂ આમદ ઝે અબ્રે સેયાહ
કે હરૂ કસ કે બરૂદારદ અઝ રાહ સન્ગ
પશીમાન શવદ ઝાન કે દારદ બચન્ગ
વગરૂ બરૂ નદારદ પશીમાન શવદ
બહરૂદૂ ઝે દેલ સૂએ દર્માન શવદ
સેપહ સૂએ આવાઝ બેન્હાદ ગૂશ
પુરૂ અન્દીશહ શુદ હરૂ કસી ઝાન ખોરૂશ
કે બરૂદારદ આન સન્ગ અગરૂ બુગ્ઝરદ
પયે રન્જે ના આમદહ નુશમરદ
યકી ગોફૂત કીન રન્જ હસ્ત અઝ ગુનાહ
પશીમાનીઓ સન્ગ બોરૂદન ઝે રાહ
દેગરૂ ગોફૂત લખ્તી બેબાયદ કશીદ
મગરૂ દર્હો રન્જશ નબાયદ ચશીદ
યકી બોરૂદ અઝાન સન્ગો દીગરૂ નબોરૂદ
સેદીગરૂ કસ અઝ કાહેલી બોરૂદહ ખોરૂદ
ચુ અઝ આબે હયવાન બહામૂન શુદન્દ
ઝે તારીકીએ રાહ બીરૂન શુદન્દ
બેજોસ્તન્દ હરૂ કસ બદાન રાસ્તી
પદીદારૂ શુદ કઝીઓ કાસ્તી
કનારે યકી પુરૂ ઝે યાકૂત બૂદ
યકીરા પુરૂ અઝ ગઉહરે નાબેસૂદ
પશીમાન શુદ આન કસ કે કમ દાશ્ત ઊય
ઝબરૂજદ ચેરા ખારૂ બુગ્ઝાશ્ત ઊય
પશીમાન તરૂ આન કસ કે ખુદ બરૂ નદાશ્ત
અઝાન ગઉહરે પુરૂ બહા સરૂ બેકાશ્ત

જ્યારે તેણે પહાડ ઉપર સિકંદરનો ચેહરો જોયો-ત્યારે તેણે પોકારતાં વાદળની મિસાલ પોકાર માર્યો,

કે "ઓ લોભના ગોલામ! એટલી બધી વેઠ ના કર-કારણ એક દહાડો તારા કાનમાં એક એવોજ મોતનો પોકાર પડશે.

તું તાજ અને તખ્ત માટે એટલો બધો દુઃખી ના થા-જવાની તૈયારી કર અને અસ્બાબ લાધ."

પાદશાહે તેને જવાબ આપ્યો-કે ઝમાનાની ચાલથી મારે હિસ્સે એજ આવ્યું છે,

કારણકે આ દુન્યામાં ભટકવા અને રઝળવા સિવાય હું કાંઇ પણ ઝાહેર કે છુપું જોતો નથી."

પછી સિકંદર તે પહાડ ઉપરથી રડતો રડતો નીચે આવ્યો-અને નેકી પહોંચાડનારા સાહેબને યાદ કરવા લાગ્યો.

અને ભોમિયાને આગળ રાખી તે અંધારા રસ્તામાં ચાલવા માંડયું.

જ્યારે લશ્કર અંધારાંમાં આવ્યું-ત્યારે સીઆહ વાદળમાંથી એક પોકાર ઉઠયો.

કે "જે કોઈ આ રસ્તા ઉપરથી પત્થર ઊંચકશે તે પોતાના હાથમાં ૨૫૬
જે લીધું છે તેથી પશેમાન થશે.

અને જો કોઇ તે નહીં ઊંચકશે તે પણ પસ્તાશે-તેઓ બન્ને (લેનાર અને નહીં લેનાર)ને પોતાનાં દિલથી એલાજ શોધવા પડશે."

લશ્કરે પેલા આવાઝ ઉપર કાન ધર્યા-અને દરેક જણ તે પોકારથી વિચારમાં પડયા.

કે જતાં જતાં તે પત્થર ઊંચકે અને જે દુઃખ આવ્યું નથી તેનો વિચાર નહીં કરે.

એક બોલ્યો કે "રસ્તામાંનો પત્થર ઊંચકવો અને પશેમાન થવું તે આપણા પોતાના ગુનાહો છે અને તેથી ઉપજતાં દુઃખો છે."

બીજો બોલ્યો કે "થોડાકોએ તો લેવા જોઇયે-કદાચ તેને દુ.ખ અને રંજ નહીં પણ પહોંચે."

પછી તે પત્થરમાંથી એકે લીધા અને બીજાએ નહીં લીધા-ત્રીજાએ આળસાઇ કરીને નાના નાનાજ લીધા.

જ્યારે તેઓ ઝિંદગીના ઝરા આગળથી પાછા મયદાનમાં આવ્યા-અને તે અંધકારમાંથી બાહેર પડયા,

ત્યારે દરેક જણે પેલી વાતની સચ્ચાઈ શોધવા માડી તો સઘળું જૂઠાણું અને ખોટારૂંજ માલૂમ પડયું.

એકનો ખોળો યાકૂતથી ભરેલો હતો-તો બીજાનો સાફ કીધા વગરના ગોહરોથી ભરેલો હતો.

જે કોઇયે કે ઓછાં લીધાં તે પસ્તાવા લાગ્યો-કે "એવી રીતે પોખ- ૨૫૭
રાજને શા માટે તે તુચ્છકારીને છોડી આવ્યો?"

પણ વધુ પશેમાન તો તે થયો કે જેણે બિલ્કુલ લીધાંજ ન હતાં-અને તે ભારી કીમતનાં ગોહરોને તુચ્છ ગણ્યાં હતાં.

## રફ્તને સેકન્દર્ સૂએ બાખ્તર્ વ દીદને શેગેફ્તીહા વ બસ્તને સદ્દ્ બર્ રાહે યાજૂજ્ વ માજૂજ્.

હો ઝૂતહ્ બરાન્ જાયગહ્ બર્ બેમાન્દ
ચુ આસૂદહ્ તર્ ગશ્ત લશ્કર્ બેરાન્દ
સુએ બાખ્તર્ શુદ ચુ ખાવર્ બેદીદ
ઝે ગીતી હમહ્ રાએ રફ્તન્ ગુઝીદ
બરહ્ બર્ યકી શારૂસાન્ દીદ પાક્
કે નુગ્ઝશાત્ ગૂઈ બરાન્ બાદો ખાક્
ચુ આવાઝે કૂસ આમદ અઝ્ પોશ્તે પીલ
પઝીરહ્ શુદન્દશ બુઝોર્ગાન્ દો મીલ
જહાનજૂય ચૂન્ દીદ બેન્વાખ્ત શાન્
બખુરશીદ ગર્દન્ બરઅફ્રાખ્ત શાન્
બપુર્સીદ કીદર્ ચે બાશદ શેગેફ્ત
કઝાન્ બરૂતર્ અન્દાઝહ્ નત્વાન્ ગેરેફ્ત
ઝબાન્ બર્ કુશાદન્દ બર્ શહ્રયાર્
બેનાલીદ અઝ્ ગર્દેશે રૂઝગાર્
કે મારા યકી કાર્ પીશસ્ત સખ્ત
બગૂઈમ બા શાહે પીરૂઝબખ્ત
૨૫૮ અઝીન્ કૂહ સર્ તા બઅબ્ર્ અન્દરૂન્
દેલે મા પુર્ અઝ્ દર્દો રન્જસ્તો ખૂન્
ઝે ચીઝી કે મારા પયે તાબ્ નીસ્ત
ઝે યાજૂજો માજૂજ માન્ ખાબ્ નીસ્ત
ચુ આયન્દ બહૂરી સુએ શહ્રે મા
ઘમો રન્જ બાશદ હમહ્ બહ્રે મા
હમહ્ રૂઈહા શાન્ ચુ રૂએ હયૂન્
ઝબાનહા સેયહ્ દીદહા શાન્ ચુ ખૂન્
સેયહ્ રૂયો દન્દાનહા ચૂન્ ગરાઝ્
કે યારદ શુદન્ નઝદે ઈશાન્ ફરાઝ્
હમહ્ તન્ પુર્ અઝ્ મૂયો હમ રન્ગે નીલ
બરો સીનહો ગૂશહા શાન્ ચુ પીલ

## સિકંદરનું પૂર્વ ભણી જવું અને અજાયબીઓ જોવી અને તેણે યાજૂજ‡ અને માજૂજના માર્ગ ઉપર ધાતુનો કોટ બાંધવો.

બે હફતા તે ત્યાં રહ્યો જ્યારે તે ખૂબ આરામેશ લઈ રહ્યો ત્યારે લશ્કર આગળ ચલાવ્યું.

જ્યારે પશ્ચિમ તરફના મુલકો જોઇ રહ્યો ત્યારે તે પૂર્વ તરફ ગયો–દુન્યામાં સઘળે ફરવાનોજ તેણે વિચાર કીધો.

રસ્તામાં તેણે એક સુંદર શેહર જોયું-કે જેની ઉપર જાણે હવા કે ધૂળ ઉડતીજ ન હતી

જ્યારે હાથીની પીઠ ઉપરથી નગારાંના આવાઝ આવ્યા-ત્યારે તે શેહરના બુઝોર્ગો બે માઈલ સુધી તેને અસ્તેકબાલ ગયા.

પાદશાહે જ્યારે તેઓને જોયા ત્યારે માનથી નવાઝ્યા-અને આફતાબ સુધી તેઓનાં સર બુલંદ કીધાં.

પાદશાહે તેઓને પૂછ્યું કે "અહીં એવું શું અજબ જેવું છે કે જેનાથી સરસ બીજે કેથે ન હોય?"

તેઓએ પાદશાહ આગળ ઝબાન ખોલી અને ઝમાનાની ચાલ માટે રડવા લાગ્યા.

કે "અમારી સામે એક મહાભારત કામ આવી પડ્યું છે-જે અમો તું ફતેહમંદ શાહને કહીયે છિયે.

આ વાદળ સુધી ઊંચે ચહેલા પહાડથી અમારાં દિલ દુઃખ, રંજ અને ખૂનથી ભરેલાં રહે છે.

જે દુઃખભરી બીનાથી અમો નાચાર થઈ ગયા છિયે તે એ છે કે યાજૂજ અને માજૂજના હુમલાથી અમોને રાતે ઊંઘ પણ આવતી નથી.

જ્યારે તેઓમાંનો એક ભાગ હમારાં શેહરમાં આવે છે ત્યારે અમારે ભાગે ગમ અને રંજ આવી પડે છે.

તેઓના ચેહરા ઊંટ જનાવરોના જેવા છે તેઓની જીભ કાળી અને આંખો લોહીના જેવી છે.

તેઓ કાળે મોંઢેના અને ભુંડ જેવા દાંતવાળા છે-તેઓની પાસે કોણ જઈ શકે?

તેઓને આખે અંગે બાલ છે અને વળી તે પણ બલૂ રંગના છે–તેઓની છાંતી, બગલ અને કાન હાથીના જેવા છે.

‡ આ યાજૂજ અને માજૂજ (Gog and Magog) રાક્ષસોને લગતા કિસ્સાના એશારા ઈસ્લામીઓની પવિત્ર કેતાબ "કુરાન શરીફ" તેમજ ખ્રીસ્તીઓનાં ધર્મ પુસ્તક બાઇબલમાં આપેલા છે, પણ મઝકૂર રાક્ષસો વખત બેવખત જે ધાડ પાડતા હતા તેના અટકાવ માટે ઈરાન જીતનાર સિકંદરે મસમોટો ધાતુનો કોટ બાંધ્યો હતો તેવા એશારા યૂરોપના તવારીખનવેસો ફીલીપના છોકરા (Alexander the Great) સિકંદરની બાબતમાં આપતાં નથી. ઈરાન જીતનારા સિકંદરે બાંધેલો ધાતુનો કોટ ફાર્સીમાં "સદ્દે સેકન્દર"નાં નામથી ઓળખાય છે. જ્યારે સિકદરે બાંધેલાં શેહરો વગેરેના એશારા યૂરોપના લખનારાઓ આપે છે. ત્યારે ધાડપાડુ રાક્ષસોના અટકાવ ખાતેર બાંધેલી ધાતુની મોટી દીવાર વિષે તેઓ ચૂપ રહેલા જણાય છે. તે ઉપરથી કહી શકાય કે તે કોઈ બીજા પાદશાહના વખતમાં બંધાયલી હશે.

મઝકૂર રાક્ષસોનો કિસ્સો ઇરાનના લોકો એમ આપે છે કે તેઓ માણસખાઉ રાક્ષસો હતા. જેઓ માઝંદરાનની ઉત્તરે (North of ancient Hyrcania) રહેઠાણ કરી બેઠા હતા અને ત્યાંથી ઈરાનમાં ધાડ પાડવા આવતા હતા. જેઓના અટકાવ માટે સિકંદરે બે પહાડ વચ્ચે ધાતુની એક મોટી દીવાર બાંધી હતી. આ કિસ્સો બીજી કથાથી ભરેલો છે પણ તે અત્રે આપવા લાયક નથી.

સિકંદર માઝંદરાન (ancient Hyrcania) ઉપર હુમ્લો લઈ ગયો હતો તે વાત યૂરોપના લખનારાઓ આપે છે ખરા, પણ મઝકૂર માણસખાઉઓના અટકાવ ખાતેર તેણે બાંધેલા કોટ વિષે કાંઇ બોલતા જણાતા નથી. આ બાબત ઈરાનને લગતી, હોવાથી આપણે ફિર્દોસી અને બીજા લખનારાઓનાં લખાણ ઉપર ઝાઝો શક નાખી શકિયે નહીં.

બેખોસ્પન્દો યકૂ ગૂશ બેસ્તરૂ કુનન્દ
દેગરૂ ગૂશ ચૂન જામહુ ચાદરૂ કુનન્દ
ઝે હરૂ માદઈ બચ્ચહુ ઝાયદ હઝારૂ
કમો બીશો ઈશાન્ કે યારદ શુમારૂ
બગેરૂદ આમદન્ ચૂન્ સુતૂરાન્ શવન્દ
તગ્ આરન્દો બરૂસાને ગૂરાન્ શવન્દ
બહારાન્ કજ્ અબ્રૂ અન્દરૂ આયદ ખોરૂશ
હમાન્ સબ્ઝ દર્યા દરૂ આયદ બજૂશ
ચુ તન્નીન્ અઝાન્ મઉજ બર્દારદ અબ્રૂ
હવા બરૂ ખોરૂશદ બસાને હેઝબ્રૂ
ફેરૂ અફગનદ અબ્રૂ તન્નીન્ ચુ કૂહ
બેયાયન્દ અઝીશાન્ ગોરૂહા ગોરૂહ
ખુરેશ આન્ બુવદ સાલ્ તા સાલ્ શાન્
કે આગન્દહુ ગર્દદ તનો યાલ્ શાન્
ગેયા શાન્ બુવદ ઝીન્ સેપસ ખર્દની
બેપૂયન્દ હરૂ સૂ બઆવર્દની
ચુ સર્મા બુવદ ઝર્દો લાઘરૂ શવન્દ
બઆવાઝ બરૂ સાને કબ્તરૂ શવન્દ
બબારાન્ ઝે તન્નીન્ બકેર્દારે ગોરૂગ્
બેઘુરૂરન્દ બાવાઝહાએ બુઝોરૂગ્
અગરૂ પાદશા ચારઈ સાઝદી
કઝાન્ ઘમ દેલે મા બેપર્દાઝદી
બસી આફ્રીન્ યાબદ અઝ હરૂ કસી
વઝાન્ પસ બગીતી બેમાનદ બસી
બુઝોર્ગી કુનો કારે મારા બેસાઝ
કે અઝ પાકુ યઝદાન્ નઈ બી નેયાઝ
સેકન્દરૂ બેમાન્દ અન્દરૂ ઈશાન્ શેગેફ્ત
ઘમી ગશ્તો અન્દીશહુ અન્દરૂ ગેરેફ્ત
ચુનીન્ દાદ પાસોખ કે અઝ માસ્ત ગન્જ
ઝે શહૂરે શુમા યારૂમન્દીઓ રન્જ
બરૂ આરમ મન્ ઈન્ રાહે ઈશાન્ બરાય
બની૨૬એ યારી દહો રહનુમાય
હમહુ શહૂરૂ ગોફતન્દ કય શહરૂયારૂ
ઝે તૂ દૂરૂ બાદા બદે રૂઝગારૂ
ઝે મા હરૂચે ખાહી હમહુ બન્દહુ ઈમ
પરસ્તન્દહુ બાશીમ તા ઝન્દહુ ઈમ
બેયારીમ ચન્દાન્ કે બાયદત ચીઝ
કઝીન્ બીશ કારી નદારીમ નીઝ
સેકન્દરૂ બેયામદ નેગહુ કરૂદ કૂહ
બેયાવરૂદ અઝાન્ ફીલસૂફાન્ ગોરૂહ
બેફરૂમૂદ કાહન્ગરાન્ આવરન્દ
મેસો રૂયો પુતકે ગરાન્ આવરન્દ
ગચ્ચો સન્ગો હીઝમ ફેઝૂન અઝ શુમારૂ
બેયારન્દ ચન્દાન્ કે આયદ બકારૂ
બીઅન્દાઝહુ બોર્દન્દ ચીઝી કે ખાસ્ત
ચુ શુદ સાખ્તહુ કારો અન્દીશહુ રાસ્ત

તેઓ સૂવે છે ત્યારે એક કાનનું બિછાનું કરે છે-અને બીજા કાનનું ઓઢવાનુ બનાવે છે.

તેઓની દરેક માંદા હઝાર હઝાર બચ્ચાં જણે છે-તેઓનાં વધતાં ઓછાં બચ્ચાંની ગણત્રી કોણ કરી શકે છે?

તેઓ ઢોરની માફક એકઠાં થાય છે અને ગોરખરની માફક દોડે છે.

વસંત રૂતુમાં જ્યારે વાદળો ગરજવા લાગે છે-અને લીલા* દર્યામાં મઉજા ઉછળવા લાગે છે,

વાદળાં તે ઉછળતા દર્યામાંથી એક અઝદહાને ઊંચકી લે છે-જે વેળા ૨૫૯
વાતાવરણ સિંહની માફક ગરજના કરે છે,

પહાડને નીચે ફેંકે તેમ તે અઝદહાને વાદળાં નીચે ફેંકે છે ત્યારે તે યાજૂજ માજૂજના ટોળે ટોળાં ત્યાં આવે છે.

અને આખું વર્ષ તે અઝદહાનું માસ ખાઇ તેઓ જીવે છે-અને તેઓની ગર્દન અને શરીર તેથી ફર્બે બને છે

પછી તેઓનો ખોરાક ભાજી પાલાનો હોય છે-અને તે એકઠો કરવા માટે ચો તરફ દોડે છે.

જ્યારે સર્દીની મઉસમ બેસે છે ત્યારે તેઓ ફિક્કાં અને મુરદાલ થઇ જાય છે-અને આવાઝમાં પણ કબૂતર જેવાં થઈ જાય છે.

બહાર આવતાં પહેલાં તે અઝદહાનાં માસ ખાવા માટે વરૂ મિસાલ-મોટા આવાઝે પોકારે છે.

જો પાદશાહ એનો કશો ઉપાય કરશે અને અમારાં દિલને એ દુઃખથી છોડવશે,

તો દરેક જણ તરફથી તે ઘણી દુઆ મેળવશે અને ત્યાર બાદ દુન્યામાં તે ઘણોક વખત કાયમ રહેશે.

અમો ઉપર મેહરબાની કર અને અમારૂં એટલું કામ કરી આપ-કારણકે તું પણ પાક યઝદાનથી બીનેયાઝ રહેલો નથી."

સિકંદર તેઓની વાતમાં અજબ રહ્યો તે ગમગીન બની વિચાર કરવા લાગ્યો.

પછી એવો જવાબ દીધો કે "અમારા તરફથી ગન્જ ખઝાનો તો છે- ૨૬૦
પણ તમારાં શેહર તરફથી મદદ અને મેહનત મળવી જોઇયે.

યારી આપનારા અને રેહનુમાઈ કરનારા ખોદાતાલાની મદદથી હું મારાં ડહાપણે કરી તેઓનો આ માર્ગ રોકી દઈશ."

ત્યારે સઘળાં લોક બોલી ઉઠયાં કે "ઓ પાદશાહ!-ઝમાનાની બૂરાઈ તારાથી દૂર રહેજો!

અમારી તરફથી જે કાંઇ તું ચાહશે તો અમો સઘળા તારાજ બંદા છિયે-અમો જીવતા રહીશું ત્યાં સૂધી તારાજ ગોલામ બની રહીશું.

તને જે કાંઇ ચીઝો જોઇશે તે અમો પુરી પાડીશું-કારણ એથી વધુ અગત્યનું કામ અમોને બીજાં કશું નથી."

પછી સિકંદર ત્યાં આવ્યો અને પહાડ જોયો-પોતાના ફીલસૂફોને એકઠા કીધા.

પછી તેણે હોકમ કીધો કે "લૂહારોને બોલાવે-તેમજ તાંબુ, કાંસું અને ભારી હથોડા લાવે.

ચૂનો, પત્થર અને બાળવાના લાકડાં એ સઘળું ગણત્રીથી પણ વધારે જેટલું કે કામમાં આવે એટલું લાવે."

જે કાંઇ ચીઝો કે તેણે મંગાવી તે સઘળી અંદાઝા વગરની ત્યાં હાઝેર કીધી-જ્યારે બધી સામગ્રી તૈયાર થઇ અને યુક્તિ બરાબર રચાઈ,

---

* હિંદી મહાસાગરને ઇરાની લખનારાઓએ "દર્યાએ સબ્ઝ", "દર્યાએ અખ્ઝર" નામ આપેલું છે. પણ ફિર્દોસી "દર્યાએ સબ્ઝ" અહીં "કાસ્પીઅન" સમુદ્રને માટે વાપરે છે, જે સમુદ્રને ફાર્સીમાં "દર્યાએ ગીલાન", "દર્યાએ માઝન્દરાન" અને "દર્યાએ ખઝેર" વગેરે નામોથી ઓળખે છે.

કે દીવારૂગર્ હમ કે આહન્ગરાન્
હરાન્ કસ કે ઉસ્તાદ્ બૂદ્ અન્દરાન્
૨૯૧ કે ગીતી બપીશે સેકન્દર્ શુદન્દ્
બરાન્ કારે બાયેસ્તહ્ યાવર્ શુદન્દ્
કે હર્ કેશ્વરી દાનેશી શુદ્ ગોરૂહ્
દો દીવાર્ કરૂદ્ અઝ્ દો પહુલુએ કૂહ્
કે પય તા સરે કૂહ્ બાલાએ ઉય
ચુ સદ્ શાહ્ રશ બૂદ્ પહુનાએ ઉય
અઝાન્ યક્ રશ અન્ગોશ્તો આહન્ યકી
પરાગન્દહ્ મેસ દર્મેયાન્ અન્દકી
હમી રીખ્ત ગૂગર્દશ અન્દર્ મેયાન્
ચુનીન્ બાશદ્ અફ્સૂનો રાએ કેયાન્

હમી રીખ્ત હર્ ગઉહરાન્ યક્ રદહ્
ચુ અઝ્ ખાક્ તા તીગ શુદ્ આઝદહ્

બસી નફ્તો રઉગન્ બરૂઆમીખ્તન્દ્
હમી બર્ સરે ગઉહરાન્ રીખ્તન્દ્
બખર્વાર્ અન્ગેશ્ત બર્ સર્ ઝદન્દ્
બેફર્મૂદ્ તા આતેશ અન્દર્ ઝદન્દ્
દમ આવર્દ્ આહન્ગરાન્ સદ્ હઝાર્
બફર્માને પીરૂઝગર્ શહર્યાર્
ખોરૂશે દમન્દહ્ બર્ આમદ્ કે કૂહ્
સેતારહ્ શુદ્ અઝ્ તફ્ફે આતેશ સેતૂહ્
૨૯૨ ચુનીન્ રૂઝગારી બર્ આમદ્ બર્ આન્
દમે આતેશો રન્જે આહન્ગરાન્
ગોહર્હા યક્ અન્દર્ દેગર્ સાખ્તન્દ્
વઝાન્ આતેશે તીઝ્ બુગ્દાખ્તન્દ્
કે યાજૂજો માજૂજ ગીતી બેરસ્ત
ઝમીન્ ગશ્ત જાએ નેશીમો નેશસ્ત
અઝાન્ નામવર્ બન્દે એસ્કન્દરી
જહાની બેરસ્ત અઝ્ બદે દાવરી
અરશ પાન્સદ્ બૂદ્ બાલાએ ઉય
ચુ નઝદીકે સદ્ યાઝ્ પહુનાએ ઉય
બર્ ઊ મેહ્તરાન્ ખાન્દન્દ્ આફ્રીન્
કે બી તૂ મબાદા ઝમાનો ઝમીન્
કે ચીઝી કે બુદ્ અન્દરાન્ જાયગાહ્
ફેરાવાન્ બેઓર્દન્દ્ નઝદીકે શાહ્
નપેઝીરોફ્ત અઝીશાનો બુદ્ બર્ ગેરેફ્ત
જહાન્ માન્દ અઝ્ કારે ઊ દર્ શેગેફ્ત

ત્યારે કડિયા અને લૂહારોમાંથી જે કોઇ કે ઉસ્તાદો હતા,

તેઓ તે મુલકમાંથી સિકંદરની નઝદીક ગયા-અને તે ઝરૂરી કામમાં તેને મદદ કરવા લાગ્યા.

દરેક મુલકમાંથી ઉસ્તાદ કારીગરો આવી ભેગા થયા-પછી તેણે પહાડની બેઉ બાઝૂથી ધાતુની બે દીવાર ઉભી કીધી.

ઝમીનથી તે છેક પહાડનાં મથાળાં સુધી તેની ઊંચાઈ હતી-અને તેની પોહોળાઇ એકસો મોટા "રશ" (હાથ) જેટલી હતી.

એક હાથપુર કોલસો અને એક હાથપુર લોખંડ-અને તે બન્નેની વચમાં થોડુંક તાંબું નાખતા હતા.

વળી વચ્ચે વચ્ચે તેમાં ગંધક નાખવામાં આવતો હતો-કદીમ ઝમાનામાં પાદશાહો આ કિસમની દીવાર બાંધવાની યુક્તિ અમલમાં મેલતા હતા.

દરેક ખનીજ પદાર્થનું એકેક પડ કરવામાં આવતું હતું-છેક તળિયેથી તે પહાડની ટોચ સુધીની દીવાર બંધાઇ ત્યાં સુધી એજ રીતે કામ લેવામાં આવ્યું.

જથ્થાબંધ તેલ અને નખતેલ પણ લેવામાં આવ્યું હતું-તે સઘળું ખનીજ પદાર્થ ઉપર રેડવામાં આવ્યું હતું.

મથાળે ખરવાર|| ખરવાર કોલસો નાખવામાં આવ્યો હતો-શેવટે તેમાં આગ સળગાવવામાં આવી હતી.

પછી તે ફતેહમંદ પાદશાહના હોકમ પ્રમાણે-એક લાખ લૂહારોએ ધમણ ફુંકવા માંડી.

પહાડ ઉપરથી ધમણનો ફુંકારો નીકળવા લાગ્યો-અને આતશની ગર્મીથી સેતારા પણ ગભરાટમાં પડયા.

એ પ્રમાણે લૂહારોની મેહનત ઉપર અને આતશનાં ભડકાંને ઘણોક વખત નીકળી ગયો.

અને પેલી એકેક ઉપર ગોઠવેલી ચીઝો બળતા આતશથી પીગળીને એક બીજામાં મળી ગઈ.

એવી રીતે દુન્યા યાજૂજ અને માજૂજના ઝુલ્મથી છુટી-અને તે ઝમીન વસવાટને લાયકની બની.

સિકંદરનાં તે નામીચાં બાંધકામે કરીને-કઝિયા કંકાસની બદીથી દુન્યાએ છુટકારો મેળવ્યો.

તે દીવારની ઊંચાઇમાં પાનસો "રશ" (હાથ) હતી-અને નઝદીક એકસો "રશ" (હાથ) પોહોળાઈ હતી.

તે મુલકના વડાઓએ સિકંદર ઉપર દુઆ કીધી-કે "તારા વગર ઝમાનો અને ઝમીન કાયમ ના હોતાં."

પછી તેઓ તે જગ્યામાં જે કાંઈ કીમતી ચીઝો થતી હતી-તે ઘણી સરખી પાદશાહની નઝદીક લઇ ગયા.

પણ તેમાંથી પાદશાહે કશું પણ લીધું નહીં અને પોતે ચાલતી પકડી-તેનાં આવા કામથી સઘળો દેશ અજબ રહ્યો.

---

|| "ખરવાર" એ "વઝને ખાની"માંનું એક વઝન છે. એટલે એમ કે સોળ રતલનો એક સેર, આઠ સેરનો એક મણ અને દશ મણનો એક "ખરવાર."

## દીદને સેકન્દર્ મોર્દેહ્‌રા બાલાએ કૂહ્ દર્ અયવાને યાકૂત્ વ દેરખ્તે સુખુન્ગૂય વ આગાહી યાફ્તન્ અઝ્ મર્ગે ખુદ્.

——:o:——

હમી રાન્દ યક્ માહ્ પૂયાન્ બરાહ્
બરન્જ્ આમદ અઝ રાહ્ શાહો સેપાહ્
ચુનીન્ તા બનઝદીકે કૂહી રસીદ
કે જાએ દદો દામો મરૂદુમ નદીદ
યકી કૂહ્ દીદ અઝ બરશ લાજવરૂદ
યકી ખાનહ્ બરૂ સરૂ ઝે યાકૂતે ઝરૂદ
હમહ્ ખાનહ્ કન્દીલહાએ બુલૂરૂ
મેયાન્ અન્દરૂન્ ચશ્મએ આબે શૂરૂ
યકી સોરૂખ ગઉહરૂ બજાએ ચરાઘ્
ફેરૂઝાન્ અઝાન્ ખાનહો કૂહો રાઘ્
ફેતાદહ્ ફેરૂધે ચરાઘ્ અન્દરૂ આબ્
ઝે ગઉહરૂ હમહ્ ખાનહ્ ચૂન આફ્તાબ્
નેહાદહ્ બરે ચશ્મહ્ ઝરૂરીન્ દો તખ્ત
બરૂ ખાબનીદહ્ યકી શૂરૂબખ્ત
તનશ મરૂદુમો સરૂ ચુનાન્ ચૂન ગોરાઝ
બબીચારગી મોર્દેહ્ બરૂ તખ્તે નાઝ
ઝે કાફૂરૂ ઝીરૂ અન્દરશ બેસ્તરી
કશીદહ્ ઝે દીબા બરૂ ચાદરી
હરાન્ કસ કે રફૂતી કે ચીઝી બરદ
વગરૂ ખાકૂ આન્ ખાનહ્‌રા બેસ્પરદ
હમહ્ તનશ બરૂ જાય લર્ઝાન્ શુદી
વઝાન્ લરૂઝ હમ ઝેન્દહ્ રીઝાન્ શુદી
ખોરૂશ આમદ અઝ ચશ્મએ આબે શૂરૂ
કે અય બન્દએ આઝ ચન્દીન્ મશૂરૂ
બસી ચીઝ દીદી કે આન્ કસ નદીદ
એનાનત કુનૂન બાઝ બાયદ કશીદ
કુનૂન ઝેન્દગાનીત કૂતાહ્ ગશ્ત
સરે તખ્તે શાહીત બીરાહ્ ગશ્ત
સેકન્દરૂ બેતર્સીદો બરૂગશ્ત ઝૂદ
બલશ્કરૂગહ્ આમદ બકેર્દારે દૂદ
વઝાન્ જાયગહ્ તીઝ લશ્કરૂ બેરાન્દ
ખોરૂશાન્ હમી નામે યઝદાન્ બેખાન્દ
અઝાન્ કૂહ્ રાહે બેયાબાન્ ગેરેફ્ત
ઘમી ગશ્તો અન્દીશએ જાન્ ગેરેફ્ત
હમી રાન્દ પુરૂ દર્દો ગેર્યાન્ ઝે જાય
સેપાહ્ અઝ પસો પીશે ઊ રહ્‌નુમાય
ઝે રાહે બેયાબાન્ બશહ્‌રી રસીદ
બખુદ શાદ કાવાઝે મરૂદુમ શનીદ
હમહ્ બૂમો બરૂ બાઘે આબાદ બૂદ
દેલે મરૂદુમ અઝ ખુરૂરમી શાદ બૂદ
પઝીરહ્ શુદન્દશ બુઝોર્ગાને શહ્‌રૂ
કસીરા કશ અઝ મરૂદુમી બૂદ બહ્‌રૂ

## સિકંદરે પહાડને મથાળે માણેકના મેહલમાં એક મૂવેલા શખ્સને તેમજ બોલતાં ઝાડને જોવું અને પોતાનાં મોતની ખબર મેળવવી.

——:o:——

તેણે એક મહિનો સૂધી સફર કર્યા કીધી-જેથી પાદશાહ અને લશ્કર સફર કરવાથી કંટાળી ગયા.

એમ કરતાં તે એક પહાડ નઝદીક જઈ પુગ્યો-કે જ્યાં તેણે જન જાનવર કે માણસ કાંઈ પણ દેખાયાં નહીં.

તેણે એક પહાડ જોયો જેનું મથાળું લાજવર્દ રંગનું હતું-અને તે ૨૬૩
ટોચ ઉપર પોખરાજનું બનાવેલું એક ઘર હતું.

આખાં ઘરમાં બિલોરી હાંડી હતી-અને વચ્ચે ખારાં પાણીનો ઝરો હતો.

ચેરાગની જગ્યાએ એક લાલ ગોહર હતું-જેથી તે ઘર, પહાડ અને જંગલ ઝળઝળી રહ્યાં હતાં.

તે ચેરાગનો પ્રકાશ પાણીમાં પણ પડેલો હતો-તે ગોહરથી સઘળું ઘર આફતાબ માફક રોશન બન્યું હતું.

તે ઝરા આગળ બે સોનેરી તખ્ત મૂકેલાં હતાં જે ઉપર કોઇ અભાગ્યો શખ્સ સૂતેલો હતો.

તેનું શરીર માણસ જેવું અને માથું ભુંડ જેવું હતું-તે સુંદર તખ્ત ઉપર લાચાર હાલતમાં મૂવેલો પડેલો હતો.

તેની નીચે કપૂરનું બિછાનું હતું-અને તેની ઉપર એક રેશમી ચાદર ઓઢાડેલી હતી.

જે કોઈ કે ત્યાં કાંઇ ચીઝ લેવા જતું-અથવા તે ઘરની ઝમીન ઉપર પગ મૂકતું,

તો ત્યાંજ તેને આખે શરીરે ધ્રુજરી થઈ આવતી-અને તે ધ્રુજરીથી તે જીવતો શખ્સ ગબડીજ પડતો હતો.

પેલા ખારાં પાણીના ચશ્મામાંથી પોકાર નીકળ્યો-કે "ઓ લોભના ગોલામ! તું એટલો બધો શોર ના મચાવ.

તેં એટલી બધી ચીઝો જોઈ છે કે જેટલી કોઇએ જોઈ નથી-માટે ૨૬૪
હવે તારે પાછું ફરવું જોઇયે.

હવે તારી ઝિંદગી ટુંકી થઈ છે-અને તારૂં પાદશાહી તખ્ત ગુમ થયું છે."

સિકંદર બીધો અને તુરત પાછો ફર્યો-અને ઝડપ કરતો પોતાની છાવણીમાં આવ્યો

તે ત્યાંથી વિલાપ કરતો અને ખોદાને યાદ કરતો તુરત ઉપડી ગયો.

પેલા પહાડ ઉપરથી તેણે જંગલનો રસ્તો લીધો-તે દિલગીર થયો અને પોતાની ઝિંદગીનો વિચાર કરવા લાગ્યો.

તે જગ્યાએથી દુઃખ ભરેલો અને રડતો ચાલવા લાગ્યો-લશ્કર તેની પાછળ હતું અને ભોમિયો આગળ ચાલતો હતો.

તે જંગલને રસ્તે જતાં તે એક શેહરમાં આવી પુગ્યો-અને તે ખુશહાલ બન્યો કારણકે તેણે માણસોનો સાદ સાંભળ્યો.

તે સઘળો મુલક એક આબાદી ભર્યો બાગજ હતો-અને મોજ શોખથી ત્યાંનાં માણસોનાં દિલ ખુશહાલ હતાં.

તે શેહરના બુઝોર્ગો અને જે કોઈ લાયક ગ્રહસ્થો હતા તેઓ પાદશાહને એસ્તેકબાલ ગયા.

બરૂ ઊ હમગેનાન્ આફ્રીન્ ખાન્દન્દ
બસી ઝરૂશ ગઉહરૂ બરૂ અફ્શાન્દન્દ
૨૬૫ હમી ગોફ્તન્ હરૂ કસ કે અય શહરૂયારૂ
અનૂશહુ કે કર્દી બમા બરૂ ગુઝારૂ
બદીન્ શહરૂ હરૂગેઝ નેયામદ્ સેપાહ
ન હરૂગેઝ શનીદહુ કસી નામે શાહ
કુનૂન્ કામદી જાને મા પીશે તોસ્ત
કે રઉશન્ રવાન્ બાદીઓ તન્દુરોસ્ત
સેકન્દરૂ દેલ અઝ મરૂદુમાન્ શાદ કરૂદ
ઝે રાહે બેયાબાન્ તન્ આઝાદ કરૂદ
બેપુર્સીદ અઝીશાન્ કે ઇદરૂ શેગેફ્ત
ચે ચીઝસ્ત કન્દાઝહુ બાયદ ગેરેફ્ત
ચુનીન્ દાદ પાસોખ બદુ રહ્‌નુમાય
કે અય શાહે પીરૂઝે પાકીઝહુ રાય
શેગેફ્તીસ્ત ઈન્ જા કે અન્દરૂ જેહાન્
કસી આન્ નદીદ અઝ કેહાનો મેહાન્
દેરખ્તીસ્ત ઈદરૂ દો તન્ ગશ્તહુ જોફ્ત
કે ચૂન્ આન્ શેગેફ્તી નશાયદ નેહોફ્ત
યકી માદહો દીગરી નરૂ અઝૂય
સખુનગૂયો બાં શાખો બા રંગો બૂય
બશબ્ માદહુ ગૂયાઓ બૂયા શવદ
ચુ રઉશન્ શવદ નરૂશ ગૂયા શવદ
૨૬૬ સેકન્દરૂ બેફ્ત બા સવારાને રૂમ
હમાન્ નામદારાને આન્ મર્ઝો બૂમ
બેપુર્સીદ અઝીશાન્ કે અકૂનૂન્ દેરખ્ત
સખુન્ કય સરાયદ બઆવાઝે સખ્ત
ચુનીન્ દાદ પાસોખ બઊ તર્જમાન્
કે અઝ રૂઝ ચૂન્ બુગઝરદ નોહ ઝમાન્
સખુન્ ગૂય ગર્દદ યકી ઝીન્ દેરખ્ત
કે આવાઝે ઊ બેશનવદ નીકુબખ્ત
શબે તીરહુ ચૂન્ માદહુ ગૂયા શવદ
બરૂ ઊ બરૂગ્ ચૂન્ મુશ્ક બૂયા શવદ
બેપુર્સીદ ચૂન્ બુગઝરીમ અઝ દેરખ્ત
શેગેફ્તી ચે પીશ આયદ અય નીકુબખ્ત
ચુનીન્ દાદ પાસોખ કઝૂ બુગઝરી
ઝે રફ્તનત ફૂતહુ શવદ દાવરી
ચુ ઝૂ બરૂ ગુઝશ્તી નમાનદત જાય
કરાને જહાન્ ખાન્દશ રહ્‌નુમાય
હમી રાન્દ બા રૂમેયાન્ નીકુબખ્ત
ચુ આમદ બનઝદીકે ગૂયા દેરખ્ત
ઝમીનશ ઝે ગર્મી હમી બરૂ દમીદ
ઝે પૂસ્તે દદાન્ ખાક શુદ નાપદીદ
૨૬૭ ઝે ગૂયન્દહુ પુર્સીદ કીન્ પૂસ્ત ચીસ્ત
દદાનરા બદીન્ ગૂનહુ દરૂન્દહુ કીસ્ત
ચુનીન્ દાદ પાસોખ બદુ નીકુબખ્ત
કે ચન્દીન્ પરસ્તન્દહુ દારદ દેરખ્ત
ચુ જૂયન્દ ગાહે પરસ્તેશ ખુરેશ
ઝે ગોશ્તે દદાન્ શાન્ બુવદ પરવરેશ
ચુ ખુરૂશીદ બરૂ તીગે ગુમ્બદ રસીદ
સેકન્દરૂ ઝે બાલા ખોરૂશી શનીદ

તે સઘળાઓએ તેની ઉપર દુઆ કીધી-અને તેની ઉપર પુષ્કળ સોનું તેમજ ગોહરો વધાવ્યાં.

દરેક જણ બોલવા લાગ્યો કે "ઓ પાદશાહ! કેવું ભાગ્યશાળી? કે તું અમારાં શેહરમાં આવ્યો.

આ શેહરમાં આગળ કદી પણ લશ્કર આવ્યું નથી-અને અમારાં માંથી કોઇએ પાદશાહનું નામ વટિક કદી સાંભળ્યું નથી.

પણ હવે જ્યારે તું આવ્યો છે તો અમારા જીવ તારી આગળ ધર્યા છે-અને દોઆ કર્યે છિયે કે તું હમેશે ખુશહાલ અને તનદુરોસ્ત રહેજે!"

સિકંદર તે લોકોને જોઈ ખુશી થયો-અને જંગલની સફરથી વીસામો લીધો.

સિકંદરે તેઓને પૂછ્યું કે "અહીં અજાયબ જેવી ચીઝ શું છે કે જે જાણવા લાયક હોય?"

એક રેહનુમાએ તેને એવો જવાબ દીધો-કે "ઓ પાકીઝેહ વિચારના ફતેહમંદ પાદશાહ!

અત્રે એક એવી અજાયબી છે કે દુન્યામાં-શું નાના કે મોટાઓમાંથી કોઇયે તેવી કેથે જોઇ ન હશે.

અહીં બે ઝાડ સાથે જોડાઇ ગયલાં છે-આવી અજાયબી ઝાહેરમાં આવવી જોઇયે.

તે બેમાંનું એક નર છે અને બીજી માદા છે-બન્ને રંગીન અને ખુશબોદાર ફૂલ આપે છે અને બન્ને બોલે છે.

રાતે માદા બોલે છે અને પમરાટ ફેલાવે છે-અને જ્યારે દિવસ રોશન થાય છે ત્યારે નર બોલવા માંડે છે"

ત્યારે સિકંદર રૂમના સવારો તેમજ તે મુલકના નામદારો સાથે તે જોવા માટે ગયો.

સિકંદરે તેઓને પૂછ્યું કે "આ ઝાડ હવે કયારે મોટે સાદે બોલશે?"

દુભાષિયાએ તેને જવાબ દીધો-કે "જ્યારે દહાડાના નવ કલાક વીતી જશે,

ત્યારે આ ઝાડમાંથી એક બોલતું થશે કે જે વખત તેનો આવાઝ તું નેકબખ્ત પાદશાહ સાંભળશે.

અંધારી રાતની વખતે માદા બોલશે અને તેનાં પાતરાંમાંથી કસ્તૂરીની સુગંધ નીકળશે."

સિકંદરે પૂછ્યું કે "ઓ નેકબખ્ત. જ્યારે આ ઝાડ આગળથી આપણે પસાર થઈશું ત્યારે બીજી કઈ અજાયબી આગળ આવશે?"

તેણે જવાબ દીધો કે "જો તું એની આગળથી પસાર થશે તો આગળ જવાની ખટપટજ ઓછી થશે.

જો તું ત્યાંથી આગળ વધ્યો તો તારે માટે આગળ વધવાની હવે જગ્યાજ રહી નથી-રેહનુમાઇ કરનારા લોકો તેને 'દુન્યાનો છેડો' કરી કહે છે."

તે નેકબખ્ત પાદશાહ રૂમીઓ સાથ આગળ વધ્યો-અને જ્યારે પેલાં બોલતાં ઝાડ નઝદીક આવ્યો

ત્યારે ત્યાંની ઝમીન ગર્મીથી તપતી હતી-અને ફાડી ખાનારાં જાનવરોનાં ચામડાંથી બધી ઝમીન ઢંકાઈ ગઈ હતી.

પેલા દુભાષિયાને સિકંદરે પૂછ્યું કે "આ ચામડાં શાના છે?-અને આ જાનવરોને એમ ચીરી નાખનારું કોણ છે?"

પેલા નેકબખ્તે પાદશાહને એવો જવાબ દીધો-કે "આ ઝાડના ઘણાક પૂજારીઓ છે.

જેઓ ભક્તિ કરતાં જ્યારે ભૂખા થાય છે-ત્યારે તેઓ જાનવરોનાં ગોશ્તનો ખોરાક લીયે છે."

જ્યારે ખુરશીદ આસ્માનની ઊંચાઇએ ચઢયો-ત્યારે સિકંદરે ઉપરથી એક આવાઝ સાંભળ્યો.

કે આમદ ઝે બર્ગે દેરખ્તે બલન્દ
ઓફ્ફ્રશી પુર્ અઝ હઉલો ના સૂદ્મન્દ
બેતર્સીદો પુર્સીદ અઝાન તર્જુમાન
કે અય મર્દે બીદારે નીકી ગુમાન
ચુનીન્ બર્ગે ગૂયા ચે ગૂયદ હમી
કે દેલ્રરા બખૂનાબ્ શૂયદ હમી
ચુનીન્ દાદ પાસોખ કે અય નીકુબખ્ત
હમી ગૂયદ ઈન્ બર્ગે શાખે દેરખ્ત
કે ચન્દીન્ સેકન્દર્ ચે પૂયદ બદહ્ર
કે બર્દાશ્ત અઝ નીકુઈહાશ બહ્ર
ઝે શાહીશ ચૂન સાલ શુદ બર્ દો હફ્ત
ઝે તખ્તે બુઝોર્ગી બેબાયદશ રફ્ત
સેકન્દર્ બેબારીદ અઝ દીદહ્ ખૂન
દેલશ ગશ્ત પુર્ દર્દ અઝાન્ રહ્નમૂન
વઝાન્ પસ બકસ નીઝ નુફ્ફશાદ લબ્
પુર્ અઝ ધમ હમી બૂદ તા નીમ શબ્
સખુન ગૂય શુદ બર્ગે દીગર્ દેરખ્ત
દેગર્ બારહ્ પુર્સીદ અઝાન્ નીકુબખ્ત
ચે ગૂયદ હમી ઇન્ દેગર્ શાખ ગોફ્ત
સખુનગૂય બુફ્ફશાદ રાઝ અઝ નેહોફ્ત
ચુનીન્ દાદ પાસોખ કે ઈન્ માદહ્ શાખ
હમી ગૂયદ અન્દર્ જહાને ફરાખ
ઝે આઝો ફોઝૂની બેરન્જી હમી
રવાનરા ચેરા બર્ શેકન્જી હમી
તોરા આઝ ગેર્દે જહાન્ ગશ્તનસ્ત
કસ આઝોર્દનો પાદ્શા કુશ્તનસ્ત
નમાનદ બગીતી ફેરાવાન્ દેરન્ગ્
મકુન રૂઝ બર્ ખીશ્તન્ તારો તન્ગ્
બેપુર્સીદ અઝાન્ તર્જુમાન પાદ્શા
કે અય મર્દે રઉશનદેલો પારૂસા
યકી બાઝ પુર્સશ કે બાશમ બરૂમ
કે પીશ આયદ આન્ ગર્દેશે રૂઝે શૂમ
મગર્ ઝેન્દહ્ બીનદ મરા માદરમ
યકી તા બરોખ બર્ કશદ ચાદરમ
ચુનીન્ ગોફ્ત બા શાહ્ ગૂયા દેરખ્ત
કે કૂતાહ્ કુન રૂઝો બર્ બન્દ રખ્ત
ન માદર્ત બીનદ ન ખીશાન્ બરૂમ
ન પૂશીદહ્ રૂયાને આન્ મર્ઝો બૂમ
બશાહ્રે કસાન્ મર્ગત આયદ ન દીર્
શવદ અફ્સરો તાજો તખ્ત અઝ તો સીર્
ચુ બેશનીદ બર્ગશ્ત ઝીરે દેરખ્ત
દેલશ ગશ્ત ખસ્તહ્ બશમ્શીરે બખ્ત
ચુ આમદ બલશ્કર્ગહે ખીશ બાઝ
બેરફ્તન્દ ગોર્દાને ગર્દનફરાઝ
બશાહ્ર્ અન્દરૂન્ હદ્યહા સાખ્તન્દ
બુઝોર્ગાન્ બરે પાદ્શા તાખ્તન્દ
યકી જઉશની બૂદ તાબાન્ ચુ નીલ
બબાલાએ પહ્નાએ યક્ ચર્મે પીલ
દો દન્દાન્ કે બાલા બરશ પન્જ બૂદ
કે આનરા બબર્દાશ્તન્ રન્જ બૂદ

કે જે તે ઊંચાં ઝાડનાં પાંદડાંમાંથી નીકળતો હતો-તે ભયંકર અને અપશુગન ભરેલો સાદ હતો.

તે બીન્યો અને પેલા દુભાષિયાને પૂછ્યું કે "એ નેક વિચારના બાહોશ મર્દ!

આ બોલતાં પાંદડાં એવું તે શું બોલે છે કે જે મારાં દિલને લોહીનાં પાણીથી ધોઈ નાખે છે?"

પેલાએ એવો જવાબ દીધો કે "એ નેકબખ્ત!-આ ઝાડની ડાળીનું પાંદડું એમ કહે છે,

કે સિકંદર આ દુન્યામાં એટલો બધો શા માટે ભટકે છે?-કારણકે એ તો પોતાની નેકનામી મેળવી ચૂકયો છે.

જ્યારે તેની પાદશાહીના ચઉદ વર્ષ પુરાં થયાં છે-ત્યારે તેણે બુઝોર્ગીનું તખ્ત છોડી જવું જોઇયે."

સિકંદરે પોતાની આંખમાંથી આંસુ વરસાવ્યાં-પેલા ભોમિયાના ૨૯૮
શબ્દોથી તેનું દિલ દુઃખી થયું.

ત્યાર પછી કોઈ આગળ તે કશું બોલ્યોજ નહીં-અને અર્ધી રાત સૂધી તે ગમગીન રહ્યો.

બીજાં થડ ઉપરનાં પાંદડાં હવે બોલવા લાગ્યાં-સિકંદરે ફરી એક વખત પેલા નેકબખ્તને પૂછ્યું.

કે "આ બીજી ડાંખળી શું કહે છે?"-ત્યારે પેલા વાત કરનાર શખ્સે છૂપો ભેદ ખુલ્લો કર્યો.

તેણે એવો જવાબ દીધો કે "આ માદા ગડ-એમ કહે છે કે આ બોહોળી દુન્યામાં

તું લોભ અને ગંજના વધારાને માટે દુઃખ વેઠે છે.શા માટે તું તારા જીવને એટલો બધો દુઃખી કરે છે?

તને દુન્યાની આસપાસ ફરવાનો, લોકોને દુઃખ દેવાનો અને પાદશાહોને મારવાનોજ લોભ છે.

હવે તને દુન્યામાં વધુ વખત રહેવાનું નથી-માટે તું તારી ઉપર તારો દિવસ સીઆહ અને તંગ ના બનાવ."

પાદશાહે પેલા દુભાષિયાને પૂછ્યું કે "એ રોશન દિલના પરહેઝગાર માણસ!

તું એને જરા પાછું પૂછ કે જ્યારે મારા બરગશ્તે દિવસની ચાલ મારી નઝદીક આવશે ત્યારે હું રૂમ શેહરમાંજ હોઇશ કે કેમ?

અને મારી માતા મને જીવતો જોશે કે?-અને હું મરીશ ત્યારે મારાં ૨૯૯
મોં ઉપર ચાદર ઢાંકશે કે?"

પેલાં બોલતાં ઝાડે પાદશાહને એ પ્રમાણે કહ્યું-કે "હવે તારી મુસાફરી ટુંકી કરી નાખ અને સઘળો સરસામન બાંધ.

હવે તને રૂમમાં તારી મા કે તારાં સગાંવહાલાં તેમજ તે તરફની તારી પર્દેપોશ બાનૂઓ જોવા પામશે નહીં.

થોડાજ વખતમાં એક પારકાં શેહરમાં તારૂં મોત આવશે-અને તારૂં રાજમુગટ તેમજ તખ્તો તાજ તારીથી ધરાઈ જશે."

જ્યારે સિકંદરે એવું સાંભળ્યું ત્યારે તે પેલાં ઝાડ નીચેથી પાછો ફર્યો-પોતાનાજ નસીબની તલવારથી તેનું દિલ ઝખ્મી થયલું હતું.

જ્યારે તે પોતાની છાવણીમાં પાછો ફર્યો ત્યારે સઘળા ગરદનફરાઝ પેહલવાનો તેની આગળ ગયા.

તે શેહરમાં કેટલોક હદયો તૈયાર કરવામાં આવ્યો-અને બુઝોર્ગ લોકો તે લઇને પાદશાહ સિકંદરની નઝદીક ગયા.

તેમાં એક લડાઇનું બખ્તર હતું જે નીલના દર્યા મિસાલ ચળકતું હતું-અને એક હાથીનાં ચામડાંના જેટલું લામ્બુ પોહોળું હતું.

અને બે હાથીદાંત જે પાંચ વામ લામ્બા હતા-અને જેને ઊંચકવા માટે મોટી મૂશ્કેલી પડતી હતી તે હતા.

ગેરેહ્ બૂદો દીબાએ પુરૂમાયહ્ બૂદ
કે ઝર્ કર્દેહ્ આગન્દહ્ સહ્ ખાયહ્ બૂદ
૨૭૦ બસન્ગે દેરમ હર્ યકી શસ્ત મન્
ઝે ઝર્રો ઝે ગઉહર્ યકી કર્ગદન્
બપેઝીરફ્તો ઝાન્ શહ્ર્ લશકર્ બેરાન્દ
ઝે દીદહ્ હમા ખૂને દેલ બર્ફેશાન્દ

વળી બખ્તરો અને કીમતી કીમખાબનાં થાનો હતાં-અને સો ઈંડાં સોનાથી ભરેલાં હતાં ( યાને ઈંડાંનાં કોટલાંમાં સોનું ભરેલું હતું ).

સોનાનો તેમજ જવાહેરનો બનાવેલો એક ગેંડો જે તબ્રેઝી* વઝને તોલતાં સાઠ સાઠ મણનો હતો,

તે ભેટો સિકંદરે કબૂલ રાખી અને તે શેહરમાંથી લશકર આગળ ચલાવ્યું-તે આંખોમાંથી લોહીનાં આંસું વરસાવતો હતો.

## લશકર્ કશીદને એસ્કન્દર્ બસૂએ ચીન્ વ બોર્દનશ્ નામએ ખુદ્ નઝ્દે ફગ્ફૂર્ વ બાઝ્ આમદન્ બલશકરે ખુદ્ બા પાસોખ્.

વઝાન્ રૂય લશકર્ સુએ ચીન્ કશીદ
સરે નામદારાન્ બપર્વીન્ કશીદ
હમી રાન્દ મન્ઝેલ બમન્ઝેલ બદશ્ત
ચેહલ્ રૂઝ તા પીશે દર્યા ગુઝશ્ત
ઝે દીબા સરાપર્દઈ બર્ કશીદ
સેપહ્રા બમન્ઝેલ ફેરૂદ આવરીદ
યકી નામહ્ ફર્મૂદ પસ બા દબીર્
નવીસદ અઝ એસ્કન્દરે શહ્ર્ ગીર્
બફર્મૂદ હર્ ગૂનએ ખૂબો ઝેશ્ત
નવીસન્દહ્ ચૂન્ નામહ્ અન્દર્ નેવેશ્ત
સેકન્દર્ બશુદ ચૂન્ ફેરેસ્તાદઈ
ગુઝીન્ કર્દ બીનાદેલ આઝાદઈ
કે બા ઊ બુવદ યક્ દેલો યક્ સોખુન્
બગૂયદ બમેહ્તર્ કે કુન યા મકુન્
સેપહ્રા બસાલારે લશકર્ સેપોર્દ
વઝાન્ રૂમેયાન્ પન્જ દાના બબોર્દ
૨૭૧ ચુ આગાહી આમદ બફગ્ફૂર્ અઝીન્
કે આમદ ફેરેસ્તાદઈ સૂએ ચીન્
પઝીરહ્ ફેરેસ્તાદ ચન્દીન્ સેપાહ્
સેકન્દર્ બયામદ ગોરાઝાન્ બરાહ્
ચુ આમદ બદાન્ બાર્ગાહે બુઝોર્ગ્
બદીદ આન્ ગુઝીદહ્ સેપાહે સુતોર્ગ્
બયામદ ઝે દહ્લીઝ તા પીશે ઊય
પુર્ અન્દીશહ્ જાને બદ્અન્દીશે ઊય
દવાન્ પીશે ઊ રફ્તો બોર્દશ નમાઝ
નેશસ્ત અન્દર્ અયવાન્ ઝમાની દરાઝ
બપુર્સીદ ફગ્ફૂરો બનવાખ્તશ
યકી નામવર્ જાયગહ્ સાખ્તશ
ચુ બર્ઝદ સર્ અઝ કૂહ્ રઉશન ચરાગ
બબોર્દન્દ બાલાએ ઝર્રીન્ જુનાગ

## સિકંદરનું ચીન તરફ લશકર લઈ જવું અને તેણે પોતાનું નામુ ફગફૂરની નઝદીક લઈ જવું અને જવાબ લઈ પોતાના લશકરમાં પાછું આવવું.

ત્યાંથી તેણે ચીન તરફ લશકર ચલાવ્યું-અને પોતાના સરદારોનાં સર પરવીન સેતારા સૂધી ઊંચે ચઢાવ્યાં.

તે મંઝલ દર મંઝલમાં ચાલવા લાગ્યો અને ચાળીસ દહાડે ચીનના દર્યા સૂધી જઇ પહોંચ્યો.

ત્યાં તેણે રેશમી સરાપરદા ખેંચ્યા અને પોતાનાં લશકરને તે મંઝલમાં ઉતાર્યું.

પછી દેશ જીતનારા સિકંદર તરફથી એક નામુ લખવા માટે મુનશીને ફરમાવ્યું.

તે નામામાં દરેક રીતનું સારૂં માઠું લખવાનો તેણે હોકમ કર્યો-જ્યારે નવીસંદો તે નામુ લખી ચૂકયો,

ત્યારે સિકંદર એક કાસેદની માફક તે લઈ ગયો તેણે એક ચાલાક મનના ઉમરાઓ શખ્સને ચુંટી કાઢયો.

કે જે તેના આચાર વિચારને મળતો હતો-અને ખુદ પાદશાહને સલાહ આપે તેવો હતો.

સઘળું લશકર લશકરના સરદારને સ્વાધીન કીધું-અને રૂમીઓમાંથી પાંચ દાનાઓને પોતાની સાથે લીધા

જ્યારે ફગફૂરને ખબર પડી કે "ચીન તરફ એક કાસેદ આવ્યો છે,"

ત્યારે તેણે કેટલાક સિપાહોને એસ્તેકબાલ મોકલ્યા-સિકંદર પણ તે રાહમાં ખુશી સાથ આવી લાગ્યો.

જ્યારે સિકંદર ફગફૂરની દરબાર તરફ આવી પુગ્યો-અને તેનાં મોટાં લશકરને જોયું,

ત્યારે તે દરવાજા આગળથી મેહલમાં ફગફૂર આગળ ગયો-તેનો કીનેવર જીવ લગાર ફિક્રમાં આવ્યો.

સિકંદર દોડતો કે તેની નઝદીક ગયો અને તેને નમન કીધું-તે ઘણો વખત સૂધી દરબારમાં બેઠો.

ફગફૂરે તેની ખબર અંતર પૂછી તેને ઘણો નવાઝયો-અને તેને એક સારી જેવી જગ્યામાં ઉતારો આપ્યો.

જ્યારે પહાડ ઉપરથી રોશન ચેરાગ ( યાને આફતાબ ) નીકળ્યો-ત્યારે તે લોકો સોનેરી સાઝ સામન સાથનો એક ઘોડો સિકંદર આગળ લઈ ગયા.

* આ "સંગે દેરમ" અથવા તબ્રેઝી વઝન ઘણું નાનું હોય છે. સાત તોલાનો એક સેર અને ચાળીસ સેરનો એક મણ થાય છે. એ વઝન સોનું રૂપું વગેરે તોલવાનાં કામમાં વપરાય છે.

ફ્રેરેસ્તદએ શાહુશ પીશ ખાન્દ
સેકન્દરૂ ફેરાવાન્ સુખુનહા બેરાન્દ
બેગોફ્રૂત આન્ ચે બાયેસ્તો નામહુ બેદાદ
સુખુનહાએ કયસરૂ હમહુ કરૂદ યાદ
બદાન્ નામહુ અન્વાન્ બુદ અઝ શાહે રૂમ
જહાન્દારો સાલારે હરૂ મર્ઝો બૂમ
કે ખાનન્દ શાહાન્ બરૂ ઊ આફ્રીન્
સુએ કેશ્વરૂ આરાએ ફગ્ફૂરે ચીન્
સરે નામહુ બૂદ અઝ નુખોસ્ત આફ્રીન્
ઝે મા બન્દગાન્ બરૂ જહાન્આફ્રીન્
દેગરૂ ગોફ્રૂત ફર્માને મા સૂએ ચીન્
ચુનાનસ્ત કાબાદ ગર્દદ ઝમીન્
નબાયદ બેસીચીદ મારા બજન્ગ્
કે અઝ જન્ગ્ શુદ રૂઝ બરૂ ફૂરૂ તન્ગ્
ચુ દારા કે બુદ શહુરૂયારે જેહાન્
ચુ ફ્રયાને તાઝીઓ દીગરૂ મેહાન્

ઝે ખાવરૂ બેરવ તા દરે બાખ્તરૂ
ઝે ફર્માને મા કસ નેયાબદ ગુઝરૂ
શુમારે સેપાહમ નદાનદ સેપેહરૂ
મગરૂ બેશમરદ તીરો નાહીદો મેહરૂ
અગરૂ હીચ ફ્રયાને મા બેશકની
તનો બૂમો કેશ્વરૂ બરન્જ અફ્રગની
ચુ નામહુ બેખાની બેયારાએ સાવ
મરન્જાન્ તને ખીશો બા બદ મકાવ
ગરૂ આઇ બેબીની મરા બા સેપાહુ
બેબીનમ તોરા યકૂ દેલો નીકુખાહુ
બેદારીમ બરૂ તૂ હમીન્ તાજો તખ્ત
બચીઝી ગઝન્દત નેયાયદ ઝે બખ્ત
વગરૂ કુન્દ બાશી બપીશ આમદન્
ઝે કેશ્વરૂ સુએ શાહે ખીશ આમદન્
ઝે ચીઝી કે બાશદ ઝરાયફૂ બચીન્
ઝે ઝરૂરીનહો તીઘો અસ્પો નેગીન્
હમ અઝ જામહો બર્દહો તખ્તે આજ
ઝે દીબાએ પુરૂમાયહો તઉકો તાજ
ઝે ચીઝી કે યાબી ફ્રેરેસ્તી બગન્જ
ચુ ખાહી કે અઝ મા નેયાયદત રન્જ
સેપાહે મરા બાઝ ગર્દાન્ ઝે રાહુ
બેબાશ ઈમન્ અઝ ગન્જો તખ્તો કોલાહુ
તો દાની કુનૂન હરૂદો રહુ પીશે તોસ્ત
સેપહુરા દો દીદહુ બકમ બીશે તોસ્ત
દોરૂદે જહાન્આફ્રીન્ બરૂ તો બાદ
મબાદા કે પન્દે મન્ આયદત યાદ
ચુ સાલારે ચીન્ આન્ નેશાન્ નામહુ દીદ
બરૂ આશોફ્રૂતો પસ ખામુશી બરૂ ગુઝીદ
બેખન્દીદો પસ બા ફ્રેરેસ્તાદહુ ગોફ્રૂત
કે શાહે તોરા આસ્માનસ્ત જોફ્રૂત
બેગૂય આન્ચે દારી ઝે દીદારે ઊય
ઝે બાલાઓ મર્દીઓ ગોફ્રૂતારે ઊય

ફગફૂરે તે પાદશાહના એલચીને પોતા પાસે તેડાવ્યો-સિકંદરે લમ્બાણ વિગતોથી તેની સાથ વાતો કીધી.

જે કહેવું હતું તે સઘળું કહ્યું અને પાદશાહનું નામુ આપ્યું-તેમજ કયસરે જે કહેવાડિયું હતું તે સઘળું કહ્યું.

તે નામા ઉપર એમ સરનામુ હતું કે "રૂમના પાદશાહ તરફથી-કે જે શાહ દેશની સંભાળ કરનાર અને દરેક મુલકનો સરદાર છે,

જેની ઉપર સઘળા પાદશાહો દુઆ કરે છે-તેની તરફથી દેશના વડા ૨૭૨
ફગફૂર ચીનીને પુગે.

પહેલાં તે નામાને મથાળે આપણ બંદાઓ તરફથી ખોદાતાલા ઉપર થતી દુઆઓ હતી.

પછી લખ્યું હતું કે "ચીન દેશ તરફ અમારૂં ફર્માન એવી રીતનું છે કે તે સર ઝમીન આબાદ રહે!

તને અમારી સાથ લડાઇની તૈયારી કરવી ઘટતી નથી-કારણ લડાઇથીજ ફૂરનો દહાડો તંગ બન્યો હતો.

દારા જેવો પાદશાહ કે જે દુન્યાનો શાહ ગણાતો હતો તેની સાથે પણ એજ થયું-તેમજ અરબેસ્તાનનો ફર્યાન જેવો રાજા અને બીજા સરદારોનો દિવસ પણ એવોજ બન્યો.

તું પૂર્વથી પશ્ચિમ સૂધી જશે તો તને માલૂમ પડશે-કે અમારા હોકમથી કોઇ પણ છટકી શકયું નથી.

આસ્માન મારા લશ્કરની ગણત્રી કરી જાણતું નથી-કદાચ બુધ, શુક્ર અને સૂર્ય તેની ગણત્રી કરી શકે તો કોણ જાણે?

જો તું જરાબી અમારા હોકમનો અનાદર કરશે-તો તું પોતાને તેમજ પોતાના મુલકને આફતમાં નાખશે.

જ્યારે તું નામુ વાંચે ત્યારે ચોથાઈ તૈયાર કરજે-પોતાના તનને રંજીદા ના કરતો અને ભૂંડાઈ ના શોધતો.

જો તું આવીને મારાં લશ્કર સાથ મારી મુલાકાત લેશે-અને તને હું એક મારા દોસ્ત અને નેકખાહ તરીકે જોઇશ,

તોજ આ તારૂં તાજ અને તખ્ત સલામત રહેવા દઇશ-અને તારૂં ૨૭૩
ભાગ્ય પણ તને કાંઇ ઇઝા પુગાડશે નહીં.

હવે જો તું મુલક છોડી પોતાના પાદશાહ આગળ આવવાની આનાકાની કરતો હોય,

તો ચીનમાં સોનાની બનાવટની ચીઝોમાંથી તેમજ તલવાર, ઘોડા, અને નગીનામાંથી જે કાંઇ કીમતી હોય,

તેમજ કીમતી કપડાં, ગોલામો, હાથીદાંતનાં તખ્તો-ઊંચી જાતનાં રેશમી કપડાં, સોનાની સાંકળીઓ અને તાજોમાંથી જે સરસ હોય,

અથવા જે કાંઇ તારી પાસે હોય તે સઘળું-જો તું એમ ચાહતો હોય કે અમારી તરફથી તને કશી ઈઝા ન પુગે તો અમારા ખઝાનામાં મોકલી આપ.

એમ કરી મારાં લશ્કરને રાહમાંથી પાછું ફેરવ-અને તું તારા ખઝાના તખ્ત અને તાજથી નચિન્ત રહે.

હવે તું જાણ કે આ બન્ને રસ્તા તારી સન્મુખ છે-મારાં લશ્કરની આંખ તારી આબરૂના વધારા કે ઘટાડા ઉપરજ ઠરેલી છે.

તારી ઉપર ખોદાતાલાની દોઆ હોજો!-એવું કદી ના બનતું કે મારી શીખામણ તને પાછળથી યાદ કરવી પડે."

જ્યારે ચીનના પાદશાહે એ પ્રમાણેનું નામુ જોયું-ત્યારે ગુસ્સે થયો પણ પછી તુરત તેણે ચૂપકીદી એખ્તયાર કીધી.

તેણે હસીને પેલા એલચીને કહ્યું કે "તારો પાદશાહ તો ગોયા આસ્માનનોજ બરોબરીયો છે.

માટે તું તેના ચેહરાનું, કદનું, બહાદુરીનું અને વાકયચાતુર્યનું વર્ણન ૨૭૪
જેવું તું જાણતો હોય તેવું મને કહે."

ફેરેસ્તાદહુ ગોફૂત અય સેપહદારે ચીન
કસી ચૂન સેકન્દરૂ મદાન્ બરૂ ઝમીન
બમર્દીઓ રાયો બબખ્શો ખરદ
ઝે અન્દીશએ હરૂ કસી બુગ્ઝરદ
બબાલાએ સર્વસ્ત બા ઝૂરે પીલ
બબખ્શેશ બકેર્દારે દર્યાએ નીલ
ઝબાનશ બકેર્દારે બુરૂન્દહ તીઘ
બચર્બી ઓકાબ્ અન્દરૂ આરદ ઝે મીઘ
ચુ બશ્નીદ ફગફૂરે ચીન ઈન સખુન
યકી દીગરૂ અન્દીશહ અફગન્દ બુન
બેફરમુદ તા ખાનો મય ખાસ્તન્દ
બબાઘ અન્દરૂ અયવાન્ બેયારાસ્તન્દ
હમી ખુરદ મય તા જહાન તીરહ ગશ્ત
સરે મયગોસારાન્ ઝે મય ખીરહ ગશ્ત
સેપહદારે ચીન્ બા ફેરેસ્તાદહ ગોફૂત
કે બા શાહે તૂ મુશ્તરી બાદ જોફૂત
ચુ રઉશન્ શવદ નામહ પાસોખ કુનમ
બદીદારે તૂ રૂય ફરૂરોખ કુનમ
૨૭૫ સેકન્દરૂ બેયામદ તુરનજી બદસ્ત
ઝે અયવાને સાલારે ચીન્ નીમ મસ્ત
ચુ ખુરશીદ બરૂ ઝદ સરૂ અઝ બોર્જે શીરૂ
સેપહરૂ અન્દરૂ આવરૂદ શબ્રા બઝીરૂ
સેકન્દરૂ મનઝદીકે ફગફૂરૂ શુદ
અઝ અન્દીશએ બદ દેલશ દૂરૂ શુદ
બેપુર્સીદ અઝૂ ગોફૂત શબ્ ચૂન બૂદી
કે બીરૂન શુદી દૂશ મયગૂન બૂદી
વઝાન્ પસ બેફરમૂદ તા શુદ દબીરૂ
બેયાવરૂદ કેર્તાસો મુશ્કો અબીરૂ
યકી નામહરા ગરૂમ પાસોખ નેવેશ્ત
બેયારાસ્ત કેર્તાસે ચીન ચૂન બેહેશ્ત
નુખોસ્ત આફ્રીન કરૂદ બરૂ દાદગરૂ
ખોદાવન્દે મર્દીઓ દાદો હોનરૂ
ખોદાવન્દે ફરૂહન્ગો પરૂહીઝો દીન
વઝૂ બાદ બરૂ શાહે રૂમ આફ્રીન
રસીદ આન્ ફેરેસ્તાદએ ચરૂબગૂય
હમાન્ નામએ શાહે ફરૂહન્ગ્ જૂય
સુખુનહાએ શાહાન્ હમહ ખાન્દીમ
વઝાન્ બા બુઝોર્ગાન્ સખુન રાન્દીમ
૨૭૬ ઝે દારાએ દારાઓ ફુર્યાનો ફૂરૂ
સખુન હરૂચે પયદા શુદ અઝ જન્ગો સૂરૂ
કે પીરૂઝ ગશ્તી બરીશાન હમહ
શબાન્ ગશ્તીઓ શહરૂયારાન્ રમહ
તો દાદે ખોદાવન્દે ખુરૂશીદો માહ
ઝે મર્દી મરાન્ વઝ ફોઝૂની સેપાહ
ચુ બરૂ મેહતરી બુગ્ઝરદ રૂઝગારૂ
ચે દરૂ સૂરૂ મીરદ ચે દરૂ કાર્ઝારૂ
ચુ ફર્જામ શાન રૂઝ રઝમે તો બૂદ
ઝમાનહ નકાહદ ન હરૂગેઝ ફેઝૂદ
તો ઝીશાન મકુન બીશીઓ બરૂતરી
કે ગરૂ ઝાહની બીગુમાન બુગ્ઝરી

એલચી બોલ્યો કે "ઓ ચીનના પાદશાહ!-તું જાણજે કે સિકંદર જેવો પૃથ્વી ઉપર બીજો કોઇ નથી.

બહાદુરીમાં, વિચારશક્તિમાં, સખાવતમાં અને ડહાપણમાં-કોઈ પણ માણસના વિચાર કરતાં ઘણો વધારે છે.

તે સરોવર જેવો ઊંચો છે અને હાથી જેવું ઝોર ધરાવે છે-બક્ષેશ કરવામાં તે નીલના દર્યા જેવો છે.

તેની ઝબાન એક કાપનારી તલવાર જેવી તેઝ છે-અને તે પોતાના મીઠાસે કરી વાદળ ઉપરથી ઓકાબ પક્ષીને પણ નીચે લાવે છે."

જયારે ફગફૂરે ચીને એવી વાત સાંભળી-ત્યારે તેણે એક જુદોજ વિચાર કાંધો.

તેણે હોકમ કીધો જેથી બાગની અંદરનો મેહલ સણગારવામાં આવ્યો અને ત્યાં ખાણું અને મય મંગાવ્યો.

પછી તેઓ સાંજ પડી ત્યાં સુધી શરાબ પીવા લાગ્યા-અને મય પીનારાઓનાં સર મયથી મસ્ત બન્યાં

ચીનના પાદશાહે પેલા એલચીને કહ્યું કે "તારા પાદશાહ સાથ બૃહસ્પતિ સેતારો જોડાયલો હોજો!

કાલે જ્યારે આફતાબ રોશન થશે ત્યારે હું આ નામાનો જવાબ આપીશ અને દહાડો તારી આંખમાં કીર્તિવંતો કરીશ"

સિકંદર ચીનના પાદશાહના મેહલમાંથી અર્ધો મસ્ત થઇને હાથમાં લીંબુ લઇને ઘર આવ્યો.

જ્યારે ખોરશીદે સિંહ રાશિમાંથી પોતાનું સર બાહેર કાઢયું-અને આસ્માને સીઆહ રાતને નીચે નાખી,

ત્યારે સિકંદર ફગફૂરની આગળ ગયો તેનું દિલ બૂરા વિચારથી દૂર થયું.

ફગફૂરે તેને પૂછ્યું કે "રાત કેમ પસાર થઇ? કારણકે ગઈ રાતે અત્રેથી જતી વખતે તો તું મય જેવો લાલ થયલો હતો."

પછી તેણે ફર્માવ્યું જેથી મુન્શી કાગઝ, કસ્તુરી અને અમ્બર લઈ આવી હાઝેર થયો

તેણે તે નામાનો એક સખ્ત જવાબ લખાવ્યો-અને ચીનાઇ કાગઝને બેહેશ્ત માફક સણગાર્યું.

પહેલાં ખોદાતાલા ઉપર દોઆ કીધી કે "જે કૌવત, ઈન્સાફ અને હોનરનો સાહેબ છે.

જે દાનાઈ, પરહેઝગારી અને દીનનો સાહેબ છે-તેની તરફથી રૂમના પાદશાહ ઉપર દુઆ હોજો!

તારો પેલો શીરીન ઝબાનનો એલચી આવી પહોંચ્યો છે-નામુ પણ મળ્યું છે.

અમે પાદશાહો માટેના જે સખુનો તે લખ્યા તે સઘળા અમોએ વાંચ્યા છે-અને બુઝોર્ગો સાથે તે બાબત મસ્લહત પણ કીધી છે.

દારાએ દારાબ, ફર્યાન અને ફૂર માટે-તેમજ લડાઈ અને ખુશીની મજલેસ માટે જે કાંઇ વાત બની તે તેં લખી,

કે તું તે સઘળાઓ ઉપર ફતેહ પામ્યો-તું ગોવાળિયો બન્યો અને સઘળા પાદશાહ મેંઢાંનું ટોળું બન્યા

તારી બહાદુરીની અને મોટાં લશ્કરની વડાઇની વાતથી ખુરશીદ અને માહતાબના પયદા કરનારના ઇન્સાફના વિચારને દિલમાંથી કાઢી ના નાખ.

કારણકે જ્યારે એક પાદશાહનો વખત પુરો થાય છે-ત્યારે તે શું ખુશીની મજલેસમાં મરે કે શું લડાઈમાં મરે એ સઉ સરખુંજ છે.

જ્યારે તેઓનું શેવટ તારી લડાઇને દહાડેજ હતું-ત્યારે મોત તેઓના વખતમાં ઘટાડો કે વધારો કદી પણ કરી શકે નહીં.

તું તેઓ માટે એમ વડાઈ ના હાંક અને મોટાઇ ના લે-કારણકે અગર તું લોખંડનો બનેલો હશે તો પણ તું વગર શક અહીંથી ચાલી જવાનોજ.

કુજા શુદ ફરીદૂનો ઝહુહાકો જમ
ફરાઝ આમદ અઝ્ બાદ્દો શુદ સૂએ દમ
મન્ અઝ્ તૂ ન તર્સમ ન જન્ગ્ આવરમ
ન બરૂસાને તૂ બાદ ગીરદ સરમ
કે ખૂન્ રીખ્તન્ નીસ્ત્ આઇને મન્
ન બદ કર્દન્ અન્દરૂખરે દીને મન્
બેખાની મરા બરૂ તો બાશદ શેકસ્ત
કે યઝ્દાન્ પરસ્તમ્ ન ખુસ્રવ પરસ્ત
ફેઝુન્ ઝાન્ ફેરેસ્તમ કે દારી મનેશ
નેયાયદ બબખ્શેશ મરા સર્ઝનેશ
સેકન્દરૂ બરોખ્ રન્ગે તસ્વીરૂ યાકૂત
ઝે ગોફ્તારે ઊ બરૂ જેગરૂ તીરૂ યાકૂત
બદેલ ગોફ્ત અઝીન્ પસ કસી દરૂ જેહાન્
ન બીનદ મરા રફ્તહ્ જાએ નેહાન્
ઝે અયવાન્ બેયામદ બજાએ નેશસ્ત
મેયાન્ અઝ્ પયે બાઝ્ ગશ્તન્ બેબસ્ત
સરફ્રાઝ્ ફગ્ફૂરૂ બુકુશાદ ગન્જ
ઝે બખ્શેશ નેયામદ બદેલ દરૂશ રન્જ
નુખોસ્તીન્ બેફરૂમૂદ પન્જાહ્ તાજ
બગઊહરૂ બેયાગન્દહો તખ્તે આજ
ઝે સીમોનો ઝરૂરીનહ્ ઉશ્તુરૂ હઝારૂ
બેફરૂમૂદ તા બરૂ નેહાદન્દ બારૂ
ઝે દીબાએ ચીનીઓ ખઝ્ઝો હરીરૂ
ઝે કાફૂરો ઊદો ઝે મુશ્કો અબીરૂ
હઝારૂ ઉશ્તરે બારૂકશ બારૂ કરૂદ
તન્આસાન્ ઝેયદ હરૂ કે ઝરૂ ખારૂ કરૂદ
ઝે સન્જાબો કાકુમ ઝે મૂએ સમૂરૂ
ઝે ગુસ્તર્દનીહા ઝે કયમાલો બૂરૂ
બેયાવરૂદ અઝીન્ હરૂ યકી દુ હઝારૂ
ખેરદમન્દ ગન્જૂરૂ બરૂ બસ્ત બારૂ
ગેરાન્માયહ્ અસ્પાન્ બઝરૂરીન્ સેતામ
બઝરૂરીન્ કમરૂ નીઝ્ સીસદ ઘોલામ
બેઓર્દન્દ સીસદ શુતુરૂ સોરૂખ મૂય
ઝરાયફૂ બસી બૂદ ચીની બરૂ ઊય
યકી મરૂદ બા સન્ગો શીરીન્ સોખન્
ગુઝીન્ કરૂદ અઝાન્ ચીનીયાને કોહન્
બેફરૂમૂદ તા બા દોરૂદો પયામ
બેયાયદ બરે શાહો આરદ ખરામ
કે યકુ ચન્દ બાશદ બનઝ્દીકે ચીન્
બરૂ ઊ નામદારાન્ કુનન્દ આફ્રીન્
ફેરેસ્તાદહ્ શુદ બા સેકન્દરૂ બરાહ્
ગુમાની કે બોર્દી કે ઊયસ્ત શાહ્
ચુ મલ્લાહ્ રૂએ સેકન્દરૂ બેદીદ
બેજસ્તો સબુક બાદબાન્ બરૂકશીદ
ચુ દસ્તૂરૂ બા લશ્કરૂ આમદશ પીશ
બેગોફ્ત આન્ચે આમદ ઝે બાઝારે ખીશ
સેપાહશ બરૂ ઊ ખાન્દન્દ આફ્રીન્
હમહ્ બરૂ નેહાદન્દ સરૂ બરૂ ઝમીન્
બેદાનેસ્ત ચીની કે ઊયસ્ત શાહ્
પેયાદહ્ બેયામદ ઘેરીવાન્ બરાહ્

પાદશાહ ફરીદૂન, ઝહહાક અને જમશીદ કયાં ગયા?-તેઓ હવામાંથી આવી પાછા હવા તરફજ ચાલી ગયા.

હું તારીથી બીતો નથી તેમ લડાઇ પણ લડવાનો નથી-તારી માફક મારૂં સર ગગરૂરી પકડતું નથી.

કારણકે કોઇનું ખૂન રેડવું એ મારો ધારો નથી-અને કોઈ સાથ બદી કરવી મારી દીનમાં રવા નથી.

તું મને તારી આગળ બોલાવે છે પણ તેથી તારીજ શિકસ્ત થશે-કારણકે હું ખોદાનો પૂજારી છું કાંઈ પાદશાહનો પૂજારી નથી.

તું માગે છે તેના કરતાં હું તને વધુ મોકલું છું-કારણકે બક્ષેશ ૨૭૭
કરવાથી કાંઈ ઠપકો આવતો નથી."

આથી સિકંદરના ચેહરા ઉપર શર્મની લાલી ચઢી આવી અને ફગફૂરના આવા બોલોથી તેનાં કલેજાં ઉપર તીર વાગ્યા.

તે દિલમાં બોલ્યો કે "હવે પછી દુન્યામાં કોઇ મને છૂપા લેબાસમાં કેથે ગયલો જોશે નહીં."

પછી તે મેહલમાંથી પોતાના ઉતારાની જગ્યાગે આવ્યો-અને પાછું ફરવા માટે કમર બાંધી.

સરફરાઝ ફગફૂરે પોતાનો ખઝાનો ખુલ્લો કીધો બક્ષેશ કરતાં તેનાં દિલમાં કાંઇ પણ દુઃખ ઉપજ્યું નહીં.

પહેલાં તેણે ગોહરથી મઢેલાં પચાસ તાજ અને હાથીદાંતનું તખ્ત લાવવા ફર્માવ્યું.

પછી સોના અને રૂપાંના સામનના એક હઝાર ઊંટ લાધવા હોકમ આપ્યો.

વળી ચીનાઈ રેશમી કપડાં, સાટીન અને બીજાં ઊંચી જાતના કપડાંથી-તેમજ કપૂર, અગર, કસ્તુરી અને અમ્બરથી,

બોજો ખેંચનારાં હઝાર ઊંટ લધાવ્યાં-જે કોઈ સોના રૂપાંને ખુવાર ગણે છે તેજ શખ્સ આસાન તને ઝિંદગી ગુઝારે છે.

સન્જાબ, કાકુમ અને સમૂરના બાલવાળાં ચામડાંના તાકા તેમજ કયમાલ અને બૂરના ઈલાકામાં બનતા ગલીચાના,

દરેકના બે હઝાર તાકા ફગફૂરના બાહોશ ખઝાન્ચીએ લાવીને બાંધ્યા. ૨૭૮

સોનેરી લગામ સાથના નામીચા ઘોડાઓ અને સોનેરી કમરબંદ બાંધેલા ત્રણસો ગોલામો,

તેમજ રાતા બાલવાળાં ત્રણસો ઊંટ લઈ આવ્યા જેની ઉપર ચીન દેશની ઘણીક નાદેર ચીઝો લાદેલી હતી.

પછી ફગફૂરે બુઢ્ઢા ચીનાઓમાંથી એક બાહોશ અને શીરીન સખુન બોલનાર શખ્સને ચુંટી કાઢયો.

ફગફૂરે તેને ફર્માવ્યું કે "મારી દુઆ સલામ સાથ મારો પયગામ લઇને પાદશાહ સિકંદર આગળ જાય અને તેને મેહમાન તરીકે લઈ આવે.

કે જેથી થોડોક વખત સૂધી તે ચીનમાં રહે અને મારા નામદારો તેની ઉપર ભલી દોઆ ગુઝારે."

પેલો કાસેદ સિકંદર સાથ ગયો એવો વિચાર કોણને આવ્યો હતો કે "તે પોતેજ પાદશાહ હતો?"

જ્યારે ખારવાઓએ સિકંદરને જોયો-ત્યારે તેઓ ઉભા થયા અને તુરત વહાણના સઢ ચઢાવ્યા.

જ્યારે વઝીર લશ્કર સાથ તેની આગળ આવ્યો-અને સિકંદરે જે કાંઈ પોતાની ઉપર વીત્યું હતું તે કહી સંભળાવ્યું,

અને તેનાં લશ્કરે તેની ઉપર દુઆ કરી-સઘળાઓએ સર ઝમીન ઉપર ધર્યાં,

ત્યારે પેલા ચીનાએ જાણ્યું કે "એજ પોતે પાદશાહ છે"-તેથી તે ૨૭૯
પેયાદો થઇ મોટે મોટે ઓતરખાઇ કરતો આવ્યો.

સેકન્દર બદ્ ગોફ્ત પૂઝેશ મકુન
મરાન્ પીશે ફગ્ફૂર અઝીન્ દર્ સખુન
બેબૂદ આન શબો બામદાદે પગાહ
બઆરામ બેન્શસ્ત બર્ તખ્ત શાહ
ફેરેસ્તાદહ્‌રા ચીઝ બખ્શીદો ગોફ્ત
કે બા તૂ હમીશાહ ખેરદ બાદ જોફ્ત
બેરવ પીશે ફગ્ફૂરે ચીના બેગૂય
કે નઝદીકે મા યાફ્તી આબ્રૂય
ગર્ ઈદર્ બેયાઈ હમહ ચીન્ તોરાસ્ત
વગર્ જાએ દીગર્ ખરામી રવાસ્ત
બેયાસાયમ ઈદર્ કે ચન્દીન્ સેપાહ
બતીઝી નશાયદ કશીદન્ બરાહ
ફેરેસ્તાદહ બરગશ્તો આમદ ચુ બાદ
બફગ્ફૂર પયધામે કયસર્ બેદાદ

સિકંદરે તેને કહ્યું કે "તું માફી ના માગ-અને આ બાબતની વાત તું ફગફૂર આગળ કરતો પણ ના."

તે રાત તે ત્યાંજ રહ્યો અને સવારના પોહોરમાં આરામ સાથ તખ્ત ઉપર બેઠો.

ત્યારે તેણે પેલા કાસેદને કેટલીક ચીઝો બક્ષી કહ્યું કે "તારી સાથે હમેશે ડહાપણ જોડાયલું રહેજો!

હવે તું ફગફૂર ચીનીની નઝદીક જઇને કહે કે 'તું અમારી નઝદીક આબરૂ પામ્યો છે.

તને જોઇયે તો મારી આગળ અહીં આવ, નહીં તો ગમે આરામમાં બેસ ચીનનો મુલક આખો તારોજ રહેશે.

હું હાલ તો અહિયાંજ થોભીશ કારણકે આવાં મોટાં લશકર સાથે ઉતાવળે જઈ શકાય એમ નથી."

કાસેદ પાછો ફર્યો અને પવનની ઝડપે ત્યાં આવ્યો-તેણે ફગફૂરને કયસરનો પયગામ પુગાડયો.

## બરગશતને સેકન્દર અઝ ચીન વ જન્ગ કર્દન બા સેન્દેયાન વ રફતને ઊ બસૂએ શહરે યમન.

બદાન્ જાયગહ્ શાહ માહી બેમાન્દ
ચુ આસૂદહ્ શુદ બાઝ લશકર્ બેરાન્દ
અઝાન્ સબ્ઝ દર્યા ચુ ગશતન્દ બાઝ
બેયાબાન્ ગેરેફ્તન્દો રાહે દરાઝ
૨૮૦ ચુ મન્ઝેલ બમન્ઝેલ બચગરાન્ રસીદ
યકી બારહો માયહ્વર્ શહર્ દીદ
બપીશ આમદન્દશ બુઝોર્ગાને શહર્
કસી કસ કે નામો ખેરદ બૂદ બહર્
બેરફ્તન્દ બા હદયહો બા નેસાર્
ઝે ચગરાન્ સરાન્ તા દરે શહર્યાર્
સેકન્દર્ સખુન્ પુર્સેશ અન્દર્ ગેરેફ્ત
કે ઈદર્ ચે બીનીદ ચીઝી શેગેફ્ત
બદ્ ગોફ્ત ગૂયન્દહ્ કય શહર્યાર્
નદાનીમ ચીઝી કે આયદ બકાર્
બદીન્ શહર્ દર્વીશીઓ રન્જ હસ્ત
અઝીન્ બુગ્ઝરી બાદ માનદ બદસ્ત
ચુ ગોફ્તારે ગૂયન્દહ્ બેશનીદ શાહ
ઝે ચગરાન્ સુએ સેન્દ શુદ બા સેપાહ
પઝીરહ્ શુદન્દશ સવારાને સેન્દ
હમાન્ જન્ગરા યાવર્ આમદ ઝે હેન્દ
હરાન્ કસ કે અઝ ફૂર્ દેલ ખસ્તહ્ બૂદ
બખૂન્ રીખ્તન્ ચન્ગહા શસ્તહ્ બૂદ
બેબાર્દન્દ પીલાનો હેન્દી દરાય
ખેરૂશ આમદો નાલએ કરૂરનાય
૨૮૧ સરે સેન્દેયાન્ બૂદ બન્દાવહ્ નામ
સવારી સરફ્રાઝો બા નામો કામ

## સિકંદરનું ચીનથી પાછું ફરવું અને સિંદીઓ સાથ લડાઈ કરવી અને તેનું યમન શેહર તરફ જવું.

પાદશાહ સિકંદર તે જગ્યાએ એક મહિનો સુધી રહ્યો-જ્યારે તે આસૂદા બન્યો ત્યારે લશકર પાછું ફેરવ્યું.

જ્યારે પેલા લીલા દર્યા આગળથી તેઓ પાછા ફર્યા-ત્યારે બિયાબાનનો લામ્બો માર્ગ પકડયો.

જ્યારે મન્ઝલે મન્ઝલ કુચ કરીને તે ચગરાન ખાતે આવી પહોંચ્યો-ત્યારે ત્યાં એક કિલ્લો તથા આબાદ શેહર તેણે જોયું.

તે શેહરના જે કોઇ કે નામદાર અને દાનેશમંદ બુઝોર્ગો હતા તે તેની નઝદીક આવ્યા.

તે સરદારો ચગરાનમાંથી હદયા અને નેસાર સાથ પાદશાહને દરવાઝે ગયા.

સિકંદર તુરત તેઓને પૂછવા લાગ્યો-કે "તમે અહીં અજબ જેવી ચીઝો શું શું જુઓ છો?"

એક જણે તેને જવાબ દીધો કે "ઓ પાદશાહ!-અત્રે તને કામ લાગે તેવી કોઇ પણ ચીઝ અમો જાણતા નથી.

આ શેહરમાં ગરીબાઈ અને રંજ છે-અહીંથી તું પસાર થશે તો અહીં તારા હાથમાં ખાલી પવનજ રહેશે."

જ્યારે પાદશાહે પેલા બોલનારની એવી વાત સાંભળી-ત્યારે તે લશકર સાથે ચગરાનથી સિંદ તરફ ચાલ્યો.

સિંદના સવારો તેમજ હિંદુસ્તાનથી લડાઇ માટે આવેલા મદદગારો તેની સામે થયા.

જે લોકોનું કે ફૂરને લીધે દિલ ઝખમી થયલું હતું-અને લોહી રેડવા માટે હાથ ધોઇને બેઠેલા હતા.

તેઓ હાથીઓ અને હિંદી ઘંટ લઇ ગયા-લડાઇના પોકાર અને કરનાયના આવાઝ ઉઠયા.

સિંદીઓનો સરદાર "બન્દાવહ" નામનો હતો તે એક સરફરાઝ અને કીર્તિ ભરેલો સવાર હતો.

**યકી રઝમ શાન્ કર્દન્દ શુદ હમગોશ્ફન્દ**
**ઝમીન્ શુદ ઝે અફગન્દહ બરૂ સાને કૂહ**
**શબ્ આમદ બરૂ આન્ દશ્ત સેન્દી નમાન્દ**
**સેકન્દરૂ સેપાહ અઝ પસ અન્દરૂ બેરાન્દ**
**બદસ્ત આમદશ પીલ્ હશ્તાદો પન્જ**
**હમાન્ તાજે ઝરૂરીનો શમ્શીરો ગન્જ**
**ઝનો કૂદકો પીરૂ મર્દાન્ બરાહ**
**બેરફ્તન્દ ગેર્યાન્ બનઝ્દીકે શાહ**
**કે અય શાહે બીદારૂ બાઝ આરૂ હોશ**
**મસૂઝ ઈન્ બરો બૂમો ફૂદકૂ મકોશ**
**કે ફર્જામ રૂઝે તો હમ બુગ્ઝરદ**
**ખુનુક્ આન્ કે ગીતી બબદ નસ્પરદ**
**સેકન્દરૂ બરૂ ઇશાન્ નેયાવરૂદ મેહરૂ**
**બદાન્ ખસ્તગાન્ હીચ નન્મૂદ ચેહરૂ**
**ગેરેફ્તન્દ અઝીશાન્ ફ્રેરાવાન્ અસીરૂ**
**ઝનો ફૂદકો ખુર્દો બરૂનાઓ પીરૂ**
**સુએ નીમરૂઝ આમદ અઝ રાહે બોસ્ત**
**હમહ રૂએ ગીતી ઝે દુશ્મન્ બેશોસ્ત**
**વઝાન્ જા બેશુદ તા બશહરે યમન્**
**જહાન્ગીરૂ બા નામદારૂ અન્જમન**
**ચુ બેશ્નીદ શાહે યમન્ બા મેહાન્**
**બેયામદ બરે શહરૂયારે જેહાન્**
**ચુનાન્ હદયહા કઝ યમન્ બરૂ ગુઝીદ**
**બહાગીરો ઝીબા ચુનાન્ ચૂન્ સઝીદ**
**દહ ઊશ્તુરૂ ઝે બોરૂદે યમન્ બારૂ કરૂદ**
**દેગરૂ પન્જરા બારૂ દીનારૂ કરૂદ**
**દેગરૂ દહ શુતુરૂ બારૂ કરૂદ અઝ દેરમ**
**ચુ બાશદ દેરમ દેલ્ નબાશદ દેઝમ**
**દેગરૂ સલ્લએ ઝઅફ્રશાન્ બુદ હઝારૂ**
**ઝે દીબાઓ અઝ જામએ બી શુમારૂ**
**ઝબરૂજદ યકી જામ બૂદશ બગન્જ**
**હમાન્ દુરૂરે ના સોફ્તહ હફ્તાદો પન્જ**
**યકી જામે દીગરૂ બુદ અઝ લાજવરૂદ**
**નેહાદ અન્દરૂ શસ્ત યાકૂતે ઝરૂદ**
**ઝે યાકૂતે સોરૂખ અઝ બરશ દહ નેગીન્**
**બફર્માન્બરાન દાદો કરૂદ આફ્રીન્**
**બપીશે સરાપર્દએ શહરૂયારૂ**
**રસીદન્દ બા હદયહો બા નેસારૂ**
**સેકન્દરૂ બેપુર્સીદો બેન્વાખ્તશ**
**બરે તખ્ત નઝ્દીક્ બેન્શાખ્તશ**
**બરૂ ઊ આફ્રીન્ કરૂદ શાહે યમન્**
**કે પીરૂઝગરૂ બાશ બરૂ અન્જમન્**
**બતૂ શાદમ અરૂ બાશી ઈદરૂ દો માહ**
**બેયાસાયદ અઝ રાહ શાહો સેપાહ**
**સેકન્દરૂ બરૂ ઊ આફ્રીન્ કર્દો ગોફ્ત**
**કે બા તૂ હમીશહ ખેરદ બાદ જોફ્ત**
**બશબ્ગીરૂ શાહે યમન્ બાઝ ગશ્ત**
**ઝે લશ્કરૂ જહાની પુરૂ આવાઝ ગશ્ત**

તેઓ બન્નેએ સઘળાં લશ્કર સાથ એક ભારી લડાઇ કીધી-મૂવેલાઓના ઢગલાથી ઝમીન એક પહાડ જેવી બની.

રાત પડી તેટલાંમા તો તે મયદાન ઉપર એક પણ સિંદી બાકી રહ્યો નહીં-સિકંદરે તેઓની પૂઠે લશ્કર દોડાવ્યું.

તેના હાથમાં પંચ્ચાસી હાથીઓ તેમજ સોનેરી તાજ, તલવાર વગેરેનો ખઝાનો આવ્યો.

ત્યાંની ઔરતો, બચ્ચાંઓ અને બુઢ્ઢા મર્દો રસ્તામાં-રડતા રડતા સિકંદર આગળ આવ્યાં.

અને બોલ્યાં કે "ઓ ચાલાક પાદશાહ! તું ધ્યાન પુગાડ-આ અમારા મુલકને ના બાળી નાખ અને અમારાં બચ્ચાંઓને મારી ના નાખ.

કારણકે શેવટે તારો નેક દહાડો પણ જતો રહેશે-તે માણસ ભલો કે જે દુન્યાને બદનામી સાથ છોડે નહીં."

પણ સિકંદરે તેઓ ઉપર દયા કીધી નહીં-અને ઝખમીઓ ઉપર પણ કાંઇ નઝર કીધી નહીં.

અને તેઓમાંથી ઘણીક ઔરતો, બચ્ચાં છોકરાં તેમજ જવાન અને બુઢ્ઢાઓને કયદ પકડયા.

તે બોસ્તને માર્ગે નીમરૂઝ તરફ આવ્યો-અને દુન્યાની તમામ સપાટી દુશ્મનોથી ધોઇ નાખી.

ત્યાંથી તે દેશ જીતનારો પાદશાહ પોતાનાં નામદારી ભર્યાં લશ્કર ૨૮૧
સાથ યમન શેહર સૂધી ગયો.

જ્યારે યમનના પાદશાહે સાંભળ્યું-ત્યારે તે સરદારો સાથે જેહાનના પાદશાહ સિકંદરની આગળ આવ્યો.

તેણે યમનમાંથી સારો કીમતી અને પાદશાહને ઝેબ આપનારો હદયો લીધો.

દશ ઊંટ યમન શેહરનાં ઊંચી જાતનાં કપડાંથી લાદ્યાં-અને બીજાં પાંચ ઊંટ ઉપર દીનાર લાદ્યા.

બીજાં દશ ઊંટ દિરમથી ભર્યાં જ્યારે કોઈ પાસે પૈસા હોય છે ત્યારે તેનું દિલ ગમગીન રહેતું નથી.

વળી એક હઝાર કેસરની ટોપલીઓ-રેશમી તેમજ સંખ્યાબંદ બીજાં કાપડનાં થાનો લીધાં.

તેના ખઝાનામાં પોખરાજનું એક પ્યાલું હતું-તેમજ વિંધ્યા વગરના પોણોસો મોતી હતાં.

વલી લાજવર્દનું એક બીજું પ્યાલું હતું-તેમાં સાઠ પોખરાજ જડેલાં હતાં.

તેની ઉપર લાલ માણેકનાં દશ પાના હતાં-એ સર્વ તેના ખિદમતગારોને સોંપ્યું અને પાદશાહ ઉપર દોઆ કીધી.

તેઓ પેલા હદયા અને નેસાર સાથે પાદશાહની છાવણી આગળ જઇ પુગ્યા.

સિકંદરે પેલા પાદશાહની ખબર અંતર પૂછી તેને નવાઝયો-અને ૨૮૨
તેને પોતાનાં તખ્ત આગળ બેસાડયો.

યમનના પાદશાહે સિકંદર ઉપર દુઆ કીધી કે "તું અંજુમનનાં લોકો ઉપર ફતેહમંદી સાથે કાયમ રહેજો!

જો તું પાદશાહ અને લશ્કર અહીં બે મહિના સૂધી રહે અને રાહની થાકથી આસાયેશ લે તો હું તારાથી ઘણો ખુશી થઈશ."

સિકંદરે તેની ઉપર દુઆ કીધી અને કહ્યું-કે હમેશે તારી સાથ ડહાપણ જોડાયલું રહેજો!"

બામદાદે યમનનો પાદશાહ પાછો ફર્યો-અને લશ્કરથી તમામ જેહાન ગડબડ ભરેલી થઈ.

## લશકર્ કશીદને સેકન્દર્ બસૂએ બાબેલ્ વ યાફ્તને ગન્જે કયખુસવ્ દર્ શહ્‌રી.

—:o:—

શેકન્દર્ સેપહ્ સૂએ બાબેલ્ કશીદ
કે ગર્દે સેપહ્ શુદ હવા નાપદીદ
હમી રાન્દ યક્ માહ્ ખુદ બા સેપાહ્
નદીદન્દ અઝીશાન્ કસ આરામગાહ્
બરીન્ ગૂનહ્ તા સૂએ કૂહી રસીદ
કે દીદારે દીદહ્ સરશ નાપદીદ
બસર્ બર્ યકી અબ્રે તારીક્ બૂદ
બકયવાન્ તો ગોફ્તી કે નઝ્દીક્ બૂદ
બજાઈ બર્ ઊ બર્ નદીદન્દ રાહ્
ફેરૂમાન્દ અઝાન્ કાર્ શાહો સેપાહ્
૨૭૦ ગુઝશતન્દ બર્ કૂહે ખારા બરન્જ
વઝ્ ખીરહ્ શુદ મર્દે બારીક્ સન્જ
કે રફ્તન્ ચુ ગશતન્દ યક્સર્ સેતૂહ્
યકી ઝરફ્ દર્યા બરાન્ રૂએ કૂહ્
પદીદ આમદો શાહ શુદ શાદ સેપાહ્
કે દર્યાઓ હામૂન્ બદીદન્દો રાહ્
સુએ ઝરફ્ દર્યા હમી રાન્દન્દ
જહાન્ આફ્રીનરા હમી ખાન્દન્દ
દદો દામ બર્ હર્ સુઈ બીશુમાર્
સેપહ્‌રા નબુદ ખુર્દની જોઝ શેકાર્
પદીદ આમદ અઝ દૂર્ મર્દે સુતોરુગ્
પુર્ અઝ મૂયો બા ગૂશહાએ બુઝોરુગ્
તનશ ઝીરે મૂય અન્દરૂન હમચુ નીલ
દો ગૂશશ બપહ્‌નાએ દૂ ગૂશે પીલ
ચુ દીદન્દ ગોર્દાન્ કસી ઝાન્ નશાન્
બેઆર્દન્દ સૂએ સેકન્દર્ કશાન્
સેકન્દર્ નેગહ્ કર્દ ઝૂ ખીરહ્ માન્દ
બર્ ઊ બર્ હમી નામે યઝ્દાન્ બેખાન્દ
ચે મર્દી બદ્ ગોફ્ત નામે તો ચીસ્ત
ઝે દર્યા ચે યાબીઓ કામે તો ચીસ્ત
૨૭૧ બદ્ ગોફ્ત શાહા મરા બાઓ મામ
ચુનીન્ ગૂશ બેસ્તર્ નેહાદન્દ નામ
બેપુર્સીદ કાન્ ચીસ્ત બમ્યાને આબ્
કઝાન્ સૂ હમી બર્ ઝનદ આફ્તાબ્
ચુનીન્ દાદ પાસોખ કે અય શહ્‌રયાર્
હમીશહ્ બેઝી દર્ જહાન્ નામદાર્
યકી શારૂસાનસ્ત આન્ ચૂન્ બેહેશ્ત
કે ગૂઈ ન અઝ ખાક્ દારદ સેરેશ્ત
ન બીની દરૂ અન્દર્ અયવાનો ખાન્
મગર્ પૂરશો ઊ હમહ્ ઉસ્તુખાન્
બર્ અયવાન્‌હા જન્ગે અફ્રાસેયાબ્
નેગારીદહ્ રઉશન તર્ અઝ આફ્તાબ્
હમાન્ ચેહ્‌રે કયખુસ્રવે જન્ગજૂય
બુઝોર્ગીઓ મર્દીઓ આહન્ગે ઊય

## સિકંદરનું બેબીલોન તરફ લશ્કર લઈ જવું અને એક શેહરમાં તેને કયખુસરૂનો ખઝાનો મળવો.

—:o:—

સિકંદરે બેબીલોન તરફ લશ્કર ચલાવ્યું-તે લશ્કરની ગર્દથી હવા પણ ઢંકાઈ ગઈ.

પોતે લશ્કર સાથે એક મહિનો ચાલ્યો-પણ તેઓમાંથી કોઇએ વીસામાની જગ્યા જોઇ નહીં.

એમ કરતાં તે એક પહાડ જેનું શિખર આંખે નજર કરતાં અણદીઠ થયલું હતું તે તરફ જઇ પુગ્યો.

તે પહાડને મથાળે એક સીઆહ વાદળજ દેખાતું હતું-જાણે તે શનિશ્ચર સેતારાની નઝદીકજ હતું.

તેની ઉપર જવાનો એક પણ માર્ગ દેખાયો નહીં તે કામથી પાદશાહ અને લશ્કર આજેઝ રહ્યું.

તેઓએ મોટી મુશ્કેલીએ તે પહાડ ઓળંગવાની કોશેશ કીધી-તે મોટી ફિક્ર અને સંભાળ રાખનારો પાદશાહ તેઓની કોશેશથી ઘણોજ દંગ થઇ ગયો.

જ્યારે તેઓ ચાલવાથી બિલકુલ થાકી ગયા ત્યારે તે પહાડની પેલી પાર એક ઊંડો દર્યા

ઝાહેર આવ્યો જેથી તે લશ્કર ખુશી થયું-કારણકે તેઓએ દર્યા, મયદાન અને રસ્તા જોયા.

તેઓ ઊંડા દર્યા તરફ ચાલ્યા અને ખોદાતાલાને યાદ કરવા લાગ્યા.

ચો તરફ પુષ્કળ દરેક જાતનાં જાનવરો હતાં-અને લશ્કર માટે શેકાર સિવાય બીજું કાંઇ ખાવાનું નહીં હતું.

તેવામાં દૂરથી એક ઝોરાવર માણસ દેખાયો-તે સઘળો બાલથી ભરેલો અને મોટા કાનવાળો હતો.

તે માણસનું શરીર તેનાં બાલની નીચે ગુલીનાં રંગનું દેખાતું હતું-તેના બન્ને કાન હાથીના કાન જેવા પોહોળા હતા.

જ્યારે પેહલવાનોએ આવી રીતનો એક માણસ જોયો ત્યારે તેઓ તેને સિકંદરની આગળ ઘસડી લઇ ગયા.

સિકંદરે તેને જોયો અને અજબ થયો-અને ખોદાનું નામ ઝબાન ઉપર યાદ કરવા લાગ્યો.

તેને પૂછ્યું કે "તું કોણ છે અને તારૂં નામ શું છે?-દર્યામાંથી તું શું મેળવે છે અને તારી ખાહેશ શું છે?"

તેણે જવાબ દીધો કે "ઓ પાદશાહ! મને માબાપે-"ગૂશ-બેસ્તર" (કાનનું બિછાનું કરનાર) એવું નામ આપ્યું છે."

સિકંદરે પૂછ્યું કે દર્યાની વચ્ચમાં જ્યાંથી સૂરજ ઉગે છે તે તરફ પેલું શું છે?"

તેણે એવો જવાબ દીધો કે "ઓ પાદશાહ!-નામદારી સાથ તું દુન્યામાં હમેશે જીવતો રહેજે!

તે એક બેહેસ્તની મિસાલનું શેહર છે-કે ગોયા તે માટીનું બને-લુંજ નથી.

ત્યાં દરેક મેહલ અને દરેક ઘર ઉપર હાડકાંનું છાવણ કરેલું તું જોશે.

ત્યાંના મેહલો ઉપર આફતાબ કરતાં પણ વધુ પ્રકાશિત અફ્રાસિયાબની લડાઇની તસ્વીર ચીતારેલી છે

વળી લડાયક કયખુસરૂની તસ્વીર તથા તેની મોટાઈની તેની મર્દાનગીની અને તેનાં લશ્કરના બળની નિશાનીઓ તે હાડકાં ઉપર ચીતારેલી છે.

બરાન્ ઉસ્તુખાન્ બરૂ નેગારીદહ્ પાક્
ન બીની બશહ્રૂ અન્દરૂન્ ગર્દો ખાક્
કે માહી ખુરદ મર્દુમાન્રા ખુરેશ
નદારન્દ ચીઝી જોઝ્ ઈન્ પર્વરેશ
ચુ ફર્માન્ દેહદ નામબર્દાર શાહ્
રવમ્ મન્ બદાન્ શારૂસાન્ બા સેપાહ્
સેકન્દર્ બરાન્ ગૂશવર્ ગોફ્ત રવ્
બેયાવર્ કસી તા બેબીનીમ નવ્
બેશુદ ગૂશ બેસ્તર્ હમઅન્દર્ ઝમાન્
બઆન્ શારૂસાન્ નઝ્દે મર્દુમ દવાન્
બદીશાન્ બેદાદ ઊ ઝે કયસર્ પયામ્
કે ખાનદ શુમારા શહે નીક્નામ્
ચુ આન્ ગોફ્તહ્ બેશ્નીદ પીરો જવાન્
અઝાન્ શારૂસાન્ કેહ્તરાનો મેહાન્
ગુઝશ્તન્દ બર્ આબ્ હફ્તાદ મર્દ
ખેરદ યાફ્તહ્ મર્દુમે સાલખર્દ
હમહ્ જામહા શાન્ ઝે ખઝ્ઝો હરીર્
અઝ્ ચન્દ બર્ના બુદો ચન્દ પીર્
અઝાન્ હર્ કે પીરી બુદો નામ દાશ્ત
પુર્ અઝ્ દુર્રો ઝર્રીન્ યકી જામ દાશ્ત
કસી કૂ જવાન્ બૂદ તાજી બદસ્ત
બરે કયસર્ આમદ સર્ અફ્ગન્દહ્ પસ્ત
બેરફ્તન્દો બોર્દન્દ પીશશ્ નમાઝ્
બેગોફ્તન્દ બા ઊ ઝમાની દરાઝ્
કે નઝ્દીકે મા ગન્જે કયખુસ્રવસ્ત
સઝાવારે તૂ શહ્રયારે નવસ્ત
સેકન્દર્ બેયામદ હમ અન્દર્ શેતાબ્
સુએ શહ્રે ઈશાનો બુગ્ઝશ્ત આબ્
બેદીદ આન્ હમહ્ શહ્રો બાઝારો કૂય
બદાન્ ખાનએ ગન્જ્ શુદ નામજૂય
હમહ્ ગન્જ્ બુદ તાજો હમ તખ્તે ઝર્
હમાન્ અફ્સરો યારહાઓ કમર્
કસ્ અન્દાઝએ આન્ નદાનેસ્ત કર્દ
કઝ્ અન્દાઝહ્ બસ્ નાતવાન્ ગશ્ત મર્દ
હમહ્ પાક્ બર્દાશ્ત આમદ દમાન્
બલશ્કર્ ગહે ખીશતન્ શાદમાન્
બેબૂદ આન્ શબો ગાહે બાન્ગે ખોરૂશ
ઝે દર્ગાહ્ બર્ખાસ્ત આવાએ કૂસ

એ બધું માછલીના કાંટા ઉપર ચીતારેલું છે-તે શેહરમાં તને કેથે કચરો કે ધૂળ જનારી નહીં.

ત્યાંના માણસોનો ખોરાક માછલીનો છે-એ સિવાય બીજું કશું ખાવાનું મળતું નથી.

જો નામ ઉઠાવનાર પાદશાહ હુકમ આપે-તો હું તે શેહરમાં તારાં લશ્કર સાથ જાઉં."

સિકંદરે તે લામ્બા કાનવાળાને કહ્યું કે "જા-ત્યાંના કોઇને અહીં ૨૮૫
લઈ આવ કે અમો તે નવાઇ જોઇયે."

તેજ વખત પેલો ગૂશ બેસ્તર તે શેહરમાં ત્યાંના માણસોની નઝદીક દોડતો ગયો.

તેણે તેઓને કયસરનો પયગામ પુગાડયો-કે "તમોને નેકનામ પાદશાહ બોલાવે છે."

જ્યારે તેનું બોલેલું તે શેહરમાંના બુઢ્ઢા અને જવાનોએ તેમજ નાના અને મોટાએ સાંભળ્યું,

ત્યારે ઉમરે પુગેલા દાનેશમંદ સિત્તેર શખ્સો દર્યો પસાર કરી આવ્યા.

તે સઘળાઓનો પોશાક કિમ્ખાબ અને રેશમી કપડાંનો હતો-તેઓમાંથી કેટલાક બુઢ્ઢા અને કેટલાક જવાન હતા.

તેઓમાંથી જે કોઇ કે બુઢ્ઢા અને વખણાયલા હતા-તેઓના હાથમાં મોતીથી ભરેલી એકેકી સોનેરી જામ હતી.

અને જે કોઇ કે જવાન હતા તેઓના હાથમાં એકેકું તાજ પકડેલું હતું-તેઓ સર ઝુકાવી કયસર આગળ આવ્યા.

તેઓ તેની નઝદીક ગયા અને નમન કીધું-અને તેઓએ પાદશાહ સાથ ઘણોક વખત વાતચિત્ત કીધી.

અને બોલ્યા કે "અમારી પાસે કયખુસરૂનો ખઝાનો છે-જે તું જેવા નવા પાદશાહનેજ લાયકનો છે."

સિકંદર તેઓનાં શેહર તરફ શેતાબ આવ્યો અને દર્યો પસાર ૨૮૬
કરી ગયો.

તે નામદારે પેલું તમોમ શેહર અને ત્યાંના બાઝાર તેમજ મોહલ્લા જોયા અને તે ખઝાનાવાળાં ઘરમાં ગયો.

તે ખઝાનામાં તાજ, સોનેરી તખ્ત, તેમજ કોલાહ, સાંકળી અને કમરબંદ હતા.

કોઇ તેનો અડસટો કરી શક્યું નહીં-કારણકે તેની ગણત્રી કરવાથી માણસો બહુ થાકી જતાં હતાં.

તે સઘળું તેણે લઇ લીધું અને પોતાની છાવણીમાં ખુશાલ પાછો આવ્યો.

પાદશાહ તે રાત ત્યાંજ થોભ્યો અને બામદાદે મરઘા બોલતી વખતે-તેની દરગાહમાંથી નગારાંના આવાઝ નીકળ્યા.

## રફ્તને સેકન્દર્ બશહ્રે બાબેલ્ વ નામહ્ નેવેશ્તન્ બઅરેસ્તૂ વ પાસોખ્ યાફ્તન્.

## સિકંદરનું બેબીલોન શેહરમાં જવું .અને અર્સતાલીસ ઉપર નામુ લખવું અને તેનો જવાબ મેળવવો.

અઝાન્ જાયગહ્ સૂએ બાબેલ્ કશીદ
ઝમીન્ ગશ્ત અઝ્ લશ્કરશ નાપદીદ

તેણે તે જગ્યાએથી બેબીલોન તરફ લશ્કર ચલાવ્યું-તેનાં લશ્કરથી ઝમીન ઢંકાઈ ગઇ.

બેદાનેસ્ત કશ મરૂગ્ નઝદીક્ શુદ
બરૂ ઊ બરૂ હુમા ફુઝ તારીક્ શુદ
બશાન્ બૂદશ અન્દીશહ્ કંદરૂ જેહાન્
નમાનદ્ કસી અઝ નેજાદે મેહાન્
કે લશકરૂ કશદ જન્ગ્રા સૂએ રૂમ
નેહદ પય બરૂ આન્ ખાકે આબાદ્ બૂમ
૨૮૭ ચુ મથઝ અન્દરીન્ કારે ખુદકામહ્ કરદ
બરે અર્સતાલીસ યક્ નામહ્ કરદ
કે રાય આન્ ચુનાન્ દારમ અન્દરૂ જેહાન્
કે યક્ તન્ નમાનમ ઝે તોખ્મે મેહાન્
કુનૂન્ હફ્ત કેશવરૂ બેગશ્તમ તમામ
બસી સર્વરાન્રા કશીદમ બદામ
હમાના મરા મરૂગ્ નઝદીક્ શુદ
ચુ મરૂગ્ આમદમ રૂઝ તારીક્ શુદ
હરાન્ કસ કે બૂદ ઊ ઝે તોખ્મે કેયાન્
બેફરૂમૂદ તા પીશ બન્દદ મેયાન્
હમહ્ રૂઈહા સૂએ દરૂગહ્ કુનન્દ
ઝે બદ્હા ગુમાનીશ કૂતહ્ કુનન્દ
ચુ નામહ્ બેબોર્દન્દ નઝદે હકીમ
દેલે અર્સતાલીસ શુદ બરૂ દો નીમ
હમ અન્દરૂઝમાન્ પાસોખે નામહ્ કરદ
ઝે મેઝ્ગાન્‌તો ગોફૂતી સરે ખામહ્ કરદ
કે આન્ નામએ શાહે ગયહાન્ રસીદ
ઝે બદ કારૂ દસ્તત બેબાયદ કશીદ
અઝ આન્ બદ કે ગોફૂતી મયન્દીશ નીઝ
વઝ અન્દીશહ્ દર્વીશરા બખ્શ ચીઝ
૨૮૮ બેપરહીઝો તન્રા બયઝદાન્ સુપારૂ
બગીતી જોઝ અઝ તોખ્મે નીકી મકારૂ
હમહ્ મરૂગ્રા ઈમ તા ઝાદહ્ ઈમ
બબીચારગી તન્ બદૂ દાદહ્ ઈમ
ન હરૂ કસ કે શુદ પાદશાહી બેબોરદ
બેરફ્તો બુઝોર્ગી કસીરા સેપોરદ
બેપરહીઝો ખૂને બુઝોર્ગાન્ મરીઝ
કે નફ્રીન્ બુવદ બરૂ તો તા રસ્તખીઝ
વદીગરૂ કે ચૂન્ અન્દરૂ ઈરાન્ સેપાહ્
નબાશદ હમી શાહ્ દરૂ પીશગાહ્
ઝે તુર્કો ઝે હેન્દો ઝે સકૂલાબો ચીન્
સેપાહ્ આયદ અઝ હરૂ સુઈ હમચુનીન્
બરૂમ આયદ આન્ કસ કે ઇરાન્ ગેરેફૂત
અગરૂ કીન્ પસીચદ નબાશદ શેગેફૂત
હરાન્ કસ કે હસ્ત અઝ નેઝાદે કેયાન્
નબાયદ કે અઝ બાદ યાબદ ઝેયાન્
બુઝોર્ગાનો આઝાદગાન્રા બખાન્
બબઝ્નો બરાયો બસૂરો બખાન્
સઝાવારે હરૂ મેહતરી કેશ્વરી
બેયારાયો આધાઝ્ કુન દફૂતરી
૨૮૯ બનામે બુઝોર્ગાનો આઝાદગાન્
કઝીશાન્ જહાન્ યાફૂતી રાયગાન્
યકીરા મદેહ્ બરૂ દેગરૂ દસ્તગાહ્
કસીરા મખાન્ દરૂ જહાન્ નીઝ શાહ્

તેણે જાણ્યું કે "હવે તેનું મોત નઝદીક આવ્યું છે-અને તેની ઉપર તેનો દહાડો સીઆહ થતો જાય છે."

તેનો વિચાર એમ હતો કે "દુન્યામાં પાદશાહી ખાન્દાનમાંથી કોઇ પણ એવો બાકી નહીં રહી જાય,

કે જે લશકર લઇ રૂમ ઉપર ચઢાઇ કરે-અને તે આબાદ મુલક ઉપર પગ મૂકે."

જ્યારે આપખુદીનો વિચાર તેના ભેજાંમાં ભરાયો-ત્યારે તેણે અર્સતાલીસ ઉપર એક નામુ લખ્યું.

કે "હું એવો વિચાર ધરાઉં છું કે દુન્યામાં શાહી ખાન્દાનમાંથી એક શખ્સને પણ જીવતો રહેવા દઉં નહીં

તેથીજ હાલ હું તમામ હફતે કેશ્વર ઝમીન ફરી વળ્યો છું-અને ઘણાક પાદશાહોને મેં મારા તાબામાં કર્યા છે.

હવે તું જાણ કે મારૂં મોત નઝદીક આવ્યું છે-જ્યારે મારૂં મોત આવ્યું છે, ત્યારે મારો દહાડો પણ સીઆહ થયો છે.

જે કોઈ કે પાદશાહી તોખ્મના હતા તેઓને મેં ફર્માવ્યું કે મારી આગળ ખિદમતની કમર બાંધે

અને સઘળાઓ બૂરાઇનો વિચાર પોતાનાં મનમાંથી દૂર કરીને મારી દરગાહમાં આવે."

જ્યારે એવી રીતનું નામુ તેઓ હકીમની નઝદીક લઈ ગયા-ત્યારે તે વાંચી અર્સતાલીસનું દિલ બે ટૂકડા થયું.

તેજ વખત તેણે તે નામાનો જવાબ લખ્યો ગોયા તેણે પોતાનાં પાપણનેજ કલમની નોક બનાવી.

કે "તું જેહાનના પાદશાહનું નામુ મને મળ્યું છે તારે તો હવે આવાં બૂરાં કામથી હાથ ખેંચવો જોઇયે.

જે બૂરાં કામ માટે કે તેં લખ્યું તેનો વિચાર પણ ના કરતો-અને એવા કાયેલા વિચાર માટે ગરીબોને ખેરાત કરી એ ગુનાહની માફી ચાહ.

ભૂંડાઇ કરવાથી પાછો હઠ અને તારાં શરીરને યઝદાનને હવાલે કર-આ દુન્યામાં ભલાઇના બીજ સિવાય બીજું કશું વાવતો ના.

આપણ સઘળા જન્મ્યા ત્યારથી મોતનેજ માટે તૈયાર છિયે અને આપણાં શરીરને લાચારીએ મોતનેજ સોંપેલું છે.

એવો કોઇ પણ શખ્સ નથી કે મરી ગયા પછી પોતાની પાદશાહી સાથે લઈ ગયો હોય-જે કોઇ મરી ગયો તે તો પોતાની પાદશાહી બીજાનેજ સોંપી ગયો.

હવે સભાંળજે મોટાઓનાં ખૂન ના રેડતો-નહીં તો રસ્તાખેઝ સુધી તારી ઉપર લઅનત રહી જશે.

વળી બીજું એ કે જ્યારે ઇરાની લશ્કર વચ્ચે-દરબારમાં બિરાજનારો કોઈ પાદશાહ નહીં હશે,

ત્યારે તુરાન, હિંદ, સકલાબ અને ચીનના મુલકથી-દરેક બાજૂથી લશ્કર આવી લાગશે.

અને જે કોઇ પાદશાહ ઇરાન લેશે તે રૂમ ઉપર પણ ચઢાઇ લાવશે તેમાં અજબ જેવું કાંઇ નથી.

જે કોઇ કે પાદશાહી ખાન્દાનના છે-તેઓને પવનથી પણ હાનિ પુગવી નહીં જોઇયે.

રૂમના મોટાં માણસોને અને ઈરાનના આલીજાહ શખ્સોને ખુશીની મજલેસમાં, ખાનગી મસ્લહતમાં અને મોજમઝાહમાં શામેલ કર.

દરેક સરદારને તેને લાયકનો એકેક મુલક સોંપી આપી એક નવુંજ દફતર શુરૂ કર.

ઈરાની અને રૂમી સરદારો કે જેઓની દોલત તેં આઈતા મુલકો જીત્યા છે તેઓને નામે દફતર શુરૂ કર.

તું કોઇ પણ સરદારને બીજા ઉપર સત્તા આપતો ના-તેમજ તેઓમાંના કોઇને પણ "પાદશાહ"નો એલ્કાબ આપતો ના.

સેપહરૂ કુન્ ક્યાનશ હમહ્ પીશે બૂમ
ચુ ખાહી કે લશ્કરૂ નેયાયદ્ બરૂમ
સેકન્દરૂ ચુ પાસોખ બશીનગૂનહ્ યાફૂત
બઆન્દીશહો શાએ દીગરૂ શેતાફૂત
ખુજોર્ગાનો આઝાદગાન્શ કે દહ્રૂ
કસીશ કશ અઝ્ મર્દુમી બૂદ બહ્રૂ
બેફરૂમૂદ તા પીશે ઊ ખાન્દન્દ
બજાઈ સઝાવારૂ બેન્શાન્દન્દ
યકી અહ્દ બેન્વેશ્ત તા હરૂ યકી
ફોઝૂની નજૂયદ કે દહ્રૂ અન્દકી
બદીન્ નામદારાને જૂયન્દહ્ કામ
મુલ્કે તવાએફ નેહાદન્દ નામ
હમાન્ શબ્ સેકન્દરૂ બબાબેલ રસીદ
મેહાન્રા બદીદારે ખુદ શાદ દીદ
યકી ફૂદક્ આમદ ઝનીરા બશબ્
અઝ્ માન્દ હરૂ કસ કે દીદશ અજબ્
સરશ ચૂન સરે શીરો બરૂપાય સુમ
ચુ મર્દુમ બરો કેત્ફો ચૂન્ ગાવ દુમ
બેમોરૂદ આન્ શેગેફૂતી હમ આન્ગહ્ કે ઝાદ
સઝદ ગરૂ અઝ કસ નગીરન્દ યાદ
બેબોર્દન્દ હમ દરૂ ઝમાન્ પીશે શાહ્
બદ્ કરૂદ શાહ્ અઝ્ શેગેફૂતી નેગાહ્
બફાલ્શ બદ આમદ હમ આન્ગાહ્ ગોફૂત
કે ઈન્ તોખમરા ખાક્ બાયદ નેહોફૂત
કે અખ્તરૂ શેનાસાન્ બસી પીશ ખાન્દ
વઝાન્ ફૂદકે મુર્દહ્ ચન્દી બેરાન્દ
સેતારહ્શુમોરૂ ઝાન્ ઘમી ગશ્ત સખ્ત
બેપૂશીદ બરૂ ખુસ્રવે નીકૂબખ્ત
બઅખ્તરૂ શેનાસાન બેજૂશીદો ગોફૂત
કે ગરૂ હીચ માનદ સખુન દરૂ નેહોફૂત
હમ આન્ગહ્ બેખુરૂરમ સરાન્ તાન્ કે તન્
નબાશદ જોઝ્ અઝ્ કામે શીરાન્ કફન્
સેતારહ્શુમોરૂ ચૂન બરૂ આશોફૂત શાહ્
બદ્ ગોફૂત કય નામવરૂ પીશગાહ્
તો બરૂ અખ્તરે શીરૂ ઝાદી નુખોસ્ત
બરે મૂએદાનો રદાન્ શુદ દુરોસ્ત
સરે ફૂદકે મોર્દહ્ બીની ચુ શીરૂ
બેગર્દદ સરે પાદ્શાહીત ઝીરૂ
સેતારહ્શુમોરૂ પીશ અઝીન્ હરૂચે બૂદ
હમી ગોફૂતો ઈન્રા નેશાન્હા નમૂદ
સેકન્દરૂ ચુ બેશ્નીદ ઝાન્ શુદ ઘમી
બરાયો બમગ્ઝ અન્દરૂ આમદ કમી
ચુનીન્ ગોફૂત કઝ મરૂગ્ ખુદ ચારહ્ નીસ્ત
મરા બરૂ દેલ અન્દીશહ્ ઝીન્ બારહ્ નીસ્ત
મરા બીશ અઝીન્ ઝેન્દગાની નબૂદ
ઝમાનહ્ નકાહદ ન હરૂગેઝ ફેઝૂદ
બબાબેલ હમાન્ રૂઝ શુદ દરૂદમન્દ
બેદાનેસ્ત કામદ બતન્ગી ગઝન્દ

જો તું ચાહતો હોય કે રૂમ ઉપર કોઈ ચઢાઈ ન કરે-તો સઘળા ઈરાની શાહઝાદાઓને તારા મુલકની ઢાલ બનાવ."

જ્યારે સિકંદરે એવી રીતનો જવાબ મેળવ્યો-ત્યારે તે બીજીજ રીતના અંદેશા અને વિચાર તરફ ઢળ્યો.

તેણે તે વખતના મોટા અને ખાન્દાનીઓ-જેઓમાં માણસાઈ ગુણો હતા,

તેઓને હોકમ કરી પોતાની નઝદીક બોલાવ્યા-અને તેઓને લાયક જગ્યા ઉપર બેસાડયા.

પછી તેણે દરેક માટે એકેક પરવાનો લખ્યો જેની રૂએ દરેકને જે મુલક સોંપ્યો હોય તેમાં તે જરાએ વધારો કે ઘટાડો કરી શકે નહીં.

તે મોટાઈના ઉમેદવારોને "મુલુકે તવાએફ" (એટલે જુદી જુદી કઉમોના સ્વતંત્ર રાજાઓ Tribal chiefs)નું નામ આપ્યું.

જે રાતે કે સિકંદર બેબીલોન જઈ પહોંચ્યો-અને સરદારોને પોતાના દીદારથી ખુશી થયલા જોયા,

તેજ રાતે એક ઔરતે એક બાળકનો જન્મ આપ્યો-જેને જોઇ દરેક અજબ થતો હતો.

તેનું માથું સિંહનાં માથાંના જેવું અને પગ ઉપર ખરી હતી છાતી ૧૯૦
અને ખાંધ માણસના જેવી અને ગાયની માફક પૂછડી હતી.

તે અજાયબી ભર્યું બાળક જેવું પયદા થયું તેવુંજ મરણ પામ્યું-જો કે તેવાં બચ્ચાંની કોઇએ યાદ પણ કરવી ઘટતી નથી.

તોએ તેને તુરતજ પાદશાહ આગળ લઈ ગયા-પાદશાહે તેની ઉપર અજાયબીથી નઝર કીધી.

અને તેને અપશુગન સમજ્યો અને તુરત બોલ્યો-કે "એ જન્મેલાં બાળકને ધૂળમાં ડાટી દેઓ."

પછી તેણે ઘણાક નુજૂમીઓને બોલાવી મંગાવ્યા-અને તે મૂવેલાં બચ્ચાં બાબત કેટલીક વાત ચલાવી.

નુજૂમીઓ તેથી ઘણા ગમગીન બન્યા-અને એ ભેદ તે નેકબખ્ત પાદશાહથી છૂપો રાખ્યો.

એવું જોઈ સિકંદર નુજૂમીઓ ઉપર ગુસ્સે થયો અને બોલ્યો કે "અગરજો કાંઇ પણ વાત મારીથી છૂપી રાખી,

તો હમણાજ હું તમારાં સર તનથી દૂર કરીશ અને તમારાં કફન સિંહનાં ડાચાં સિવાય બીજું કાંઈ થશે નહીં."

જ્યારે પાદશાહ ગુસ્સે થયો ત્યારે પેલા નુજૂમીઓએ-તેને કહ્યું કે "ઓ નામવર શાહ!

તારી જન્મ રાશિ સિંહની હતી-એમ વિદ્વાનો અને જોષીઓ ખાતેરીથી માને છે.

તું આ મૂવેલાં બાળકનું સિંહ જેવું માથું જોય છે-તેજ પ્રમાણે ૧૯૧
તારી પાદશાહીનું સર નીચે પડશે."

તે સેતારેશેનાસ જે કાંઇ આગળ બન્યું હતું-તે તેની આગળ કહી ગયો અને તેની સાબેતીઓ આપી.

જ્યારે સિકંદરે એવું સાંભળ્યું ત્યારે તે ગમગીન થયો-અને તેની શક્તિ અને ભેજામાં ઘટાડો થવા માંડયો.

તે બોલ્યો કે "મોતથી તો મારો છૂટકોજ નથી-મારા દિલમાં એ બાબતનો કશો વિચાર નથી.

મારી ઝિંદગાની એથી વધારે નહીં હતી-ઠેરવેલો વખત કદી પણ ઘટતો નથી કે વધતો નથી."

તેજ દહાડે તે બેબીલોનમાં માંદો પડયો-અને સમજી ગયો કે "આફત આવી લાગી છે."

## નામએ સેકન્દર્ બમાદરે ખુદ્.

દબીરે જહાન્દીદહ્રા પીશ ખાન્દ
હરાન્ચશ બહેલ્ બૂદ બા ઊ બેરાન્દ
બમાદર્ યકી નામહ્ ફરૂમૂદે ગોફ્ત
કે આગાહીએ મરૂગ્ નત્વાન્ નેહોફ્ત
ઝે ગીતી મરા બહરહ્ ઈન્ બુદ કે બૂદ
ઝમાન્ ચૂન્ બેકાહદ નશાયદ ફેઝૂદ
તો અઝ મર્ગે મન્ હીચ્ ઘમ્ગી મશવ
કે અન્દર્ જહાન્ ઇન સખુન્ નીસ્ત્ નવ
૨૯૨ હરાન્ કસ કે ઝાયદ બેબાયદશ મોરૂદ
અગર્ શહ્રયારસ્ત અગર્ મર્દે ખોરૂદ
બેગૂયમ કુનૂન્ તા બુઝોર્ગાને રૂમ
કે ચૂન બાઝ ગર્દન્દ અઝીન્ મર્ઝો બૂમ
નજૂયન્દ જોઝ રાયો ફર્માને તૂ
કસી બર્ નગર્દદ ઝે પયમાને તૂ
હરાન્ કસ કે બૂદન્દ અઝ ઈરાનેયાન્
કઝીશાન્ બુદી રૂમેયાન્રા ઝેયાન્
સેપોર્દમ બહર્ મેહ્તરી કેશ્વરી
ચુ ગર્દદ બદાન્ પાદ્શાહી સરી
હમાના નેયાઝશ નેયાયદ બરૂમ
બર્ આસાયદ અઝ દુશ્મન્ આન્ મર્ઝો બૂમ
મરા મોર્દહ્ દર્ ખાકે મેસર્ આગનીદ
ઝે ગોફ્તારે મન્ હીચ્ મગ્ઝાગનીદ
બસાલી ઝે દીનારે મન્ સદ હઝાર્
બેબખ્શીદ બર્ મર્દુમે ખીશ કાર્
ગર્ આયદ યકી રૂશનક્રા પેસર્
શવદ બીગુમાન્ ઝેન્દહ્ નામે પેદર્
નબાયદ કે બાશદ જોઝ ઊ શાહે રૂમ
કે ઊ તાઝહ્ ગર્દાનદ આન્ મર્ઝો બૂમ
૨૯૩ વગર્ દોખ્તર્ આયદ બહન્ગામે બૂસ
બેપયવન્દ બા ફૂદકે ફીલ્કૂસ
તો ફર્ઝન્દ ખાનશ ન દામાદે મન્
બદૂ દર્ જહાન્ તાઝહ્ કુન્ યાદે મન્
દેગર્ દોખ્તરે કયદરા બી ગઝન્દ
ફેરેસ્તીદ નઝ્દે પેદર્શ અર્જમન્દ
અબા બદ્રહો બર્દહો નીકુખાહ્
અમારી બેસાચીદ બા ઊ બરાહ્
હમાન્ અફ્સરો ગઉહરો સીમો ઝર્
કે આવર્દહ્ બૂદ ઊ ઝે નઝ્દે પેદર્
ફેરેસ્તીદ બા ઊ બહેન્દુસેતાન્
બેરફ્તન્ ચુનૂ ગશ્ત હમદાસ્તાન્
મન્ ઈદર્ હમહ્ કાર્ કર્દમ બબર્ગ્
બબીચારગી દેલ્ નેહાદમ બમર્ગ્
બઅન્દર્ઝે મન્ ગૂશ બાયદ કશૂદ
બઈન્ ગોફ્તે મન્ દર્ નબાયદ ફેઝૂદ
નુખોસ્ત આન્ કે તાબૂતે ઝરીન્ કુનીદ
કફન્ બર્ તનમ અમ્બર્ આગીન કુનીદ

## સિકંદરનું પોતાની મા ઉપરનું નામુ.

સિકંદરે એક અનુભવી મુન્શીને આગળ બોલાવ્યો અને જે કાંઇ પોતાનાં દિલમાં હતું તે તેને કહ્યું.

તેણે પોતાની મા ઉપર એક નામુ લખવા ફર્માવ્યું અને લખાવ્યું-કે "મોતની ખબર છુપી રહી શક્તિ નથી.

દુન્યામાં મારી સરજત આજ હતી-વખત જ્યારે પુરો થયો ત્યારે તેમાં કાંઈ વધારો થાય નહીં.

તું મારાં મોતથી જરા પણ ગમગીન ના બનતી કારણકે દુન્યામાં આ વાત કાંઈ નવી નથી.

જે કોઈ જન્મ લે છે તેને મરવુંજ જોઇયે પછી જો તે એક પાદશાહ હોય કે ચાકર હોય.

હમણાજ હું રૂમી સરદારોને હોકમ આપું છું-કે જ્યારે તેઓ આ મુલકમાંથી પાછા ફરે,

ત્યારે તેઓ તારાજ વિચાર અને ફર્માન સિવાય બીજા કોઇ ઉપર અમલ કરે નહીં-અને કોઈ પણ શખ્સ તારા હોકમથી પાછો ફરે નહીં.

ઈરાનીઓમાંથી જે કોઈ કે એવા શખ્સો હતા કે જેઓથી રૂમીઓને કદાચ હાનિ પુગતે,

તેવા દરેક સરદારને મેં એક એક મુલક સોંપી આપ્યો છે હવે જ્યારે તેઓ પોત પોતાના પ્રાંતના હાકેમ થશે,

ત્યારે ખચીત તેવાઓને રૂમનો વિચાર નહીં આવશે અને એ પ્રમાણે આ રૂમનો મુલક દુશ્મનોથી નચિન્તાઈ મેળવશે.

તમો લોકો મારી લાશને મિસરની ભૂમિમાં ઠેકાણે પાડજો-અને મારા કહેવાથી જરા પણ દૂર જશો નહીં.

મારી દોલતમાંથી દર વરસે એક લાખ દીનાર ખેડુતોને આપજો.

અગરજો રોશનકને પેટે બેટો પયદા પડશે તો બેશક તેના બાપનું નામ જીવતું રહેશે.

અને તેના સિવાય કોઇ બીજાએ રૂમનો પાદશાહ થવું ઘટતું નથી-કારણ તેજ આ મુલકને ફરી આબાદ બનાવશે.

પણ જો તેણીને પેટે છોકરી આવે અને તે છોકરી જ્યારે સ્ત્રીને વેશે આવે ત્યારે ફીલ્કૂસની અઉલાદ સાથે તેણીને પરણાવજે.

તેને તું મારો જમાઈ નહીં પણ મારો છોકરોજ ગણજે-અને તેનાથીજ દુન્યામાં મારી યાદગારી તાઝી રાખજે.

વળી કયદની બેટીને જરા પણ હાનિ પુગાડયા વગર તેણીના વહાલા બાપ પાસે પાછી મોકલી આપજો.

સાથે સોનાની થેલીઓ વફાદાર નોકરો આપજો અને સફરને વાસ્તે અમારી તૈયાર કરાવજો.

તેમજ તાજ, ગોહર, રૂપું અને સોનું-કે જે તેણી બાપની પાસેથી લાવી હતી,

તે સઘળું જ્યારે તેણી જવા માંગે ત્યારે તેની સાથે હિંદુસ્તાન મોકલજો.

મેં આ દુન્યામાં જે કામ કરવા ધાર્યું હતું તે સઘળું મારાં કૌવતથી કર્યું છે-અને હવે લાચારીએ મોતને માટે દિલ મૂકેલું છે.

મારી છેલ્લી વસીયત ઉપર ધ્યાન આપજો અને આ મારાં કહેલાં ઉપરાંત કાઈ વધુ કરવું નહીં.

પહેલું તો એ કે મારે માટે એક સોનાની શબપેટી બનાવજો-અને મારાં બદન ઉપરનું કફન અંબરમાં ભિંજવજો.

કે ઝરૂબફ્તે ચીની સઝાવારે મન્
કસી સર નપીચદ કે તીમારે મન્
હમહ્ દરૂએ તાબૂતે મારા બકીર
બેગીરન્દ કાફૂરો મુશ્કો અબીર
નુખોસ્ત આગનીદ અન્દરૂ અન્ગબીન્
ઝબર અન્ગબીન્ ઝીરૂ દીબાએ ચીન્
વઝાન્ પસ તને મન્ નેહીદ અન્દરૂય
સર આયદ સખુન્ ચૂન્ બેપૂશીદ રૂય
તો પન્દે મન્ અય માદરે પુર ખરદ
નેગહ્‌દાર તા રૂઝે તૂ બુગઝરદ
કે ચીઝી કે આવર્દમ અઝ હેન્દો ચીન્
ઝે તૂરાનો મકાનો ઈરાન્ ઝમીન્
બેદારી બેબખ્શ આન્ચે અફ્ઝૂન બુવદ
વઝ અન્દાઝએ ખુરૂદ બીરૂન્ બુવદ
બતૂ હાજત આનસ્તમ્ અય મેહરૂબાન્
કે બીદાર બાશીઓ રઉશનરવાન્
નદારી તને ખીશરા રન્જહ્ બસ
કે અન્દર જહાન્ નીસ્ત જાવીદ કસ
રવાનમ્ રવાને તોરા બીગમાન્
બેબીનદ ચુ તન્ગ્ અન્દર આયદ ઝમાન્
શેકીબાઈ અઝ મેહર નામી તરસ્ત
સબુકસર બુવદ હર કે ઊ કેહતરસ્ત
તોરા મેહર બુદ બર તનમ સાલો માહ
કુનૂન્ જાને પાકમ ઝે યઝદાન્ બેખાહ
બહીન્ ખાસ્તન્ બાશ ફર્યાદ રસ
કે ફર્યાદ ગીરદ મરા દસ્તો બસ
નેગર તા બેબીની બગેતી જહાન્
કે ઊ નીસ્ત અઝ મરગ્ ખસ્તહ્ રવાન્
ચુ નામહ્ બમોહર અન્દર આવર્દ બન્દ
બેફરમૂદ તા બર સોતૂરે નવન્દ
ઝે બાબેલ બરૂમ આવરન્દ આગહી
કે તીરહ્ શુદ આન્ ફરૂરે શાહનશાહી
ચુ આગાહ શુદ લશકર અઝ ફરૂરે શાહ
જહાન્ ગશ્ત બર નામદારાન્ સેયાહ
બતખ્તે બુઝોર્ગી નેહાદન્દ રૂય
જહાન્ શુદ સરાસર પુર અઝ ગોફ્તગૂય

તે કફન મારે લાયકનાં સોનેરી વણાતનાં ચીની કપડાંનું બનાવજો-કોઇયે પણ મારા સોગથી સર ફેરવવું નહીં.

મારી શબપેટીની સઘળી સાંધ શિલાજિતથી-તેમજ કપૂર, કસ્તુરી અને અબીરથી પુરજો.

પ્રથમ પેટીમાં મધ રેડજો-પણ તે મધની નીચે ચીનાઈ રેશમી કપડું પાંથરજો. ૨૯૪

ત્યાર બાદ તેની અંદર મારૂં શરીર મૂકજો-પછી જ્યારે તમો મારૂં મોઢું ઢાંકશો ત્યારે સઘળી વાત ખતમ થશે.

ઓ મારી દાનેશમંદ માદર! તું જીવે ત્યાં સૂધી આ મારી નસીહત ધ્યાનમાં રાખજે.

હું જે કાંઈ ચીઝો હિંદુસ્તાન, ચીન, તૂરાન, મકાન ઝમીન અને ઇરાન ઝમીનથી લાવ્યો છું,

તે ગુંજ રાખજે પણ જે કાંઇ ચીઝો વધારાની હોય અથવા તને ખાતાં ખરચતાં ફાલતુ પડતી હોય તે બીજાઓને બક્ષેશ કરજે.

ઓ મેહરબાન મા! તારી પાસે હું એટલુંજ માંગું છું-કે તું સારી રીતે અને રોશન જીવે રહેજે.

તું પોતાનાં શરીરને ઘણું દુઃખી ના બનાવતી-કારણકે આ દુન્યામાં કોઈ જાવેદાન સૂધી રહેતું નથી.

જ્યારે તારો વખત પણ તંગ બનશે-ત્યારે બેશક મારૂં રવાન તારાં રવાનને મળશે.

મોહબત કરતાં પણ ધીરજ વધુ ઉમદા હોય છે-નીચ માણસોજ હલકાં મગઝના હોય છે.

મહિના અને વર્ષો સૂધી તેં માહરાં શરીર ઉપર માયા રાખી હતી-હવે ખોદા પાસે મારા પવિત્ર આત્મા માટે દુઆ માંગજે.

અને તેમ માંગતાં દયા કરતી રહેજે-કે તારી દયાજ મારી મદદે આવશે. ૨૯૫

તું દુન્યામાંજ જોશે-કે મારાં મોતથી મારૂં રવાન કાંઇ દુઃખી નથી."

જ્યારે તે નામુ બીડ્યું અને તેની ઉપર સીલ કર્યું-ત્યારે તેણે હોકમ કીધો કે ઝડપી ચાલના ઘોડાઓ ઉપર સવાર થઇ,

બેબીલોનથી રૂમમાં ખબર પુગાડે કે "તે શેહન્શાહી ઝળકાટ મંદ પડી ગયો છે."

જ્યારે તમામ લશકરને પાદશાહી દબદબા બાબતની ખબર પડી ત્યારે તે નામદારો ઉપર જેહાન સીઆહ થઇ.

તે સઘળાઓએ બુઝોર્ગી ભરેલાં તખ્ત તરફ ચાલવા માંડ્યું-અને તમામ દેશ ચર્ચા ભરેલો બન્યો.

---

## સેપરી શુદને રૂઝગારે સેકન્દર વ બોર્દને તાબૂતશ્ બએસ્કન્દરૂયહ્.

સેકન્દર ઝે લશકર ચુ આગાહ શુદ
બેદાનેસ્ત કશ રૂઝ કૂતાહ શુદ
બેફરમૂદ તા તખ્ત બીરૂન્ બરન્દ
ઝે અયવાને શાહી બહામૂન્ બરન્દ
ઝે બીમારીએ ઊ ધમી શુદ સેપાહ
કે બીરન્ગ્ દીદન્દ રોખસારે શાહ

## સિકંદરની ઝિંદગીનું આખેર થવું અને તેની શબપેટી એસ્કંદરિયા ખાતે લઈ જવી.

જ્યારે સિકંદર લશકરની ગડબડથી ખબરદાર થયો-અને તેણે જાણી લીધું કે "તેનો દિવસ ટુંકો થયો છે,"

ત્યારે તેણે હોકમ કીધો કે "તખ્ત પાદશાહી મેહલમાંથી બાહેર મયદાનમાં લઇ જાય."

પાદશાહની બીમારીથી લશકર ગમગીન બન્યું-કારણકે તેઓએ શાહનો ચેહરો ફિકો પડી ગયલો જોયો.

હમહ્ દસ્ત યકુસાન ખોફ્શાન્ શુદન્દ
ચુ બર્ આતેશી તીઝ્ જૂશાન્ શુદન્દ
૨૯૬ હમી ગોફ્ત હરકસ્ કે બદ્ રુઝગાર્
કે અઝ્ રૂમીયાન્ ગુમ શવદ્ શહ્રયાર્
ફ્રાઝ્ આમદ આન્ ગર્દેશી બખ્તે શૂમ
કે વયરાન્ શવદ્ ઝીન્ સેપસ્ બૂમે રૂમ
હમહ્ દુશ્મનાન્ કામે દેલ યાફ્તન્દ
રસીદન્દ જાઈ કે બેશ્તાફ્તન્દ
બમા બર્ કુનૂન તલ્ખ ગર્દદ્ જેહાન્
ખોફ્શાન્ શવીમ આશ્કારો નેહાન્
ચુનીન્ ગોફ્ત કયસર્ બઆવાઝે નરૂમ
કે તર્સન્દહ્ બાશીદો બા રાયો શરૂમ
અઝ્ અન્દર્ઝે મન્ સરબસર્ મુગ્ઝરીદ
ચુ ખાહીદ કઝ્ જાનો તન્ બર્ ખરીદ
પસે મા શુમારા હમીનસ્ત કાર્
ન બા મન્ હમી બદ્ કુનદ્ રુઝગાર્
બગોફ્ત ઇનો જાનશ બર્ આમદ્ ઝે તન્
શુદ આન્ નામવર્ શાહે લશ્કર્ શેકન્
ઝે લશ્કર્ સરાસર્ બર્ આમદ્ ખોરૂશ
હવારા બેદરીદ અઝ્ આવાઝ ગૂશ
હમહ્ ખાક્ બર્ સર્ હમી રીખ્તન્દ
બમેઝ્ગાન્ હમી ખૂને દેલ બીખ્તન્દ
૧૯૭ ઝદન્દ આતેશ અન્દર્ સરાએ નેશસ્ત
હઝાર્ અસ્પરા દુમ બુરીદન્દ પસ્ત
નેહાદહ્ બર્ અસ્પાન્ નેગૂનસાર્ ઝીન્
તો ગોફ્તી હમી બર્ ખોરૂશદ્ ઝમીન્
બેબાર્દન્દ સન્દૂકે ઝરીન્ બદશ્ત
હમી નાલહ્ અઝ્ આસ્માન્ બુરગુઝશ્ત
સોકુબા બેશોસ્તશ બરઉશાન્ ગોલાબ્
પરાગન્દહ્ બર્ તનશ કાફૂરે નાબ્
ઝે દીબાએ ઝરબફ્ત કર્દશ કફન્
ખોફ્શાન્ બર્ આન્ શહ્રયાર્ અન્જુમન્
તને નામવર્ ઝીરે દીબાએ ચીન્
નેહાદન્દ તા પાય દર્ અન્ગબીન્
સરે તન્ગ્ તાબૂત કર્દન્દ સખ્ત
શુદ આન્ સાયહ્ ગુસ્તર્ હેલાવર્ દેરખ્ત
નમાની હમી દર્ સરાએ સેપન્જ
ચે નાઝી બતાજો ચે નાઝી બગન્જ
ચુ તાબૂત અઝ્ આન્ દશ્ત બરદાશ્તન્દ
હમહ્ દસ્ત બર્ દસ્ત બુગ્ઝાશ્તન્દ
દો આવાઝ શુદ રૂમીઓ પારસી
સખુન આન્ ઝે તાબૂત શુદ યક્ બસી
૨૯૮ હરાન્ કસ કે ઊ પારસી બૂદ ગોફ્ત
કે ઊરા જોઝ્ ઈરાન્ નબાયદ નેહોફ્ત
ચુ ઈદર્ બુવદ્ ખાકે શાહનશાહાન્
ચે તાઝીદ તાબૂત ગેર્દે જહાન્
ચુનીન્ ગોફ્ત રૂમી યકી રહનુમાય
કે ઈદર્ નેહોફ્તન વરા નીસ્ત રાય
અગર્ બેશ્નવીદ આન્ચે ગૂયમ દુરોસ્ત
સેકન્દર્ બર્ આન્ ખાક્ રીઝદ કે રોસ્ત

તમામ મયદાન એકસરખી રીતે પોકાર ભરેલું બન્યું-તેઓ જેમ તેઝી આતશ ઉપર ઉકળે તેમ ઉકળવા લાગ્યા.

દરેક જણ બોલવા લાગ્યો કે "કેવો અભાગ્યો દહાડો છે કે રૂમીઓમાંથી પોતાનો પાદશાહ ગુમ થઇ જાય છે.

બદબખ્તીની ગર્દેશ નઝદીક આવી લાગી છે-કારણકે હવે પછી રૂમનો મુલક વયરાન થઈ જશે.

આપણા દુશ્મનોનાં દિલની સઘળી મુરાદ પાર પડી છે-અને જ્યાં જવાની જેઓને ઉતાવળ હતી ત્યાં જઇ પુગ્યા છે.

હવે આપણા ઉપર જેહાન કડવી ઝેહર જેવી થશે-અને આપણે ઝાહેર કે ખાનગી રીતે રડતા પોકારતા બનીશું."

ત્યારે કયસરે ધીમા પડેલા આવાઝે તેઓને એ પ્રમાણે કહ્યું-કે "તમો ખોદાથી ડરતા રહેજો, ડહાપણવાળા અને શર્માલ બનજો!

જો તમો તમારા જાન અને તનથી સારાંજ ફળ ખાવા ચાહતા હોવ-તો મારી સઘળી વસીયતને ધ્યાનમાં રાખજો.

મારા ગયા પછી તમારા પણ એવાજ હાલ છે-ઝમાનો કાંઇ મારી એકલાનીજ સાથ એવી બદી કરતો નથી."

તે એટલું બોલ્યો અને તેનો જીવ તનમાંથી નીકળી ગયો-તે લશ્કરની સફનો તોડનારો નામવર પાદશાહ ગુઝરી ગયો.

તમામ લશ્કરમાંથી પોકાર ઉઠયો-તે પોકારથી આસ્માનના કાન પણ ફાટવા લાગ્યા.

સઘળાઓ સર ઉપર ખાક નાખવા લાગ્યા-અને આંખમાંથી પોતાનાં દિલનું લોહી વરસાવવા લાગ્યા.

તેઓએ તેના વપરાસનો મેહલ બાળી મૂકયો-અને એક હઝાર ઘોડાઓની પૂછડી કાપી નાખી.

ઘોડાઓ ઉપર ઝીન ઊંધા મૂકયાં તું કહે ગોયા સઘળી ઝમીન પણ રૂદનનો પોકાર કરે છે.

તેઓએ સોનેરી પેટી મયદાનમાં કાઢી-રૂદનના પોકાર આસ્માનમાંથી પણ પસાર થવા લાગ્યા.

રૂમી ધર્મ ગુરૂએ તેનાં શરીરને નિર્મળ ગોલાબથી ધોયું-અને તેનાં બદન ઉપર ખાલેસ કપૂર છાંટયો.

તેને સોનેરી ભરતના રેશમી કપડાનું કફન પહેરાવ્યું-તે પાદશાહ ઉપર સઘળાં લોકો રડવા લાગ્યાં.

ચીનાઈ રેશમી કપડું તળિયે મેલીને તે નામવરનું આખું શરીર પગ સુધી મધમાં મેલ્યું.

પછી તે સાંકડી શબપેટીનું મોં મઝબૂત બંધ કર્યું-એ રીતે તે સાયો પાંથરનારૂં અને ઝબરદસ્ત ઝાડ ચાલી ગયું.

આ ત્રણપાંચ દિવસની દુન્યામાં તું પણ રહેવાનો નથી-તો તું શા માટે તાજ અને ખઝાના ઉપર લાડ કરે છે?

જ્યારે તે મયદાનમાંથી પેલી શબપેટી ઉડાથી-અને સઘળાઓ તેને હાથોહાથ લઈ ચાલ્યા,

ત્યારે રૂમીઓ અને પાર્સીઓ બન્નેને તકરાર ઉઠી-પેલી શબપેટી માટે એક ભારી ઝઘડો ઉઠયો.

જે કોઈ કે પાર્સી (ઈરાની) હતા તેઓ બોલ્યા-કે "એને ઇરાન સિવાય બીજે કયે ઠેકાણે પાડવો જોઇયે નહીં.

કે જ્યાં મહાન શેહન્શાહોની મટ્ટી પડી છે-તમો આ શબપેટીને દુન્યાની આસપાસ કાં રખડાવો છો?"

ત્યારે એક રેહનુમાઇ કરનારો રૂમી એ પ્રમાણે બોલ્યો-કે "અહીં એને ડાટવો એ સલાહ ભર્યું નથી.

હું જે કહું છું તે જો તમો બરાબર સાંભળો-તો સિકંદર જે માટી ઉપર ઉગ્યો તેજ માટીમાં પડશે."

ચકી પારૂસી નીઝ ગોફ્તૂ ઈન સખુન
અગરૂ ચન્દ ગૂઈ નેયાયદ બબુન
નુમાયમ શુમારા ચકી મરૂગઝારૂ
ઝે શાહાને પીશીનગાન્ યાદગારૂ
વરા ઓરૂમ ખાનદ જહાન્દીદહ્ પીરૂ
બદૂ અન્દરૂન્ બીશહો આબ્ગીરૂ
ચુ પુર્સી તોરા પાસોખ્ આયદ ઝે કૂહ્
કે આવાઝે ઊ બેશ્નવદ હરૂ ગોરૂહ્
બેયારીદ મરૂ પીરે ફરૂતૂતરા
હમ ઈદરૂ બેદારીદ તાબૂતરા
બેપુર્સીદ ગરૂ કૂહ્ પાસોખ્ દેહદ
શુમારા બરીન્ રાએ ફરૂરોખ્ નેહદ
બેરફ્તન્દ પૂયાન્ બકેર્દારે ઘોરૂમ
બદાન્ બીશહ્ કશ નામવરૂ ખાન્દ ખોરૂમ
બેગોફ્તન્દો પાસોખ્ ચુનીન્ દાદ બાઝ
કે તાબૂતે શાહાન્ ચે દારી દરાઝ
કે ખાકે સેકન્દરૂ બએસ્કન્દરીસ્ત
કે ઊ કર્દહ્ બુદ રૂઝગારી કે ઝીસ્ત
ચુ આવાઝ બેશ્નીદ લશ્કરૂ બેરફ્ત
બેઓર્દન્દ સન્દૂકૂ અઝાન્ બીશહ્ તફ્ત

વળી એક પાર્સી એમ બોલ્યો-કે "જો તું ગમે એટલું પણ બોલશે પણ તેનું શેવટ આવવાનું નથી.

હું તમોને એક બાગવાળી જગ્યા બતાઉં કે જે આગળા પાદશાહોથી યાદગાર રહેલી છે.

જે જગ્યાને અનુભવી બુઢ્ઢાઓ "ખોર્મ"ને નામે ઓળખે છે-જેની અંદર ઝાડી અને તળાવ પણ છે.

જો તમો સવાલ પૂછશો તો તમોને ત્યાંના પહાડમાંથી જવાબ મળશે-તે એવો ખુલ્લો કે તે આવાઝ દરેક જણ સાંભળી શકશે.

એક બુઢ્ઢા પીર મર્દને તમો ત્યાં સાથે લઇ ચાલો-અને આ શબપેટી અહીંજ રહેવા દેઓ.

પછી તે પહાડને પૂછો જો તે જવાબ આપશે-તો તમોને સારે માર્ગેજ મૂકશે."

તેઓ મેઢાંનાં ટોળાંની માફક પેલાં જંગલ કે જેને નામવર લોકો "ખોર્મ"ને નામે ઓળખતા હતા ત્યાં દોડતા કે ગયા.

તેઓએ સવાલ કીધો અને પાછો એવો જવાબ મળ્યો-કે "પાદ- ૨૯૯
શાહની શબપેટીને લાંબો વખત શા માટે રાખી મૂકો છો?

એસ્કંદરિયા ( Alexandria in Egypt ) કે જે તેણે પોતાની હયાતીમાં બંધાવ્યું છે તે શેહરમાં સિકંદરની માટી પડશે."

જ્યારે તે લશ્કરે એવો આવાઝ સાંભળ્યો ત્યારે તેઓ ત્યાંથી ગયા-અને પેલાં જંગલમાંથી સિકંદરની પેટી ઉતાવળે લઈ ચાલ્યા.

---

## ઝારી કર્દને હકીમાન્ વ દીગરૂ મર્દુમાન્ બરૂ એસ્કન્દરૂ.

—:૦:—

ચુ બોર્દન્દ ઊરા બએસ્કન્દરી
જહાન્રા દેગરૂ ગૂનહ્ શુદ દાવરી
બહામૂન નેહાદન્દ સન્દૂકે ઊય
ઝમીન્ શુદ સરાસરૂ પુરૂ અઝ ગોફ્તગૂય
બએસ્કન્દરી કૂદકો મર્દો ઝન્
બતાબૂતે ઊ બરૂ શુદન્દ અન્જુમન
વગરૂ બરૂગેરેફ્તી ઝે મરૂદુમ શુમારૂ
મોહન્દેસ ફેઝૂન આમદી સદ હઝારૂ
હકીમ્ અર્સતાલીસ પીશ અન્દરૂન
જહાની બરૂ ઊ દીદગાન્ પુરૂ ઝે ખૂન
બરાન્ તન્ગ્ તાબૂત બેન્હાદ દસ્ત
ચુનીન્ ગોફ્ત કય શાહે યઝદાન્ પરસ્ત
કુજા આન્ હુશો દાનેશો રાએ તૂ
કે ઈન તન્ગ્ તાબૂત શુદ જાએ તૂ
બરૂઝે જવાની બદીન્ માયહ્ સાલ
ચેરા ખાકરા બરૂ ગુઝીદી નેહાલ
હકીમાને રૂમી શુદન્દ અન્જુમન્
ચકી ગોફ્ત કય પીલે રૂઇનહ્ તન્
ઝે પાયત કે આવરૂદ જાયત કે જોસ્ત
કુજા આન્ હમહ્ હઝ્મો રાય દુરોસ્ત
દેગરૂ ગોફ્ત ચન્દી નેહાદી તો ઝરૂ
કુનૂન ઝરૂ ચે દારી તનત્રા બબરૂ

## દાનાઓનું તેમજ બીજાં માણસોનું સિકંદર ઉપર રૂદન કરવું.

—:૦:—

જ્યારે તેઓ પાદશાહને એસ્કંદરિયામાં દફનાવવા માટે લઇ ગયા-કે પછી દેશનો મામલો જુદીજ રીતનો થઇ ગયો.

તેઓએ તેની પેટી મયદાનમાં મૂકી-તમામ જગ્યા ચર્ચા ભરેલી બની.

એસ્કંદરિયામાં સઘળાં મર્દ, અઉરત અને બાળકો-સિકંદરની શબપેટી આગળ એકઠાં મળ્યાં.

તે લોકોની જો કોઇ ગણત્રી કરતે-તો એક લાખ કરતાં પણ વધુનો આંકડો આવતે.

હકીમ અર્સતાલીસ હરોલમાં હતો-તમામ ખલ્ક આંસુ ભરેલી આંખોએ તેને જોવા લાગી.

અર્સતાલીસે સિકંદરની સાંકડી શબપેટી ઉપર હાથ મૂકયો-અને બોલ્યો કે "ઓ યઝદાન પરસ્ત પાદશાહ!

તારી હુશયારી, ડહાપણ અને વિચાર કયાં જતા રહ્યા-કે આ સાંકડી શબપેટી તારૂં રહેઠાણ બન્યું?

આવી જવાનીના વખતમાં અને આટલી થોડીજ ઉમરમાં-આ ખાકનું ૩૦૦
બિછાનું શા માટે પસંદ કર્યું?"

અહીં રૂમના હકીમો એકથા થયા-અને એક બોલ્યો કે "ઓ રૂઈનતન હાથી!

તને કોણે તોડી પાડયો અને તારી જગ્યા કોણે લીધી?-તારી અગમ બુદ્ધિ અને નેક વિચારો કયાં ગયાં?"

બીજો બોલ્યો કે "તેં એટલી બધી દઊલત એકઠી કીધી-હવે તેને તારાં મૂએલાં શરીર માટે શું કામ રાખી જાય છે?"

હેગરૂ ગોફ્તૂ કઝ દસ્તે તૂ કસ નજસ્ત
ચેરા સૂદી અય શાહ બા મરગ્ દસ્ત
હેગરૂ ગોફ્તૂ કાસૂદી અઝ દર્દો રન્જ
હમાન્ જુસ્તને પાદશાહીઓ ગન્જ
હેગરૂ ગોફ્તૂ ચૂન પીશે દાવર્ શવી
હમાન્ બરૂ કે કેશ્તી હમાન્ બેદ્રવી
હેગરૂ ગોફ્તૂ બી દસ્તગાહ આન બુવદ
કે રીઝન્દએ ખૂને શાહાન બુવદ
હેગરૂ ગોફ્તૂ માન ચૂન તો બાશીમ ઝૂદ
કે બૂદી તો ચૂન ગઉહરે નાબેસૂદ
હેગરૂ ગોફ્તૂ ચૂન બીનદત ઊસ્તાદ
બયામૂઝદ આન્ ચીઝ કત નીસ્ત યાદ
૩૦૧ હેગરૂ ગોફ્તૂ કઝ મરગ્ ચૂન ઊ નજસ્ત
બબીશી સઝદ ગર નેયાઝીમ દસ્ત
હેગરૂ ગોફ્તૂ કય બરતરૂ અઝ માહો મેહરૂ
ચે પૂશી હમી ઝનજુમન ખૂબ ચેહરૂ

હેગરૂ ગોફ્તૂ મર્દે ફેરાવાન્ હોનરૂ
બકૂશદ કે ચેહરહ બપૂશદ બઝરૂ
ફુનૂન અય હોનરૂમન્દ મર્દે દેલીરૂ
તોરા ઝરૂરે ઝરદ આવરીદસ્ત ઝીરૂ
હેગરૂ ગોફ્તૂ દીબા બપૂશીદઈ
ઝે મા ચેહરે ઝીબા બપૂશીદઈ
ફુનૂન સરૂ ઝે દીબા બરૂ આવરૂ કે તાજ
હમી જૂયદત યારહો તખ્તે આજ
હેગરૂ ગોફ્તૂ કઝ માહ રોખે ફૂદકાન્
ઝે ચીનીઓ રૂમી પરસ્તન્દગાન્
બુરીદીઓ ઝર દારી અન્દરૂ કનારૂ
બરસ્મે કયાન્ ઝરૂરો દીબા મદારૂ
હેગરૂ ગોફ્તૂ પુર્સન્દહ પુર્સદ ફુનૂન
ચે યાદ આયદત પાસોખે રહનમૂન
કે ખૂને બુઝોર્ગાન્ ચેરા રીખ્તી
બસખ્તી બગન્જ અન્દરૂ આવીખ્તી
૩૦૨ નદીદી કે ચન્દ અઝ બુઝોર્ગાન્ કે મોરદ
ઝે ગીતી જોઝ અઝ નામે નીકી નબોરદ
હેગરૂ ગોફ્તૂ રૂઝે તો અન્દરૂ ગુઝશ્ત
ઝબાનત ઝે ગોફ્તારૂ બીકારૂ ગશ્ત
બબીની ફુનૂન બારગાહી બુઝોરગ
જહાની જુદા કર્દહ અઝ મીશો ગોરગ

હરાન્ કસ કે ઊ તાજો તખ્તે તો દીદ
એનાન્ અઝ બુઝોર્ગી બબાયદ કશીદ
કે બરૂ કસ નમાનદ ચુ બરૂ તૂ નમાન્દ
હેરખ્તે બુઝોર્ગી નબાયદ નેશાન્દ
હેગરૂ ગોફ્તૂ કેર્દારે તૂ બાદ ગશ્ત
સરે સરકશાન્ અઝ તો આઝાદ ગશ્ત
હેગરૂ ગોફ્તૂ કન્દરૂ સરાએ સેપન્જ
ચેરા દાશ્તી ખીશતન્રા બરન્જ
કે બહરે તો ઇન્ આમદ અઝ રન્જે તૂ
યકી તન્ગ તાબૂત શુદ ગન્જે તૂ

બીજો બોલ્યો કે "તારા હાથથી કોઇ છટકી શકયો નથી-તો ઓ પાદશાહ! તું મોત સાથની લડાઈથી શા માટે એમ હાથ ધસી બેઠો?"

બીજો બોલ્યો કે "તું દર્દ અને રંજથી-તેમજ પાદશાહી અને ખઝાનો મેળવવાથી હવે આસુદો બન્યો છે."

બીજાએ કહ્યું કે "જ્યારે તું ઈન્સાફના ખાવંદની નઝદીક જશે-ત્યારે જેવાં બીજ કે તેં વાવ્યાં છે તેવાંજ ફળ તું મેળવશે.

બીજો બોલ્યો કે "હીચકારો તેજ શખ્સ છે જે પાદશાહોનાં ખૂન કરનારો હોય."

બીજો બોલ્યો કે "તું તો વાપરયા વગરનાં ગોહર જેવો હતો-અમો પણ જલ્દીથી તારાજ જેવા બનીશું."

બીજો બોલ્યો કે "જ્યારે તારો ઉસ્તાદ તને ત્યાં જોશે-ત્યારે તું જે ભૂલી ગયો હતો તે તને શીખવશે."

બીજો બોલ્યો કે "જ્યારે પાદશાહ જેવો મોતથી નહીં છૂટો-તો આપણને પણ વધુ મેળવવા ઉપર હાથ નાખવો સઝાવાર નથી."

બીજો એક બોલ્યો કે "ઓ આફતાબ અને માહતાબ કરતાં પણ વધારે ચઢિયાતા પાદશાહ! તું અમો લોકોથી પોતાનો ખૂબસૂરત ચેહરો શા માટે છૂપાવે છે?"

બીજો બોલ્યો કે "ઘણો હોનરમંદ માણસ-કોશેશ કરે છે કે પોતાના ચેહરાને સોનામાં મઢી લીયે.

હવે ઓ હોનરમંદ અને બહાદુર મર્દ!-જો કે પીળાં સોનાએજ તને નીચે પટકી નાખ્યો છે"

બીજો બોલ્યો કે "તેં રેશમી કપડાં પેહેરી-અમારીથી પોતાનો ખૂબસૂરત ચેહરો છૂપાવ્યો છે.

હાલ જરા રેશમી કપડાંમાંથી તારૂં માથું બાહેર કાઢ કારણકે તારૂં તાજ-તેમજ બાઝૂબંદ અને હાથીદાંતનું તખ્ત તને શોધે છે"

બીજો બોલ્યો કે "માહતાબને ચેહરેના જવાનો-તેમજ ચીની અને રૂમી ગોલામોથી,

મોહબત કાપીને સોનું બગલમાં લઇ રાખ્યું છે-પણ રેશમી કપડાં અને સોનાને એમ રાખવું એ પાદશાહોનો ધારો નથી"

બીજો બોલ્યો કે "હવે સવાલ કરનાર તને પૂછશે તો તું કેવી રીતનો ડહાપણ ભર્યો જવાબ દેશે?

કે તેં શા માટે પાદશાહોનાં ખૂન કીધાં-અને સખ્તી ખેંચી ખઝાનો એકઠો કરવા મંડી ગયો?

શું તેં જોયું નહીં કે આટલા બધા મહાન નરોમાંથી જેઓ મરણ પામ્યા છે તેઓ દુન્યામાંથી નેકનામી સિવાય બીજું કશું લઈ ગયા નથી?"

બીજો બોલ્યો કે "તારો વખત હવે વહી ગયો છે-અને તારી ઝબાન બોલવાથી બંધ પડી છે.

બકરાં અને વરૂથી દુન્યાને ખાલી કીધા પછી-હવે તું (પેલી જેહાનમાં) મોટી દરબાર જોજે (ભલાં અને બૂરાં બન્નેને દુન્યામાંથી તેં નાબૂદ કીધાં ખરાં પણ હવે પેલી જેહાનમાં ખોદાની દરબારનો અનુભવ મેળવજે).

જે કોઇએ કે તારૂં તખ્ત અને તાજ જોયું હોય-તેણે ધડો લઈ મોટાઈની રાહથી પોતાની લગામ પાછી ફેરવવી જોઇયે.

કારણકે જ્યારે તે મોટાઇ તારી ઉપર રહી નહીં ત્યારે કોઈ ઉપર પણ તે રહેશે નહીં-માટે મોટાઈનું ઝાડ રોપવુંજ નહીં જોઇયે."

બીજો બોલ્યો કે "તારી કારકીરદી હવામાં મળી ગઈ-અને સરદારોનાં સર તારીથી છૂટાં થયાં."

બીજો બોલ્યો કે "આ મુસાફરખાનારૂપી દુન્યામાં તેં પોતાના તનને શા માટે મેહનતમાં નાખ્યું?

કારણકે તારી મેહનતનું ફળ તો તને આ મળ્યું-અને એક સાંકડી શબપેટીજ તારો ખઝાનો બની.

નબ્બુદ હમી નાલએ બૂકુશ
ગુઝીદી ચકી બન્દ્ સન્દૂકુશ
દેગર્ ગોફ્ત્ ચૂન્ લશ્કરત્ બાઝ્ ગશ્ત્
તો તન્હા બેમાની દરીન્ પહ્‌ન્ દશ્ત
હમાના પસે હર્ કસી બેન્ગરી
ફેરાવાન્ ઘમે ઝેન્દગાની ખરી

હવે તને કરનાયના આવાઝ નથી જોઈતા-તેં એક બંધ કરેલી પેટીજ પસંદ કીધી."

બીજો બોલ્યો કે "જ્યારે તારૂં લશ્કર પાછું ફરશે-ત્યારે તું આ બોહોળાં જંગલમાં એકલોજ રહી જશે.

ખચીત તું દરેક જણની પછાડી જોયા કરશે-અને પોતાની ગયલી ઝિંદગાનીનો ઘણો ગમ ખાશે." ૩૦૩

## શીવન્ કર્દને ઝન્ વ માદરે એસ્કન્દર્ બર્ ઊ.

——:૦:——

વઝાન્ પસ્ બેયામદ્ હમાન્ માદરશ્
ફેરાવાન્ બેમાલીદ્ રેખ બર્ સરશ્
હમી ગોફ્ત્ કય નામવર્ પાદશા
જહાનદારો નીકૂ અખ્તરો પારૂસા
બનઝ્દીકી અન્દર્ તો દૂરી ઝે મન્
હમ અઝ્ લશ્કરો કેશ્વરો અન્જુમન્
રવાનમ રવાને તોરા બન્દહ્ બાદ્
દેલે હર્કે ઝીન્ શાદ્ શુદ્ કન્દહ્ બાદ્
વઝાન્ પસ્ બેશુદ્ રઉશનક્ પુર્ ઝે દર્દ્
ચુનીન્ ગોફ્ત્ કય શાહે આઝાદ્ મર્દ્
જહાનદાર્ દારાએ દારા કુજાસ્ત
કઝાન્ દાશ્ત્ ગીતી હમહ્ પોશ્ત્ રાસ્ત
હમાન્ ખુસ્રવો અશ્કો ફર્યાનો ફૂર્
ચુ ખાકાને ચીનો શાહે શહ્‌રે ઝૂર્
દેગર્ શહ્‌ર્યારાન્ કે રૂઝે નબર્દ્
સરાન્ શાન્ ઝે બાદ્ અન્દર્ આમદ્ બગર્દ્
ચુ અબ્રી બુદી તુન્દો બારશ્ તગર્ગ્
તોરા ગોફ્તમ્ ઇમન્ શુદસ્તી ઝે મર્ગ્
ઝે બસ્ રઝ્મો પયકારો ખૂન્ રીખ્તન્
ચે તન્હા ચે બા લશ્કર્ આવીખ્તન્
ઝમાનહ્ તોરા દાદ્ ગોફ્તમ્ જવાઝ્
હમી દારી અઝ્ મર્દુમે ખીશ્ રાઝ્
ચુ કર્દી જહાન્ અઝ્ બુઝોર્ગાન્ તેહી
બેયન્દાખ્તી તાજે શાહન્શેહી
દેરખ્તી કે કેશ્તી ચુ આમદ્ બબાર્
હમી ખાક્ બીનમ તોરા ઘમગોસાર્
ચુ તાજે સેપહ્‌ર્ અન્દર્ આમદ્ બઝીર્
બુઝોર્ગાન્ ઝે ગોફ્તાર્ ગશ્તન્દ્ સીર્
નેહાફ્તન્દ્ સન્દૂકે ઊરા બખાક્
નદારદ્ જહાન્ અઝ્ ચુનીન્ કાર્ બાક્
ઝે બાદ્ અન્દર્ આરદ્ બરદ્ સૂએ દમ
ન દાદસ્ત્ પયદા ન ખાનમ્ સેતમ
નેયાબી બચૂનો ચેરા નીઝ્ રાહ્
ન કેહ્‌તર્ બરીન્ દસ્ત્ યાબદ્ ન શાહ્

## સિકંદરની ઔરતે અને માએ તેની ઉપર માતમ કરવી.

——:૦:——

ત્યાર પછી તેની મા દોડતી કે આવી-અને તેનાં માથાં ઉપર ઘણીેક વાર મોઢું મસળ્યું.

તેણી બોલવા લાગી કે "ઓ દેશની સંભાળ કરનાર, નેક સેતારેના, પરહેઝગાર અને નામીચા પાદશાહ!

તું આટલો બધો પાસે હોવા છતાં મારીથી તેમજ, પોતાનાં લશ્કર, મુલક અને રૈયતથી દૂર થયો છે.

મારૂં રવાન તારાં રવાનનો ચાકર હોજો! જે કોઈ આ બનાવથી ખુશહાલ થયો હોય તેનું દિલ ઉખેડાઈ જજો!"

ત્યાર બાદ દુઃખ ભરેલી રોશનક તેની નઝદીક ગઈ-અને બોલી કે ઓ મોટા માણસોના પાદશાહ!

દેશપતિ દારાબનો બેટો દારા હવે કયાં રહ્યો છે?-કે જેના રાજઅમલમાં દેશ ઉસ્તુવાર અને આબાદ ઉભો રહેલો હતો.

તેમજ ખુસ્રવ, અશ્ક, ફર્યાન અને ફૂર-તેમજ ખાકાને ચીન અને ઝૂર* શેહરનો હાકેમ જેવા કયાં રહ્યા છે?

તેમજ બીજા અનેક રાજકર્ત્તાઓ જેઓનાં માથાં તારી સાથની લડાઇમાં ખાકમાં પડતાં હતાં તેઓ કયાં ગયા?

તું એક તુફાની વાદળ જેવો હતો કરાં મિસાલ તીરનો વરસાદ દુશ્મનો ઉપર તું વરસાવતો હતો-હું તો ધારતી હતી કે તું તો મરવાનોજ નથી.

લશ્કરની સાથે તેમજ વળી એકલા હાથે એટલી લડાઇયો તેં મારી અને એટલાં તો લોહી તેં રેડયાં છે, ૩૦૪

કે હું તો એમજ સમજી કે ઝમાનાએ તને તારી સઘળી હાજત પુરી પાડી છે-પણ પોતાના લોકોથી તે વાત તેં છુપાવી રાખી છે.

પણ જ્યારે તેં દુન્યાને સરદારોથી ખાલી કીધી-ત્યારે તેં પોતેજ શેહન્શાહી તાજ ફેંકી દીધું.

તેં રોપેલાં ઝાડને જ્યારે ફળ લાગવાનો વખત આવ્યો-ત્યારેજ હું આ ખાકને તારો સાથી થયલો જોઉં છું."

હવે જ્યારે આસ્માનનું તાજ અસ્ત પામ્યું-અને બુઝોર્ગો તેને માટે બોલવાથી ધરાઈ ચૂકયા,

ત્યારે તેઓએ તેની શબપેટીને ઝમીનમાં દાટી-દુન્યાને એવાં કામ કરવાથી કશી ધાસ્તી લાગતી નથી.

તે આપણને હવામાંથી નીચે લાવે છે અને પાછાં હવામાંજ લઈ જાય છે-તે ઇન્સાફ જણાતો નથી તેમ હું તેને ઝુલ્મ પણ કહેતો નથી.

તેની ચૂનોચેરા કરવામાં પણ તને માર્ગ મળવાનો નથી-આ દુન્યા ઉપર શું એક નોકર કે શું એક પાદશાહ કોઇ પણ ફતેહ પામવાનો નથી.

* બબીલોન્યાના ઇલાકાનાં એક શેહરનું નામ "ઝૂર" હતું, જ્યાં સિકંદર મરી ગયો હતો.

હમી નીકુઈ માનદો મર્દમી
જવાન્ મર્દીઓ ખૂબીઓ ખુર્રમી
જોઝ ઈનત્ ન બીનમ હમી બહુરઈ
અગર્ કેહુતર્ આઇઓ ગર્ શાહુરઈ
૩૦૫ અગર્ માનદ ઇદર્ ક્રે તૂ નામે જ્રેશ્ત
નેયાબી અફ્ફેલ્લાહો ખુર્રમ બેહેશ્ત
ચુનીનસ્ત રસ્મે સરાએ કોહન્
સેકન્દર્ શુદો માન્દ ઇદર્ સોખન્
ચુ ઊ સીઓ શશ પાદ્શાહ બેકોશ્ત
નેગર્ તા ચે દારદ ક્રે ગીતી બમોશ્ત
બર્ આવર્દ પુર્ માયહુ દહુ શાર્સાન
શુદ આન્ શાર્સાનહા કુનૂન ખાર્સાન
બેજુસ્ત આન્ કે હર્ગેઝ નજુસ્તસ્ત કસ
સખુન માન્દ અઝ્ વય દર્ આફાકો બસ
સખુન બેહુ કે વયરાન્ નગર્દદ સોખન્
ચુ અઝ્ બર્ફો બારાન્ સરાએ કોહન્
ગુઝશ્તમ અઝીન્ સદ્દે એસ્કન્દરી
હમહુ બેહુતરી બાદો નીકુ અખ્તરી
દેલે શાહ્રયારે જહાન્ શાદ બાદ
ક્રે હર્ બદ તને પાકશ આઝાદ બાદ

અહીં તો ભલાઈ, ઇન્સાનીયતપણું, સખાવત, નેકી અને ખુશહાલી એજ રહી જાય છે.

અને એ સિવાય કાંઈ બીજો ફાયદો તને થવાનો નથી-પછી તું ગરીબ માણસ હોય કે મોટો નામાંકિત પુરૂષ હોય.

જો આ જેહાનમાં તારૂં બૂરૂં નામ રહેવા પામે-તો બીનોઈ દુન્યામાં ખોદા તરફથી ગુનાહની માફી નહીં મળશે અને ખુશનુમા બેહેશ્ત પણ નહી મળશે.

આ પુરાણી દુન્યાની એવીજ રાહ રીતી છે સિકંદર તો ચાલી ગયો અને તેની પાછળ તેની વાતોજ રહી ગઇ.

જ્યારે તેણે છત્રીસ પાદશાહોને મારી નાખ્યા-ત્યારે તું જો કે આજે તેના હાથમાં આ દુન્યામાંથી શું બાકી રહ્યું ?

તેણે દશ નામીચાં શેહરો વસાવ્યાં-પણ આજે તે શેહરો કાંટા કચરાની જગ્યા બન્યાં છે.

જે કોઈ બીજાએ કદી પણ નહીં શોધ્યું તે તેણે શોધ્યું-જેથી બસ તેની કીર્ત્તિજ દુન્યામાં રહી ગઈ છે.

કીર્ત્તિજ ભલી છે કારણકે જેમ વર્ષાદ અને બર્ફથી જૂનાં મકાનો ખરાબ થઈ જાય છે તેમ કીર્ત્તિ નાશ પામતી નથી.

"સદ્દે સેકંદર" જેવાં કામોથી હાથ જોડયા-નેકબખ્તી અને ભલાઇનાં કામોની ઇચ્છા રાખીશું.

દેશના પાદશાહ મહમૂદનું દિલ ખુશહાલ હોજો!-તેનું પાક બદન દરેક બદીથી દૂર રહેજો!

## ગલએ ફેર્દઉસી અઝ્ આસ્માન્ વ નેયાયેશ્ ખોદાયરા વ સેતાયેશે સુલ્તાન્ મહ્મૂદ્.

અલા અય બર્ આવર્દહુ ચર્ખે બલન્દ
ચે દારી બપીરી મરા સુસ્તમન્દ
ચુ બૂદમ જવાન્ બર્તરમ દાશ્તી
બપીરી મરા ખાર્ બુગ્ઝાશ્તી
૩૦૬ હમી ઝર્દ ગર્દદ ગુલે કામગાર્
હમી પર્નેયાન્ ગર્દદ અઝ્ રન્જ ખાર્
દુતાઈ શુદ આન્ સર્વે નાઝાન્ બબાઘ
હમાન્ તીરહુ ગશ્ત આન્ ફેરૂઝાન્ ચરાઘ
પુર્ અઝ્ બર્ફ શુદ કૂહસારે સેયાહુ
હમી લશ્કર્ અઝ્ શાહુ બીનદ ગુનાહુ

બકેર્દારે માદર્ બુદી તા કુનૂન
હમી રીખ્ત બાયદ બરન્જે તો ખૂન
વફાઓ ખેરદ નીસ્ત નઝદીકે તૂ
પુર્ અઝ્ રન્જમ અઝ્ રાએ તારીકે તૂ
મરા કાશ હર્ગેઝ ન પર્વર્દઈ
ચુ પર્વર્દહુ બૂદી નેયાઝર્દઈ
હરાનગહુ કઝીન્ તીરગી બુગ્ઝરમ
બેગૂયમ જફાએ તો યાદ આવરમ
બેનાલમ ક્રે તૂ પીશે યઝદાને પાક
ખોફશાન બસર્ બર્ પરાગન્દહુ ખાક

## આસ્માનની ગર્દેશથી આવતાં દુઃખની ફિર્દોસીની ફર્યાદ, ખોદા પાસે દુઆ કરવી અને સુલ્તાન મહમૂદની તારીફ.

એ પયદા કીધેલાં આસ્માની ચક્કર! તું મને મારાં ઘડપણમાં ઉદાસ શા માટે રાખે છે?

મારી જવાનીમાં તેં મને આબરૂ ઈઝ્ઝતમાં રાખ્યો-મારાં ઘડપણમાં મને તેં કાં ખુવાર કીધો?

મારાં ઉમેદ ભરેલાં ફૂલને તેં કરમાવી નાખ્યું-મારા રેશમ જેવા ગાલને દુ:ખથી કાંટા જેવા કરી મેલ્યા.

ઝિંદગાનીના બાગબાં નાઝુક સરોવર જેવું મારૂં જે કદ હતું તે હવે વાંકું વળી ગયું છે-મારી બળતા ચેરાગ જેવી આંખો હવે અંધારી થઈ ગઈ છે.

કાળી ટેકરી બર્ફથી ભરાઇ ગઇ છે (યાને માથું સફેદ બાલથી ભરાઇ ગયું છે) તેમ થવાથી લશ્કર પોતાના શાહનો વાંક કાઢે છે (યાને કાળા બાલ હવે શરીરનો વાંક કાઢે છે.)

આજ સૂધી, એ આસ્માની ચક્કર! તું મારી સાથ મારી માદર સમાન પ્રીતિ કરતું હતું-હવે તું મને દુ:ખી કરે છે માટે લોહીનાં આંસુ રેડવા પડે છે.

વફાદારી અને અકલ તને નથીજ-તારા આવા નાલાયક વિચારને લીધે મને ઘણું દુ:ખ લાગે છે.

મને જો તું પાળીને ઉછેરતે નહીં તો બેહતર-જ્યારે તેં પાળીને મોટો કીધો તો તારે મને દુ:ખ દેવું નહીં જોઇયે.

જે વખતે આ સીઆહ દુન્યા તજી જઈશ-ત્યારે હું તને કહું છું કે તારો સિતમ હું ભૂલીશ નહીં.

પાક યઝદાન આગળ હું તારા ઝુલ્મની વાત રડીશ-રડતો જઈશ અને માથે ધૂળ નાખીને કહેતો જઈશ

ક્રે પીરી મરા તન્અ્ હેઘ હીદ દહૂર
બમન્ બાઝ્ દાદ અઝ્ ગુનાહશ હો બહુર
ચુનીન્ દાદ પાસોખ સેપહુરે બલન્દ
કે અય મર્દે ગૂયન્દએ બી ગઝન્દ
ચેરા બીની અઝ્ મન્ હમી નીકો બદ
ચુનીન્ નાલહુ અઝ્ દાનેશી કય સઝદ
તો અઝ્ મન્ બહરૂ બારઈ બરૂતરી
રવાન્‌રા બદાનેશ હમી પર્વરી
ખુરો ખાબો રાએ નેશસ્તન્ તોરાસ્ત
બનીકો બબદ રાહુ જુસ્તન્ તોરાસ્ત
બદીન્ હરૂચે ગોકૂતી મરા રાહ નીસ્ત
ખુરો માહુ અઝીન્ દાનેશ આગાહુ નીસ્ત
અઝાન્ ખાહુ રાહત કે ઇન આફ્રીદ
શબો રૂઝો આઇનો દીન્ આફ્રીદ
ચેગૂયદ બેબારા આન્ચે ખાહદ બુદસ્ત
કસી કુ બોઝ્ ઇન્ દાનદ ઊ બીહુદસ્ત
યકી આન્ કે હસ્તીશરા રાઝ નીસ્ત
બકારીશ ફર્જામો આધાઝ નીસ્ત
મન્ અઝ્ આફ્રીનેશ યકી બન્દહુ અમ
પરસ્તન્દએ આફ્રીનન્દહુ અમ
નગર્દમ હમી જોઝ્ બફરમાંને ઊય
નતાબમ હમી સરૂ ઝે પયમાને ઊય
બયઝ્દાન્ ગેરાયો બયઝ્દાન્ પનાહુ
બરૂ અન્દાઝહુ જુ હરૂચે ખાહી બેખાહુ
જોઝ્ ઊરા મખાન્ કે ર્દિગારે સેપેહરૂ
ફેરૂઝન્દએ માહો નાહીદો મેહરૂ
વઝુ બરૂ રવાને પયગ્મબરૂ દોરૂદ
બેયારાનશ બરૂ હરૂ યકી બરૂ ફેઝુદ
કુનૂન્ પાદશાહે જહાન્‌રા સેતાય
બબઝ્મો બરઝ્મો બદાનેશ ગેરાય
સરફ્રાઝ્ મહમૂદે ફર્ખોન્દહુ રાય
કઝુયસ્ત નામે બુઝોર્ગી બજાય
જહાન્દારૂ અબૂલકાસેમે પુરૂ ખરદ
કે રાયશ હમી અઝ્ ખેરદ બુગ્ઝરદ
હમી બાદ તા જાવેદાન્ શાદ દેલ
ઝે રન્જો ઝે ધમ્ ગશતહુ આઝાદ દેલ
શાહન્‌શાહે ઇરાનો ઝાબુલસેતાન્
ઝે કુનૂજ તા મર્ઝે કાબુલસેતાન્
બરૂ ઊ આફ્રીન્ બાદો બરૂ લશ્કરશ
ચુ બરૂ ખીશો બરૂ દૂદહો કેશ્વરશ
જહાન્દારો સાલારે ઊ મીરે નસરૂ
કઝુ શાદમાનસ્ત ગર્દન્દહુ અસરૂ

સેપહુદારૂ ચૂન બૂલમુઝફ્ફરૂ બુવદ
સરે લશ્કરૂ અઝ્ માહુ બરૂતરૂ બુવદ
કે પીરૂઝ નામસ્તો પીરૂઝ બખ્ત
હમી બુગ્ઝરદ કેલકે ઊ બરૂ દેરખ્ત
હમીશહુ તને શાહુ બી રન્જ બાદ
નેશસ્તશ હમહુ બરૂ સરે ગન્જ બાદ

ઘડપણથી મને નિરાશ થયલો જોઇ ઝમાનાએ મને બેવડી સઝા કીધી છે.

ત્યારે બુલંદ આસ્માને મને એવો જવાબ આપ્યો-કે "એ નિર્દોષ વક્તા!

તારી ઝિંદગી દરમેયાન તારી ઉપર પડેલી નેકી બદી મારે હાથ આવી ૩૦૭
એમ શા માટે ધારે છે?-ડાહ્યો માણુસ એમ અણુઘટતી રીતે ફર્યાદ નહીં કરે.

દરેક રીતે તું મારા કરતાં વધારે ચઢિયાતો છે-કારણકે તારા આત્માને તું અકલે કરી પોષે છે.

તું ખાય છે, પીયે છે અને ઉઠ બેસ કરે છે-ભલા ભૂંડાનો રસ્તો તું જોઇ શકે છે.

જે બાબતની તું ફર્યાદ કરે છે તેમાં મારો હાથ નથી-ખુરશીદ અને માહતાબને એ વાતની ખબર પણ નથી.

સુખ તું તેની પાસે માંગ કે જેણે આ પયદા કીધું-તેમજ જેણે અંધકાર અને રોશની પયદા કીધી તથા દીનધર્મ તને આપ્યો.

તે સાહેબ શું કહે છે? કે 'જે બનાવ બનવાનો છે તે ઉપર સબૂરી પકડ'-જે કોઇ આથી ઉલટું વિચારે તે બેવુકૂફ કહેવાય.

એક તો એ કે તેની હસ્તીની વાત છૂપી નથી-તેનાં કામનો આદિ અને અંત નથી,

તેની પયદાશોમાંનો હું પણ એક બન્દો છું-તે પયદા કરનારનો હું પરસ્તાર છું.

હું તેના હોકમથીજ ફરતો રહું છું-તેના કોલથી હું ઉલટો ચાલતો નથી.

તું યઝદાન તરફ ઢળ, તેનીજ પનાહમાં જા-રીતે ચાલ અને જે કાંઇ માગવું હોય તે તેનીજ પાસે માગ.

આસ્માનનો, રોશન માહતાબનો, શુક્ર સેતારાનો અને આફતાબનો ૩૦૮
પયદા કરનાર તેના સિવાય બીજા કોઇને ના ગણુતો."

હઝરત મોહમ્મદ અને તેના ચારે મિત્રોના આત્મા ઉપર તેનીજ (ખોદાતાલાનીજ) રેહમત ઉતારજો!

દેશના પાદશાહની, તેની દરબારની, તેની લડાઇની અને તેના ડહાપણની તું વખાણ ગા.

નેક વિચારનો સરફરાઝ મહમૂદ પાદશાહ-જેનાથી મોટાઈનું નામ જળવાઈ રહ્યું છે,

એ ડહાપણવાળા અબૂલકાસેમ! તે દેશના ધણીની વિચાર શક્તિ અકલની હદથી પણ આગળ વધેલી છે,

તે હમેશે ખુશહાલ રહેજો!-દુઃખ અને ગમથી સદા ફારેગ રહેજો!

ઇરાન, ઝાબુલેસ્તાન અને કનોજથી તે કાબુલના ઇલાકા ઉપર રાજ્ય કરનાર શેહન્શાહ ઉપર,

અને તેનાં લશ્કર ઉપર, તેના ખેશ કુટુંબીઓ ઉપર અને તેના મુલક ઉપર ખોદાના આશીર્વાદ ઉતરજો!

દેશના ધણી ઉપર અને તેના સેપહસાલાર મીરે નસ્ર ઉપર-કે જેનાથી આ ફરતો ઝમાનો ખુશહાલ છે, તે બન્નેની રાહ ઉપરે ખોદાના આશીર્વાદ ઉતરજો!

સેનાપતિ અબૂલ મુઝફ્ફર કે જેનું લશ્કર કીર્ત્તિમાં માહતાબ કરતાં પણ વધારે ચઢિયાતું છે, તેની ઉપર પણ ખોદાના આશીર્વાદ ઉતરજો!

તે જેમ નામે ફતેહમંદ છે તેમ નસીબે પણ ફતેહમંદ છે-તેનો તીર ૩૦૯
ઝાડોનાં થડમાંથી પણ પસાર થાય છે.

પાદશાહનું તન હમેશે દુઃખ વગરનું રહેજો!-સદા તે ધન દઉલત ઉપર બેસતો રહેજો!

હમીદૂન્ સેપહ્દારે ઊ શાદ બાદ
હેલશ રઉશનો ગન્જશ આબાદ બાદ
ચુનીન્ તા બપાયસ્ત ગર્દાન્ સેપેહ્ર
અઝીન્ તોખ્મહ્ હર્ગેઝ મબુરાદ મેહ્ર
પેદર્ બર્ પેદર્ બર્ પેસર્ બર્ પેસર્
હમહ્ તાજવર્ બાદો પીરૂઝગર્
ગુઝશ્તહ્ ઝે શઉવાલ દહ્ બા ચહાર્
યકી આફ્રીન્ બાદ બર્ શહ્રયાર્
અઝીન્ મોઝ્દહ્ દાદન્દ બહ્રે ખરાજ
કે ફર્માન્ ખુદ અઝ શાહે બા ફર્રો તાજ
કે સાલી ખરાજી નખાહદ ઝે પીશ
ઝે દીન્દારે બીદાર્ વઝ મર્દે કીશ
બદીન્ અહ્દે નૂશીરવાન્ તાઝહ્ શુદ
હમહ્ કાર્ બર્ દેગર્ અન્દાઝહ્ શુદ
ચુ આમદ બરાન્ રૂઝગારે દરાઝ
હમી ગુસ્તરદ ચાદરે દાદ બાઝ
૬૧૦ બબીની બદીન્ દાદો નીકી ગુમાન્
કે ઊ ખેલ્અતી યાબદ અઝ આસ્માન્
કે હર્ગેઝ 'નગર્દદ કોહન્ દર્ બરશ
બેમાનદ કોલાહે કઇ બર્ સરશ
સરશ સબ્ઝ બાદા તનશ બી ગઝન્દ
મનેશ બર્ ગુઝશ્તહ્ ઝે ચર્ખે બલન્દ
નદારદ કસી ખાર્ ફાલે મરા
કુજા બેશ્મરદ માહો સાલે મરા
નેગહ્ કુન્ કે ઇન્ નામહ્ તા જાવેદાન્
દેરફ્શી શવદ બર્ સરે બેખ્રદાન્
કયૂમર્સીએ તોખ્મએ ગર્દદ ઇન્
કે ખાનન્દ હર્ કસ બર્ ઊ આફ્રીન્
ચુનીન્ ગોફ્ત નૂશીરવાને કોબાદ
કે ચૂન્ શાહ્રા સર્ બેપીચદ ઝે દાદ
કુનદ ચર્ખ મન્શૂરે ઊરા સેયાહ્
સેતારહ્ નખાનદ વરા નીઝ શાહ્
સેતમ નામએ અઝ્લે શાહાન્ બુવદ
ચુ દર્દે દેલે બીગુનાહાન્ બુવદ
બેમાનાદ તા જાવેદાન્ ઈન્ ગોહર્
હોનર્મન્દો બા દાનેશો દાદગર્
૬૧૧. નબાશદ કસી બર્ જહાન્ પાયદાર્
હમહ્ નામે નીકી બુવદ યાદગાર્
કુજા શુદ ફરીદૂનો ઝહ્હાકો જમ
મેહાને અરબ્ ખુસ્રવાને અજમ
કુજા આન્ બુઝોર્ગાને સાસાનેયાન્
ઝે બહ્રામેયાનો ઝે અશ્કાનેયાન્
નેકૂહીદહ્ તર્ શાહ્ ઝહ્હાક્ બૂદ
કે બીદાદગર્ બૂદો નાપાક્ બૂદ
ફરીદૂને ફર્રોખ સેતાયેશ બેબોર્દ
બેમોર્દ ઊઓ જાવીદ નામશ નમોર્દ
સખુન્ માનદ અન્દર્ જહાન્ યાદગાર્
સખુન્ બેહ્તર્ અઝ ગઉહરે શાહ્વાર્
સેતાયેશ નબોર્દ આન્ કે બીદાદ બૂદ
બતખ્તો બગન્જે મેહી શાદ બૂદ

તેજ રીતે તેનો સેપહસાલાર પણ ખુશ રહેજો!-અને તેની દઉલત દુન્યા આબાદ રહેજો!

જ્યાં સુધી ફરતું આસ્માન કાયમ રહે-ત્યાં સુધી આ ખાન્દાનમાંથી તેની મોહબત નીકળતી ના.

તેની આલ અઉલાદ-સદા પાદશાહી હકૂમત ભોગવજો અને ફતેહમંદ થજો!

આફ્રીન હોજો પાદશાહ ઉપર કે શઉવાલ મહિનાની ચઉદમી તારીખે,

ઝમીનની મેહસૂલ સંબંધી એક એવી ખુશ ખબર મળી છે-કે તાજદાર અને નૂરમંદ પાદશાહનું ફર્માન નીકળ્યું છે,

કે એસ્લામી દીનવાળા ભલા મર્દો પાસેથી-એક વર્ષનું મેહસૂલ નહીં લેવું.

એથી કરીને ગોયા નોશીરવાન આદેલનો ઝમાનો પાછો આવ્યો છે-અને દેશના રાજ વહીવટે નવુંજ રૂપ ધર્યું છે

જ્યારે તે કદીમ ઝમાનાની બરાબર આજનો વખત આવી લાગ્યો છે ત્યારે ઇન્સાફની ચાદર પાછી પથરાશે.

આવા ઇન્સાફથી અને નેક વિચારથી તું જોશે-કે આસ્માનથી તેને એવો સરપાવ મળશે,

કે તેનાં બદન ઉપર તે કદી જૂનો થશેજ નહીં અને તેનાં માથાં ઉપર પાદશાહી તાજ હમેશનું રહેશે.

તેની જવાની કાયમ રહેજો અને તેનું શરીર તનદુરોસ્ત રહેજો!-તેનાં મનનું મોટાપણું બુલંદ આસ્માનથી પણ ચઢિયાતું રહેજો!

જે કોઈ મારી વૃદ્ધ વયથી વાકેફ હશે તે મારી ભવિષ્ય વાણીને તુચ્છકારી કાઢશે નહીં.

તું જોજે કે આ તવારીખ હમેશે સુધી-અક્લમંદ માણસો વચ્ચે પ્રસિદ્ધતા પામશે.

આ પાદશાહ કયૂમર્સથી ઉતરી આવેલી અઉલાદ જેવો ગણાશે-દરેક જણ તેની ઉપર આફ્રીન કરશે

કોબાદના છોકરા નોશીરવાને કહેલું છે કે "જ્યારે પાદશાહ ઇન્સાફ છોડી ઉલટો જશે,

ત્યારે ફરતો આસ્માન તેની ઝળકતી પાદશાહીને અંધકારમાં લાવી મેલશે અને ગ્રહો પણ તેને વધારેવાર પાદશાહ તરીકે ઓળખશે નહીં.

ઝુલ્માત ભરેલા હુકમો પાદશાહોને ગાદીએથી ઉઠાડી મૂકે છે કારણકે બેગુનાહોનાં દિલને તેઓ દુઃખવે છે."

જાવેદાન સુધી આ વંશ કાન્તિમાન, ડહાપણ ભરેલું અને ઈન્સાફી રહેજો!

દુન્યામાં કોઇ હમેશે રહેતું નથી-સઘળી નેકનામીજ યાદગાર રહી જાય છે.

ફરીદૂન, ઝહહાક અને જમશીદ જેવા પાદશાહો હવે કયાં રહ્યા?-અરબેસ્તાનના વડાઓ અને ઈરાનના રાજ્યકર્ત્તાઓ હવે કયાં રહ્યા?

સાસાન વંશના રાજ્યકર્તાઓ, બેહરામ નામના રાજ્યકર્તાઓ અને અશ્કાનિયાન ટોળાના રાજાઓ હવે કયાં રહ્યા છે?

પાદશાહ ઝહહાક સર્વથી બૂરો હતો-કારણકે તે ઝાલેમ અને નાપાક ખસ્લતનો હતો.

મુબારક પાદશાહ ફરીદૂન લોકોના આશીર્વાદ લઇ ગયો-તે મરી ગયો પણ તેનું અમર નામ રહી ગયું છે.

દુન્યામાં કહેતી રહી જાય છે-માટે પાદશાહી જવાહેરો કરતાં કહેતી વધારે ભલી હોય છે.

જે ઝુલ્મગાર હોય છે તે લોકોના આશીર્વાદ મેળવતો નથી-મોટાઇનું તખ્ત અને દઉલત તેને ઘણી પસંદ પડે છે.

ગુસેસ્તહ્ શુદહ્ અઝ્ જહાન્ નામે ઊય
નજૂયદ્ બગીતી કસી કામે ઊય
અઝીન્ નામએ શાહે દુશ્મન્ ગુદાઝ્
કે બાદા હમહ્ સાલ્ બર્ તખ્તે નાઝ્
હમહ્ મર્દુમ અઝ્ ખાનહા શુદ બદશ્ત્
નેયાયેશ હમી ઝારેમાન્ બર્ ગુઝશ્ત્
કે જાવીદ બાદા સરે તાજ્દાર્
ખુજસ્તહ્ બર્ ઊ ગર્દેશે રૂઝ્ગાર્
ઝે ગીતી મબીનાદ જોઝ્ કામે ખીશ
નેવેશતહ્ બર્ અયવાન્હા નામે ખીશ
હમહ્ દૂદહો લશ્કરો કેશ્વરશ
હમાન્ ખુસ્રવી કામતો મન્ઝરશ

તેનું નામ દુન્યામાંથી નાબૂદ થાય છે-તેને દુન્યામાં કોઈ ભલું કહેતું નથી.

દુશ્મનોને બળાપો કરાવનારાં આ સુલ્તાન મહમૂદ કે ખોદા આ પાદશાહને નાઝ ભરેલાં તખ્ત ઉપર હમેશે કાયમ રાખજો! તેનાં તારીફ નામાથી,

તમામ રઇયત પોતાના ઘરમાંથી મયદાનમાં આવી છે-અને દુઆ કરવા લાગી છે જે દુઆ આસ્માનની પેલી પાર ખોદાની દરબારમાં પુગી ગઇ છે,

કે "આ તાજદાર પાદશાહ લામ્બી હયાતી ભોગવજો! અને ઝમાનાની ૩૧૨
ગર્દેશ તેના હકમાં લાભકારક થજો!

દુન્યામાં તેની સર્વ મુરાદો પુરી પડજો!-મેહલોમાં તેનુંજ નામ કોતરાયલું રહેજો!

તેનું વંશ, તેનું લશ્કરી બળ, તેનું રાજ્ય, તેનું પાદશાહી તન અને અને તેની આંખોનું નૂર સલામત રહેજો!"

---

## અશ્કાનેયાન્*

### પાદ્શાહીએ અશ્કાનેયાન્ દોવીસ્ત્ સાલ્ બૂદ્ આગાઝે પાદ્શાહીએ અશ્કાનેયાન્ તવાએફ્ ઉલ્મુલૂક્.

### અશ્કાનિયાન વંશનો રાજઅમલ બસો વર્ષ રહયો હતો. અશ્કાનિયાન જેઓને "મુલૂકોલ તવાએફ" કહેવામાં આવ્યા છે તેઓના રાજઅમલની શુરૂઆત.

———:o:———

કુનૂન્ અય સરાયન્દહ્ ફરતૂત્ મરદ
સુએ ગાહે અશ્કાનેયાન્ બાઝ્ ગરદ
ચે ગોફ્ત્ અન્દરીન્ નામએ બાસ્તાન્
કે ગૂયન્દહ્ યાદ આરદ અઝ્ દાસ્તાન્
પસ અઝ્ રૂઝ્ગારે સેકન્દર્ જેહાન્
ચે ગૂયદ કેરા બૂદ તખ્તે મેહાન્

ઓ બુઢા કવિ! હવે-તું અશ્કાનેયાન ટોળાના વખતની તવારીખ તરફ પાછો ફર.

બાસ્તાન નામામાં શું લખાયલું છે? તે જો-કે જેથી આ લખનાર તે તવારીખનો ઉતારો કરે

તે શું કહે છે કે દેશના પાદશાહ સિકંદરના ઝમાના બાદ બુઝોર્ગીનું તખ્ત કોણને મળ્યું?

---

* ફિર્દોસી અશ્કાનિયાન વંશની કાંઇ તવારીખ આપતો નથી. તે વંશના માત્ર છેલ્લા પાદશાહ જેને "અર્દવાને બુઝોર્ગ" કરીને નામ આપી ગયા છે તેની થોડીક તવારીખ આપે છે. ઇરાનના બીજા લખનારાઓ પણ ફિર્દોસી કરતાં વધારે અહવાલ આપતા નથી. એનું કારણ એવું લાગે છે કે મઝકૂર વંશના રાજકર્ત્તાઓમાંથી કોઇયે પણ આખા ઇરાનના મુલક ઉપર સર્વોપરી સત્તા ધરાવી ન હતી. તેઓ માત્ર જુદા જુદા ઇલાકાના સ્વતંત્ર હાકેમો હતા. અશ્કાનિયાન વંશનો રાજઅમલ ૪૪૧ વર્ષનો હતો. અને તેમાં બધા મળીને વીસ "મુલૂકોલ તવાએફ" (Tribal chiefs) થઇ ગયા છે. ફિર્દોસી આ વીસમાંના માત્ર નવ ઝોરાવર હાકેમોનાં નામ આપી જાય છે. પણ વળી આ નવ નામોમાં બે નામ એવાં છે, કે જે બીજા લખનારાઓએ જે વીસ નામો આપ્યાં છે તેમાં મળતાં નથી. ફિર્દોસીએ આ નવ હાકેમોનો રાજઅમલ એકંદર બસો વર્ષનો આપ્યો છે. ફિર્દોસીએ આપેલા નવ હાકેમોનાં નામ નીચે મૂજબ છે. અશ્ક, શાપૂર, ગૂદર્ઝ, બીઝન, નર્સી, હોર્મઝદ, આરશ, અર્દવાન અને બેહરામ (અર્દવાને બુઝોર્ગ).

બીજા તવારીખનવેસોએ આપેલાં નામો તેઓએ કરેલી પાદશાહીનાં વર્ષ સાથ નીચે મૂજબ છે. એસ્તહન વર્ષ ૪, અશ્ક ૧૫, અશ્કાન ૯, અશ્ક બીજો ૭, શાપૂર ૬૦, બેહરામ ૫૦, પલાશ ૧૬, હોર્મઝદ, ૧૯, નર્સી ૪૦, ફીરૂઝ ૧૨, પલાશ બીજો ૧૨, ખુસરૂ ૪૦, પલાશાન ૧૨, અર્દવાન ૯, ખુસરૂ બીજો ૧૯, પલાશ ત્રીજો ૧૨, ગૂદર્ઝ ૪૦, નર્સી બીજો ૨૦, ગૂદર્ઝ બીજો ૧૫, અને બેહરામ અથવા અર્દવાન બીજો ૩૦.

ચુનીન્ ગોફ્તુ ગુયન્દહ દેહકાને ચાજ
કઝીન્ પસ કસીરા નબુદ તખ્તો તાજ
બુઝોર્ગાન્ કે અઝ તોખ્મે આરશ બુદન્દ
દેલીરો સબુકસારો સરકશ બુદન્દ
બગીતી બહર ગૂશએ બર યકી
ગેરેફ્તહ્ કે હર કેશ્વરી અન્દકી
ચુ બર તખ્ત શાન્ શાદ બેન્શાન્દન્દ
મુલૂકે તવાએફ હમી ખાન્દન્દ
૩૧૩ અઝીનગૂનહ બુગઝશ્ત સાલી દુવીસ્ત
તો ગોફ્તી કે અન્દર જહાન્ શાહ નીસ્ત
નકર્દન્દ યાદ ઈન્ અઝાન્ આન્ અઝીન્
બર આસૂદ યક્ ચન્દ રૂએ ઝમીન્
સેકન્દર સેગાલીદ અઝાન્ ગૂનહ રાય
કે તા રૂમ આબાદ માનદ બજાય
નુખોસ્ત અશ્ક બૂદ અઝ નેઝાદે કોબાદ
દેગર ગોદર્ઝ શાપૂરે ખુસ્રવ નેઝાદ
દેગર બૂદ ગૂદર્ઝ અઝ અશ્કાનેયાન્
ચુ બીઝન્ કે બૂદ અઝ નેઝાદે કેયાન્
ચુ નર્સીઓ ચૂન્ ઊર્મોઝદે બુઝોર્ગ
ચુ આરશ કે બુદ નામદારે સુતોર્ગ
ચુ ઝૂ બુગઝરી નામદાર અર્દવાન્
ખેરદમન્દો બા રાયો રઊશન્રવાન્
ચુ બેન્શસ્ત બહ્રામ અઝ અશ્કાનેયાન્
બેબખ્શીદ ગન્જી બઅર્ઝાનેયાન્
વરા ખાન્દન્દ અર્દવાને બુઝોર્ગ
કે અઝ મીશ બુગસેસ્ત ચન્ગાલે ગોર્ગ
વરા બૂદ શીરાઝ બા એસ્ફેહાન્
કે દાનન્દહ ખાન્દીશ મર્ઝે મેહાન્
૩૧૪ બએસ્તખર બુદ બાબક અઝ દસ્તે ઊય
કે તન્નીન્ ખોરૂશાન્ બુદ અઝ શસ્તે ઊય
ચુ કૂતાહ શુદ શાખો હમ બીખ શાન્
નગૂયદ જહાનદીદહ તારીખ શાન્
અઝીશાન્ જોઝ અઝ નામ નશ્નીદહ અમ
ન દર નામએ ખુસ્રવાન્ દીદહ અમ

ચાચ શેહરનો તવારીખનવેસ એ પ્રમાણે કહે છે-કે સિકંદરની પછી તખ્તો તાજ કોઇને પણ મળ્યું હતું નહીં.

કયકોબાદના છોકરા આરશની અઓલાદથી ઉતરી આવેલા જે ઉમ્રાઓ હતા-અને દિલાવર, ઉછાછળા અને માથાંફરેલ હતા,

તેઓએ દુન્યામાં દરેક મુલકમાંથી થોડો થોડો ભાગ હાથ કરી લીધો હતો.

અને જ્યારે તેઓ ખુશ ખુશહાલ તખ્ત ઉપર બેસવા લાગ્યા-ત્યારે તેઓ "મુલૂકે તવાએફ" કરીને ઓળખાવા લાગ્યા.

એ પ્રમાણે બસો વર્ષ પસાર થયાં તું કહે ગોયા દુન્યામાં કોઇ પાદશાહ હતોજ નહીં.

તે પાદશાહો એક બીજાનો વિચાર કરતાજ નહીં હતા જેથી થોડોક વખત આ ઝમીનની સપાટી લડાઈથી શાન્તિ પામી હતી

સિકંદરે એવીજ રીતનો વિચાર રાખ્યો હતો કે જેથી રૂમનો મુલક આબાદ કાયમ રહે

એ પાદશાહોમાં પહેલો પાદશાહ કોબાદની અઓલાદથી ઉતરી આવેલો અશ્ક નામનો હતો-બીજો શાહી તોખ્મનો બહાદુર શાપૂર હતો.

ત્રીજો અશ્કાનેયાનોમાંથી ઉતરેલો ગૂદર્ઝ હતો-પછી જેવો કે બીઝન કે જે કયાની વંશનો હતો:

પછી નર્સી અને હોરમઝદ જેવા મહાન પાદશાહો હતા-પછી જેવો કે આરશ કે જે મોટો નામદાર પાદશાહ હતો.

તેની પછી જો તું આગળ ચાલે તો નામદાર અર્દવાન કે જે દાનેશમંદ, ડહાપણવાળો અને ચાલાક પાદશાહ હતો.

જ્યારે અશ્કાનેયાનોમાંથી બેહરામ તખ્ત ઉપર બેઠો-ત્યારે તેણે હાજતમંદોને ખઝાનાની બક્ષેશ કીધી હતી

તેને મોટો અર્દવાન કરી લોકો કહેવા લાગ્યા કારણકે વરૂ મેંઢાં બકરાં ઉપર પંજો મારતું તેનાં રાજમાં બંધ પડયું હતું.

તે શીરાઝ અને ઈસ્ફહાન ઉપર પણ રાજ કરતો હતો-કારણકે ડાહ્યા માણસો તે ઇલાકાને "મોટા પાદશાહનો મુલક" કરીને કહેતા હતા.

એસ્તખ્રમાં હકૂમત કરવા અર્દવાન તરફથી બાબક નેમાયલો હતો-તે એવો બળવાન હતો કે તેની જાળથી દર્યામાંનો અઝદહા પણ બેઝાર થયો હતો.

જ્યારે તેઓનો રાજઅમલ બંધ પડયો ત્યારે કોઈ પણ અનુભવી માણસ તેઓની તવારીખ કહી કે લખી ગયો નથી

તે સઘળા પાદશાહોમાંથી તેઓનાં નામ સિવાય મેં કશું પણ બીજું સાંભળ્યું નથી-અને પાદશાહોની તવારીખમાં કેથે કશું લખેલું જોયું પણ નથી.

---

## દર ખાબ દીદને બાબક સાસાન્રા વ દોખ્તર દાદન્ બદૂ.

## બાબકનું સાસાનને ખાબમાં જોવું અને તેને પોતાની બેટી આપવી.

ચુ દારા બરઝ્મ અન્દરૂન્ કોશ્તહ શુદ
હમહ દૂદહરા રૂઝ બરગશ્તહ શુદ
પેસર બુદ મર ઊરા યકી શાહકામ
ખેરદમન્દો જન્ગીઓ સાસાન્ બનામ

હવે જ્યારે દારા લડાઈમાં માર્યો ગયો-અને તેનાં તમામ કુટુંબનો દહાડો બરગશ્તે થયો,

તે વખતે§ તેને એક સાસાન નામનો મુરાદમંદ, ડહાપણવાળો અને બહાદુર છોકરો હતો.

---

§ અહીં ફિર્દોસી ભૂલમાં લખે છે કે સાસાન દારાની અઓલાદનો હતો. ફિર્દોસી બહમનની પાદશાહીમાં ખુલ્લું જણાવે છે કે સાસાન બહમનનો છોકરો હતો અને બહમને તેને પાદશાહી નહીં આપવાથી તે નિશાપૂર ખાતે ચાલી ગયો હતો. ધ્યાન બેધ્યાન અત્રે સાસાનને દારાની તોખ્મનો જણાવે છે પણ તે પછીની ચોથી હેકાયતમાં તે પોતાની ભૂલ સુધારતો જણાય છે અને સાસાનને બોલતો દેખાડે છે કે તે બહમન બિન અસ્ફંદિયારની અઓલાદનો હતો.

પેદરૂશ બદાન્ ગૂનહ ચૂન્ કશ્તહ બીદ
સરે બખ્તે ઈરાનેયાન્ ગશ્તહ દીદ
અઝાન્ લશ્કરે રૂમ બુગ્રીખ્ત ઊચ
બદામે બલા દરૂ નેચાવીખ્ત ઊચ
બહેન્દુસેતાન્ દરૂ બઝારી બેમોરૂદ
ઝે સાસાન્ યકી કૂદકી માન્દ ખોરૂદ
બરીન્ હમ નેસાન્ તા ચહારોમ પેસરૂ
હમી નામ સાસાન્શ કર્દી પેદરૂ
શબાનાન્ બુદન્દી હેગરૂ સારૂવાન્
હમહ સાલહ દરૂ રન્જ બા કારૂવાન્
બેરૂન્ શુદ હમી જોસ્ત કારી બરન્જ
મગરૂ યાબદ અઝ રન્જ પાદાશ ગન્જ
ચુ કેહતરૂ પેસરૂ સૂએ બાબકુ રસીદ
બદશ્ત આમદો સરૂ શબાન્રા બેદીદ
બદુ ગોફ્ત મુઝદૂરત આયદ બકારૂ
કે ઈદરૂ ગુઝારદ બબદ રૂઝગારૂ
બેપેઝરોફ્ત બદબખ્તરા સરૂ શબાન્
હમી દાશ્ત બા રન્જ રૂઝો શબાન્
ચુ શુદ કારૂગરૂ મરૂદ આમદ પસન્દ
શબાન્ સરૂ શબાન્ ગશ્ત બરૂ ગૂસ્પન્દ
શબી ખોફ્તહ બુદ બાબકે રૂદબાબ્
ચુનાન્ દીદ રઉશન્રવાન્શ બખાબ્
કે સાસાન્ બપીલે ઝેયાન બરૂ નેશસ્ત
ગેરેફ્તહ યકી તીઘે હેન્દી બદસ્ત
હરાન્ કસ કે આમદ બરૂ ઊ બરૂફરાઝ
બરૂ ઊ આફ્રીન્ કર્દો બોર્દશ નમાઝ
ઝબાન્રા બખૂબી બેયારાસ્તી
દેલે તીરહ અઝ ઘમ બેપીરાસ્તી
બદીગરૂ શબ્ અન્દરૂ ચુ બાબકુ બેખોફ્ત
હમી બૂદ બા મઘઝશ અન્દીશહ જોફ્ત
ચુનાન્ દીદ દરૂ ખાબ્ કાતેશપરસ્ત
સે આતેશ ફેરૂઝાન્ બેબોર્દી બદસ્ત
ચુ આઝરૂ ગોશસ્પો ચુ ખરૂરાદો મેહરૂ
ફેરૂઝાન્ ચુ બહરામો નાહીદો મેહરૂ
હમહ પીશે સાસાન્ ફેરૂઝાન્ બુદી
બહરૂ આતેશી ઊદ સૂઝાન્ બુદી
સરે બાબકુ અઝ ખાબ્ બીદારૂ શુદ
રવાનો દેલશ પુરૂ ઝે તીમારૂ શુદ
કસાની કે દરૂ ખાબ્ દાના બુદન્દ
બદાન્ દાનેશ અન્દરૂ તવાના બુદન્દ
બઅયવાને બાબકુ શુદન્દ અન્જુમન્
બુઝોર્ગાનો ફર્ઝાનહો રાએઝન્
ચુ બાબકુ સખુન્ બરૂ કુશાદ અઝ નેહોફ્ત
હમહ ખાબ્ યકસરૂ બદીશાન્ બેગોફ્ત
પુરૂ અન્દીશહ શુદ ઝાન્ સખુન્ રહનુમાય
નેહાદહ બદુ ગૂશ પાસોખ સરાય
સરન્જામ ગોફ્ત અય સરફ્રાઝ શાહ
બતાવીલે ઈન્ કરૂદ બાયદ નેગાહ
કસીરા કે દીદી તો ઝીન્સાન્ બખાબ્
બશાહી બરૂ આરદ સરૂ અઝ આફ્તાબ્

તેણે જ્યારે બાપને એ પ્રમાણે મારી નાખેલો જોયો-અને ઇરાની-ઓનું બખ્ત બરગશ્તે થયલું જોયું,

ત્યારે તે બલાના ફાંદામાં નહીં ફસતાં રૂમી લશ્કરમાંથી નાસી ગયો.

તે હિંદુસ્તાનમાં ખુવારીથી મરણ પામ્યો-સાસાનથી એક નાનો છોકરો કાયમ રહેલો હતો.

એજ પ્રમાણે ચાર પેઢી સુધી દરેક બાપ પોતાના બેટાને સાસાનજ નામ આપતો.

તેઓનો ધંધો ભરવાડનો અથવા ઊંટના સારવાનનો હતો-તેઓ આખી ઉમર કાફલા સાથ દુઃખમાંજ કાઢતા હતા.

તેઓ બાહેર પડી મેહનત કરવાનું કામ શોધતા હતા-કે કદાચ તે 315
મેહનતના બદલામાં કાંઈક ગંજ મેળવે.

જ્યારે એ વંશનો સઉથી નાનો બેટો બાબક આગળ આવ્યો-ત્યારે મયદાનમાં તેના ભરવાડોના વડાને મળ્યો.

અને બોલ્યો કે "જો તને કોઈ મજુર જોઇતો હોય તો રાખ-કારણકે આ શેહરમાં મારો વખત ઘણોજ તંગીમાં પસાર થાય છે."

એ ઉપરથી પેલા ભરવાડોના ઉપરીએ તે અભાગ્યાને નોકરીએ રાખ્યો-અને રાત દહાડો તેની પાસે કામ લેવા લાગ્યો.

સાસાન એક ઘણો ઉપયોગી ભરવાડ માલૂમ પડયો ત્યારે બાબકને તે પસંદ આવ્યો-અને ભરવાડ ઉપરથી ગોસ્પંદોના ભરવાડનો વડો નેમાયો.

એક દિવસે રૂદબાબનો વતની બાબક સૂતેલો હતો-તેને એક એવો સ્વપ્નો આવ્યો,

કે "સાસાન પોતાના હાથમાં એક હિંદી તલવાર લઇ એક મસ્ત હાથી ઉપર સવાર થયો છે.

અને જે કોઇ કે તેની નજદીક આવતો-તે તેની ઉપર દોઆ કરતો અને તેને નમન કરતો હતો.

તે એવી તો મીઠાસથી વાતો કરતો હતો-કે ગમમાં ગેરેફતાર થયલાં દિલને રીજવતો હતો."

બીજી રાતે જ્યારે બાબક સૂતો-ત્યારે પણ તેનાં મગઝમાં તેજ વિચાર પયવસ્ત થયલો હતો.

જેથી તેણે ખાબમાં જોયું કે "એક આતશપરસ્ત મર્દ-ત્રણ ઝળકતા 316
આતશ હાથમાં પકડી લઇ જતો હતો.

જેવા કે આઝર ગોશસ્પ, આઝર ખરરાદ અને આઝર મેહર બર્ઝીન-જેઓ મંગળ, શુક્ર, અને સૂર્યની માફક ઝળકતા હતા.

એ સઘળા આતશ સાસાનની સામે ઝળકતા હતા-અને દરેક આતશ ઉપર અગર બળતું હતું."

બાબક ખાબથી જાગી ઉઠયો-તેનો જાન અને દિલ ગમ ભર્યાં બન્યાં.

જે કોઈ કે ખાબની તાસીર કહેવામાં ખબરદાર હતા-અને તે વિદ્યામાં કુશળ હતા,

તે સઘળા બુઝોર્ગો, વિદ્વાનો, સલાહકારીઓ બાબકના મેહલમાં ભેગા મળ્યા.

જ્યારે બાબકે પોતે જોયલા સ્વપ્નાની સઘળી વાત વિગતવારે ખુલ્લી કરીને કહી સંભળાવી,

ત્યારે પેલા તાસીર કહેનારાઓએ તે ધ્યાનથી સાંભળી-અને તે વાતથી તે રેહનુમાઇ કરનારા ગ્રહસ્થો અંદેશા ભરેલા બની ગયા.

અને શેવટે બોલ્યા કે "ઓ સરફરાઝ પાદશાહ!-આ સ્વપ્નાની તાસીર ઉપર તારે ધ્યાન આપવું જોઇયે.

તેં જે શખ્સને એ પ્રમાણેનો સ્વપ્નામાં જોયો છે-તે પાદશાહ તરીકે પોતાનું સર આફતાબથી પણ ઊંચું ચઢાવશે.

૩૧૭ બરૂ આયદૂન કે ઈન્ ખાબ્ અઝ બુગઝરદ
પેસરૂ બાશદશ કઝ જહાન્ બરૂ બરદ
ચુ બાબક શનીદ ઈન્ સખુન ગશ્ત શાદ
બરૂ અન્દાઝેહ શાન્ યક્ બયક્ હદયેહ દાદ
બેફરમૂદ તા સરૂ શબાન્ અઝ રમેહ
બરે બાબક આમદ બરૂઝે દમેહ
બેયામદ દમાન્ પીશે ઊ બા ગેલીમ
પુરૂ અઝ બરફ પશમીનો દેલ પુરૂ ઝે બીમ
બેપર્દાખ્ત બાબક ઝે બીગાનેહ જાય
બદરૂ શુદ પરસ્તન્દહો રહેનુમાય
ઝે સાસાન્ બેપુર્સીદો બેન્વાખ્તશ
બરે ખીશ નઝદીક બેન્શાખ્તશ
બેપુર્સીદશ અઝ ગઉહરો અઝ નેઝાદ
શબાન્ ઝ બેતર્સીદો પાસોખ નદાદ
અઝાન્ પસ બદૂ ગોફ્ત કય શહરયારૂ
શબાન્રા બજાન્ ગરૂ દેહી ઝીન્હારૂ
બેગૂયમ ઝે ગઉહરૂ હમેહ હરૂચે હસ્ત
ચુ દસ્તમ બપયમાન્ બેગીરી બદસ્ત
કે બા મન્ નસાઝી બદી દરૂ જેહાન્
ન દરૂ આશકારો ન અન્દરૂ નેહાન્
૩૧૮ ચુ બેશનીદ બાબક ઝબાન્ બરૂ કુશાદ
ઝે યઝદાને, નીકી દેહેશ કરૂદ યાદ
કે બરૂ તૂ નસાઝમ બચીઝી ગઝન્દ
બેદારમત શાદાન્ દેલો અરૂજમન્દ
બબાબક ચુનીન્ ગોફ્ત અઝાન્ પસ જવાન્
કે મન્ પૂરે સાસાનમ અય પહેલવાન્
નબીરેહ જહાન્દારૂ શાહ અરદશીરૂ
કે બહમનશ ખાન્દી હમી યાદગીરૂ
સરફ્રાઝ પૂરે યલ એસ્ફન્દેયારૂ
ઝે ગુશતાસ્પ અન્દરૂ જહાન્ યાદગારૂ
ચુ બેશનીદ બાબક ફેરૂ રીખ્ત આબ્
અઝાન્ ચશ્મે રઉશન્ કે ઊ દીદ ખાબ્
બેયાવરૂદ પસ જામએ પહેલવી
યકી અસ્પ બા આલતે ખુસરવી
બદૂ ગોફ્ત બાબક બગર્માબેહ શવ્
હમી બાશ તા ખેલઅત આરન્દ નવ્
યકી કાખે પુરમાયેહ ઊરા બેસાખ્ત
અઝ આન્ સરૂ શબાની સરશ બરૂ ફેરાખ્ત
ચુ ઊરા બદાન્ કાખ દરૂ જાય કરૂદ
ઘોલામો પરસ્તન્દેહ બરૂ પાય કરૂદ
૩૧૯ બહરૂ આલતી સરફરાઝીશ દાદ
હમ અઝ ખાસ્તેહ બીનેયાઝીશ દાદ
બદૂ દાદ પસ દોખ્તરે ખીશરા
પસન્દીદહો અફસરે ખીશરા

અથવા જો એ સ્વપ્નો તેને પોતાને લાગુ નહીં પડશે-તો તેનો છોકરો આ સ્વપ્નાનાં ફળ ચાખશે."

જ્યારે બાબકે આ સખુન સાંભળ્યા ત્યારે તે ખુશહાલ થયો-અને તે સઘળાને અંદાઝા પ્રમાણે હદયો બક્ષેશ આપ્યો.

શિયાળાની મઉસમમાં એક દહાડે બાબકે ગોસ્પંદના ટોળાના વડા ભરવાડને બોલાવ્યો.

સાસાન બર્ફથી ભરેલાં રૂવાંની કામળ ઓઢી ધાસ્તી ભરેલાં દિલે દોડતો ત્યાં આવી લાગ્યો.

પછી બાબકે સઘળા પારક શખ્સોને વિદા કીધા-સઘળા ચાકરો અને સલાહકારો ખાલી થયા.

તેણે સાસાનની ખબર અંતર પૂછી નવાઝયો-અને તેને પોતા પાસે બેસાડયો.

અને તેનાં ખાન્દાન તેમજ બુન્યાદ માટે પૂછયું-પણ પેલો ગોવાળિયો તેનાથી બીધો અને પહેલાં તો કશો જવાબ નહીં દીધો.

ત્યાર બાદ તે બોલ્યો કે "ઓ પાદશાહ!-જો તું આ ભરવાડને જીવતદાન બક્ષે,

તો હું મારૂં ખાન્દાન જેવી રીતનું છે તેવું સઘળું કહું-પણ તે કયારે કે તું મારો હાથ હાથમાં લઇ વચન આપે,

કે તું મારી સાથે જેહાનમાં ઝાહેર રીતે કે છૂપી રીતે કોઈ પણ જાતની બૂરાઇ કરે નહીં."

જ્યારે બાબકે એવું સાંભળ્યું ત્યારે તેણે ઝબાન ખોલી-નેકી પહોંચાડનારા ખોદાતાલાનાં નામની યાદ કરીને,

બોલ્યો કે "હું તને કશી ચીઝની ઇઝા નહીં પુગાડીશ-બલ્કે તને ખુશહાલ દિલ અને મરતબા સાથ રાખીશ."

ત્યારે તે જવાને બાબકને એ પ્રમાણે કહ્યું-કે "ઓ પેહલવાન! હું સાસાનનો બેટો છું.

દેશની સંભાળ કરનાર પાદશાહ અર્દશીરનો હું નબીરો છું-કે જે પાદશાહને તવારીખનવેસો બહમનને નામે ઓળખતા હતા.

તે સરફરાઝ પેહલવાન અસ્ફંદિયારનો બેટો હતો-અને જેહાનમાં તે શાહ ગુસ્તાસ્પથી યાદગાર રહેલો હતો."

બાબકે જ્યારે એવું સાંભળ્યું ત્યારે તેણે જે રોશન આંખોથી પેલો સ્વપ્નો જોયો હતો તે આંખમાંથી આંસુ ટપકાવ્યાં.

પછી તેણે ફર્માવ્યું જેથી પેહલવાની પોશાક અને પાદશાહી અસબાબ સાથનો એક ઘોડો લાવી હાઝેર કર્યો.

પછી બાબકે તેને કહ્યું કે "તું હમામખાનામાં નાવા માટે જા-નવો પોશાક લાવે ત્યાં સુધી થોભજે."

તેને માટે એક કીમતી મકાન તૈયાર કરવામાં આવ્યું-અને ભરવાડના ઉપરી કરતાં તેને ઊંચો દરજ્જો આપ્યો.

જ્યારે પેલાં મકાનમાં ઉતારો આપ્યો-ત્યારે તેની આગળ ગોલામો અને ચાકરો રાખ્યા.

દરેક પ્રકારની તેને સગવડ કરી આપી-અને પૈસે ટકે પણ હાજત વનાનો કરી નાખ્યો.

પછી તેણે પોતાની લાડકી અને તાજને લાયકની બેટી સાસાનને આપી.

## ઝાદને અર્દ્શીર્ બાબકાન્ વ સર્-ગુઝશ્તે ઊ બા અર્દવાન્.

શુ નોહ્ માહ્ બુગ્ઝશ્ત્ અઝાન્ ખૂબ્ચેહ્રૂ
યકી કૂદકૂ આમદ્ શુ તાબન્દહ્ મેહ્રૂ
બમાનન્દએ નામદાર્ અર્દશીર્
ફેઝાયન્દહો ફર્રોખો દેલ્પઝીર્
હમાન્ અર્દશીરશ્ પેદર્ કર્દ નામ
કે બાશદ્ બદીદારે ઊ શાદ્કામ
હમી પર્વરીદશ્ બબર્ દર્ નેયાઝ
બર્ આમદ્ બરીન્ નીઝ · ચૂંગી દરાઝ
મર્ ઊરા કુનૂન્ મર્દુમે તીઝવીર્
હમી ખાનદશ્ બાબકાન્ અર્દશીર્
બેયામૂખ્તન્દશ્ હોનર્ હરુચે બૂદ
હોનર્ નીઝ્ બર્ ગઉહરશ્ બર્ ફેઝૂદ
ચુનાન્ બુદ બફર્હંગો દીદારો ચેહ્રૂ
કે ગોફ્તી હમી ઝૂ ફેરૂઝદ સેપેહ્રૂ
પસ્ આગાહી આમદ્ સુએ અર્દવાન્
ઝે ફર્હંગ્ વઝ્ દાનેશે ઈન્ જવાન્
કે શીરે ઝેયાનસ્ત હન્ગામે રઝ્મ
બનાહીદ માનદ્ હમી રૂઝે બઝ્મ
યકી નામહ્ બેન્વેશ્ત પસ્ અર્દવાન્
સુએ બાબકે નામવર્ પહ્લવાન્
કે અય મર્દે બા દાનેશો પાક્ રાય
સખુનગૂયો પાકીઝહો રહ્નુમાય
શનીદમ્ કે ફર્ઝન્દે તૂ અર્દશીર્
સવારીસ્ત ગૂયન્દહો દેલ્પઝીર્
ચુ નામહ્ બેખાની હમ્અન્દર્ ઝમાન્
ફેરેસ્તશ્ બનઝ્દીકે મા શાદ્માન્
ઝે બાયેસ્તહા બી નેયાઝશ્ કુનમ્
મેયાને યલાન્ સર્ફરાઝશ્ કુનમ્
ચુ બાશદ્ બનઝ્દીકે ફર્ઝન્દે મા
નગૂઈમ્ કૂ નીસ્ત પયવન્દે મા
ચુ આન્ નામએ શાહ્ બાબક્ બેખાન્દ
બસી ખૂન્ ઝે મેઝ્ગાન્ બરૂખ્ બર્ ફેશાન્દ
બેફર્મૂદ તા પીશે ઊ શુદ દબીર્
હમાન્ નવ્ રસીદહ્ જવાન્ અર્દશીર્
બદૂ ગોફ્ત્ કીન્ નામએ અર્દવાન્
બેખાનો નેગહ્ કુન્ બરઉશન્ રવાન્
મન્ ઈનક્ યકી નામહ્ નઝ્દીકે શાહ્
નવીસમ્ ફેરેસ્તમ્ યકી નીક્ખાહ્
બેગૂયમ્ કે અફ્નૂન્ દેલો દીદહ્રા
દેલાવર્ જવાને પસન્દીદહ્રા
ફેરેસ્તાદમો દાદમશ્ નીઝ પન્દ
ચુ આયદ્ બદાન્ બાર્ગાહે બલન્દ
તો આન્ કુન્ કે અઝ્ રસ્મે શાહાન્ સઝદ
નબાયદ્ કે બાદી બર્ ઊ બર્ વઝદ

## અર્દશીર બાબકાનનું જન્મ પામવું અને તેનો અર્દવાન સાથનો અહવાલ.

જ્યારે તે ખૂબસૂરત બાનૂને નવ માસ પુરા થયા-ત્યારે તેને ઝળકતા આફતાબ જેવું એક બાળક અવતર્યું.

તેનો ચેહરો અર્દશીર દરાઝ દસ્ત (બહમન)ના ચેહરાને મળતો હતો-તે મોટાઈવાળો, ખોરેહમંદ અને મનપસંદ દેખાવનો હતો.

જેથી તેના બાપે તેનું નામ પણ અર્દશીરજ પાડયું-કારણકે તેના દીદારથી તે ખુશહાલ રહેતો હતો.

તેને પોતાની ગરીબાઈમાં પણ લાડથી ઉછેર્યો-એમ કરતાં એ ઉપર પણ લાંબો વખત નીકળી ગયો.

હવે તેને વિદ્વાન માણસો "અર્દશીર બાબકાન" કરી કહેવા લાગ્યા.

તેઓ પાસ જે કાંઇ હોનરો હતા તે સઘળા તેને શીખવ્યા-જેથી તેની બુન્યાદ ઉપર હોનરોનો પણ વધારો થયો.

તે દાનાઈમાં, દેખાવમાં અને ચેહરામાં એવો તો સુંદર હતો-કે ગોયા આસમાન પણ તેનાથીજ ઝળકતું હતું.

હવે આ જવાન અર્દશીરની બાહોશી અને દાનાઇની ખબર અર્દવાનને પડી.

કે "તે લડાઇમાં તો વિકાળ સિંહજ છે-અને ખુશીની મજલેસમાં ૩૨૦
શુક્ર સેતારાનોજ જોડયો થઇ રહે છે."

પછી અર્દવાને નામવર પેહલવાન બાબક ઉપર એક નામુ લખ્યું,

કે "એ દાનાઇ ભરેલા, નેક વિચારના, સુભાષિત બોલનારા, પરહેઝગાર અને રેહનુમાઇ કરનાર મર્દ!

મેં સાંભળ્યું છે કે તારો છોકરો અર્દશીર છટાદાર બોલનાર અને દિલ લોભાવનારો સવાર છે.

માટે જેવું તું આ નામુ વાંચે કે તુરત-તેને મારી નઝદીક મોકલી આપજે.

હું તેની દરેક હાજતો પુરી પાડીશ-અને સરદારોની વચ્ચે સરફરાઝ કરીશ.

અને જ્યારે તે અમારાં ફરઝંદોની સાથે રહેશે-ત્યારે અમો તેને અમારો સગો નહીં છતાં સગા તરીકેજ ગણી કાંઇ કરીશું નહીં."

જ્યારે પાદશાહનું તે નામુ બાબકે વાંચ્યું-ત્યારે તેણે પોતાની આંખમાંથી ગાલ ઉપર આંસુ પાડયાં.

તેણે ફરમાવ્યું જેથી નામુ લખનાર મુન્શી તેમજ ઉછરતો જવાન અર્દશીર તેની આગળ હાજેર થયા,

પછી બોલ્યો કે "આ અર્દવાનનું નામુ-તું વાંચ અને તે ઉપર બાહોશીથી ધ્યાન આપ.

હું એના જવાબમાં હમણાજ તે પાદશાહ ઉપર એક નામુ લખાઉં છું ૩૨૧
અને તે એક વિશ્વાસુ માણસ સાથે મોકલું છું.

તેમાં લખાઉં છું કે "મારાં દિલ અને મારી આંખની મિસાલના-પસંદ કીધેલા બહાદુર જવાનને,

મેં તારી પાસે મોકલ્યો છે અને તેને શીખામણ પણ દીધી છે-જ્યારે તે તારી બુલંદ દરગાહમાં આવી પુગે,

ત્યારે તું તેની સાથે શાહોને ઘટતી રીતે વર્તજે-તેને જરા થંડો પવન પણ લાગવા ના દેતો."

દરે ગન્જ બુકુશાદ બાબકુ બુ બાદ
જવાન્‌રા બે હરૂ ગુનઈ કરૂદ શાદ
બે બરૂરીન સેતામો બે ગૂપાલો તીધ
બે ફર્ઝન્દ ચીઝશ નેયામદ દેરીધ
બે દીબાએો દીનારો અસ્પો રહી
બે ચીનીએો બરૂબફતે શાહન્‌શાહી
બેયાવરૂદ ગન્જુરૂ પીશે જવાન્
જવાન્ શુદ પરસ્તન્દએ અર્દવાન્
બસી હદયહા નીઝ બા અરૂદશીરૂ
ફેરેસ્તાદ દીનારો મુશ્કો અબીરૂ
બે પીશે નેયા ફૂદકે નીકુ પય
બદરૂગાહે શાહુ અરૂદવાન્ શુદ બરય
૩૨૨ બુ આમદ બનઝદીકીએ બારૂગાહુ
બેગોફ્તન્દ બા શાહુ અઝાન્ બારૂખાહુ
જવાન્‌રા બમેહરૂ અર્દવાન્ પીશ ખાન્દ
બે બાબકુ ફેરાવાન્ સુખુનહા બેરાન્દ
બનઝદીકીએ તખ્ત બેન્શાખ્તશ
બબરૂઝન્ યકી જાયગહ સાખ્તશ
ફેરેસ્તાદ હરૂ ગુનઈ ખર્દની
બે પૂશીદની હમ બે ગુસ્તર્દની
ખુદો નામદારાન્ બેયામદ જવાન્
બજાઈ કે ફરૂમૂદહુ બુદ અર્દવાન્
ચુ કુર્સી નેહાદ અઝ બરે તખ્ત શીદ
જહાન્ ગશ્ત ચૂન્ રૂએ રૂમી સફીદ
પરસ્તન્દઈ પીશ ખાન્દ અરૂદશીરૂ
હમાન્ હદયહાઈ કે બુદ નાગુઝીરૂ
ફેરેસ્તાદ નઝદીકે શાહુ અર્દવાન્
ફેરેસ્તાદએ બાબકે પહુલવાન્
બેદીદ અરૂદવાન્ આન્ પસન્દ આમદશ
જવાન્ મરૂદરા સૂદમન્દ આમદશ
પેસરૂ વારૂ મેહુતરૂ હમી દાશ્તશ
ઝમાની બે તીમારૂ નુગ્ઝાશ્તશ
૩૨૩ બમય ખુરૂદનો ખાનો નખ્ચીરૂગાહુ
નબૂદી બજોઝ બા જવાન્ મરૂદ શાહુ
હમી દાશ્તશ હમચુ પયવન્દે ખીશ
જુદાઇ નદાદશ બે ફર્ઝન્દે ખીશ
ચુનાન્ બુદ કે રૂઝી બનખ્ચીરૂગાહુ
પરાગન્દહુ શુદ લશ્કરો પૂરે શાહુ
હમી રાન્દ બા અરૂદવાન્ અરૂદશીરૂ
જવાન્ મરૂદ બુદ શાહુરા દેલપઝીરૂ
પેસરૂ બૂદ શાહુ અરૂદવાન્‌રા ચહારૂ
અઝ આન્ હરૂ યકી ચૂન્ યકી શાહુરૂયારૂ
બહામૂન પદીદ આમદ અઝ દૂરૂ ગૂરૂ
અઝાન્ લશ્કરે ગશ્ત બરૂખાસ્ત શૂરૂ
હમહુ બાદપાયાન બરૂ અન્ગીખ્તન્દ
હમી ગરૂદ બા ખય બરૂઆમીખ્તન્દ
હમી તાખ્ત પીશ અન્દરૂન અરૂદશીરૂ
ચુ નઝદીકુ શુદ દરૂ કમાન્ રાન્દ તીરૂ
બેઝદ બરૂ સુરીને યકી ગૂરે નરૂ
ગુઝરૂ કરૂદ બરૂ ગૂરૂ પયકાનો પરૂ

પછી ઝડપથી બાબકે પોતાના ખઝાનાનો દરવાઝો ખોલ્યો-અને તે જવાનને દરેક રીતે ખુશ કીધો.

સોનેરી ઝીન લગામો, ગુર્ઝો, તલવારો વગેરેમાંથી-કોઇ પણ ચીઝની પોતાના બેટાને આપવાની બખીલાઈ કીધી નહીં.

રેશમી કપડાં, દીનાર, ઘોડા, નોકર-તેમજ ચીનાઇ અને કિમ્ખાબના પાદશાહી પોશાકમાંથી ઘણીક ચીઝો,

તે જવાન આગળ ખઝાન્ચીએ લાવી હાઝેર કીધી-તે જવાન અરદશીર પાદશાહ અરદવાનનો નોકર બન્યો.

વળી અરદશીરની સાથે દીનાર, કસ્તુરી, અમ્બર વગેરેનો ઘણોક હદયો પણ મોકલ્યો.

પછી તે સબકતે પગલેનો જવાન પોતાના મમાવા આગળથી પાદ-શાહ અરદવાનની દરબારમાં રય શેહરમાં ગયો.

જ્યારે તે દરબારની નઝદીક આવી પહોંચ્યો-ત્યારે આવનારા જવાનની ખબર પાદશાહને પહોંચાડી.

અરદવાને તે જવાનને મોહબતથી આગળ તેડયો-અને બાબક માટે ઘણીક વાતો કીધી

પોતાનાં તખ્તની નઝદીક તેને બેસાડયો-અને પોતાના મેહલવાળા લત્તામાંજ તેને રહેવા જગ્યા આપી.

તેને માટે દરેક તરેહનું ખાવાનું અને પેહેરવાનું અને પાંથરવાનું મોકલ્યું.

જે જગ્યા કે અરદવાને ઠેરવી હતી-ત્યાં તે જવાન પોતે અને બીજા નામદારો આવ્યા.

જ્યારે ખોરશીદ પોતાના તખ્ત ઉપર બેઠો-અને જેહાન રૂમી લોકોના ચેહરા માફક રોશન બની,

ત્યારે અરદશીરે એક નોકરને બોલાવ્યો-અને જે હદયા કે ઘણા અગત્યના હતા,

તે પેહલવાન બાબકના મોકલેલા હદયા તરીકે-પાદશાહ અરદવાન ઉપર મોકલી આપ્યા.

અરદવાને તે જોયા અને તેને તે પસંદ પડયા-અને તે પેલા જવાન મર્દને લાભકારક નીવડયા

શાહ તેને પોતાના બેટા મિસાલ રાખતો હતો-અને જરાક પણ તેને ગમગીન બનવા દેતો નહીં.

મયનૂશીમાં, ખાણું ખાવામાં અને શેકાર કરવામાં-પેલા જવાન મર્દ વગર. પાદશાહ એકલો જતો હતો નહીં.

તે તેને પોતાના ખેશીની માફકજ રાખતો-અને પોતાના ફર્ઝંદથી તેને જુદો નહીં ગણતો હતો.

એવું બન્યું કે એક દહાડો પાદશાહ પોતાનાં લશ્કર અને શાહ-ઝાદાઓ સાથ શેકારગાહમાં ઉતરી પડયો.

અરદશીર પોતે અરદવાન સાથે ચાલતો હતો-તે જવાન મર્દ પાદ-શાહનો ઘણો માનિતો હતો.

પાદશાહ અરદવાનના ચાર બેટા હતા-જે દરેક જણ એક પાદશાહ માફકનો દરજ્જો ધરાવતો હતો.

તેવામાં તે જંગલમાં દૂરથી એક ગોરખર નઝર આવ્યું-તેથી તે મોટાં લશ્કરમાંથી ઘોઘાટ ઉઠયો.

સઘળાઓએ પોતાના ઘોડા ડપતાવ્યા-જેથી તેઓના પસીના સાથ ધૂળ ભેળાવા લાગી.

તે સઘળાની હરોલમાં અરદશીર દોડતો હતો-જ્યારે તે પેલા ગોર-ખરની નઝદીક ગયો ત્યારે કમાનમાં તીર ચઢાવી,

એક તીર તે નર ગોરખરનાં કુલાં ઉપર એવો માર્યો-કે તે પયકાન અને પર સાથનો તીર તે ગોરખરમાંથી આરપાર નીકળી ગયો.

**બેયામદ હમઅન્દર્ જમાન્ અર્દવાન્**
**બેદીદ આન્ કુશાદહ્ બરે આન્ જવાન્**
**બતીરી કે ઈન્ ગૂર્ અફ્ગન્દ ગોફ્રત**
**કે બા દસ્ત આન્ કસ રવાન્ બાદ જોફ્રત**
**ચુનીન્ દાદ પાસોખ બશાહ્ અર્દશીર્**
**કે ઈન્ ગૂર્રા મન્ ફેગન્દમ બઝીર્**
**પેસર્ ગોફ્રત ઈન્રા મન્ અફ્ગન્દહ્ અમ**
**હમાન્ જોફ્તરા નીઝ જૂયન્દહ્ અમ**
**ચુનીન્ દાદ પાસોખ બઊ અર્દશીર્**
**કે દશ્તી ફરાખસ્તો હમ ગૂરો તીર્**
**યકી દીગર્ અફ્ગન્ બરીમ હમ નશાન્**
**દોરૂઘ અઝ ગુનાહસ્ત બા સર્કશાન્**
**પુર્ અઝ ખેશ્મ શુદ ઝાન્ સુખન્ અર્દવાન્**
**યકી બાન્ગ્ બર્ ઝદ બમર્દે જવાન્**
**બદૂ ગુન્દ ગોફ્રત ઈન્ ગુનાહે મનસ્ત**
**કે પર્વર્દન્ આઇનો રાહે મનસ્ત**
**તોરા ખુદ બબઝ્મો બનખ્ચીર્ગાહ્**
**ચેરા બોર્દ બાયદ હમી બા સેપાહ્**
**બદાન્ તા કે ફર્ઝન્દે મન્ બુગ્ઝરી**
**બલન્દી ગુઝીનીઓ કુન્દાવરી**
**બેરવ તાઝી અસ્પાને મારા બબીન્**
**હમાન્ જાયગહ્ નઝદે ઈશાન્ ગુઝીન્**
**બર્ આન્ આખુરે અસ્પ સાલાર્ બાશ**
**બહર્ કાર્ બા હર્ કસી યાર્ બાશ**
**બેયામદ પુર્ અઝ આબે ચશ્મ અર્દશીર્**
**બર્ આન્ આખુરે તાઝી અસ્પાન્ અમીર્**
**યકી નામહ્ બેન્વેશ્ત નઝદે નેયા**
**પુર્ અઝ ધમ દેલો સર્ પુર્ અઝ કીમેયા**
**કે મારા ચે પીશ આમદ અઝ અર્દવાન્**
**કે દર્દે તનશ બાદો રન્જે રવાન્**
**હમહ્ યાદ કર્દ આન્ કુજા રફ્તહ્ બૂદ**
**કે શાહ્ અર્દવાન્ અઝ ચે આશફ્તહ્ બૂદ**
**ચુ આન્ નામહ્ નઝદીકે બાબક્ રસીદ**
**નકર્દ આન્ સખુન્ હીચ બર્ કસ પદીદ**
**દેલશ ગશ્ત અઝાન્ કાર્ પુર્ દર્દો રન્જ**
**બેયાવર્દ દીનાર્ ચન્દી ઝે ગન્જ**
**ફ્રેરેસ્તાદ નઝદીકે ઊ દહ્ હઝાર્**
**હયૂની બરઅફ્ગન્દો મર્દી સવાર્**
**બેફર્મૂદ તા પીશે ઊ શુદ દબીર્**
**યકી નામહ્ ફર્મૂદ ઝી અર્દશીર્**
**કે અય કમ ખેરદ નવ રસીદહ્ જવાન્**
**ચુ રફ્તી બનખ્ચીર્ બા અર્દવાન્**
**ચેરા તાખ્તી પીશે ફર્ઝન્દે ઊય**
**પરસ્તન્દઈ તૂ ન પયવન્દે ઊય**
**નકર્દ ઊ બતૂ દુશ્મની અઝ બદી**
**કે ખુદ કર્દઈ તૂ બનાબેખ્રદી**
**કુનૂન્ કામો ખુશ્નૂદીએ ઊ બેજૂય**
**મગર્દાન્ ઝે ફર્માને ઊ હીચ રૂય**
**ઝે દીનાર્ લખ્તી ફ્રેરેસ્તાદમત**
**બનામહ્ દરૂન્ પન્દહા દાદમત**

તેવામાં અરદવાન આવી લાગ્યો-તેણે જ્યારે તે જવાનનો આવી રીતનો ફરાખ સીનો જોયો,

ત્યારે તે બોલ્યો કે "જે સવારના તીરથી કે આ ગોરખર વિંધાઇને ૩૨૪
પડયું છે-તેના હાથમાં સદા જીવ ઝોર રહેજો!"

અરદશીરે પાદશાહને એવો જવાબ દીધો-કે "આ ગોરખરને મેં નીચે નાખ્યું છે."

ત્યારે અરદવાનનો એક બેટો બોલ્યો કે "એને મેં નીચે નાખ્યું છે-તેમજ એની માદાની પણ હું શોધ કરૂં છું."

અરદશીરે તેને એવો જવાબ દીધો-કે "આ મયદાન બહુ બોહોળું પડયું છે તેમજ તેમાં ગોરખરો પણ પુષ્કળ છે અને તીર પણ હાઝેર છે,

તો એજ પ્રમાણેનું એક બીજું ગોરખર માર-સરદારોએ જૂઠું બોલવું એ ગુનાહ ભરેલું છે."

એવા સખુન સાભળી પાદશાહ અરદવાન ઘણોજ ગુસ્સે થયો-અને પેલા જવાન અરદશીર ઉપર એક પોકાર માર્યો.

અને તેને તુન્દીથી કહ્યું કે "મેં મારી રીત પ્રમાણે તને પાળવામાં મોટો ગુનાહ કર્યો છે.

મારી ખુશહાલીની મજલેસમાં કે શેકારગાહમાં લશ્કર સાથ તને પોતાને શા માટે રાખવો જોઇયે?

કે જેથી તું મારા છોકરાઓ કરતા પણ વધુ સરસાઈ ભોગવે-તેમજ પોતાની મોટાઇ અને બહાદુરી દેખાડે?

અહીંથી નીકલ અને અમારા અરબી ઘોડાઓની દેખરેખ રાખ-તેમજ ત્યાં તબેલાની પાસેજ તારૂં રહેઠાણ બનાવ.

તે ઘોડાના તબેલા ઉપર ઉપરીપણું કર-અને દરેક કામમાં સર્વ કોઇનો ૩૨૫
મદદગાર થા."

અરદશીર આંસુભરી આંખોએ તે અરબી ઘોડાના તબેલા ઉપર ઉપરી બનવા માટે આવ્યો.

પછી તેણે ગમ ભર્યાં દિલે અને એલાજ શોધનારા મગઝે-પોતાના મમાવા ઉપર એક નામુ લખ્યું.

કે "અરદવાન તરફથી મને શું શું ખમવું પડયું છે-કે જેનું શરીર દુઃખી બનજો અને જેનો જાન રંજીદા થજો!"

તેમાં તેણે જે કાંઈ બન્યું હતું તે સઘળું વિસ્તારીને લખ્યું કે "મારી ઉપર પાદશાહ અરદવાન શા માટે ગુસ્સે થયો?"

જ્યારે તે નામુ બાબકની નઝદીક પહોંચ્યું-ત્યારે તેણે તે વાત જરાબી કોઇ આગળ જાહેર કીધી નહીં.

તેનું દિલ એ બનાવથી દર્દ અને રંજ ભરેલું બન્યું-તેણે પોતાના ખઝાનામાંથી દીનારની કેટલીક કોથળીઓ કાઢી.

અને તેમાંથી દશ હઝાર દીનાર તેની ઉપર મોકલ્યા સાથે એક બહાદુર સાંઢણી સવાર દોડાવ્યો.

તેણે ફર્માવ્યું જેથી નવીસંદો તેની આગળ ગયો-તેણે અરદશીર ઉપર એક નામુ લખવાનો હોકમ કીધો.

તેણે લખાવ્યું કે "ઓ બેવુકુફ ઉધરતા જવાન છોકરા! જ્યારે તું અરદવાન સાથ શિકારમાં ગયો,

ત્યારે તું તેના છોકરાથી આગળ કેમ વધી ગયો?-તું તો તેનો નોકર ૩૨૬
છે કાંઈ તેનો સગોવહાલો નથી.

તેણે તારી સાથ આ દુશ્મની કાંઇ બુરાઇથી નથી કીધી-તેંજ પોતે નાદાનીથી કીધી છે.

હવે તું તેને ખુશી કરવાની કોશેશ કરજે-અને તેના હોકમથી જરા પણ ફરતો ના.

આ નામાની અંદર તને શીખામણો આપી છે-અને સાથે દીનાર-માંથી થોડાક તારે માટે મોકલ્યા છે.

હશાન્ગહ્ કે ઈન્ માયહ્ બોર્દી બકાર્
હેગર્ ખાહ્ તા બુગ્ઝરદ્ રૂઝગાર્
તગાવર્ હયૂન બા જહાન્દીદહ્ પીર્
બેયામદ્ દવાન્ તા બરે અર્દશીર્
ચુ આન્ નામહ્ બર્ખાન્દ્ ખુર્સન્દ્ ગશ્ત
દેલશ સૂએ નયરન્ગો અવરન્દ ગશ્ત
બનઝદીકે અસ્પાન્ સરાઈ ગુઝીદ
ન અન્દર્ખરે ખીશ જાઈ ગુઝીદ
બેગુસ્તરદ્ હર્ગૂનહ્ ગુસ્તર્દની
ઝે પૂશીદનીહાઓ અઝ્ ખર્દની
શબો રૂઝ ખુર્દન્ બુદી કારે ઊય
મયો જામો રામેશગરી યારે ઊય
૩૨૭ યકી કાખ બુદ અર્દવાન્રા બલન્દ્
બકાખ અન્દરૂન્ બન્દએ અર્જમન્દ્
કે ગુલનાર્ બુદ નામે આન્ માહ્રૂય
નેગારી પુર્ અઝ્ ગઊહરો રન્ગો બૂય
બરે અર્દવાન્ હમચુ દસ્તૂર્ બૂદ
અબર્ ખાસ્તહ્ નીઝ્ ગન્જૂર્ બૂદ
બરે ઊ ગેરામી તર્ અઝ્ જાન્ બુદી
બદીદારે ઊ શાદો ખન્દાન્ બુદી

જ્યારે આ પૈસા તું ખર્ચી ચૂકે ત્યારે જ્યાં સુધી કે આ વખત બદલાઇ જાય ત્યાં સુધી બીજા મંગાવજે."

પછી બુઢ્ઢા અનુભવી સવારને લઇ પેલી દોડનારી સાંઢણી-અરદશીર આગળ દોડતી આવી.

જ્યારે તેણે તે નામુ વાંચ્યું ત્યારે તે ખુશી થયો-અને મનમાં હિકમત અને યુક્તિ રચવા લાગ્યો.

તેણે ઘોડાઓની નઝદીક એક મકાન લીધું-જે પોતાને લાયકની નહીં એવી જગ્યા પસંદ કીધી.

તેણે તેમાં તરેહ તરેહનાં પાંથરણા પાંથર્યાં-તે મકાન પોશાકથી અને ખોરાકથી ભરચક બનાવ્યું.

રાત દહાડો ખાવું પીવું એજ તેનું કામ હતું-અને મય, જામ અને ગાનતાન એજ તેના સાથી હતા.

અરદવાનનો એક બુલંદ મેહલ હતો જ્યાં તેની ખિદમતમાં એક ખાન્દાની અઉરત હતી.

તે ચંદ્રમુખીનું નામ ગુલનાર હતું-તેણી ગોહરોથી તેમજ બીજા સણગારથી ભરેલી એક પૂતળીજ હતી.

તેણી અરદવાનની આગળ એક વઝીર જેવી હતી-તેમજ તેના ખઝાના ઉપર પણ ઉપરી હતી.

અને તેણી તેના જીવ કરતાં પણ વધારે પ્યારી હતી તેણીના દીદાર જોઇ તે ખુશહાલ અને હસતો રહેતો હતો.

## ફેરીફ્તહ્ શુદને કનીઝકે અર્દવાન્ બર્ અર્દ્શીર્ વ ગુરીખ્તને ઊ બા કનીઝક્ સૂએ પાર્સ્.

ચુનાન્ બુદ કે રૂઝી બર્ આમદ્ બબામ
દેલશ ગશ્ત અઝાન્ ખુર્રમી શાદકામ
નેગહ્ કર્દ ખન્દાન્ લબે અર્દશીર્
જવાન્ દર્ દેલે માહ્ શુદ જાયગીર્
હમી બૂદ તા રૂઝ તારીક્ શુદ
હમાના બશબ્ રૂઝ નઝદીક્ શુદ
કમન્દી બર્ આન્ કુંગુરહ્ દર્ બેબસ્ત
ગેરેહ્ ઝદ બર્ ચન્દો મીસૂદ દસ્ત
બગુસ્તાખી અઝ્ બારહ્ આમદ્ ફેરૂદ
હમી દાદ નીકી દેહેશરા દેરૂદ
ચુ આમદ્ ખરામાન્ બરે અર્દશીર્
પુર્ અઝ્ ગઊહરો બૂયો મુશ્કો અબીર્
૩૨૮ ઝે બાલીને દીબા સરશ બર્ ગેરેફ્ત
ચુ બીદાર્ શુદ તન્ગ્ દર્ બર્ ગેરેફ્ત
નેગહ્ કર્દ બરના બર્ આન્ ખૂબ્રૂય
બદાન્ મૂયો આન્ રૂયો આન્ રન્ગો બૂય
બદાન્ માહ્ ગોફ્ત અઝ્ કુજા ખાસ્તી
કે પુર્ ગમ દેલમરા બેયારાસ્તી
ચુનીન્ દાદ પાસોખ કે મન્ બન્દહ્ અમ
દેલો જાન્ બમેહ્રે તો આગન્દહ્ અમ

## અર્દવાનની બાંદીનું અર્દશીર ઉપર આશક થવું અને તેનું બાંદી સાથે પાર્સ તરફ નાસી જવું.

એવું બન્યું કે એક દહાડો તેણી પોતાના મેહલની અગાસી ઉપર આવી અને ત્યાં થતી ખુશી ખુશહાલીથી તેણીનું દિલ શાદમાન બન્યું.

તેણીએ અરદશીરના હસ્તા હોઠ જોયા-જેથી તે જવાને પેલી માહ-તાબને ચેહરેનીનાં દિલમાં જગ્યા લીધી.

તેણી સાંજ પડી ત્યાં સુધી બલ્કે રાત પડી ત્યાં સુધી તે જગ્યાએજ ઉભી રહી હતી.

પછી તે મેહલના કુંગુરા ઉપર એક કમંદ નાખી તેમાં કેટલાક ગાંઠ વાળ્યા અને પોતાના હાથેથી તેને ખેંચી તપાસવા લાગી

પછી નેકી પહોંચાડનાર સાહેબને યાદ કરતી કરતી હિમ્મતથી નીચે ઉતરી આવી.

જ્યારે તેણી ગોહરોથી ભરેલી તેમજ ખુશ્બો, કસ્તુરી અને અમ્બરથી ભરેલી અરદશીરની નઝદીક આવી લાગી,

ત્યારે તેણીએ રેશમી તકયા ઉપરથી તેનું માથું ઊંચકયું-અને જ્યારે તે જાગૃત થયો ત્યારે તેણીએ તેને ઝોરથી પોતાની બગલમાં પકડયો.

જવાન અરદશીરે તેણીની ખૂબસૂરતી ઉપર તેમજ તેણીના બાલ અને સણગાર ઉપર નઝર કીધી.

અને તે માહતાબને ચેહરેની અઉરતને કહ્યું કે "મારાં ગમ ભરેલાં દિલને ખુશ કરવા તું કયાંથી નીકળી આવી?"

તેણીએ જવાબ આપ્યો કે "હું દાસી છું-અને આ દિલ અને જાન તારી મોહબતમાંજ ભર્યું છે.

હેલારામો ગન્જૂરે શાહુ અરૂદવાન્
કે અઝ મન્ બુવદ્ શાદો રઉશન્ રવાન્
કુનૂન્ ગરૂ પઝીરી મરા બન્દહુ અમ
બગીતી બદીદારે તૂ ઝન્દહુ અમ
બેયાયમ ચુ ખાહી બનઝ્દીકે તૂ
દેરફૂશાન્ કુનમ રૂઝે તારીકે તૂ
અઝાન્ શાદ્માન્ શુદ દેલે અરૂદશીરૂ
બદીદારે આન્ દેલબરે દેલપઝીરૂ
ચુ લખ્તી બરૂ આમદ બરીન્ રૂઝગારૂ
શેકસ્ત અન્દરૂ આમદ બઆમૂઝગારૂ
જહાન્દીદહુ બીદારૂ બાબકૂ બેમોરૂદ
સરાએ કોહન્ દીગરીરા સેપોરૂદ
ચુ આગાહી આમદ બરે અરૂદવાન્
પુરૂ અઝ ઘમ શુદો તીરહુ ગશતશ રવાન્
ગેરેફૂતન્દ હરૂ મેહુતરી યાદ પારૂસ
સેપહુબુદ બમેહુતરૂ પેસરૂ દાદ પારૂસ
બેફરૂમૂદ તા કૂસ બીરૂન્ બરન્દ
ઝે દરૂગાહુ લશકરૂ બહામૂન બરન્દ
જહાન તીરહુ શુદ બરૂ દેલે અરૂદશીરૂ
અઝાન્ પીરે રઉશનદેલો દસ્તગીરૂ
દેલ અઝ લશકરે અરૂદવાન બરૂગેરેફૂત
વઝાન્ આગહી રાએ દીગરૂ ગેરેફૂત
કે અઝ દર્દે ઊ બુદ દેલશ પુરૂ સેતીઝ
બહરૂ સૂ હમી જોસ્ત રાહે ગુરીઝ
વઝાન્ પસ ચુનાન્ બુદ કે શાહુ અરૂદવાન્
ઝે અખ્તરૂ શેનાસાને રઉશન્ રવાન્
બેયાવરૂદ ચન્દી બદરૂગાહે ખીશ
હમી બાઝ જોસ્ત અખ્તરો રાહે ખીશ
ઝમાન્ નીઝ તા ગર્દેશે રૂઝગારૂ
અઝીન્ પસ કેરા બાશદ આમૂઝગારૂ
ફેરેસ્તાદ શાન્ નઝદે ગુલનારૂ શાહુ
બદાન્ તા કુનદ અખ્તરાન્રા નેગાહુ
સે રૂઝ અન્દરાન્ કારૂ શુદ રૂઝગારૂ
નેગહુ કર્દહુ શુદ તાલએ શહુરૂયારૂ
ચુ ગન્જૂરૂ બેશનીદ આવાઝ શાન્
સખુન ગોફૂતન અઝ તાલેઓ રાઝ શાન્
બસેહુ રૂઝ તા શબ્ ગુઝશતહુ સે પાસ
કનીઝકૂ બેપર્દાખ્ત ઝખ્તરૂશેનાસ
પુરૂ અઝ આરૂઝૂ દેલ લબાન પુરૂ ઝે બાદ
હમી દાશ્ત ગોફૂતારે ઈશાન્ બયાદ
ચહારોમ બેશુદ મર્દે રઉશન્ રવાન્
કે બુકુશાયદ આન્ રાઝ બા અરૂદવાન્
બેરફૂતન્દ બા ઝીચહા દરૂ કેનારૂ
ઝે કાખે કનીઝકૂ બરે શહુરૂયારૂ
બેગોફૂતન્દ રાઝે સેપહુરે બલન્દ
હમાન્ ગશ્ત ઊ બરૂ ચેઓ ચૂનો ચન્દ
કઝીન્ પસ કુનૂન્ તા ન બસ રૂઝગારૂ
ઝે ચીઝી બેપીચદ દેલે શહુરૂયારૂ
કે બુગ્રીઝદ અઝ મેહુતરી કેહુતરી
સેપહુબુદ નેઝાદીઓ કુન્દાવરી

હું પાદશાહ અરદવાનનાં દિલને રાહત આપનારી અને તેની ખઝાન્ચી છું-તે મારેથી ખુશહાલ અને રોશન જીવનો રહે છે.

પણ જો તું મને કબૂલ રાખે તો હું હવે તારીજ બાંદી છું-આ દુન્યામાં તારા દીદારથીજ જીવતી છું.

જ્યારે તું ચાહશે ત્યારે હું તારી આગળ આવીશ-અને તારો સીઆહ દહાડો રોશન કરીશ."

એવા સખુન સાંભળીને તેમજ તે દિલપઝીર મઅશુકના દીદારથી-અરદશીરનું દિલ ખુશહાલ બન્યું.

એ પ્રમાણે થોડોક વખત વીતી ગયો-એટલામાં અરદશીરના ઉછેરનારને હાનિ પુગી.

અનુભવી હુશ્યાર બાબક ગુઝરી ગયો-અને આ પુરાણી દુન્યા બીજાને સોંપી ગયો.

જ્યારે અરદવાનને એ ખબર પડી-ત્યારે તે ગમ ભરેલો થયો અને તેનો જીવ સીઆહ બન્યો.

હવે દરેક સરદાર અરદવાન પાસેથી પાર્સ માંગવા લાગ્યો-પણ તે પાદશાહે પોતાના વડા બેટાનેજ પાર્સ આપ્યું.

તેણે હોકમ કીધો કે "નગારાં બાહેર લઇ જાય-અને દરગાહમાંથી લશકર મયદાનમાં કાઢે."

હવે આ રોશન દિલના દસ્તગીરી કરનારા બુઢ્ઢા બાબકને લીધે-અરદશીરનાં દિલ ઉપર જેહાન સીઆહ થઈ.

તેણે અરદવાનનાં લશકરની નોકરીથી પોતાનું દિલ ઉઠાડી મૂક્યું-અને જ્યારે તેને બાબકનાં મરણની ખબર મળી ત્યારે તેણે જુદીજ રીતનો વિચાર કીધો.

કારણકે તેનાં દુઃખથી તેનું દિલ જુસ્સા ભરેલું બન્યું હતું-અને તે જેમ બને તેમ ત્યાંથી નાસી જવાનો માર્ગ શોધતો હતો.

તેટલાંમા એમ બન્યું કે શાહ અરદવાને-બાહોશ નુજૂમીઓમાંથી,

કેટલાકોને પોતાની દરબારમાં બોલાવ્યા-અને તેઓથી પોતાના સેતારાની ચાલ અને પોતાનો માર્ગ શોધવા લાગ્યો.

વળી ફરતો ઝમાનો હવે પછી કોણનો તાબેદાર થઇ રહેશે? તે શોધવા લાગ્યો.

પછી પાદશાહે નુજૂમીઓને ગુલનારની નઝદીક મોકલ્યા-કે "ત્યાં તેણીના સેતારાઓની ચાલની તપાસ કરે."

તે કામ કરતાં તેઓને ત્રણ દહાડા લાગ્યા-પાદશાહના ગ્રહો તપાસી જોયા.

જ્યારે ખઝાન્ચી ગુલનારે તેઓને બોલતાં સાંભળ્યા-અને તેઓના ગ્રહો અને ભેદી બનાવોની વાતો કરતાં સાંભળ્યા,

ત્યારે ત્રણ દહાડા અને ત્રીજા દિવસની પાછલી રાત થઈ ત્યાં સૂધી તે કનીઝાક પેલા નુજૂમીઓની વાતો સાંભળવામાંજ મશગૂલ રહી.

તેણીએ ધડકતી છાતીએ અને હાય અફસોસ ભરેલા હોઠે સઘળું સાંભળ્યું-અને તે સઘળું બોલેબોલ યાદ રાખવા લાગી.

ચોથે દહાડે આ બાહોશ નુજૂમીઓ અરદવાનને તેનાં નસીબનો ભેદ કહેવા માટે ગયા.

તેઓ બગલમાં ગ્રહકુંડળીઓ લઇ પેલા નઝદીકના મેહલમાંથી પાદશાહ આગળ ગયા.

અને બુલંદ આસ્માનનો ભેદ તેમજ તેની ગર્દેશ કયારે, કેમ અને કોણ ઉપર થશે તે સઘળું કહ્યું.

તેઓ બોલ્યા કે "હવે પછી થોડાજ દહાડામાં એવો બનાવ બનશે કે એક ચીઝથી શાહનું દિલ દુઃખી થશે.

કારણકે પાદશાહના નોકરોમાંથી એક નોકર કે જે ઊંચા તોખ્મનો અને લડાયક છે તે નાસી જશે.

વઝાન્ પસ શવદ્ શાહુરૂયારે બલન્દ
જહાનદારે નીકુઅખ્તરે સુદ્દમન્દ
૩૩૧ દેહે નામવર્ મેહ્તરે નીકુબખ્ત
ઝે ગોફતારે ઈશાન્ ઘમી ગશ્ત સખ્ત
ચુ શુદ રૂએ કેશ્વર્ બકેર્દારે કાર્
કનીઝક્ બેયામદ્ બરે અર્દશીર્
ચુ દર્યા બર્ આશોફ્ત મર્દે જવાન્
કે યક્ રૂઝ નશ્કીબી અઝ અર્દવાન્
કનીઝક્ બેગોફ્ત આન્ કે રઉશન રવાન્
હમી ગોફ્ત બા નામદાર્ અર્દવાન્
સખુન ચૂન ઝે ગુલનાર્ અઝીનસાન્ શનીદ
શેકીબાઇએ ખામોશી બર્ ગઝીદ
દેહે મર્દે બર્ના શુદ અઝ ગોફ્તહ્ તીઝ
વઝાન્ પસ હમી જોસ્ત રાહે ગુરીઝ
બદ્ ગોફ્ત અગર્ મન્ બઈરાન્ શવમ
ઝે રય સૂએ શાહ્રે દેલીરાન્ શવમ
તો બા મન્ સેગાલી કે આઇ બરાહ્
કે ઈદર્ બેબાશી બનઝદીકે શાહ્
અગર્ બા મન્ આઈ તવન્ગર્ શવી
હમાન્ બર્ સરે કેશ્વર્ અફસર્ શવી
ચુનીન્ દાદ પાસોખ કે મન્ બન્દહ્ અમ
નબાશમ જુદા અઝ તો તા ઝન્દહ્ અમ
૩૩૨ હમી ગોફ્ત બા લબ્ પુરઝ બાદે સર્દ
ફેરૂ રીખ્ત અઝ દીદગાન આબે ઝર્દ
ચુનીન્ ગોફ્ત બા માહ્રૂય અર્દશીર્
કે ફર્દા બેબાયદ્ શુદન્ નાગુઝીર્
કનીઝક્ બેયામદ્ બયવાને ખીશ
બકફ્ બર્ નેહાદહ્ તનો જાને ખીશ
ચુ શુદ રૂએ ગીતી ઝે ખુર્શીદ ઝર્દ
બખમ અન્દર્ આમદ શબે લાજવર્દ
કનીઝક્ દરે ગન્જહા બાઝ કર્દ
ઝે હર્ ગઉહરી જોસ્તન્ આઘાઝ કર્દ
ઝે યાકૂત વઝ ગઉહરે શાહ્વાર્
ઝે દીનાર્ ચન્દાન્ કે બૂદશ બકાર્
બેયામદ્ બજાઈ કે બૂદશ નેશસ્ત
બદાન્ ખાનહ્ બેન્હાદ ગઉહર્ બદસ્ત
હમી બૂદ તા શબ્ બર્ આમદ ઝે કૂહ્
બેખોફ્ત અર્દવાન્ જાય શુદ બી ગોરૂહ્
અઝ અયવાન્ બેયામદ્ બકેર્દારે તીર્
બેયાવર્દ ગઉહર્ બરે અર્દશીર્
જહાનજૂયરા દીદ જામી બદસ્ત
નેગહ્બાને અસ્પાન્ હમહ્ ખોફ્તહ્ મસ્ત
૩૩૩ કુજા મસ્ત શાન્ કર્દહ્ બૂદ અર્દશીર્
કે ઊ ખાસ્ત રફ્તન્ બશબ્ નાગુઝીર્
દો અસ્પે ગેરાનમાયહ્ કર્દહ્ ગુઝીન્
બર્ આખુર્ ચરાન્ હમચુનાન્ ઝીરે ઝીન્
જેહાનજૂય ચૂન રૂએ ગુલનાર્ દીદ
હમાન્ ગઉહરે સુર્ખો દીનાર્ દીદ
હમઅન્દર્ ઝમાન્ પીશ બેન્હાદ જામ
બેઝદ્ બર્ સરે તાઝી અસ્પાન્ લગામ

અને ત્યાર બાદ તે દુન્યાની સંભાળ રાખનારો, ભાગ્યશાળી અને ફાયદાકારક મોટો પાદશાહ બનશે."

તેઓની આ વાત સાંભળી નેકબખ્ત નામવર પાદશાહનું દિલ બહુ ગમગીન થયું.

હવે જ્યારે દુન્યા ડામર જેવી કાળી થઇ (યાને રાત પડી) ત્યારે પેલી બાંદી અરદશીરની આગળ આવી.

તે જવાન મર્દ દર્યાની માફક ઉછળીને બોલ્યો કે "અરદવાન વગર એક દહાડો પણ તને ચાલે નહીં?"

એ ઉપરથી પેલી બાંદીએ પાદશાહ અરદવાનને પેલા બાહોશ નુજૂમીઓએ જે કાંઈ કહ્યું હતું તે તેને કહી સંભળાવ્યું.

અરદશીરે જ્યારે ગુલનારને મોઢેથી એવી વાત સાંભળી-ત્યારે તેણે ધીરજ ધરી અને ખામોશી એખ્તેયાર કીધી.

તે જવાન મર્દનું દિલ તેણીની વાતથી ઉશ્કેરાઈ આવ્યું-અને ત્યાર બાદ નાસવાનો વિચાર કરવા લાગ્યો.

તેણે પૂછ્યું કે "જો હું રય છોડી ઇરાનમાં તે બહાદુરોનાં શેહર તરફ જાઉં,

તો તું વિચાર કરી કહે કે મારી સાથે આવશે કે અહીં પાદશાહ પાસેજ રહેશે?

જો તું મારી સાથે આવશે તો તવંગર થશે-તેમજ સઘળા મુલકોનાં સર ઉપરનું તાજ બનશે."

તેણીએ એવો જવાબ દીધો કે "હું તારી તાબેદાર છું-જ્યાં સૂધી જીવતી છું ત્યાં સૂધી તારીથી જુદી નહીં પડીશ."

તેણી સર્દ હાય ભરેલા હોઠ સાથ એમ બોલતી હતી અને આંખમાંથી પીળાં આંસુ વરસાવતી હતી.

અરદશીરે તે માહતાબને ચેહરેનીને કહ્યું કે "આવતી કાલે આપણને નાચારીએ જવુંજ જોઇયે."

તેણી પોતાનો જીવ પોતાની મૂઠીમાં લઇ પોતાને ઘરે આવી.

જ્યારે ખુરશીદના પ્રકાશથી દુન્યાની સપાટી સોનેરી બની-અને કાળી રાત કમંદના ફાંદામાં ફસી (યાને સવાર પડી),

ત્યારે તે બાંદીએ ખઝાનાનો દરવાઝો ખોલ્યો-અને જુદી જુદી જાતનાં ગોહરો શોધવા લાગી.

માણેક અને પાદશાહોને લાયકનાં મોતીમાંથી કેટલાંક લીધાં તેમજ તેણીને કામ લાગે એટલા દીનાર લઇને,

પોતાના ઓરડામાં પાછી ફરી-અને પોતાના હાથમાંનાં ગોહરો તે ઓરડામાં મૂકયાં.

તેણી પહાડ ઉપરથી રાત નીકળી અરદવાન સૂઈ ગયો અને સઘળાં વગે સગે થઈ ગયાં ત્યાં સૂધી થોભી ગઈ.

પછી તેણી મેહલમાંથી તીરની માફક બાહેર પડી-અને અરદશીરની આગળ પેલાં ગોહરો લઇ આવી

તેણીએ તે જેહાન જીતનાર જવાનને હાથમાં જામ પકડી બેઠેલો જોયો અને જોયું કે સઘળા ઘોડાના ચોકીબાનો મસ્ત થઈ સૂતા છે.

કે જેઓને અરદશીરે મસ્ત કીધા હતા-કારણકે તેને તે રાતે ઝરૂર જવુંજ હતું.

તેણે બે ઉમદા ઘોડા તૈયારજ રાખ્યા હતા-જે ઝીન બાંધેલાજ તબેલામાં ચરતા હતા.

અરદશીરે જ્યારે ગુલનારનો ચેહરો જોયો-તેમજ રાતાં ગોહર અને દીનાર જોયા,

ત્યારે તેજ વખત તેણે જામ પાસે મૂકી દીધી--અને અરબી ઘોડાઓને લગામ ચઢાવી.

**બેપૂશીદ્ બફ્તાનો ખુદ્ બરૂનેશસ્ત**
**ચકી તીઘે જહુર્ આબ્ દાદહુ બદસ્ત**
**હમાન્ માહુરોખ્ બર્ દેગર્ બારગી**
**નેશસ્તો બેરફ્તન્દ્ ચકુબારગી**
**અઝ્ અયવાન્ સુએ પારૂસ બેન્હાદ્ રૂય**
**હમી રફ્ત શાદાન્ દેલો રાહુજૂય**

તેણે બખ્તર પેહેર્યું અને પોતે સવાર થયો-હાથમાં એક ઝેહરી પાણી પાએલી તલવાર લીધી.

તેમજ તે માહતાબને ચેહરેની બીજા ઘોડા ઉપર-બેઠી અને તેઓ એકદમ ઉપડી ગયાં.

તે મેહલ છોડી તેણે પાર્સ તરફ ચાલવા માંડયું-અને ખુશહાલ દિલે રસ્તો કાપવા લાગ્યો.

---

## આગાહી યાફ્તને અર્દવાન્ અઝ્ ગુરીખ્તને અર્દશીર્ બા કનીઝક્ વ તાખ્તનશ્ અઝ્ અકબે ઇશાન્.

**ચુનાન્ બુદ્ કે બી માહુરૂય અર્દવાન્**
**નબૂદી શબો રૂઝ્ રઉશન્ રવાન્**
**જે દીબા નબર્દાશ્તી દૂશો ચાલ**
**મગર્ ચેહ્રે ગુલ્નાર્ દીદી બફાલ**
**ચુ આમદશ હન્ગામે બર્ખાસ્તન્**
**બદીબા સરે ગાહશ આરાસ્તન્**
**કનીઝક્ નેયામદ્ બબાલીને ઊય**
**બર્ આશોફ્તો પીચાન્ શુદ્ અઝ્ કીને ઊય**
**બદર્ બર્ સેપાહ્ ઈસ્તાદહુ બપાય**
**બેયારાસ્તહુ તખ્તો તાજો સરાય**
**જે દર્ગાહ્ બર્ખાસ્ત સાલારે બાર્**
**બેયામદ્ બરે નામ્વર્ શહ્રયાર્**
**બદ્ ગોફ્ત ગર્દન્કશાન્ બર્ દરન્દ્**
**હરાન્ કસ કુજા મેહ્તરે કેશ્વરન્દ્**
**પરસ્તન્દગાન્રા ચુનીન્ ગોફ્ત શાહ્**
**કે ગુલ્નાર્ ચૂન રાહો આઇન્ નેગાહ્**
**નદારદ્ નેયાયદ્ બબાલીને મન્**
**મગર્ બાશદ્ અન્દર્ દેલશ કીને મન્**
**બેયામદ્ હમાન્ગાહ્ મેહ્તર્ દબીર્**
**કે રફ્તસ્ત બી ગાહ્ દૂશ અર્દશીર્**
**વઝ્ આખુર્ બેબોર્દસ્ત ખેન્ગો સેયાહ્**
**કે બૂદ્ બારએ નામબર્દાર્ શાહ્**
**હમાન્ગાહ્ શુદ્ શાહ્રા દેલપઝીર્**
**કે ગન્જૂરે ઊ રફ્ત બા અર્દશીર્**
**હેલે મર્દે જન્ગી બર્ આમદ્ ઝે જાય**
**બબાલાએ બૂર્ અન્દર્ આવર્દ પાય**
**સવારાને જન્ગી ફેરાવાન્ બેબોર્દ**
**તો ગોફ્તી હમહ્ બારહ્ આતેશ સેપોર્દ**
**બરહ્ બર્ ચકી નામ્વર્ દીદ્ જાય**
**બસી અન્દરો મર્દુમો ચાર્પાય**
**બેપુર્સીદ્ અઝીશાન્ કે શબ્ગીર્ હુર્**
**શનીદ્ ઈચ કસ બાન્ગે નઅલે સુતૂર્**
**દો તન્ બર્ ગુઝશ્તન્દ્ પૂયાન્ બરાહ્**
**ચકી બારએ ખેન્ગો દીગર્ સેયાહ્**

## પોતાની બાંદી સાથ અર્દશીરના નાસી જવાથી અર્દવાનનું વાકેફ થવું અને તેનું તેઓની પૂઠે દોડવું.

હવે એમ હતું કે પેલી માહતાબને ચેહરની ઔરત વગર પાદશાહ અરદવાન શું રાત કે દીસ ખુશહાલ રહેતો હતો નહીં.

અને શુગન તરીકે ગુલનારનો ચેહરો જોયા વગર તે ઢોલિયા ઉપરથી ઉઠતો ન હતો.

જ્યારે તેનો ઉઠવાનો વખત થયો-અને રેશમી કપડાં પેહેરી તખ્તને સણગારવાનો વખત આવ્યો,

તો પણ પેલી બાંદી તેનાં માથાં આગળ આવી નહીં-ત્યારે તે ગુસ્સે ૩૩૪
થયો અને તેણીની ઉપર કીના માટે ઉસકેરાયો.

બાહેર દરવાઝા ઉપર ચોકીદારો ઉભેલાજ હતા-તેમજ તખ્ત, તાજ અને મેહલ પણ સણગારી તૈયારજ રાખેલો હતો.

દરબારમાંથી દરબારનો વડો અમલદાર ઉઠયો-અને નામવર પાદશાહની આગળ આવ્યો.

અને બોલ્યો કે "સરદારો અને મુલકના મોટા લોકો દરવાઝા ઉપર આવી ઉભા છે."

પાદશાહે પોતાના ખિદમતગારોને કહ્યું-કે "ગુલનાર પોતાના ધારા અને રેવાજ પ્રમાણે મારી ઉપર નઝર

નહીં નાખતી અને મારાં બિછાના આગળ નથી આવતી-તે શું મારેથી કાંઈ ગુસ્સે થઇ છે?"

તેજ વખત વડો મુન્શી ત્યાં આવી પુગ્યો-અને બોલ્યો કે "ગઇ રાતે કવખતે અરદશીર જતો રહ્યો છે.

અને તબીલામાંથી સફેદ અને કાળો ઘોડો-કે જે બન્ને નામ ઉઠાવ-વનાર પાદશાહના ઘોડા હતા તે પણ લઇ ગયો છે."

એ સાંભળી તુરત પાદશાહની ખાતેરી થઈ કે "તેની ખઝાનેદાર અઉરત પણ અરદશીર સાથ નાસી ગઇ છે."

જેથી તે લડાયક મર્દનું દિલ ઉસકેરાઈ આવ્યું-તે એક રાતા રંગના ઘોડા ઉપર સવાર થયો.

સાથે ઘણાક જંગી સવારો લેતો ગયો-તું કહે ગોયાં સઘળાઓએ ૩૩૫
પોતાના ઘોડા આતશનેજ સોંપી દીધા.

રસ્તામાં તેણે એક નામીચી જગ્યા જોઈ-જ્યાં પુષ્કળ માણસો અને ઢોરો હતાં.

પાદશાહે તે લોકોમાંથી પૂછપરછ કીધી કે "બામદાદને વખતે કોઇયે ઘોડાનાં પગલાંનો આવાઝ સાંભળ્યો હતો?

કોઈ બે જણાં અત્રેથી પસાર થઈ ગયાં?-જેમાં એકનો રાતો અને બીજાનો કાળો ઘોડો હતો?"

ચકી ગોફ્તઃ કીહ્રૂ બરહ્ બરૂગુઝશ્ત
દો તન્ બરૂ દો અસ્પ્ અન્દરૂ આમદ્ ઝે દશ્ત
બદુમ્ મે સવારાન્ ચકી ઘોર્મે પાકૂ
ચુ અસ્પી હમી બરૂ પરાગન્દ્ ખાકૂ
બદરેતૂરૂ ગોફ્ત આનઝમાન્ અર્દવાન્
કે ઈન્ ઘોરૂમ બારે ચેરા શુદ્ રવાન્
ચુનીન્ દાદ્ પાસોખ કે ઈન્ ફરૂરે ઊસ્ત
બશાહી ઝે નીકૂ અખ્તરી પરૂરે ઊસ્ત
ગરૂ ઈન્ ઘોરૂમ દરૂયાબદ્ ઊરા બતાઝ
હમહ્ કારૂ ગર્દદ્ બમા બરૂ દરાઝ
ફેરૂદ્ આમદ્ આન્ જાયગહ્ અર્દવાન્
બખુર્દો બરૂ આસૂદો આમદ્ દવાન્
૩૩૬ હમી તાખ્તન્દ્ અઝ પસે અરૂદશીરૂ
બપીશ અન્દરૂન અર્દવાન્ બા વઝીરૂ
જવાન્ બા કનીઝક ચુ બાદે દમાન્
નપર્દાખ્ત અઝ તાખ્તન્ યકૂઝમાન્
કેરા યારૂ બાશદ્ સેપહ્રે બલન્દ
બરૂ ઊ બરૂ ઝે દુશ્મન્ નેયાયદ્ ગઝન્દ
અઝાન્ તાખ્તન્ રન્જહ્ ગશ્ત અરૂદશીરૂ
બદીદ્ અઝ બલન્દી યકી આબ્ગીરૂ
જવાનમરૂદ્ પૂયાન્ બગુલનારૂ ગોફ્ત
કે અકૂનૂન્ કે ગશ્તીમ બા રન્જ જોફ્ત
બબાયદ્ બરીન્ ચશ્મહ્ આમદ્ ફેરૂદ્
કે શુદ્ બારહો મરૂદ્ બી તારો પૂદ્
બબાશીમો અઝ આબ્ ચીઝી ખુરીમ
વઝાન્પસ બઆસૂદગી બુગ્ઝરીમ
ચુ હરૂદ્ રસીદન્દ્ નઝદીકે આબ્
બઝર્દી દુ રોખસારહ્ ચૂન આફ્તાબ્
હમી ખાસ્ત આમદ્ ફેરૂદ્ અરૂદશીરૂ
દો મર્દે જવાન્ દીદ્ બરૂ આબ્ગીરૂ
જવાનાન્ બઆવાઝ ગોફ્તન્દ્ ઝૂદ્
એનાનો રેકાબત્ બબાયદ્ બસૂદ્
૩૩૭ કે રસ્તી ઝે કામો દમે અઝદહા
કુનૂન આબ્ ખુરૂદન્ નેયારદ્ બહા
નબાયદ્ કે આઈ બખુરૂદન્ ફેરૂદ્
તને ખીશરા દાદ્ બાયદ્ દેરૂદ્
ચુ અઝ પન્દગૂ આન્ શનીદ્ અરૂદશીરૂ
બગુલનારૂ ગોફ્ત ઈન્ સખુન યાદગીરૂ
ગેરાન્ શુદ્ રેકાબો સુબુક શુદ્ અનાન્
બગર્દન બરૂ આવરૂદ્ રખ્શાન્ સનાન્
પસ અન્દરૂ ચુ બાદે દમાન્ અરૂદવાન્
હમી તાખ્ત હમવારહ્ તીરહ્ રવાન્
બદાનગહ્ કે બુગ્ઝશ્ત નીમી ઝે રૂઝ
ફલકરા બેપયમૂદ્ ગીતી ફેરૂઝ
યકી શારૂસાન્ દીદ્ બા રન્ગો બૂય
બસી મરૂદુમ આમદ્ બનઝદીકે ઊય
ચુનીન્ ગોફ્ત બા મૂબેદ્ આન્ નામદારૂ
કે કય બરૂગુઝશ્તન્દ્ આન્ દૂ સવારૂ
ચુનીન્ દાદ્ પાસોખ બદૂ રહ્નુમાય
કે અય શાહે નીકૂઅખ્તરો પાકૂરાય

એક જણે જવાબ દીધો કે "બે જણ બે ઘોડા ઉપર બેસી જંગલ માંથી આવી આ રસ્તામાંથી પસાર થઈ ગયાં.

તે સવારોની પાછળ એક પવિત્ર પહાડી મેંઢું દોડતું હતું-જે ઘોડાની પખે દોડતાં ધૂળ ઉરાડતું હતું."

અરદવાને પોતાના વઝીરને પૂછ્યું-કે "આ મેંઢું શા માટે પાછળ ગયું હશે?"

તેણે જવાબ દીધો કે એ તેનું "ખોરેહ" છે-અને તેનો નેક સેતારો તેની પાદશાહીની નિશાની દેખાડે છે

જો આ મેંઢું દોડવામાં તે સવારોને પકડી પાડશે-તો જાણ કે આપણું કામ વધુ લમ્બાશે."

અરદવાન તે જગ્યાએ ઉતર્યો-તેણે ખાધું, આસાયેશ લીધી અને પાછો દોડયો.

તેઓએ અરદશીરની પૂઠ પકડી-હરોલમાં વઝીરની સાથે અરદવાન દોડતો હતો.

પેલી તરફ પેલો જવાન એક પળ પણ થોભ્યા વગર તે બાંદી સાથે ઝડપથી ઘોડો ડપતાવ્યો જતો હતો

જે શખ્સનો બુલંદ આસ્માન મદદગાર હોય છે-તેને દુશ્મનથી કશું નુકસાન પુગતું નથી.

સવારી કરતાં કરતાં આખેરે અરદશીર થાકી ગયો અને ઊંચાઇએથી એક પાણીનું તળાવ જોયું.

દોડતાં દોડતાંજ તે જવાન મર્દે ગુલનારને કહ્યું-કે "હાલ આપણે તદન થાકી ગયાં છિયે.

તેથી આ પાણીના ચશ્મા આગળ આપણને જરા આસાયેશ લેવી જોઇયે-કારણકે ઘોડા અને સવારો બન્ને થાકી ગયા છે.

અહીં જરા થોભિયે અને આ તળાવમાંથી થોડુંક પાણી પીજ્યે-ત્યાર બાદ નવેસરથી તાઝાં બનીને રવાના થઇયે."

પછી જેવાં તે બેઉ જણા કે જેઓના બન્ને ગાલ પીળાશથી આફ્તાબની મિસાલના બન્યા હતા તેઓ પેલાં પાણીની નઝદીક જઈ પહોંચ્યાં,

અને અરદશીર નીચે ઉતરવા ચાહતો હતો-તેવામાં તે તળાવ આગળ તેણે બે જવાન શખ્સોને જોયા.

પેલા જવાનોએ પોકાર મારીને કહ્યું કે "તુરત-તારે લગામ અને રેકાબ પાછી ચાલુ કરવી જોઇયે.

કારણકે તું અઝદહાનાં ડાચાંમાંથી અને તેના દમમાંથી બચી ગયો છે અને હવડાં તને પાણી પીવું બહુ ભારી પડી જશે.

તને પાણી પીવા માટે ઘોડા ઉપરથી નીચે ઉતરવું ઘટતું નથી-તારાં શરીરને મરમાં આપવું નહીં જોઇયે"

જ્યારે પેલા નસીહત કરનારાઓથી અરદશીરે એવું સાંભળ્યું-ત્યારે તેણે ગુલનારને કહ્યું કે "આ વાત સાંભળ"

તેણે તુરત રેકાબ દાબી અને લગામ ઢીલી મૂકી દીધી-અને ઝળકતો ભાલો ખભાં ઉપર ચઢાવી ચાલ્યો.

તેની પાછળ સીઆહ જીને અરદવાન પવનની ઝડપે લાગત દોડ તોજ હતો.

જે વખતે કે અરધો દહાડો પસાર થઇ ગયો હતો અને દુન્યાને રોશન કરનાર આફતાબે આસ્માન પસાર કર્યું,

તે વખતે તેણે એક સુંદર શેહર જોયું-જ્યાંના ઘણાક માણસો અરદવાનની નઝદીક આવ્યાં.

તે નામવરે એક દાના શખ્સને પૂછ્યું-કે "પેલા બે સવારો અહીંથી કયારે પસાર થઈ ગયા?"

તે રેહનુમાએ તેને એવો જવાબ દીધો-કે "ઓ પાક વિચારના નેકબખ્ત પાદશાહ!

બદાનઅહ્ કે ખુરૂશીદ્ બરૂગશ્ત ઝરૂદ
બેગુસ્તરૂદ્ ચાદરૂ શબે લાજવરૂદ
બરીન્ શહરૂ બુગઝશ્ત પૂયાન્ દો તન્
પુરૂ અઝ ગર્દો બી આબ્ ગશ્તહ્ દહન્
યકી ઘોરૂમ બૂદ અઝ પસે યકુ સવારૂ
કે ચૂન ઊ નદીદમ બરૂ અયવાન્ નેગારૂ
ચુનીન્ ગોફ્ત બા અર્દવાન્ કદ્ખોદાય
કઝ ઈદરૂ મગરૂ બાઝ ગર્દી બજાય
સેપહ્ સાઝીઓ સાઝે જન્ગ્ આવરી
કે અફ્નૂન દેગરૂ ગૂનહ્ શુદ દાવરી
કે બખ્તશ પસે પોશ્તે ઊ બરૂ નેશસ્ત
અઝીન્ તાખ્તન્ બાદ્ બાશદ્ બદસ્ત
યકી નામહ્ બેન્વીસ નઝદે પેસરૂ
બનામહ્ બેગૂ ઈન્ સખુન સરૂબસરૂ
નેશાની મગરૂ યાબદ્ અઝ અરૂદશીરૂ
નબાયદ્ કે ઊ દૂશદ્ અઝ ઘોરૂમ શીરૂ
ચુ બેશનીદ્ ઝૂ અર્દવાન્ ઈન્ સોખન્
બેદાનેસ્ત કાન્ કારે ઊ શુદ કોહન્
બદાન શારૂસાન્ અન્દરૂ આમદ્ ફેરૂદ
હમી દાદ્ નીકી દેહેશરા દેરૂદ

જે વખતે ખોરશીદનાં કિરણ સોનેરી દેખાવા લાગ્યાં-અને કાળી રાતે ચાદર બિછાવી,

તે વખતે આ શેહરમાંથી બે જણ દોડતા પસાર થયા-તેઓ ધૂળથી ૩૩૮
ભરેલા અને પાણી વગર તેઓનાં મોં સૂકાઈ ગયલાં હતાં

તેઓમાંના એક સવારની પછાડી એક મેંઢું-કે જેના જેવો મેં કોઇ મેહલમાં ચીતાર પણ જોયો હતો નહીં તે હતું."

આથી વઝીરે અરદવાનને સલાહ આપી-કે "હવે તું અહીંથી તારી જગ્યાએ પાછો ફર.

લશ્કર તૈયાર કર અને લડાઇના અસ્બાબ ભેગો કર-કારણકે હવે આ ઝગડાએ બીજીજ રીતનું રૂપ લીધું છે.

કારણકે તેનું નસીબ તેને મદદ કરે છે-માટે તેની પૂઠ પકડવામાં કાંઈજ ફાયદો નથી.

તું તારા બેટા ઉપર એક નામુ લખ અને તેમાં આ સઘળી વાત જણાવ.

કદાચ તે અરદશીરનો પત્તો મેળવી શકશે-એવું નહીં બનવા દેવું જોઇયે કે તે પેલાં મેંઢાંનું દૂધ કાઢી પીયે."

જ્યારે અરદવાને તે વાત સાંભળી-ત્યારે તે સમજી ગયો કે કામ વધ્યું.

તે ઉપરથી તેણે તે શેહરમાં વીસામો લીધો-અને ખોદાતાલાને યાદ કરવા લાગ્યો.

## નામહ્ નેવેશતને અર્દવાન્ બબહ્મન્ પેસરે ખુદ્ દર્ બારએ ગેરેફ્તને અર્દશીર્.

ચુ શબ્ ફઝ શુદ બામદાદે પગાહ્
બેફરૂમૂદ તા બાઝ ગર્દદ્ સેપાહ્
બેયામદ્ દો રોખ્સારહ્ હમ રન્ગે નય
ચુ શબ્ તીરહ્ ગશ્ત અન્દરૂ આમદ્ બરય
યકી નામહ્ બેન્વેશત નઝદે પેસરૂ
કે કઝ્ઝી બકારૂ અન્દરૂ આવરૂદ સરૂ
ચુનાન્ શુદ ઝે બાલીને મા અરૂદશીરૂ
કઝાન્સાન્ નરફ્ત અઝ કમાન્ હીચ તીરૂ
સુએ પારૂસ આમદ્ બેજૂયશ નેહાન્
મગૂ ઈન્ સખુન્ બા કસ અન્દરૂ જેહાન્
વઝીન્ સુ બદર્યા રસીદ્ અરૂદશીરૂ
બયઝદાન્ ચુનીન્ ગોફ્ત કય દસ્તગીરૂ
તો કર્દી મરા ઈમન્ અઝ બદ્કુનશ
કે હરૂગેઝ મબીનાદ્ નીકી તનશ
બરૂ આસૂદ મલ્લાહરા પીશ ખાન્દ
ઝે કારે ગુઝશ્તહ્ ફેરાવાન્ બેરાન્દ
નેગહ્ કરૂદ ફર્ઝાનહ્ મલ્લાહે પીરૂ
બબાલાઓ ચેહ્રો બરે અરૂદશીરૂ
બેદાનેસ્ત કુ નીસ્ત જોઝ કય નેઝાદ
ઝે ફરૂરો ઝે અઉરન્દે ઊ ગશ્ત શાદ

## અર્દવાને અર્દશીરને પકડવા માટે પોતાના બેટા બહમન ઉપર નામુ લખવું.

જ્યારે રાત પુરી થઇને દીવસ ઉગ્યો ત્યારે બામદાદને વખતે-તેણે હોકમ કર્યો કે "લશ્કર પાછું ફરે."

તે બરૂના જેવા ફિક્કા ગાલ લઇને જ્યારે રાતનો વખત થવા આવ્યો ૩૩૯
ત્યારે પાછો આવ્યો.

તેણે પોતાના બેટા ઉપર એક નામુ લખ્યું-કે "વાંકો દહાડો બેસી ચૂકયો છે.

અરદશીર આપણાં મુકામમાંથી એવી ઝડપે જતો રહ્યો છે કે તેવી ઝડપે કોઇ કમાનમાંથી તીર પણ ગયો નથી.

તે પાર્સ શેહર તરફ આવ્યો છે તું તેની છૂપીજ ખોળ કાઢજે-જેહાનમાં આ વાત કોઇને પણ કહેતો ના."

હવે આ તરફ અરદશીર એક નદી તરફ જઈ પહોંચ્યો-અને ખોદાતાલાને એ પ્રમાણે કહેવા લાગ્યો કે "ઓ મારા મદદના કરનાર!

તેં મને મારા દુશ્મનથી નચિન્ત કર્યો છે-કે જેનું શરીર કદી પણ ભલાઈ જોતુંજ ના."

પછી તેણે વીસામો લીધો ત્યાર બાદ એક ખલાસીને બોલાવ્યો અને તેની આગળ બની ગયલા બનાવોનું કેટલુંક બેયાન કીધું.

પેલા બુઢ્ઢા દાના ખલાસીએ અરદશીરનાં કદ, ચેહરા અને છાતી ઉપર નજર કીધી.

અને તુરત સમજી ગયો કે તે કયાની બુન્યાદ સિવાય બીજો કોઇજ નથી-તેનો ઝગઝાટ અને દબદબો જોઈ તે ખુશહાલ થયો.

બેયામદ બદર્યા હમ અન્દર્ શેતાબ્
બહર્સૂ બર્ અફૂગન્દ જઉરકૂ બર્ આબ્
૪૪૦ ચે આગાહીએ નામદાર્ અર્દશીર્
સેપાહ્ અન્જુમન શુદ બશાન્ આબ્ગીર્
હરાન્ કસ કે બુદ બાબકાન્ દર્ સેતખર્
બઆગાહીએ શાહ્ કર્દન્દ ફખર્
દેગર્ હર્કે અઝ તોખ્મે દારા બુદન્દ
બહર્ કેશ્વરી બા જુદારા બુદન્દ
ચુ આગાહી આમદ કે શાહ્ અર્દશીર્
ચે શાદી જવાન્ શુદ દેલે મર્દે પીર્
હમી રફૂત મર્દુમ ઝે દર્યાઓ કુહ્
બનઝદીકે દર્યા ગોરૂહા ગોરૂહ્
ઝે હર્ શહર્ ફર્ઝાનહો રાયઝન્
બનઝદે જહાનજૂય ગશ્ત અન્જુમન્
ઝબાન્ બર્કુશાદ અર્દશીરે જવાન્
કે અય નામદારાને રઉશન્ રવાન્
કસી નીસ્ત ઝાન્ નામદાર્ અન્જુમન્
ઝે ફર્ઝાનહો મર્દુમે રાયઝન્
કે નશનીદ કેસ્કન્દરે બદ નેહાન્
ચે કર્દ અઝ ફેરૂમાયગી દર્ જેહાન
નેયાગાને મારા યકાયક્ બેકોશ્ત
બબીદાદ આવર્દ ગીતી બમોશ્ત
૩૪૧ ચુ મન્ બાશમ અઝ તોખ્મે એસ્ફન્દેયાર્
બમર્ઝ અન્દરૂન્ અર્દવાન શહર્યાર્
સઝદ ગર્ મરીન્રા નખાનીમ દાદ
વઝીન્ દાસ્તાન્ કસ નગીરીમ યાદ
ચુ બાશીદ બા મન્ બદીન્ યાર્મન્દ
નમાનમ બકસ તખ્તો તાજે બલન્દ
ચે ગુઇદો ઈન્રા ચે પાસોખ દેહીદ
કે પાસોખ બઆવાઝે ફર્રૂખ નેહીદ
હરાન્ કસ કે બૂદ અન્દરાન્ અન્જુમન્
ઝે શમ્શીરઝન્ મર્દાં અઝ રાયઝન્
ચુ આવાઝ બેશનીદ બર્પાય ખાસ્ત
હમહ્ રાઝે દેલ બાઝ ગોફૂતન્દ રાસ્ત
કે હર્કસ કે હસ્તીમ બાબક્ નેઝાદ
બદીદારો ચેહ્રે તો ગશ્તીમ શાદ
વદીગર્ કે હસ્તીમ સાસાનેયાન્
બેબન્દીમ કીન્રા કમર્ બર્ મેયાન્
તનો જાને મા સર્બસર્ પીશે તોસ્ત
ઘમો શાદમાની બકમ બીશે તોસ્ત
બદ્ ગઉહર્ અઝ હર્ કસી બર્તરી
સઝદ બર્ તો શાહીઓ કુન્દાવરી
૩૪૨ બફર્માને તૂ કુહ્ હામૂન કુનીમ
બતીઘ આબે દર્યા હમહ્ ખૂન કુનીમ
ચુ પાસોખ બરાનસાન શનીદ અર્દશીર્
સરશ બર્તર્ આમદ ઝે નાહીદો તીર્
બરાન્ મેહ્તરાન્ આફ્રીન્ ગુસ્તરીદ
બદેલ દર્ બઅન્દીશહ્ કીન્ ગુસ્તરીદ
બનઝદીકે દર્યા યકી શાર્સાન્
બેયફૂગન્દો શુદ શાર્સાન્ કાર્સાન્

અને તુરત તે નદી આગળ પાછો આવ્યો-અને ચો તરફ પાણી ઉપર મછવા દોડતા કર્યા.

નામદાર અરદશીરના આવવાની ખબર પડતાંજ-તે નદી કિનારે એક લશ્કર ભેગું થઈ ગયું.

બાબકની બુન્યાદવાળા જે કોઇ કે ઇસ્તખ્રમાં હતા-તેઓ શાહની વધાઇ સાંભળી મોટાઈ કરવા લાગ્યા.

વળી જે કોઈ કે દારાની તોખ્મના હતા-અને જુદા જુદા મુલકોમાં સલાહ સંપજથી રહેતા હતા,

તેઓ જ્યારે પાદશાહ અરદશીરની વધાઇ પામ્યા-ત્યારે તે બુઢ્ઢા મર્દોનાં દિલ ખુશાહાલીથી પાછાં જવાન બન્યાં.

લોકો દર્યા અને પહાડને માર્ગે પેલી નદી તરફ ટોળે ટોળાં આવવા લાગ્યાં.

દરેક શેહરમાંથી દાનાઓ અને સલાહકાર મર્દો-પાદશાહ અરદશીરની નઝદીક એકઠા થયા.

જવાન અરદશીર પોતાની ઝબાન ખોલી બોલ્યો-કે "ઓ રોશન જીવના નામદારો!

આ ડહાપણવાળા અને દાનેશમંદ લોકોની નામદાર અંજુમનમાંથી એવો કોઇજ ન હશે,

કે જે જાણતો નહીં હોય કે બદ બુન્યાદના સિકંદરે-પોતાનાં નીચ પણાથી દુન્યામાં શું શું કીધું?

સઘળા આપણા નેયાગાનોને તેણે મારી નાખ્યા અને જુલ્મથી દુન્યા હાથમાં લાવ્યો.

જ્યારે હું અસ્ફંદિયારની તોખ્મનો હયાત હોઉં-અને દેશમાં અરદવાન પાદશાહી કરે,

ત્યારે એ વાતને હું વાજબી નહીં ગણું તો તેમાં કાંઈ ખોટું નથી-આવો બનાવ આગળ બન્યો હોય એમ આપણને યાદ પણ નથી.

જો તમો આ કામમાં મારી સાથ મદદગાર બનો-તો હું કોઈની પાસે પણ આ તખ્ત અને બુલંદી ભરેલું તાજ રહેવા દઉં નહીં.

બોલો તમો શું કહો છો અને એનો શું જવાબ આપો છો?-કે જે જવાબ તમો તમારા મુબારક આવાઝથી આપજો."

તલવાર મારનારા બહાદુરોમાંથી તેમજ ડહાપણવાળા શખ્સોમાંથી-જે કોઇ કે તે અંજુમનમાં હાઝેર હતા,

તેઓએ જ્યારે તેનું બોલવું સાંભળ્યું ત્યારે તેઓ ઉભા થયા-અને પોતાનાં દિલમાંની ખરેખરી સઘળી વાત કહી દીધી,

કે "અમો જેઓ કે બાબકની બુન્યાદના છિયે-તેઓ તારા દીદાર અને ચેહરાથી ખુશાહાલ થયા છિયે.

બીજું એ કે અમો જે સાસાનિયાનો છિયે-તેઓ કીનો લેવા માટે કમર ઉપર કમરબંદ બાંધીશું.

અમારાં તન અને જાન તનેજ અર્પાણ કર્યાં છે-તારીજ ચઢતી પડતી ઉપર અમારી ખુશાહાલી અને ગમગીની છે.

તું બન્ને (મા અને બાપની) બુન્યાદમાં દરેક જણ કરતાં ચઢિયાતો છે-પાદશાહી અને પેહલવાની તારીજ ઉપર લાયક છે.

અમો તારા હોકમથી પહાડને મયદાન બનાવી દઈશું-અને તલવારે કરી દર્યાનાં પાણી સઘળાં લોહી જેવાં કરીશું."

જ્યારે અરદશીરે એવી રીતનો જવાબ સાંભળ્યો-ત્યારે તેનું સર શુક્ર અને બુધ સેતારાથી પણ વધુ બુલંદ થયું.

તેણે તે સરદારો ઉપર દુઆ કીધી-અને દિલમાં કીનાનો વિચાર કીધો.

તેણે દર્યાની નઝદીકમાંજ એક શેહર-વસાવ્યું અને તે શેહર લશ્કરી કારખાનું બની ગયું.

યકી મૂબેદી ગોફ્ત બા અર્દશીર્
કે અય શાહે નીકુઅખ્તરો દેલ્પઝીર્
સરે શહ્રયારી હમી નવ્ કુની
હમહ્ પારસ બાયદ્ કે બીખવ્ કુની
વઝાન્ પસ કુની રઝ્મ બા અર્દવાન્
કે અખ્તર્ જવાનસ્તો ખુસ્રવ્ જવાન્
કે ઊ અઝ્ મુલૂકે તવાયફ્ બગન્જ
ફેઝૂનસ્તો ઝ્ બીની અઝ્ રઝ્મ રન્જ
ચુ બર્દાશ્ત. ગાહે ઊરા ઝે જાય
નદારદ્ કસી ઝીન્ સેપસ બા તો પાય
ચુ બેશ્નીદ્ ગર્દન્ફરાઝ્ અર્દશીર્
સુખુનહાએ બાયેસ્તહો દેલ્પઝીર્
ચુ બર્ઝદ્ સર્ અઝ્ તીધે કુહ્ આફ્તાબ્
બસૂએ સેતખ્રામદ્ અઝ્ પીશે આબ્
ખબર્ શુદ્ બરે બહ્મને અર્દવાન્
દેલશ ગશ્ત પુર્ દર્દો તીરહ્ રવાન્
નકર્દ ઈચ્ બર્ તખ્તે શાહી દેરન્ગ્
સેપાહી બેયાવર્દ બા સાઝે જન્ગ્

એક દાનાએ અરદશીરને કહ્યું-કે "ઓ નેક સેતારેના દિલપસંદ પાદશાહ!

તું નવેસરથી પાદશાહી ચાલુ કર-અને પાર્સના ઇલાકામાંથી જંગલી ઘાસને ઉખેડી કાઢ.

ત્યાર બાદ તું અરદવાન સાથ લડાઇ કરજે-કેમ કે જેમ તું પાદશાહ જવાન છે તેમજ તારો સેતારો પણ જવાન છે.

જો કે તે બીજાના કરતાં ખઝાનામાં-વધારે છે તને તેની સાથની લડાઈથી મુશ્કેલી તો પડશે,

અને જ્યારે તું તેની રાજધાણી ઊંધી વાળી દેશે-ત્યારે તે પછી કોઇ પણ શખ્સ તારી સામે ટકી શકવાનું નથી."

જ્યારે બહાદુર અરદશીરે આવા લાયક અને દિલપસંદ સખુનો સાંભળ્યા,

અને જ્યારે પહાડની બુલંદી ઉપરથી આફતાબે પોતાનું સર બાહેર ૩૪૩
કાઢયું-ત્યારે તે નદી આગળથી ઈસ્તખ્ર શેહર તરફ આવ્યો.

એની ખબર અરદવાનના બેટા બહમનને પડી-જેથી તેનું દિલ દર્દ ભરેલું અને જીવ સીઆહ થયો.

તેણે પાદશાહી તખ્ત ઉપર બેસી રહી ઢીલ નહીં કરતાં-તેની સામે લડાઇને લગતા સઘળા અસ્બાબ સાથ લશ્કર લઇ આવ્યો.

## યારી નમૂદને તબાક્ બઅર્દશીર્ વ જન્ગ્ કર્દન્ બા બહ્મન્ વ ફીરોઝી યાફ્તન્.

—:o:—

યકી નામવર્ બૂદ્ નામશ તબાક્
અબા આલતો લશ્કરો રાએ પાક્
કે દર્ શહ્રે જહ્રોમ્ બુદ્ ઊ પાદશા
જહાનદીદહ્ બા રાયો ફર્માન્ રવા
મર્ ઊરા ખુજસ્તહ્ પેસર્ બૂદ્ હફ્ત
ચુ આગહ્ શુદ્ અઝ્ પીશે બહ્મન્ બેરફ્ત
બેયામદ્ ઝે જહ્રોમ્ સુએ અર્દશીર્
અબા લશ્કરો કૂસો બા દારો ગીર્
ચુ ચશ્મશ બરૂએ સેપહ્બુદ્ રસીદ્
ઝે અસ્પ્ અન્દર્ આમદ્ ચુનાન્ ચૂન્ સઝીદ્
બેયામદ્ દમાન્ પાએ ઊ બૂસ દાદ્
ઝે સાસાનેયાન્ બીશતર્ કર્દ્ યાદ્
ફેરાવાન્ જહાનજૂય બેન્વાખ્તશ
ઝે ઝૂદ્ આમદન્ અર્જ બેશ્નાખ્તશ
પુર્ અન્દીશહ્ શુદ્ નામજૂય અઝ્ તબાક્
દેલશ ગશ્ત અઝાન્ પીર્ પુર્ તર્સો બાક્
બરાહ્ અન્દર્ અઝ્ પીર્ આઝીર્ બૂદ્
કે બા ઊ સેપાહી જહાન્ગીર્ બૂદ્
જહાનદીદહ્ બીદાર્દેલ બૂદ્ પીર્
બેદાનેસ્ત અન્દીશાએ અર્દશીર્
બેયામદ્ બેયાવર્દ વસ્તાઓઝન્દ્
ચુનીન્ ગોફ્ત કઝ્ કેર્દેગારે બલન્દ્

## તબાકે અર્દશીરને મદદ આપવી અને તેણે બહમન સાથ લડાઈ કરવી અને તેણે ફતેહ મેળવવી.

—:o:—

તબાક નામનો એક નામદારી ભરેલો શખ્સ હતો-જે સઘળો લડાઇનો અસ્બાબ, લશ્કર તેમજ સઘળા નેક વિચાર ધરાવનારો હતો.

તે જહરોમ શેહરનો હાકેમ હતો-તે અનુભવી, અકલમંદ અને હોકમ ચલાવનારો હતો.

તેના મુબારક સાત બેટા હતા-જ્યારે તે સઘળી વાતથી વાકેફ થયો ત્યારે તે બહમનની તરફદારીમાંથી નીકળી જઇને,

લશ્કર અને નગારાં લઈ લડાઈની તૈયારી સાથ જહરોમથી અરદશીરની પાસે આવ્યો.

જ્યારે તેની નઝર સરદાર અરદશીરના ચેહરા ઉપર પડી-ત્યારે તે પાદશાહોને છાજતી રીતે ઘોડા ઉપરથી નીચે ઉતર્યો.

અને દોડતો આવી તેના પગ ચૂમ્યા-અને સાસાનિયાનો માટે લમ્બાનથી વાત કીધી.

પાદશાહે તેને ઘણો નવાઝયો-અને તેના એટલા ઉતાવળે આવવા માટે તેની કદરશેનાસી કીધી

પણ અરદશીર તબાક માટે વિચારમાં પડયો-અને તે બુઢ્ઢા શખ્સથી ૩૪૪
તેનું દિલ બીક અને ધાસ્તી ભર્યું બન્યું.

રાહની અંદર તે બુઢ્ઢાથી અરદશીર સાવચેત રહ્યો કારણકે તેની સાથ દેશ જીતનારૂં એક લશ્કર હતું.

તે બુઢ્ઢો હુશ્યાર દિલનો અને અનુભવી હતો-એટલે અરદશીરનાં મનના વિચારો પામી ગયો.

તેથી તે ઝંદ અવસ્તા હાથમાં લઈને તેની આગળ આવ્યો-અને બોલ્યો કે "બુલંદ ખોદાતાલાનાં નામથી કહું છું,

ખુરીદસ્ત બીમાયહૂ જાને તબાકૂ
અગર્ દર્ દેલમ્ હસ્ત જોઝ્ રાએ પાકૂ
ચુ આગાહી આમદ્ ક્રે શાહૂ અર્દશીર્
કે આવર્દ લશ્કર્ બરીન્ આબ્ગીર્
ચુનાન્ સીર્ ગશ્તમ્ ક્રે શાહૂ અર્દવાન્
કે અઝ્ પીર્ઝન્ ગશ્ત મર્દે જવાન્
મરા નીક્પય મેહરૂબાન્ બન્દહૂ દાન્
રાકીબા હેલ્લા રાઝ્ દારન્દહૂ દાન્
ચુ બેશનીદ્ ઝૂ અર્દશીર્ ઈન્ સખુન્
યકી દીગર્ અન્દીશહૂ અફ્ગન્દ્ બુન્
મર્ ઊરા બજાએ પેદર્ દાશ્તી
બશાન્ નામદારાન્શ સર્ દાશ્તી
૩૪૫ દેલે શાહૂ અઝ્ અન્દીશહૂ આઝાદ્ ગશ્ત
સુએ આઝરે રામો ખર્રાદ્ ગશ્ત
નેયાયેશ હમી કર્દ પીશે ખોદાય
કે બાશદ્શ બર્ નીકુઈ રહનુમાય
બહર્ કાર્ પીરૂઝગર્ દારદશ
દેરખ્તે બુઝોર્ગી બબર્ દારદશ
વઝાન્ જાયગહૂ શુદ્ બપર્દહૂ સરાય
અરઝ્ પીશે ઊ રફ્ત બા રહનુમાય

સવારો પેયાદહૂ હમી બર્ શુમોર્દ
નેગહૂ કર્દ તા કીસ્ત સાલારો ગોર્દ
ચુ આરેઝ્ બર્ આવર્દ પન્જહૂ હઝાર્
દેલીરાનો મર્દાને ખન્જર્ ગઝાર્
યકાયક્ બેદાનેસ્તો પુર્સીદ્ નામ
અઝાન્ લશ્કરે ગશ્ત શુદ્ શાદકામ
સેપહ્રા દેરમ્ દાદો આબાદ્ કર્દ
ઝે દાદારે નીકીદેહેશ યાદ્ કર્દ
ચુ શુદ્ લશ્કરશ ચૂન્ દેલાવર્ પલન્ગ્
સુએ બહ્મને અર્દવાન્ શુદ્ બજન્ગ્
ચુ ગશતન્દ્ નઝ્દીકે બા યક્દેગર્
બેરફ્તન્દ ગોર્દાને પર્ખાશખર્
૩૪૯ સેપાહૂ અઝ્ દો રૂયહૂ કશીદન્દ્ સફ્
હમહૂ નીઝહો તીધો ઝૂબીન્ બકફ્
ચુ શુદ્ ચાદરે ચર્ખે પીરૂઝહૂ રન્ગ્
સેપાહે તબાક્ અન્દર્ આમદ્ બજન્ગ્
ચુ શીરાને જન્ગી બર્ આવીખ્તન્દ્
ચુ જૂઇ રવાન્ ખૂન્ હમી રીખ્તન્દ્
બદીન્ગૂનહૂ તા ગશ્ત ખુર્શીદ્ ઝર્દ
હવા પુર્ ઝે ગર્દો ઝમીન્ પુર્ ઝે મર્દ
બર્ આમદ્ યકી બાદો ગર્દી ચુ કીર્
બેયામદ્ ઝે કલ્બે સેપાહૂ અર્દશીર્
ગુરીઝાન્ બેશુદ્ બહ્મને અર્દવાન્
તનશ ખસ્તહૂ અઝ્ તીરો તીરહૂ રવાન્
પસ અન્દર્ હમી તાખ્ત શાહૂ અર્દશીર્
અબા નાલહો બૂકો બારાને તીર્
બરીન્ હમ નેશાન્ તા બશહૂરે સેતખર્
કે બહ્મન્ બદ્ દાશ્ત આવાઝો ફખર્

કે જો મારાં દિલમાં વફાકારી સિવાય કશુંએ બીજું હોય તો-તબાકનો તુચ્છ જાન કપાઈ જજો!

જ્યારે મને પાદશાહ અરદશીર માટે ખબર મળી-કે તેણે નદીનાં કિનારા ઉપર લશ્કર ભેગું કર્યું છે,

ત્યારે જેમ બુઢ્ઢી ઓરતથી એક જવાન મર્દ કંટાળી જાય-તેમ હું પાદશાહ અરદવાનથી ધરાઈ ગયો.

મને તું પોતાનો એક નેક પગલેનો, માયાળુ, ધીરજવાળો, અને તારા છુપા ભેદ સાચવી રાખનારો ગોલામ સમજ."

જ્યારે અરદશીરે તેનાથી આવા સખુનો સાંભળ્યા-ત્યારે તેણે પોતાના વિચાર બદલી નાખ્યા.

અને તે તેને પોતાના બાપ તરીકે રાખવા લાગ્યો-અને બીજા નામદારો ઉપર તેને સરસાઇ આપી.

હવે પાદશાહનું દિલ અંદેશાથી મોકળું થયું-અને તે "રામબર્ઝીન" અને "ખર્રાદ" નામના આતશકદેહ તરફ ગયો.

અને ખોદા આગળ બંદગી કરવા લાગ્યો-કે તે સાહેબ ભલાં કામો કરવા ઉપર તેનો રેહનુમા બને.

અને દરેક કામમાં તે તેને ફતેહમંદ રાખે-અને તેની બુઝોર્ગીનું ઝાડ ફળરૂપ કરે.

ત્યાંથી તે જ્યારે પોતાના તમ્બુમાં ગયો-ત્યારે લશ્કરની નોંધનું પુસ્તક (Muster Book) અને લશ્કરનવીસ (Muster Master) બન્ને તેની આગળ ગયા.

ઘોડે સવાર અને પેયાદા લશ્કરની ગણત્રી કરવામાં આવી-તેમાં સરદારો અને પેહલવાનો કોણ છે તેની તપાસ કીધી.

જ્યારે તે લશ્કરનવીસે પચાસ હઝાર બહાદુર અને ખંજર મારનારા માણસોની ગણત્રી ઝાહેર કીધી,

ત્યારે તે સઘળાની ઓળખ કાઢી તેઓનાં નામ પૂછ્યાં-અને તે મોટાં લશ્કરથી પોતે ખુશહાલ થયો.

લશ્કરને પગાર આપ્યો અને આબાદ બનાવ્યું-અને નેકી પહોંચાડનારા ખોદાતાલાની યાદ કીધી.

જ્યારે તેનું લશ્કર દિલાવર ચિત્તાની મિસાલ તૈયાર થયું-ત્યારે પોતે અરદવાનનના છોકરા બહમનની તરફ લડવા માટે ગયો.

જ્યારે તેઓ એક બીજાની નઝદીક આવ્યા-ત્યારે લડાયક પેહલવાનો આગળ વધ્યા.

બન્ને તરફના લશ્કરે સફ ખેંચી-સઘળાઓએ ભાલા, તલવાર અને નેઝા હાથમાં પકડયા.

જ્યારે પીરોઝા રંગની ચાદર આસ્માન ઉપરથી ઊંચકાઈ ગઈ-ત્યારે તબાકનું લશ્કર લડાઈમાં ઉતર્યું.

તેઓ લડાયક સિંહોની માફક આમનસામન વળગ્યા-અને એક વેહેતી નદીની માફક લોહી રેડવા લાગ્યા

અને ખોરશીદ અસ્ત પામ્યો ત્યાં સૂધી એવીજ રીતે-હવા ધૂળથી ભરેલી અને ઝમીન માણસોથી ભરેલી રહી.

પછી એક પવનનો ઝપાટો નીકળ્યો અને ડામર જેવો કાળો એક વંટોળિયો થઇ આવ્યો-જેથી અરદશીર લશ્કરની કલબગાહમાંથી બાહેર આવ્યો.

આ જોઇ અરદવાનનો બેટો બહમન નાસવા લાગ્યો-કારણકે તેનું બદન તીરોથી ઝખમી થયું હતું અને તેનો જીવ સીઆહ બન્યો હતો.

તેની પછાડી કરનાય અને બ્યુગલના આવાઝ સાથ તેમજ તીરના વરસાદ સાથ પાદશાહ અરદશીર દોડવા લાગ્યો.

એવીજ હાલતમાં તે એસ્તખ્ર શેહર કે જેમાં બહમન વિખ્યાતિ અને મોટાઈ ધરાવતો હતો ત્યાં ગયો.

**જે ગીતી ચુ બરૂખાસ્ત આવાઝે શાહ્**
**જે હરસૂ બેપયવસ્ત બીમરૂ સેપાહ્**
**મરૂ ઊરા ફેરાવાન્ નમૂદન્દ ગન્જ**
**કુજા બાબકૂ આગન્દહ્ બૂદ આન્ બરન્જ**
**દેરમહાએ આગન્દહૂરા બરૂ ફેશાન્દ**
**બનીરૂ શુદ અઝ પારૂસ લશકરૂ બેરાન્દ**

તમામ દેશમાંથી જ્યારે પાદશાહ અર્દશીરની કીર્ત્તિના પોકારો ઉઠી રહ્યા-ત્યારે દરેક તરફથી પુષ્કળ લશ્કર તેને આવી મળ્યું.

તેમજ પુષ્કળ ખઝાનો કે જે બાબકે ઘણી મેહનતે મેળવ્યો હતો તે પણ તેની આગળ હાઝેર કર્યો.

તેણે તે સંગ્રહ કરેલો પૈસો લશ્કર ઉપર વેર્યો-અને મઝબૂત બનીને ૩૪૭
પાર્સ શેહરથી તેણે લશ્કરને આગળ ચલાવ્યું.

## લશકર્ કશીદને અર્દવાન્ બજન્ગે અર્દશીર્ વ કોશતહ્ શુદને અર્દવાન્.

## અર્દવાને અર્દશીરની લડાઈ માટે લશ્કર લઈ જવું અને અર્દવાનનું માર્યું જવું.

**ચુ આગાહી આમદ સુએ અર્દવાન્**
**દેલશ ગશ્ત પુરૂ બીમો તીરહ્ રવાન્**
**ચુનીન્ ગોફ્ત કીન્ રાઝે ચર્ખે બલન્દ**
**હમી ગોફ્ત બા મન્ ખોદાવન્દે પન્દ**
**હરાન્ બદ કઝ અન્દીશહ્ બીરૂન્ બુવદ**
**ઝે બખ્શેશ બકૂશેશ ગુઝરૂ ચૂન્ બુવદ**
**ગુમાની નબોર્દમ્ કે અઝ અરૂદશીરૂ**
**યકી નામજૂય આયદો શીરૂગીરૂ**
**દરે ગન્જ બુકુશાદો રૂઝી બેદાદ**
**સેપહ્ બરૂ ગેરેફ્તો બુનહ્ બરૂ નેહાદ**
**ઝે ગીલો ઝે દીલમ્ બેયામદ સેપાહ્**
**હમી ગર્દ લશકરૂ બરૂ આમદ બમાહ્**
**વઝાન્ રૂય લશકરૂ બેયાવરૂદ શાહ્**
**સેપાહી કે બરૂ બાદ બરૂ બસ્ત રાહ્**
**મેયાને દો લશકરૂ દો પર્તાબ્ માન્દ**
**બખાકૂ અન્દરૂન્ મારૂ બીખાબ્ માન્દ**
**ઝે બસ નાલએ કૂસ બા કરૂરનાય**
**ચેરેન્ગીદને ઝન્ગો હેન્દી દરાય**
**ખોરૂશાન્ સેપાહો દેરફૂશાન્ દેરફૂશ**
**સરૂ અફૂશાન્ શુદહ્ તીઘહાએ બેનફૂશ**
**ચેહલ્ રૂઝ અઝીશાન્ હમી બૂદ જન્ગ્**
**બરાન્ ઝીરૂદસ્તાન્ જહાન્ બૂદ તન્ગ્**
**ઝે બસ કોશતહ્ બુદ રૂએ હામૂન્ ચુ કૂહ્**
**શુદહ્ ખસ્તહ્ અઝ ઝેન્દગાની સોતૂહ્**
**સરન્જામ્ અબ્રી બરૂ આમદ સેયાહ્**
**બેશુદ કૂશેશે રઝમરા દસ્તગાહ્**
**યકી બાદ બરૂખાસ્ત બસ હઉલનાકૂ**
**દેલે જન્ગેયાન્ ગશ્ત અઝાન્ પુરૂ ઝે બાકૂ**
**બેતૂફીદ કૂહો બેદરૂરીદ દશ્ત**
**ખોરૂશશ હમી અઝ હવા બરૂ ગુઝશ્ત**
**બેતર્સીદ અઝાન્ લશકરે અર્દવાન્**
**શુદન્દ અન્દરીન્ યકૂ સખુન્ હમ ઝબાન્**
**કે ઈન્ બાદ બરૂ અર્દવાન્ ઈઝદીસ્ત**
**બરીન્ લશકરૂ અફૂનૂન્ બેબાયદ ગેરીસ્ત**

જ્યારે આ ખબર અર્દવાનને થઈ-ત્યારે તેનું દિલ ધાસ્તી ભરેલું અને જીવ દિલગીર બન્યો.

તે એમ બોલ્યો કે "આ બુલંદ આસ્માનના ભેદ વિષે-મને દાના શખ્સ એજ પ્રમાણે કહેતો હતો.

જે બૂરો બનાવ કે આપણી વિચાર શક્તિથી દૂર હોય-તે ગમે એટલી બક્ષેશ કર્યાથી અથવા ગમે એટલી કોશેશ કર્યાથી કેમ દૂર થઈ શકે?

અર્દશીર તરફથી મેં એવી વકિ નહીં રાખી હતી કે તે એક નામ કાઢનારો અને સિંહોને પકડનારો બનશે."

પછી તેણે ખઝાનાનો દરવાઝો ખુલ્લો કરી લશ્કરને પગાર આપ્યો-લશ્કર તૈયાર કરી અસ્બાબ લાધ્યો.

ગીલાન અને દીલમ શેહરથી લશ્કર આવી પુગ્યું-લશ્કરની ધૂળ માહતાબ સુધી ઉડવા લાગી

પેલી તરફથી પાદશાહ અર્દશીર પણ લશ્કર લઇને આવી પહોંચ્યો-તે લશ્કર પણ કેવું કે જેણે પવનની પણ રાહ બંદ કરી હતી.

બન્ને લશ્કરની વચ્ચે બે તીરને અંદાઝેનો છેટો રહ્યો-ઝમીનની અંદરના સાપ પણ જાગૃત રહ્યા.

નગારાં અને કરનાયના પુષ્કળ આવાઝથી તેમજ હિન્દી ઘંટના ઘોઘાટથી,

લડવૈયાઓ પોકાર કરતા હતા અને ઝુંડા ઉડતા હતા-જઉહરદાર ૩૪૮
તલવાર માથાં છટકાવતી હતી.

ચાળીસ દિવસ સૂધી એવીજ રીતે લડાઈ ચાલવા લાગી-અને નીચે પડેલા સેપાહો ઉપર જેહાન તંગ બની.

પુષ્કળ માર્યા ગયલાઓથી તે મયદાનની સપાટી પહાડ માફકની થઇ-અને ઝખ્મી થઈ પડેલાઓ પોતાની ઝિંદગાનીથી લાચાર બની ગયા.

શેવટે એક કાળું વાદળ ચઢી આવ્યું-લડાઈ જીતવાની જે કોશેશ કરતા હતા તેમાં તેથી મદદ મળી.

એક ઘણો ધાસ્તી ભરેલો વંટોળિયો નીકળ્યો-અને તેથી લડાયક શખ્સોનાં દિલ દેહેશત ભરેલાં બન્યાં

પહાડો ગાજવા લાગ્યા અને મયદાનો ફાટવા લાગ્યાં-તેનો પોકાર આસ્માનથી પણ ઊંચે જતો હતો.

તે આફતથી અર્દવાનનું લશ્કર ધાસ્તી ખાઇ ગયું અને આ વાત ઉપર સઘળાઓ એકમત થયા,

કે "આ વંટોળિયો અર્દવાન ઉપર ખોદા તરફથી ઉતર્યો છે-માટે હવે તેણે આ લશ્કર ઉપર રડવું જોઇશે"

બફ્રૂઝી કુજા સખ્ત શુદ કાર્ઝારૂ
હમહ્ બેઆદાન્ ખાસ્તન્દ ઝીન્હારૂ
બેયામદ ઝે કલ્બે સેપાહ્ અરૂદશીરૂ
ચકાચાક્ બખાસ્ત બારાને તીરૂ
૩૪૯ ગેરેફ્તારૂ શુદ દરૂ મેયાન્ અર્દવાન્
બેદાદ્ અઝ પયે તાજ શીરીન્ રવાન્
બદસ્તે યકી મર્દ ખરૂરાદ નામ
ચુ બેગ્રેફ્ત બોર્દશ ગેરેફ્તહ્ લગામ
બપીશે જહાન્જૂય બોર્દશ અસીરૂ
ઝે દુરૂ અર્દવાન્રા બેદીદ અરૂદશીરૂ
ફેરૂદ આમદ અઝ અસ્પ્ શાહ્ અરૂદવાન્
તનશ ખસ્તએ તીરો તીરહ્ રવાન્
બદેઝખીમ ફરૂમૂદ શાહ્ અરૂદશીરૂ
કે શવ્ દુશ્મને પાદશારા બેગીરૂ
બખન્જરૂ ગેયાનશ બદુ નીમ કુન
દેલે બદસેગાલાન્ પુરૂ અઝ બીમ કુન
બેયામદ દેઝ્આગાહો ફર્માન્ ગુઝીદ
શુદ આન્ નામદારૂ અઝ જહાન્ નાપદીદ
ચુનીનસ્ત કેર્દારે ઈન્ ચર્ખે પીરૂ
ચે બા અરૂદવાનો ચે બા અરૂદશીરૂ
કેરા બા સેતારહ્ બરૂ આરદ બલન્દ
સેપારદ મરૂ ઊરા બખાકે નેઝન્દ
દો ફર્ઝન્દે• ઊ હમ ગેરેફ્તારૂ શુદ
વઝ તોખ્મએ આરશી ખારૂ શુદ
૩૫૦ મરાન્ હરૂદોરા પાય કર્દહ્ બબન્દ
બઝેન્દાન્ ફેરેસ્તાદ શાહે બલન્દ
દો મેહ્તરૂ બુદ અઝ રઝમ બુગ્રીખ્તન્દ
બદામે બલા દરૂ નેયાવીખ્તન્દ
બેરફ્તન્દ ગેર્યાન્ બહેન્દુસેતાન્
સઝદ ગરૂ કુની ઝીન્ યકી દાસ્તાન્
હમહ્ રઝમગહ્ પુરૂ સેતામો કમરૂ
પુરૂ અઝ આલતે લશ્કરો સીમો ઝરૂ
બેફરૂમૂદ તા ગેરૂદ કર્દન્દો શાહ્
બેબખ્શીદ અઝાન્ પસ હમહ્ બરૂ સેપાહ્
બેરફ્ત અઝ મેયાને બુઝોર્ગાન્ તબાક્
તને અરૂદવાન્રા ઝે ખૂન્ કરૂદ પાક્
ખોરૂશાન્ બેશોસ્તશ ઝે ખાકે નબરૂદ
બરૂ આઈને શાહાન્ યકી દખ્મહ્ કરૂદ
બદીબા બેપૂશીદ ખસ્તહ્ બરશ
ઝે કાફૂરૂ કરૂદ અફ્સરી બરૂ સરશ
બેપયમૂદ કસ ખાકે કાખશ બપય
ઝે લશ્કરૂ હરાન્ કસ કે શુદ સૂએ રય
વઝાન્ પસ બેયામદ બરે અરૂદશીરૂ
ચુનીન્ ગોફ્ત કય શાહે દાનેશ પઝીરૂ
૩૫૧ તો ફર્માન્ દેહો દુખ્તરે ઊ બેખાહ્
કે બા ફરૂરો ઝીબસ્તો બા તાજો ગાહ્
બદસ્ત આયદત અફ્સરો તાજો ગન્જ
કુજા ગેરૂદ કરૂદ અરૂદવાન્ આન્ બરન્જ
અઝ પન્દ બેશ્નીદો ગોફ્તારે રાસ્ત
હમઅન્દરૂ ઝમાન્ દુખ્તરે ઊ બેખાસ્ત

તે એકજ દિવસમાં એવી તો સખ્ત લડાઇ થઈ-કે સઘળા ડહાપણ-વાળા શખ્સોએ અરદશીર પાસે ઝીનહાર માગ્યું.

લશ્કરની કલ્બગાહમાંથી અરદશીર બાહેર નીકળ્યો-અને તીરોનો વર્ષાદ વરસાવાના ચમકારા ઉઠી રહ્યા.

જેની અંદર પાદશાહ અરદવાન ગિરેફતાર થયો-તાજો તખ્ત માટે પોતાનો મીઠો જીવ બરબાદ કર્યો.

એક ખરરાદ નામના શખ્સના હાથ ઉપર-જ્યારે તે કયદ પકડાયો ત્યારે તેના ઘોડાની લગામ પકડીને તેને લઈ ગયા.

તેને બંદીવાન તરીકે પાદશાહ આગળ લઇ ગયા-અર્દશીરે દુરથી અરદવાનને જોયો.

પાદશાહ અરદવાન તુરત ઘોડા ઉપરથી નીચે ઉતર્યો તેનું તન તીરથી ઝખ્મી હતું અને જીવ સીઆહ બન્યો હતો.

પાદશાહ અરદશીરે જલ્લાદને ફર્માવ્યું-કે "જા અને તારા પાદશાહના દુશ્મનને પકડ

તલવારે કરી તેની કમરના બે ટુકડા કરી નાખ-અને દુશ્મનોનાં દિલ ધાસ્તી ભરેલાં કર."

જલ્લાદ આવ્યો અને તેનો હોકમ બજા લાવ્યો તે નામદાર પાદશાહ જેહાનમાંથી ગુમ થયો.

આ બુઢ્ઢાં આસ્માનનાં એવાંજ કામ છે-શું અરદવાન કે શું અરદશીર સઘળા સાથે એમજ કરે છે.

જેને તે સિતારા સુધી ઊંચો ચઢાવે છે તેજ શખ્સને શેવટે કંગાળ ધૂળમાં નાખી દે છે.

તેના બન્ને બેટાઓ પણ કયદ પકડાયા અને એવી રીતે તેનાથી આરશનું ખાન્દાન ખુવાર થઈ ગયું.

તે બન્ને જણાના પગમાં બેડી નાખીને બુલંદ મરતબાના પાદશાહે તેઓને બંદીખાનામાં મોકલ્યા

તેના બે મોટા છોકરાઓ લડાઇમાંથી નાસી ગયા-અને બલાના ફાંદામાં સપડાયા નહીં.

તેઓ રડતા રડતા હિંદુસ્તાન તરફ ચાલી ગયા-આ બાબત તવારીખ લખવા લાયકની છે

સઘળું લડાઈનું મયદાન ઘોડાની લગામો, કમરબંદો-સઘળાં લશ્કરી-ઓનાં હથિયાર અને સોના રૂપાંથી ભરાઈ ગયું હતું.

તેણે ફરમાવ્યું જેથી તેઓએ તે સઘળું એકઠું કીધું અને પાદશાહે-પછી સઘળુ લશ્કરને બક્ષેશ આપી દીધું.

હવે સઘળા બુઝોર્ગો વચ્ચેથી તબાક જઇને-અરદવાનનાં શરીર ઉપર લાગેલું લોહી ધોઈ નાખ્યું.

રડતાં રડતાં તેણે તેનાં શરીર ઉપર લાગેલી લડાઇની ગર્દ ધોઈ કાઢી-અને પાદશાહોના ધારા પ્રમાણેનું એક દખ્મુ બનાવ્યું.

તેની ઝખ્મી છાતીને રેશમી કપડાંએ ઢાંકી-અને સર ઉપર એક કપૂરનું તાજ મૂક્યું.

એક જણ રય તરફ ગયો અને અરદવાનના રહેવાના મેહલમાં સઘળે ફરી વળ્યો

ત્યાર બાદ તબાક અરદશીર આગળ આવ્યો-અને બોલ્યો કે "ઓ દાનાઇ પસંદ કરનાર પાદશાહ!

તું હોકમ આપીને અરદવાનની છોકરીને બોલાવ કારણકે તેણી ખૂબસૂરત છે અને વળી રાજવશી તોખ્મની છે.

એમ કીધાથી અરદવાને મેહનત વેઠી ભેગો કીધેલો ખઝાનો, તાજો તખ્ત વગેરે તારા હાથમાં આવશે"

તેણે તેની સલાહ અને સાચી વાત સાંભળી-અને તુરતજ તેની છોકરીની માગણી કીધી.

બઅયવાને ઊ બૂદ તા યકૂ દો માહ
તવન્ગર સેપહ્બુદ તવન્ગર સેપાહ
સુએ પારસ આમદ ઝે રય નામજૂય
બર આસૂદ અઝ રન્જ વઝ ગોફ્તગૂય
યકી શારસાન કરદ પુર કાખો બાગ
બદૂ અન્દરૂન ચશ્મહો દશ્તો રાગ
કે અકનૂન ગેરાનમાયહ દેહકાને પીર
હમી ખાનદશ ખુર્રએ અર્દશીર
યકી ચશ્મહ બુદ બીકરાન અન્દરૂય
ફેરાવાન અઝાન ચશ્મહ બુક્શાદ જૂય
બર આવરદ અઝાન ચશ્મહ આતેશકદહ
બરૂ તાઝહ શુદ મેહરો જશ્ને સદહ
બગેરદ અન્દરશ બાગો મયદાનો કાખ
બર આવર્દહ શુદ જાયગાહી ફરાખ
ચુ શુદ શાહ બા દાનેશો ફર્રો ઝૂર
હમી ખાનદશ મરઝબાન શહરે ગૂર
બગેરદ અન્દરશ રૂસ્તાહા બેસાખ્ત
ચુ આબાદ કર્દશ કસાનરા નેશાખ્ત
બજાઈ યકી ઝરફ દર્યા બેદીદ
હમી કૂહ બાયેસ્ત પીશશ બુરીદ
બેબોર્દન્દ મીતીનો મર્દાને કાર
વઝાન કૂહ બુબ્રીદ સદ જૂયબાર
હમી રાન્દ અઝ કૂહ તા શહરે ગૂર
શુદ આન શારસાન પુર સરાયો સુતૂર

તે મહિનો બે મહિના તેના મેહલમાંજ રહ્યો-પાદશાહ પોતે અને તેનું લશ્કર બન્ને તવંગર બન્યું.

પછી પાદશાહ રૂમથી પાર્સ તરફ આવ્યો-અને લડાઈની મેહનતમાંથી અને લોકોની ચકચારમાંથી આસાયેશ ભોગવવા લાગ્યો.

તેણે એક શેહર મેહલો અને બાગોથી ભરપુર વસાવ્યું-જેની અંદર પાણીના ચશ્માઓ, મયદાનો અને ખેતરો હતાં.

કે જે શેહરને હાલમાં નામીચો બુઢ્ઢો દેહકાન-"ખોરહે અરદશીર"ને નામે ઓળખે છે.

ત્યાં એક મોટા વિસ્તારની નદી હતી-જેમાંથી સંખ્યાબંધ નેહેરો તે ખોદી લઇ ગયો.

તે નદી આગળ એક આતશકદેહ બંધાવ્યું-અને તેમ કરીને "જશ્ને સદહ" અને "જશ્ને મેહરંગાન" પાળવાનો રેવાજ પાછો ચાલુ થયો.

તેની આસપાસ એક બાગ, એક ઘાસનું મયદાન અને એક હવેલી બાંધી અને તેમ કરીને એક મોટી ઇમારત ઉભી થઇ.

જ્યારે તે દાનેશમંદ, ખુરેહમંદ અને બળવાન પાદશાહ ત્યાં રહેવા ૩૫૨
ગયો-ત્યારે પાદશાહે તેનું નામ "શહરે ગૂર" કરી રાખ્યું.

વળી તેની આસપાસ ગામડાંઓ વસાવ્યાં-અને જ્યારે બધું તેયાર થયું ત્યારે તેમાં લોકોને લાવી વસાવ્યાં.

તેણે એક જગાએ એક ઊંડી નદી જોઇ ત્યાં આગળના એક પહાડને કાપી કાઢવાની તેણે ઝરૂર જોઇ.

તીકમ અને કારીગરોને ત્યાં લઈ જઇને-તે પહાડમાંથી એકસો નેહેર કાપી કાઢી લાવ્યો.

તે પહાડથી તે "શહરે ગૂર" સૂધી તે નેહરોને ચલાવી લાવ્યો-જેથી તે શેહર આબાદ થઇ ગયું.

## રઝ્મે અર્દશીર્ બા કુર્દાન્ વ શેકસ્ત્ યાફ્તન્.

—:૦:—

સેપહ્બુદ ચુ બર્ખાસ્ત ઝાન્ શારસાન
કે બુદ પીશતર રહ હમહ પારસાન
બશાહે જહાન્ આમદશ આગેહી
કે કુર્દાન નદારન્દ રાહે બેહી
હમહ કેશ્વર અઝ કુરૂદ વયરાન શુદસ્ત
કુનામે પલન્ગાનો શીરાન શુદસ્ત
સેપાહી ઝે એસ્તખર બીમર બેબુરદ
બેશુદ સાખ્તહ તા કુનદ રઝ્મે કુરદ
ચુ શાહ અર્દશીર અન્દર આમદ બતન્ગ
પઝીરહ શુદશ કુરદ બીમર બજન્ગ
યકી કાર બુદ ખારો દુશ્વાર ગશ્ત
અબા કુરદ કેશ્વર હમહ યાર ગશ્ત
યકી લશ્કરી ગેરદ શુદ પારસી
ફેઝૂનતર ઝે ગેર્દાને ઊ યક બસી
બયક રૂઝ તા શબ બર આવીખ્તન્દ
સેપાહે જહાનદાર બુગ્રીખ્તન્દ
ઝે બસ કોશ્તહો ખસ્તહ બર દશ્તે જન્ગ
શુદ આવરદગહરા હમહ જાય તન્ગ

## અર્દશીરની કુર્દ લોકો સાથની લડાઇ અને તેનું હારી જવું.

—:૦:—

પાદશાહ અરદશીરે જ્યારે તે શેહરમાંથી ઉઠાંગરી કરી આગળ વધ્યો-કે જ્યાં સઘળી ઝાડીઓજ મળતી હતી.

દેશના પાદશાહ અરદશીરને ખબર મળી કે કુર્દિસ્તાનના લોકો ફરી બેઠા છે,

તમામ દેશ તેઓને હાથે વયરાન થઇને-ચિત્તા વાઘો અને સિંહોનું રહેઠાણ થયું છે,

ત્યારે તે એસ્તખ્રમાંથી પુષ્કળ લશ્કર લઈ ગયો-અને કુર્દ લોકો સાથે લડવાની તૈયારી કીધી.

જ્યારે પાદશાહ અરદશીર છેક તેઓની નજદીક આવી લાગ્યો-ત્યારે અસંખ્ય કુર્દ લોકો તેની સાથે લડવા સામે આવ્યા.

જેથી આવું એક તુચ્છ જેવું કામ હવે મુશ્કેલ થઈ પડયું-ત્યાંનો ૩૫૩
સઘળો મુલક કુર્દ લોકોનો મદદગાર બન્યો.

પાર્સના લોકોનું એક લશ્કર એકઠું થયું-જે તેના લડવૈયાઓ કરતાં એક ઉપર ત્રીસ ઘણું વધારે હતું.

આખો દહાડો રાત સૂધી લડાઇ ચાલી-અને પાદશાહનું લશ્કર નાસી ગયું.

ઘણાક માર્યા ગયલા અને ઝખ્મી થયલાઓને સબબે તે લડાઇનાં મયદાન ઉપર-જવા આવવાની જગ્યા રહી નહીં.

શહન્શાહ્ ખાન્દન્દ અઝાન્ પસ વરા
ઝે ગુશ્તાસ્પ્ નેશનાખ્તી કસ વરા
ચુ તાજે બુઝોર્ગી બસરૂ બરૂ નેહાદ
ચુનીન્ ગોફ્ત બરૂ તખ્ત પીરૂઝો શાદ
કે અન્દરૂ જહાન્ દાદ ગન્જે મનસ્ત
જહાન્ તાઝહ્ અઝ્ દસ્ત રન્જે મનસ્ત
કસ ઈન્ ગન્જ નત્વાનદ અઝ્ મન્ સેતદ
બદ આયદ બમરૂદુમ ઝે કેર્દારે બદ
ચુ ખુશનૂદ બાશદ જહાનદારે પાક્
નદારદ દેરીઘ અઝ્ મન્ ઈન્ તીરહ્ ખાક્
૩૮૫ જહાન્ સરૂબસરૂ દરૂ પનાહે મનસ્ત
પસન્દીદને દાદ રાહે મનસ્ત
નબાયદ કે અઝ્ કારૂદારાને મન્
ઝે સરૂહન્ગો જન્ગી સવારાને મન્
બેખોસ્પદ કસી દેલ્ પુરૂ અઝ્ આરૂજૂય
ગઝાયન્દહ્ યા મરૂદુમે નીકૂખૂય
કુશાદસ્ત બરૂ હરૂ કસ ઈન્ બારૂગાહ્
ઝે બદખાહો અઝ્ મરૂદુમે નીકૂખાહ્
હમહ્ અન્જુમન્ ખાન્દન્દ આફ્રીન્
કે આબાદ બાદા બદાદત ઝમીન્
ફેરેસ્તાદ બરૂ હરૂ સુઈ લશ્કરી
કે હરૂ કસ્ કે બાશદ ઝે દુશ્મન્ સરી
સરે કીનહ્વરૂ શાન્ બરાહ્ આવરન્દ
ગરૂ આઇને શમ્શીરો ગાહ્ આવરન્દ

ત્યાર બાદ તેને સઘળાં લોકો "શેહન્શાહ"નાં નામથી બોલાવવા લાગ્યાં તેનામાં અને ગુશ્તાસ્પમાં તેઓ ફર્ક જોતાં હતાં નહીં.

જ્યારે તેણે મોટાઈનું તાજ સર ઉપર મેલ્યું ત્યારે તે ફતેહમંદ અને ખુશહાલ તખ્ત ઉપર બેસી એવી રીતે બોલ્યો,

કે "આ જેહાનમાં ઈન્સાફ એજ મારો ખઝાનો છે મારી જાતી મેહનતથી દુન્યા આબાદ થયલી છે.

આ મારો ખઝાનો કોઈ પણ શખ્સ મારી પાસેથી છીનવી લઇ શકશે નહીં-દરેક માણસને પોતાનાં ભૂંડાં કામોથીજ ભૂંડાઇ મળે છે.

જો પાક ખોદાતાલા મારીથી ખુશહાલ થયલો હશે-તો તે સાહેબ મને આ સીઆહ ખાક (યાને મુલક) આપવાની બખીલાઈ કરશે નહીં.

સઘળો દેશ મારી પનાહમાં છે-ઈન્સાફ પસંદ કરવો એજ મારી રાજનિતિ છે.

એવું નહીં બનવું જોઇયે કે મારા અમલદારો, સરદારો અને લડાયક સવારોના ઝુલ્મથી,

દુ:ખી થઇને કોઇ પણ માણસ રાતે સૂવે પછી તે ભલો માણસ હોય કે ભૂંડો માણસ હોય.

આ મારી દરબાર શું દોસ્ત કે શું દુશ્મન દરેક જણ માટે ખુલ્લી છે."

ત્યારે તમામ અંજુમને તે પાદશાહ ઉપર દુઆ કીધી કે "તારા ઈન્સાફથી દેશ આબાદ હોજો!"

તેણે ચારો બાજુએ લશ્કર રવાના કર્યું કે જો કોઇ પણ સરદાર શત્રુવટ ધરાવતો હોય,

અને જો તે રાજપાત અને લડાઈ લડવાનો દમામ દેખાડતો હોય-તો તેનું લડાયક માથું ઠેકાણે લાવી મેલે

# સરૂગુઝશ્તે અર્દશીર્ બા દુખ્તરે અર્દવાન્.

:o:

બદાનગહ્ કે શાહ્ અર્દવાન્રા બેકોશ્ત
ઝે ખૂને વય આવરૂદ ગીતી બમોશ્ત
ચુ ઊ કોશ્તહ્ શુદ દુખ્તરશરા બેખાસ્ત
બદાન્ તા બેગૂયદ કે ગન્જશ કુજાસ્ત
દો ફર્ઝન્દે ઊ શુદ બહેન્દુસેતાન્
બરન્જો બલા ગશ્તહ્ હમદાસ્તાન્
૩૮૬ દો ઈદરૂ બઝેન્દાને શાહ્ અન્દરૂન્
દો દીદહ્ પુરૂ અઝ્ આબો દેલ્ પુરૂ ઝે ખૂન

# અર્દવાનની બેટી સાથનો અર્દશીરનો અહવાલ.

:o:

જે વખતે કે પાદશાહ અરદશીરે અરદવાનને મારી નાખી-તેનું લોહી રેડી સઘળો મુલક પોતાને હાથે કર્યો.

અને જ્યારે તે માર્યો ગયો ત્યારે તેની છોકરી સાથ પરણવાની માગણી કીધી-કે જેથી તેણી કહે કે "અરદવાનનો ખઝાનો કયાં છે?"

તેના બે બેટાઓ હિંદુસ્તાન તરફ નાસી ગયા-જ્યાં દુ:ખ અને આફતમાં રહેવા લાગ્યા.

બે બેટાઓ અહીંજ આંસુ ભરેલી આંખોએ અને લોહી ભરેલાં દિલ સાથ પાદશાહનાં બંદીખાનામાં પડયા હતા.

દસ્તૂરે ઝરતોશ્તી દીન જે લગભગ ભાગી પડી હતી તેને નવેસરથી સજીવન કરી હતી એમ પહલવી તેમજ ફાર્સી પુસ્તકો જણાવે છે. અરદશીરે પોતાના બાહોશ વઝીર દસ્તૂર તોસરની મદદથી ઝરતોશ્તી દીનનો ફેલાવો પાછો નવેસરથી સૂધારા વધારા સાથ કર્યો હતો તેમજ પુષ્કળ આતશકદેહો પણ દરેક ઠેકાણે બંધાવ્યાં હતાં. પોતે મેહનત લઈ ફેલાવેલી દીન પોતાનાજ વંશોની બેદરકારીથી અને અચારાથી પડી ભાગશે અને લગભગ ૫૦૦ વર્ષ પછી સાસાનિયાન વંશની સલ્તનની આખેરી આવશે એવી આગાહી અરદશીરે પોતાના છોકરા શાપૂરને કહી હતી. આ પાદશાહ ઘણો બહાદુર અને દાનેશમંદ હતો. એણે પોતાના છોકરાને ઘણી કીમતી નસીહતો કહી હતી. એણે બીજા શેહનશાહો સાથ લડાઈ કરી કેટલાક મોટા મુલકો પણ હાથ કર્યા હતા. ફિર્દોસી પ્રમાણે આ પાદશાહે ૪૦ વર્ષ અને બે મહિના રાજ્ય કર્યું એટલે ઈ. સ. ૨૦૦ માં ગાદીએ આવ્યો. પણ બીજા તવારીખનવેસો એને ઈ. સ. ૨૨૬ માં ગાદીનેશીન થયલો લખે છે એટલે જ્યારે એણે "શેહન્શાહ"નો એલ્કાબ મેળવ્યો ત્યારથી ગણે છે. આ નામીચો પાદશાહ ઈ. સ. ૨૪૦ માં મરણ પામ્યો.

બહેન્દુસેતાન્ બૂદ મેહ્તર પેસર્
કે બહ્મન્ બુદી નામે આન્ નામવર્
ફ્રેરેસ્તાદઈ જોસ્ત બા રાયો હુશ
જવાની કે દારદ બગોફ્તાર્ ગૂશ
ચુ અઝ્ પાદ્શાહી નદીદ ઇચ્ બહ્ર્
બદૂ દાદ પેન્હાન્ યકી પારહ્ ઝહ્ર્
બદૂ ગોફ્ત રવ પીશે ખાહર્ બગૂય
કે અઝ્ દુશ્મન્ ઈન્ મેહ્રબાની મજૂય
બેરાદર્ દો દારી બહેન્દુસેતાન્
બબીગાનગી ગશ્તહ્ હમ્દાસ્તાન્
દો દર્ બન્દો ઝેન્દાને શાહ્ અર્દશીર્
પેદર્ કોશ્તહો પૂર્ ખસ્તહ્ બતીર્
તો અઝ્ મા ગુસેસ્તહ્ બદીનગૂનહ્ મેહ્ર્
પસન્દદ ચુનીન્ કેર્દેગારે સેપેહ્ર્
ચુ ખાહી કે બાનૂએ ઇરાન્ શવી
બગીતી પસન્દે દેલીરાન્ શવી
હલાહેલ્ ચુનીન્ ઝહ્રે હેન્દી બગીર્
બકાર્ આર્ યક્બારહ્ બા અર્દશીર્
ફ્રેરેસ્તાદહ્ આમદ બહન્ગામે શામ્
બહોફ્તે ગેરામી બેદાદશ પયામ્
વરા જાનો દેલ્ બર્ બેરાદર્ બસૂખ્ત
બયક્ રહ્ અઝ્ આતેશ દેલશ બર્ ફ્રોરૂખ્ત
ઝે દારન્દહ્ બેસ્તદ ગેરાન્માયહ્ ઝહ્ર્
બદાન્ શુદ ઝે બર્દારદ અઝ્ કામ બહ્ર્
ચુનાન્ બુદ કે યક્ રૂઝ શાહ્ અર્દશીર્
બનખ્ચીર્ બર્ ગૂર્ બુક્શાદ તીર્
ચુ બુગ્ઝશ્ત નીમી ઝે રૂઝે દરાઝ્
સેપહ્બુદ ઝે નખ્ચીરગહ્ ગશ્ત બાઝ્
સુએ દુખ્તરે અર્દવાન્ શુદ ઝે રાહ્
દવાન્ માહ્ ચેહ્રહ્ બેશુદ નઝ્દે શાહ્
બેયાવર્દ જામી ઝે યાકૂતે ઝર્દ
પુર્ અઝ્ શક્કરો પેસ્ત બા આબે સર્દ
બેયામીખ્ત બા શક્કરો પેસ્ત ઝહ્ર્
કે બહ્મન્ મગર્ કામ યાબદ બદહ્ર્
ચુ બેગ્રેફ્ત શાહ્ અર્દશીર્ આન્ બદસ્ત
ઝે દસ્તશ બેયોફ્તાદો બેશકસ્ત પસ્ત
શુદ આન્ પાદશા ઝાદહ્ લર્ઝાન્ ઝે બીમ્
હમ્અન્દર્ઝમાન્ શુદ દેલશ બર્ દો નીમ્
જહાન્દાર્ અઝાન્ લર્ઝહ્ શુદ બદગુમાન્
પુર્ અન્દીશહ્ અઝ્ ગર્દેશે આસ્માન્
બેફર્મૂદ તા ખાનગી મુર્ઘ ચાર્
પરસ્તન્દહ્ આરદ બરે શહ્રૂયાર્
ચુ આન્ મુર્ઘ બર્ પેસ્ત બુગ્ઝાશ્તન્દ
ગુમાની હમી ખીરહ્ પેન્દાશ્તન્દ
હમ્આન્ગાહ્ મુર્ઘ આન્ બખુર્દો બમોર્દ
ગુમાન્ બોર્દન્ અઝ્ રાહે નીકી બબોર્દ
બેફર્મૂદ તા મુબેદો કદ્ખોદાય
બેયામદ બરે ખુસ્રવે પાક્ રાય
ઝે દસ્તૂરે ઈરાન્ બેપુર્સીદ શાહ્
કે બદ્ખાહ્રા ગર્ નેશાની બગાહ્

વડો બેટો જેનું નામ બહમન હતું તે હિંદુસ્તાનમાં હતો.

તેણે ડહાપણ અને હોશ સાથનો એક જવાન કે જે કહેલી વાત ધ્યાનમાં રાખતો તેને એક કાસેદ તરીકે શોધી કાઢયો.

જ્યારે તેને પાદશાહી પાછી મળવાની કશી આશા નહીં રહી-ત્યારે પેલા કાસેદને તેણે છુપી રીતે એક ઝેહરનો ટૂકડો આપ્યો.

અને કહ્યું કે "તું મારી બેહેન પાસે જા અને તેને કહે-કે તું દુશ્મન તરફથી આવી મેહરબાનીની આશા ના રાખ.

તું તારા બે ભાઇઓ કે જેઓ હિંદુસ્તાનમાં પારકી કઉમ સાથ રહેલા ધરાવે છે.

અને બીજા બે પાદશાહ અરદશીરનાં કયદખાનામાં છે-બાપ માર્યો ગયો છે અને બેટો તીરથી ઝખ્મી થયો છે.

તેં અમારા તરફની માયા મોહબત એવી રીતે તોડી નાખી છે તો તે શું આસ્માનનો પયદા કરનાર સાહેબ પસંદ કરશે?

જો તું ઇરાનની શેહનશાહ બાનૂ બનવા ચાહતી હોય અને દુન્યામાં બહાદુર લોકોને પસંદ પડતી થવા મ ગતી હોય,

તો આ હિંદુસ્તાની કાતેલ ઝેહર લે-અને તુરત તે અરદશીર માટે કામમાં લાવ."

પેલો કાસેદ સમીસાંજને વખતે ત્યાં આવી લાગ્યો-અને પેલી ઊંચા ૩૮૭
દરજ્જાવાળી છોકરીને તેનો પયગામ પુગાડયો.

તેણીનો જાન અને દિલ પોતાના ભાઈ માટે બળવા લાગ્યાં-અને એક મરતબે તેણીનું દિલ આગથી સળગી ઉઠયું.

તેણીએ પેલા કાસેદ પાસેથી પેલું કાતેલ ઝેહર લીધું-અને પોતાની મુરાદ પુરી પાડવા ઉપર મંડી ગઈ

એમ બન્યું એક દહાડો પાદશાહ અરદશીર-ગોરખરના શિકાર માટે ગયો.

જ્યારે બપોર પડી-ત્યારે પાદશાહ શિકારગાહમાંથી પાછો ફર્યો

તે રાહમાંથી આવી અરદવાનની બેટી આગળ ગયો-તે માહતાબને ચેહરેની દોડતી અરદશીર આગળ આવી.

તેણી એક પોખરાજની જામ લાવી-અને તેમાં શાકર, ભૂંજેલા અનાજનો આટો અને થંડું પાણી નામ્યું.

તેમાં ઝેહર ભેળીને અરદશીરને તે જામ પીવા આપી-કે જેથી તેણીના ભાઇ બહમનની મુરાદ પાર પડે.

જ્યારે પાદશાહ અરદશીરે તે હાથમાં લીધું-ત્યારે તેના હાથમાંથી તે સરી પડયું અને ભાગી કકડા થઇ ગયું.

તે જોઇને શાહઝાદી ધાસ્તીથી ધ્રુજવા લાગી-અને તુરતજ તેણીનું દિલ બે ટૂકડા થયું.

પાદશાહ તેણીના ધ્રુજવાથી બદગુમાન બન્યો-અને આસ્માનની ૩૮૮
ચાલથી અંદેશા ભરેલો થયો.

તેણે હોકમ કીધો કે "નોકરો પાદશાહની નઝદીક ચાર પાળેલી મરઘી લઇ આવે."

જ્યારે પેલી મરઘીઓને પેલા આટાની બનાવટ ઉપર છોડી મૂકી-ત્યારે નોકરો તે તેનો શક ફોકટનો ધારવા લાગ્યા.

પણ મરઘાંએ જેવું તે ખાધું કે તુરતજ મરી ગયાં-અને તેનો શક લઇ જતો સચ્ચાઇની રાહેજ લઇ ગયલો ઠર્યો.

તેણે હોકમ કીધો જેથી મોબેદ તેમજ વઝીર-તે પાક વિચારના પાદશાહની નઝદીક આવ્યા.

પાદશાહે ઇરાનના વડા વઝીરને પૂછ્યું-કે "જો તું દુશ્મનને તખ્ત ઉપર બેસાડે,

શવદ દર નવાઝેશ બદીન્‌ગૂનહ્ મસ્ત
કે બીહુદહ્ યાઝદ બજાને તો દસ્ત
ચે બાદઆફરહ્‌રેસ્ત આન્ બરૂઆવર્દહ્‌રા
ચે સાઝીમ દરમાને ખુદ કર્દહ્‌રા
ચુનીન્ દાદ પાસોખ કે મેહ્‌તરૂ પરસ્ત
ચુ યાઝદ બજાને જહાનદારૂ દસ્ત
સરે પુરૂ ગુનાહશ બેબાયદ બુરીદ
કસી પન્દ ગૂયદ નબાયદ શનીદ
૩૮૯ બેફરમૂદ કઝ દુખ્તરે અર્દવાન્
તની કુન્ કે હરૂગેઝ નબીનદ રવાન્
બેશુદ મૂબેદો પીશે ઊ દુખ્તે શાહ્
હમી રફ્ત લર્ઝાનો દેલ્ પુરૂ ગુનાહ્
બમૂબેદ ચુંનીન્ ગોફ્ત કય પુરૂ ખરદ
મરાઓ તોરા રૂઝ હમ બુગ્‌ઝરદ
અગરૂ કોશ્ત ખાહી મરા નાગુઝીરૂ
યકી ફૂદકી દારમ અઝ અરૂદશીરૂ
અગરૂ મન સઝાયમ બખૂન રીખ્તન્
બે દારે બલન્દ અન્દરૂ આવીખ્તન્
બેમાન્ તા શવદ ફૂદક અઝ મન જુદા
બેકુન્ હરૂચે ફરમૂદ પસ પાદશા
બે રહ્ બાઝ શુદ મૂબેદે તીઝવીરૂ
બેગોફ્ત આન્ચે બેશનીદં બા અરૂદશીરૂ
બદૂ ગોફ્ત ઝૂ હીચ મશનવ સખુન
બદાનસાન્ કે ફર્માન્‌ત દાદમ બેકુન્
બદેલ ગોફ્ત મૂબેદ કે બદ રૂઝગારૂ
કે ફર્માન્ ચુનીન્ આયદ અઝ શાહ્‌રૂયારૂ
ન કારીસ્ત કઝ દસ્તે મન્ બુગ્‌ઝરદ
બેરદમન્દ બાશદ બેહ્ અઝ બીખેરદ
૩૯૦ હમહ્ મરૂગરા ઈમ બરૂનાઓ પીરૂ
નદારદ પેસરૂ શાહ્‌રૂયારૂ અરૂદશીરૂ
ગરૂ ઊ બીઅફદ સાલેયાન્ બેશમરદ
બદુશ્મન્ રસદ તખ્ત ચૂન બુગ્‌ઝરદ
હમાન્ બેહ્ કઝીન્ કારે નાસૂદમન્દ
બમર્દી યકી રાય સાઝમ બલન્દ
બે કોશ્તન્ રહાનમ મન્ ઈન્ માહ્‌રા
મગરૂ ઝીન્ પશીમાન્ કુનમ્ શાહ્‌રા
વગરૂનહ્ ચુ ઝૂ બચહ્ ગર્દદ જુદા
બજાય આરમ ઈન્ ગોફ્તએ પાદશા
બેયારાસ્ત જાઈ બઅયવાને ખીશ
કે દારદ વરા ચૂન તનો જાને ખીશ
બઝન્ ગોફ્ત અગરૂ હીચ બાદે હવા
બેબીનદ વરા મન્ નદારમ રવા
પસ અન્દીશહ્ કરૂદ આન્ કે દુશ્મન્ બસીસ્ત
ગુમાને બદો નીકૂ બા હરૂ કસીસ્ત
યકી ચારહ્ સાઝમ કે બદગૂએ મન્
નરાનદ બઝેશ્ત આબ્ દરૂ જૂએ મન્
બજાઇ શુદો ખાયહ્ બુબ્‌રીદ પસ્ત
બરૂ દાઘ દારૂ નેહાદો બેબસ્ત
૩૯૧ દુ ખાયહ્ નમક બરૂ પરાગન્દ ઝૂદ
બહુક્કહ્ દરૂ આગન્દ બરૂસાને દૂદ

અને તે તારી બખ્શેશમાં એવો મસ્ત બની જાય-કે હુલ્લડાઈ કરીને તારોજ જીવ લેવા ઉપર હાથ લમ્બાવે,

તો તે ઉધારી મોટા કીધેલાને વાસ્તે શું શિક્ષા છે?-અને આપણે પોતાને હાથેજ કીધેલાં દુઃખનો ઉપાય શું કર્યે?"

વઝીરે જવાબ દીધો કે "જ્યારે એક નોકર પાદશાહનો જીવ લેવા ઉપર પોતાનો દસ્ત લમ્બાવે,

ત્યારે તેનું ગુનાહ ભરેલું સર કાપવું જોઇયે-અને એ બાબતમાં કાંઇ કોઇ નસીહત કહે તે સાંભળવી નહીં જોઇયે."

એ સાંભળી તેણે હોકમ કીધો કે "અરદવાનની છોકરીનું તન એવું બનાવ કે કદી પણ કોઈ તેને જીવતું જોય નહીં."

પેલો વઝીર ચાલ્યો અને તેની આગળ પાદશાહની બેટી-ધુજતી અને ગુનાહ ભરેલાં દિલે ચાલવા લાગી

તેણીએ તે મોબેદને એ પ્રમાણે કહ્યું કે "ઓ દાનેશમંદ શખ્સ!-મારો તેમજ તારો પણ એક દિવસ પસાર થઇ જશે.

અગરજો તું મને લાચારીએ મારીજ નાખવા ચાહે છે તો સાંભળ કે હું અરદશીરથી હમેલ ધરાઉં છું

અગરજો ખૂન રેડવા અને બુલંદ ફાંસીએ લટકવાને હું લાયક છું,

તો મારીથી બચ્ચું જુદું પડે ત્યાં સૂધી તું ઘોભી જા-પછી પાદશાહે જે કાંઇ તને ફર્માવ્યું હોય તેમ કરજે."

પેલો દાના મોબેદ રસ્તામાંથી પાછો ફર્યો-અને પોતે જે કાંઇ સાંભળ્યું હતું તે અરદશીરને કહ્યું.

અરદશીરે તેને કહ્યું કે "તું તેનું કાંઈ પણ ના સાંભળ-જેવી રીતનું કે મેં તને ફર્માન આપ્યું છે તે બજા લાવ."

પેલો મોબેદ વિચારવા લાગ્યો કે "પાદશાહ તરફથી આવો હોકમ નીકળે તો તે બદબખ્તીની નિશાન સમજવી.

આ કામ એવું નથી જે મારે હાથે નહીં થાય-પણ જે કામ અકલને અનુસરતું હોય તે નાદાનીયતનાં કામ કરતાં વધારે ભલું કહેવાય.

આપણ સઘળા જવાન કે બુઢ્ઢા મોતને માટેજ સરજાયલા છિયે પણ પાદશાહ અરદશીર એક પણ છોકરો ધરાવતો નથી.

અગરજો તે લામ્બી ઝિંદગી ગુઝારવા પામે તો પણ જ્યારે તે ગુઝર પામશે ત્યારે તેનું તખ્ત દુશ્મને હાથ જશે.

માટે બેહતર માર્ગ એજ છે કે આવું બિન ફાયદાકારક કામ કરવા કરતાં-બહાદુરીથી એક બુલંદી ભરેલો વિચાર ચલાઉં,

અને આ માહતાબ જેવી છોકરીને મોતથી છોડવું કે કદાચ તેમ કર્યાથી પાદશાહને પશેમાન કરીશ

અગર નહીં તો જ્યારે તેણીનું બાળક પયદા થાય ત્યારે આવી રીતનું પાદશાહનું ફર્માન બજા લાવીશ."

એમ વિચાર તેણે તેણીને માટે પોતાના મેહલમાં એક જગ્યા તૈયાર કીધી કે જ્યાં તેણીને પોતાનાં તન અને જાનની માફક સંભાળથી રાખે.

તેણે પોતાની બાયડીને કહ્યું કે "અગરજો તેણી પવનની લેહેકી પણ જોવા પામશે તો તે હું પસંદ કરીશ નહીં."

પછી વિચાર કર્યો કે "મારા દુશ્મનો ઘણા છે-અને દરેક જણ ભલા ભૂંડા વિચારો ધરાવે છે.

માટે એક એવી યુક્તિ કરૂં કે જેથી મારા દુશ્મનો-મારી નદીમાં તોહમતનાં પાણી નહીં ચલાવે."

તે એક જગ્યાએ ગયો અને પોતાની ઇંદ્રી સદંતર કાપી કાઢી-તે ઝખ્મની ઉપર દવા મૂકીને પાટો બાંધી લીધો.

પછી તેણે તુરત પેલી ઇંદ્રીની બન્ને ગોળીઓ ઉપર નિમક પાંથર્યું-અને ઝડપથી એક દાબડામાં ભરી દીધી.

હમઅન્દરૂઝમાન્ હુકુકહુરા મોહુરૂ કરૂદ
બેયામદ ખોરૂશાન્ દો રોખસારહુ ઝરૂદ
ચુ આમદ બનઝદીકે તખ્તે બલન્દ
હમાન્ હુકુકહુ બેન્હાદ બા મોહુરો બન્દ
ચુનીન્ ગોફ્ત બા શાહુ કીન્ ઝીન્હારૂ
સેપારદ બગન્જુરે ખુદ શહુરૂયારૂ
નબેશતહુ બરીન્ હુકુકહુ તારીખે આન્
પદીદારૂ કર્દહુ પયો બીખે આન્

તેજ વખત તે દાબડાને સીલ કીધું-પછી ફિકરે ચેહરે પોકારતો પાદશાહ આગળ આવ્યો.

જ્યારે તે બુલંદ તખ્તની આગળ આવ્યો-ત્યારે પેલો મોહર અને સીલ સાથનો દાબડો ત્યાં મૂકયો.

અને પાદશાહને એમ કહ્યું કે "આ મારી અનામત-પાદશાહ પોતાના ખઝાન્ચીને સોંપી આપે."

તે દાબડા ઉપર તારીખ લખીને તેમાં જે ચીઝ મેલી હતી તેના અમલની શુરૂઆત દેખાડેલી હતી.

---

## ઝાદને પેસરે અર્દ્શીર્ શાપૂર્ અઝ્ દુખ્તરે અર્દવાન્ વ પસ્ અઝ્ હફ્ત્ સાલ્ આગાહી યાફ્તને અર્દ્શીર્ અઝાન્ વ શેનાખ્તન્ ઊરા.

## અર્દવાનની બેટીથી અર્દશીરના બેટા શાપૂરનું જન્મ પામવું અને અર્દશીરને સાત વર્ષ પછી તે માટેની ખબર પડવી અને તેને ઓળખવું.

ચુ હન્ગામએ ઝાદન્ આમદ ફરાઝ
અઝાન્ કારૂ બરૂ બાદ ગુફુશાદ રાઝ
પેસરૂ ઝાદ અઝ્ દુખ્તરે અરૂદવાન્
યકી ખુસવ્ આઇનો રઉશન્ રવાન્
અઝ્ અયવાને ખુદ અન્જુમન્ દૂરૂ કરૂદ
વરા નામ્ દસ્તૂરૂ શાપૂરૂ કરૂદ
નેહાનશ હમી દાશ્ત તા હફ્ત સાલ્
યકી શાહ્ રોખ્ ગશ્ત બા ફરૂરો યાલ્
ચુનાન્ બુદ કે રૂઝી બેયામદ વઝીરૂ
બેદીદ આબ્ દરૂ ચેહુરએ અરૂદશીરૂ
બદ્ગુ ગોફ્ત શાહા અનૂશહુ બુદી
રવાન્રા બરૂઅન્દીશહુ તૂશહુ બુદી
ઝે ગીતી હમહુ કામે દેલ્ યાફ્તી
સરે દુશ્મન્ અઝ્ તખ્ત બરૂ તાફ્તી
કુનૂન્ ગાહે શાદીઓ મય ખર્દનસ્ત
ન હન્ગામે અન્દીશહુ આવર્દનસ્ત
ઝમીન્ હફ્ત કેશ્વરૂ બશાહી તોરાસ્ત
સેપાહીઓ ગાહીઓ રાહી તોરાસ્ત
ચુનીન્ દાદ પાસોખ બદ્ગુ શહુરૂયારૂ
કે અય પાક્ દેલ્ મૂબેદે રાઝદારૂ
ઝમાનહુ બશમ્શીરે મા રાસ્ત ગશ્ત
ઘમો રન્જો નાખૂબી અન્દરૂ ગુઝશ્ત
મરા સાલ્ બરૂ પન્જહો યક્ રસીદ
ઝે કાફૂરૂ શુદ મુશ્કો ગુલ્ નાપદીદ
પેસરૂ બાયદી પીશમ્ અકૂનૂન બપાય
દેલારાયો નીરૂ દેહો રહુનુમાય
પેદરૂ બી પેસરૂ ચૂન પેસરૂ બી પેદરૂ
કે બીગાનહુ ઊરા બેગીરદ બબરૂ
પસે મન્ બદુશ્મન્ રસદ તાજો ગન્જ
મરા ખાક્ સૂદ આયદો દર્દો રન્જ

જ્યારે પેલીને જણવાનો વખત નઝદીક આવ્યો-ત્યારે તે વઝીરે તે કામનો ભેદ પવન વટિક આગળ ખુલ્લો કર્યો નહીં.

તે અરદવાનની બેટીથી એક પાદશાહી રીતભાતનો અને રોશન જીવનો બેટો પયદા થયો.

તેણે પોતાના મેહલમાંથી સઘળાં લોકોને દૂર કીધાં-અને પેલા વઝીરે તેનું નામ "શાહપૂર" (એટલે પાદશાહનો છોકરો) કરીને પાડયું.

તે બાળકને સાત વર્ષ સુધી છુપો રાખ્યો-તે દબદબા અને દમામ સાથનો એક પાદશાહનાજ ચેહરાનો થયો.

એવું બન્યું કે એક દહાડે પેલો વઝીર પાદશાહ આગળ આવ્યો-ત્યારે તેણે અરદશીરના ચેહરા ઉપર આંસુ જોયાં.

તે બોલ્યો કે "ઓ પાદશાહ તું સલામત રહેજો-તારો જીવ ફિક્ર ૩૯૨
ચિન્તા ઉપર ફાવતો રહેજો!

આ દુન્યામાંથી તેં તારાં દિલની તમામ મુરાદ મેળવી છે અને તારા દુશ્મનોનાં સર તખ્ત ઉપરથી નીચે નાખ્યાં છે.

એટલે હવે તો ખુશહાલી કરવાનો અને મય પીવાનો વખત છે-એવી રીતે વિચાર કરવાનો આ વખત નથી.

દુન્યાના સાત મુલકો તારીજ સત્તા હેઠળ છે-સઘળું લશ્કર, હકૂમત અને રાજનીતિ સર્વ તારૂં છે."

પાદશાહે તેને જવાબ આપ્યો-કે "ઓ પાક દિલના વિશ્વાસુ વઝીર!

મારી તલવારે કરી ઝમાનો પણ સીધો કર્યો છે-સઘળે ઠેકાણેથી ગમ, દુઃખ અને ખરાબી દૂર થઈ છે.

મારી ઉમર એકાવન વર્ષની થઈ છે-મારા કસ્તુરી જેવા કાળા બાલ કપૂર જેવા સફેદ બન્યા છે અને ગોલાબ જેવો ચેહરો ગુમ થયો છે.

હમણા તો મારી આગળ એક દિલને આરામ આપનારો, મારી બાજૂને કૌવત આપનારો અને મારી રેહનુમાઇ કરનારો બેટો ઉભો રહેવો જોઇતો હતો.

એક છોકરા વગરનો બાપ તે બાપ વગરના છોકરા જેવોજ હોય છે-કે જેને પારકાઓ બગલમાં પકડે છે.

મારી પછી મારૂં તાજ અને ખઝાનો દુશ્મનને મળશે-અને મને તો ખાક, દુઃખ અને રંજનોજ ફાયદો મળશે."

૩૯૩ બહેશ ગોફ્તુ બીદારૂ મર્દે કોહન
કે આમદ કુનૂન રૂઝગારે સોખન
બદ્દ ગોફ્તુ કય શાહે કેહ્તરૂ નવાઝ
જવાન મર્દો રઉશન દેલો સરફરાઝ
ગરૂ અયદૂન કે યાબમ બજાન ઝીનહારૂ
મન ઇન રન્જ બરૂદારમ અઝ શહરૂયારૂ
બદ્દ ગોફ્તુ શાહુ અય ખેરદમન્દ મરૂદ
ચેરા બીમે જાનત તોરા રન્જહુ કરૂદ
બેગૂય આનચે દાનીઓ બેફ્ઝાય નીઝ
કે ગોફ્તે ખેરદમન્દ બરૂતરૂ ચે ચીઝ
ચુનીન દાદ પાસોખ બદ્દ કદખોદાય
કે અય શાહે રઉશન દેલો પાકુરાય
યકી હુક્કહુ દાદમ બગન્જૂરે શાહુ
સઝદ ગરૂ બેખાહદ કુનૂન પીશગાહુ
બગન્જૂરૂ ગોફ્તુ આન કે આન ઝીનહારૂ
તોરા દાદ આમદ કુનૂન ખાસ્તારૂ
બદ્દ બાઝ દેહુ તા બેબીનમ કે ચીસ્ત
મગરૂ માન નબાયદ બઅન્દીશહુ ઝીસ્ત
બેયાવરૂદ પસ હુક્કહુ ગન્જૂરે ઊય
સેપોરૂદ આન કે બેસ્તદ બદસ્તૂરે ઊય
૩૯૪ બદ્દ શાહુ ગોફ્તુ અન્દરીન હુક્કહુ ચીસ્ત
નેહાદહુ બરીન બન્દ બરૂ મોહરૂ કીસ્ત
બદ્દ ગોફ્તુ આન ખૂને ગર્મે મનસ્ત
બુરીદહુ ઝે બુન બારે શર્મે મનસ્ત
સેપોર્દી મરા દુખ્તરે અર્દવાન
કે તા બાઝ ખાહી તનશ બીરવાન
નકોશતમ કે ફર્ઝન્દ બુદ દરૂ નેહાન
બેતર્સીદમ અઝ કેર્દેગારે જેહાન
બેખસ્તમ બફર્માનત આઝર્મે ખીશ
બુરીદમ હમઅન્દરૂઝમાન શર્મે ખીશ
બદાન તા કસી બદ નગૂયદ મરા
ઝે દર્યાએ તોહુમત નશૂયદ મરા
કુનૂન હફ્તુ સાલસ્ત તા પૂરે તૂ
બેમાન્દસ્ત નઝદીકે દસ્તૂરે તૂ
ચુ ઊ નીસ્ત ફર્ઝન્દ યક્ શાહુરા
નમાનદ મગરૂ બરૂ ફલક્ માહુરા
વરા નામ શાપૂરૂ કર્દમ ઝે મેહરૂ
કે અઝ બખ્તે ઊ શાદ બાદા સેપેહરૂ
હમાન માદરશ નીઝ બા ઊ બજાય
જહાનજૂય ફર્ઝેન્દરા રહનુમાય
૩૯૫ બદ્દ માન્દ શાહે જહાન દરૂ શેગેફ્તુ
વઝાન ફ્દક્ અન્દીશહા બરૂ ગેરેફ્તુ
વઝાન પસ ચુનીન ગોફ્તુ બા કદખોદાય
કે અય મર્દે રઉશન દેલો પાક્ રાય
બસી રન્જ બર્દાશ્તી ઝીન સોખન
નમાનમ કે રન્જે તો ગર્દદ કોહન
કુનૂન સદ પેસરૂ જૂય હમસાલે ઊય
બબાલાઓ ચેહરો બરો યાલે ઊય
હમહુ જામહુ પૂશીદહુ બા ઊ બહમ
નબાયદ કે ચીઝી બુવદ બીશો કમ

પેલો બાહોશ પીર મર્દ પોતાનાં મનમાં બોલ્યો-કે "હવેજ બોલવાનો વખત આવ્યો છે."

તે બોલ્યો કે "ઓ ગરીબ લોકોને નવાઝનારા, બહાદુર, ચાલાક અને સરફરાઝ પાદશાહ!

અગરજો હવડાં હું તારી તરફથી જીવતદાન મેળવુ તો તું પાદશાહ તરફનું આ સઘળું દુ:ખ દૂર કરૂં."

પાદશાહે તેને કહ્યું કે "ઓ અકલમંદ મર્દ!-તારા જીવની ધાસ્તીએ તને શા માટે રંજીદા કીધો?

તું જે કાંઈ જાણતો હોય તે કહે. કાંઈ વધુ કહેવું હોય તો તે પણ કહે-એક અકલમંદની વાત કરતાં વધારે સારી ચીઝ બીજી શું હોય?"

વઝીરે તેને જવાબ દીધો કે "ઓ રોશન દિલના અને પાક વિચારના પાદશાહ!

એક દાબડો ખઝાન્ચીને આપવા મેં તને આપ્યો હતો તે જો તારી દરબારમાં મંગાવે તો બેહતર"

પાદશાહે ખઝાન્ચીને કહ્યું કે "પેલી અનામત તને આપી છે તેનો માગનારો હાલ આવ્યો છે.

તે પાછી લાવીને આપ કે હું જોઉં તો ખરો તેમાં શું છે?-બલ્કે તેથી મારી ઝિંદગીની ચિન્તા નીકળી જાય."

પછી તેનો ખઝાન્ચી તે દાબડો લાવ્યો-પાદશાહે જેવો વઝીર પાસેથી લીધો હતો તેવો તેને પાછો આપ્યો.

પાદશાહે તેને પૂછ્યું કે "આ દાબડામાં શું છે?-અને એના ઉપર સીલ મોહર કોણે કીધી છે?"

તે બોલ્યો કે "મારાં દિલની મોહબતનું લોહી આ દાબડામાં છે-મારી લાજનાં ઝાડનું ફળ તોડીને આ દાબડામાં મેલેલું છે.

તેં મને અર્દવાનની છોકરીને મારી નાખી તેનું મુરદું લાવવા ફર્માવ્યું હતું.

પણ મેં તેણીને મારી નહીં નાખી કારણકે તેણીના પેટમાં બાળક હતું હું જેહાનના પયદા કરનાર સાહેબથી બીધો.

તારા આવા હોકમને લીધે મારી લાજની લાગણીને મેં દુ:ખી કીધી-મારી મર્દીની નિશાની મેં તુરત કાપી નાખી,

કે જેથી કરી કોઇ મને બૂરૂં નહીં બોલે-અને બોહતાનના દર્યામાં મને ધોઈ નહીં નાખે (યાને તોહમત મૂકે નહીં).

તારો બેટો તારા વઝીરની આગળ રહેલો છે જેને હાલ સાત વર્ષ થયાં છે

તેનાં જેવું ફર્ઝંદ કોઈ પણ પાદશાહને ત્યાં હશે નહીં-કદાચ આસ્માન ઉપર માહતાબને ત્યાં પણ એવું નહીં હશે

મેં પ્યારથી તેનું નામ "શાપૂર" રાખ્યું છે-તેનાં નસીબથી આસ્માન પણ ખુશહાલ રહેજો!

તેની મા પણ તેની સાથે કાયમ છે-અને તે પાદશાહી ફર્ઝંદની રેહનુમાઇ કરે છે."

આથી દેશનો પાદશાહ અજબ રહ્યો અને પેલાં બચ્ચાં માટે વિચાર કરવા લાગ્યો.

પછી વઝીરને કહ્યું-કે "ઓ ચાલાક મનના અને પાક વિચારના મર્દ!

તેં આ બાબતમાં પુષ્કળ રંજ ઉઠાવી છે-પણ હું તારી મેહનત લમ્બાવવા માગતો નથી.

હવે તું તેનીજ ઉમરના તેનાજ જેવા કદના, ચેહરાના, છાતીના અને ગર્દનનાં એક સો છોકરાઓને લઈ આવ.

તે સઘળાઓએ એક સરખોજ પોશાક પેહેરેલો હોવો જોઇયે-તેમાં જરાબી ફર્ક રહેવો નહીં જોઇયે.

**હમહ્ ફ્રુદકાન્‌રા બચઉગાન્ ફેરેસ્ત**
**બેયારાય ગૂયે બમયદાન્ ફેરેસ્ત**
**ચુ બર્ દશ્ત ફ્રુદક્ બુવદ્ ખૂબ્ચેહ્ર્**
**બેજુમ્બદ્ બફ્રર્ઝન્દ્ જાનમ્ બમેહ્ર્**
**બશાન્ રાસ્તી દેલ્ ગવાહી દેહદ્**
**મરા બા પેસર્ આશ્નાઈ દેહદ્**
**બેયામદ્ બશબ્ગીર્ દસ્તૂરે શાહ્**
**બેઓરદ્ આન્ હમહ્ ફ્રુદકાન્‌રા બગાહ્**
**બયક્ જામહો ચેહરો બાલા યકી**
**કે પયદા નબૂદ્ ઈન્ અઝાન્ અન્દકી**
**બમયદાન્ તો ગોફ્રુતી યકી સૂર્ બૂદ્**
**મેયાન્ અન્દરૂન્ શાહ્ શાપૂર્ બૂદ્**
**ચુ ફ્રુદક્ બઝખ્મ્ અન્દર્ આવર્દ્ રૂય**
**ફેઝૂની જે હર્ કસ્ હમી બોર્દ્ ગૂય**
**બેયામદ્ બમયદાને ખીશ્ અર્દશીર્**
**તની ચન્દ્ બા ઊ જે બર્નાઓ પીર્**
**નેગહ્ કર્દ ચૂન્ ફ્રુદકાન્‌રા બેદીદ્**
**યકી બાદે સર્દ્ અઝ્ જેગર્ બર્ કશીદ્**
**બઅન્ગુશ્ત બેન્મૂદ્ બા કદખોદાય**
**કે ઈનક્ યકી અર્દશીરી બજાય**
**બદુ શાહ્બર્ ગોફ્રુત્ કય પાદશા**
**દેલત્ શુદ્ બફ્રર્ઝન્દીએ ઊ ગવા**
**હમી બાશ તા ફ્રુદકાન્ તાઝહ્ રૂય**
**બચઉગાન્ બપીશે તો આરન્દ્ ગૂય**
**યકી બન્દહ્‌રા ગોફ્રુત શાહ્ અર્દશીર્**
**કે રવ્ ગૂએ ઈશાન્ બચઉગાન્ બેગીર્**
**અઝાન્ ફ્રુદકાન્ તા કે આયદ્ દેલીર્**
**મેયાને દેલીરાન્ બકેર્દારે શીર્**
**જે દીદારે મન્ ગૂય બીરૂન્ બરદ્**
**અઝીન્ અન્જુમન્ કસ્ બકસ્ નશ્મરદ્**
**બુવદ્ બીગુમાન્ પાક્ ફ્રર્ઝન્દે મન્**
**જે તોખ્મો બરો યાલો પયવન્દે મન્**
**બફ્રર્માન્ બેશુદ્ બન્દએ શાહ્રૂયાર્**
**બેઝદ્ ગૂયો અફ્રુગન્દ્ પીશે સવાર્**
**દવાન્ ફ્રુદકાન્ અઝ્ પસે ઊ ચુ શીર્**
**ચુ ગશ્તન્દ્ નઝ્દીક્ બા અર્દશીર્**
**બેમાન્દન્દ્ નાકામ બર્ જાએ ખીશ્**
**ચુ શાપૂરે શીર્ અન્દર્ આમદ્ બપીશ્**
**જે પીશે પેદર્ ગૂય બેર્બૂદો બોર્દ્**
**ચુ શુદ્ દૂર્ તર્ ફ્રુદકાન્‌રા સેપોર્દ્**
**જે શાદી ચુનાન્ શુદ્ દેલે અર્દશીર્**
**કે ગર્દદ્ જવાન્ મર્દુમે ગશ્તહ્ પીર્**
**સવારાન્શ અઝ્ ખાક્ બર્દાશ્તન્દ્**
**હમી દસ્ત બર્ દસ્ત બુગ્ઝાશ્તન્દ્**
**શાહનશાહ્ અઝાન્ પસ્ ગેરેફ્રુતશ બબર્**
**હમી આફ્રીન્ ખાન્દ્ બર્ દાદગર્**
**સરો રૂયો ચશ્મશ બેબૂસીદો ગોફ્રુત**
**કે ચૂનીન્ શેગેફ્રુતી નશાયદ્ નેહોફ્રુત**
**બદેલ્ હર્ગેઝ્ ઇન્ યાદ્ નુગ્ઝાશ્તમ્**
**કે ઈન્‌રા હમી કોશ્તહ્ પેન્દાશ્તમ્**

તે સઘળાઓને ચઉગાનબાઝી રમવા મોકલ દડા તૈયાર કર અને તેઓને મયદાનમાં કાઢ.

જ્યારે તે ખૂબસૂરત છોકરાઓ મયદાનમાં આવશે-ત્યારે મારાં ફર્ઝંદ ઉપર પ્યારથી મારો જીવ દોડશે.

તેની સચ્ચાઈ માટે મારૂં પોતાનું દિલ સાક્ષી આપશે-અને મારા બેટા સાથ ઓળખાણ કરાવશે."

તે શાહનો વઝીર સવારના પોહોરમાં આવ્યો અને તેવા સઘળા છોકરાઓને એકઠા કરી મયદાનમાં લઈ ગયો.

તેઓ બધા એકજ પોશાકના એકજ ચેહરા અને કદના હતા-અને એક બીજાથી જરા ઓળખાતા હતા નહીં.

તું કહે ગોયા તે મયદાનમાં એક ખુશીની મજલેસ હતી-અને સઘ- ૩૯૬
ળાની વચ્ચે શાપૂર ગોયા પાદશાહ હતો.

હવે જ્યારે છોકરાઓએ દડીદાવ શુરૂ કર્યો-ત્યારે શાપૂર દરેક છોકરાઓ કરતાં દડી વધારે લઈ જવા લાગ્યો.

હવે અર્દશીર પોતાની સાથ કેટલાક જવાન અને બુઢાઓ સાથ તે મયદાનમાં આવ્યો.

જ્યારે તેણે છોકરાઓને રમતા જોયા ત્યારે પોતે જીગરથી એક સર્દ હાય મારી.

અને પોતે આંગળી દેખાડી વઝીરને કહ્યું-કે "આ એક બીજો અર્દશીરજ ઉભેલો છે."

વઝીરે જવાબ દીધો કે "ઓ પાદશાહ! -તારૂં દિલજ પોતાનાં બચ્ચાં માટે ગવાહ બન્યું છે.

પણ જ્યાં સુધી કે તે ખૂબસૂરત બાળકો દડીને છેક તારી નઝદીક લઇ આવે ત્યાં સુધી તું ધીરજ ધર."

પછી પાદશાહ અર્દશીરે એક નોકરને કહ્યુ-કે "તું જઇને તેઓની દડીને ચઉગાનમાં પકડી અહીં ફેંક

જોઇયે કે એ છોકરાઓમાંથી બહાદુરો વચ્ચે કોણ સિંહની મિસાલ બહાદુરી દેખડાવે છે?

અને આ એકઠાં મળેલાં લોકોમાંથી કોઇને પણ ગણકાર્યા વગર-મારી નઝર આગળથી દડી બાહેર લઈ જાય છે?

બેશક કે તેજ મારી બુન્યાદનો, મારીજ છાતી અને ગર્દનમાંથી ૩૯૭
ઉતરેલો અને મારીજ અકરતથી અવતરેલો મારો પાક બેટો હશે"

પેલો નોકર શાહના હુકમ પ્રમાણે ગયો-અને દડીને ફટકો મારી પાદશાહ તરફ ફેંકી,

પેલા છોકરાઓ સિંહની માફક તે દડી પાછળ દોડયા-પણ જ્યારે તેઓ પાદશાહ અર્દશીરની નઝદીક આવી ગયા,

ત્યારે તેઓ પોતાની મરજી ઉપરાંત ત્યાંના ત્યાંજ ઉભા રહી ગયા-જ્યારે સિંહ જેવો શાપૂર આગળ ધસ્યો.

અને બાપ આગળથી દડી ઊંચકી લઈ ગયો-અને જ્યારે ત્યાંથી દૂર ગયો ત્યારે તે પાછી છોકરાઓને આપી.

અર્દશીરનું દિલ જેમ એક બુઢ્ઢો થયલો મર્દ પાછો જવાન બને તેમ ખુશહાલીથી ખીલ્યું.

પાદશાહના સવારોએ તે શાહઝાદાને ઝમીન ઉપરથી ઊંચકી લીધો-અને એક હાથમાંથી બીજાના હાથમાં પસાર કરી પાદશાહને આપ્યો.

ત્યાર બાદ પાદશાહે તેને બગલમાં પકડયો-અને તે ઇન્સાફી સાહેબ ઉપર દોઆ કરવા લાગ્યો.

પાદશાહે તેનાં સરને, મોઢાંને અને આંખને ચૂમી લીધી અને બોલ્યો-કે "આવી અજાયબી કદી પણ છુપાવવી નહીં જોઇયે.

એની યાદ તો મારાં દિલમાં કશી હતીજ નહીં-કારણકે હું તો એને મૂએલો સમજતો હતો.

૩૯૮ ચુ યઝદાન્ હમી શાહરૂયારી ફેઝૂદ
કે મન્ દરૂ જહાન્ યાદગારી ફેઝૂદ
કે ફર્માને ઊ બરૂ નેયાબી ગુઝરૂ
વગરૂ બરૂ તા આરી કે ખુરૂશીદ સરૂ
ગોહરૂ ખાસ્ત અઝ ગન્જો દીનારૂ ખાસ્ત
ગેશાન્માયહૂ યાકૂતે બેસ્યારૂ ખાસ્ત
બરૂ ઝરૂરો ગઊહરૂ હમી રીખ્તન્દ
કે બરૂ મુશ્કો અમ્બરૂ હમી બીખ્તન્દ
કે દીનારૂ શુદ તારકશ નાપદીદ
કે ગઊહરૂ કસી ચેહુરએ ઊ નદીદ
બદસ્તૂરૂ બરૂ નીઝ ગઊહરૂ ફેશાન્દ
બકુરૂસીએ ઝરૂપયકરશ બરૂનેશાન્દ
બેબખ્શીદ ચન્દાન્ વરા ખાસ્તહ
કે શુદ કાખો અયવાનશ આરાસ્તહ
બેફરૂમૂદ તા દુખ્તરે અર્દવાન્
બઅયવાન્ શવદ શાદો રઊશન્ રવાન્
બેબખ્શીદ કર્દહ ગુનાહે વરા
કે ઝન્ગારૂ બેઝદૂદ માહે વરા
બેયાવરૂદ ફર્હન્ગેયાન્રા કે શહરૂ
કસી કશ કે ફર્ઝાનગી બૂદ બહરૂ
૩૯૯ નેવેશતન્ બેયામૂખ્તશ પહુલવી
નેશસ્તે , સરફ્રાઝીઓ ખુસ્રવી
હમાન્ જન્ગ્રા ગેરૂદ કર્દન્ અનાન્
કે બાલા બદુશ્મન્ નમૂદન્ સનાન્
કે મય ખુર્દનો બખ્શેશો કારે બઝમ
સેપહ્ રાન્દનો કૂશેશો કારે રઝમ
વઝાન્પસ દેગરૂ કરૂદ સીખે દેરમ
હમાન્ સીખે દીનારો બરૂ બીશો કમ
બયકૂ રૂય બરૂ નામે શાહ્ અરૂદશીરૂ
બરૂએ દેગરૂ નામે ફરૂરોખ વઝીરૂ
ગેરાન્માયહૂ બુદ નામે દસ્તૂરે શાહ
જહાનદીદહ્ મર્દી નુમાયન્દહ્ રાહ
નબેશતન્દ બરૂ નામહા હમચુનીન્
બદૂ દાદ ફર્માનો મોહુરો નેગીન્
બેબખ્શીદ ગન્જી બદર્વીશ મરૂદ
કે ખુર્દશ નબૂદી જોઝ અઝ કારૂ કરૂદ
નેગહ્ કરૂદ જાઈ કે બુદ ખારૂસાન્
અઝ્ કરૂદ ખોરૂરમ યકી શારૂસાન્
કુજા જન્દે શાપૂરૂ ખાની વરા
જોઝ ઈન્ નીઝ નામી નદાની વરા

પણ હવે જેમ યઝદાને મારી શેહન્શાહતનો વધારો કીધો તેમ આ દુન્યામાં મારી યાદગારીનો પણ વધારોજ કીધો.

અગરજો તું ખુરશીદથી પણ વધુ ઊંચે સર ઉઠાવશે-તો પણ ખોદાનાં ફર્માનથી તું છટકી શકવાનો નથી."

પછી તેણે ખઝાનામાંથી પુષ્કળ ગોહરો, દીનારની કોથળીઓ અને ઘણાક કીમતી માણેકો મંગાવ્યાં.

અને તેનાં સર ઉપર દીનાર અને ગોહરોનો નેસાર કરવા માંડીયો- અને તેનાં બદન ઉપર કસ્તુરી અને અમ્બરનો છટકાવ કરવા લાગ્યા.

દીનારથી તેનું માથું ઢંકાઇ ગયું-અને ગોહરને સબબે કોઇ તેનો ચેહરો જોઈ શકયું નહીં.

પેલા વઝીર ઉપર પણ ગોહરો વધાવ્યાં અને તેને સોના જડિત કુરસી ઉપર બેસાડયો.

તેને એટલો બધો તો ખઝાનો બખ્શેશ આપ્યો-કે જેથી તેનો મેહલ અને ઓરડા આરાસ્તા થયા.

પછી તેણે ફર્માવ્યું કે "અર્દવાનની બેટી પણ ખુશહાલ અને રોશન જીવે મારા અયવાનમાં પાછી જાય."

તેણીએ કીધેલો ગુનાહ માફ કીધો-અને તેના કિટાયલા માહતાબને સાફ ધીધો.

પછી શેહરમાંથી જે કોઇ કે ઘણા બાહોશ ઉસ્તાદો હતા તેઓને બોલાવ્યા.

અને તે બાળકને પહલવી લખતાં વાંચતાં તથા સરફરાઝી અને પાદશાહી ઢબે બેસવા ઉઠવાની રીતભાત શીખવવા માંડી

તેમજ લડાઇને વખતે ઘોડા ફેરવવા અને ઘોડા ઉપરથી દુશ્મન ઉપર નેઝાની નેમ ટાંકવા,

મય પીવા, સખાવત કરવા, ખુશીની મજલેસ કરવા,-લશ્કર ચલાવવા, હમ્લો કરવા અને લડાઇને લગતી દરેક બાબતની તાલીમ તેને આપવા માંડી.

ત્યાર બાદ તેણે દીનાર અને દેરમના તેમજ બીજા નાના મોટા વઝનના બીજા નવા સિક્કા પડાવ્યા.

તે સિક્કાની એક તરફ પાદશાહ અર્દશીરનું નામ હતું-અને બીજી બાજૂએ પેલા મુબારક વઝીરનું નામ પડાવ્યું.

તે વઝીરનું નામ "ગેરાનમાયહ" કરીને હતું-તે દુન્યાનો અનુભવ ધરાવતો હતો અને નેક રસ્તો દેખાડનારો હતો.

શાહી ફર્માનો ઉપર પણ એજ બેઉ નામો લખાતાં હતાં-અરદશીરે પોતાની સત્તા, મોહર અને સીલ તેનેજ સોંપી આપ્યું.

પછી ગરીબ લોકો કે જેઓ મેહનત કરી પોતાનું પેટ ભરતા હતા તેઓને એક સારી જેવી રકમ બક્ષેશ આપી.

તેણે એક જગ્યા કે જે કાંટા કચરાની ભરેલી હતી તે જોઈ કાઢી- અને તે જગ્યાએ એક ખુશનુમા શેહર બનાવ્યું,

કે જેને તું "જંદે શાપૂર"ને નામે ઓળખ-એ સિવાય તેનું બીજું નામ તું જાણશેજ નહીં.

## પયધામ્ ફેરેસ્તાદને અર્દશીર્ નઝ્દે કયદે હેન્દી દર્ બારએ દર્યાફ્તને અન્જામે કારે પાદ્શાહીએ ખુદ્ વ પાસોખ્ યાફ્તન્ અઝ્.

———:o:———

ચુ શાપૂર્ શુદ હમચુ સર્વે બલન્દ
ઝે ચશ્મે બદશ બૂદ બીમે ગઝન્દ
નબૂદી જુદા યકઝમાન ઝર્દશીર્
વરા હમચુ દસ્તૂર્ ગશ્તો વઝીર્
નપર્દાખ્તી શાહ્ ફ્રઝી ઝે જન્ગ્
બશાદી નબૂદીશ જાએ દેરન્ગ્
ચુ જાઈ ઝે દુશ્મન્ બેપર્દાખ્તી
દેગર્ બદ્કુનેશ સર્ બર્અફ્રાખ્તી
હમી ગોફ્ત કઝ કેર્દેગારે જેહાન્
બેખાહમ હમી આશકારો નેહાન્
કે બીદુશ્મન્ આરમ્ જહાન્રા બદસ્ત
નબાશમ્ મગર્ પાક્ યઝ્દાન્ પરસ્ત
બદ્ ગોફ્ત ફર્ખોન્દહ્ દસ્તૂરે ઊય
કે અય શાહે રઊશન્ દેલો રાસ્તગૂય
સુએ કયદે હેન્દી ફેરેસ્તીમ કસ
કે દાનેશ પેઝૂહસ્તો ફર્યાદરસ
બેદાનદ શુમારે સેપહ્રે બલન્દ
દરે શાદમાનીઓ રાહે ગઝન્દ
અગર્ હફ્ત કેશ્વર્ તોરા બીહમાલ્
હમી બૂદ ખાહદ બેદાનદ બફાલ્
યકાયક્ બેગૂયદ નદારદ બરન્જ
નખાહદ બરીન્ પાસોખ અઝ્ શાહ્ ગન્જ
ચુ બેશનીદ બુઝ્ઝીદ શાહ્ અર્દશીર્
જવાની ગેરાન્માયહો તીઝ વીર્
ફેરેસ્તાદ નઝ્દીકે દાનાએ હન્દ
બસી અસ્પો દીનારો ચીની પરન્દ
બદ્ ગોફ્ત રવ્ પીશે દાના બેગૂય
કે અય મર્દે નીક્અખ્તરો રાસ્તજૂય
બઅખ્તર્ નેગહ્ કુન્ કે તા મન્ ઝે જન્ગ્
કય આસાયમો કેશ્વર્ આરમ્ બચન્ગ્
વગર્ નીસ્ત ઈન્ તા નબાશમ્ બરન્જ
બદીનગૂનહ્ નઆગનમ્ નીઝ્ ગન્જ
બેયામદ ફેરેસ્તાદએ શહ્રયાર્
બરે કયદ બા હદયહો બા નેસાર્
બેગોફ્ત આન્ કે બા ઊ શહન્શાહ્ ગોફ્ત
હમહ્ રાઝ્હા બર્કુશાદ અઝ્ નેહોફ્ત
બેપુર્સીદ અઝ્ કયદો ઘમખારહ્ ગશ્ત
ઝે પુર્સેશ સુએ દાનેશો ચારહ્ ગશ્ત
બેયાવર્દ સુલ્લાબો અખ્તર્ ગેરેફ્ત
યકી ઝીચે હેન્દી બબર્ દર્ ગેરેફ્ત
નેગહ્ કર્દ બર્ કારે ચર્ખે બલન્દ
ઝે આસાનીઓ સૂદો દર્દો ગઝન્દ

## અર્દશીરનું પોતાની પાદશાહીનું શેવટ જાણવા માટે કયદે હિંદીની નઝદીક પયગામ મોકલવો અને તેની તરફથી જવાબ મળવો.

———:o:———

જ્યારે શાપૂર બુલંદ સરોવર જેવો ઉધર્યો-ત્યારે તેને બૂરાઓની નઝર ૪૦૦ લાગવાથી રખે કાંઈ નુકસાન પુગે તેની ધાસ્તી અરદશીરને રહેવા લાગી.

જેથી અરદશીર તેને પોતાની આગળથી એક પળ પણ જુદો પડવા દેતો નહીં-શાપૂર તેનો સલાહકાર અને વઝીર મિસાલ બન્યો.

પાદશાહ લડાઇ કરવાથી એક દહાડો પણ પરવારતો હતો નહીં-લાંબો વખત ખુશહાલી ભોગવવા માટે તેની જગ્યા કેથે હતીજ નહીં.

કારણકે જ્યારે એક જગ્યા દુશ્મનથી તે ખાલી કરતો-ત્યારે બીજો દુશ્મન તુરત માથું ઊંચકતો હતો.

તે એ પ્રમાણે બોલવા લાગ્યો કે "જેહાનના પયદા કરનાર સાહેબથી-ઝાહેર કે છૂપી રીતે હું એવુંજ માંગું છું,

કે સઘળો દેશ દુશ્મન વગરનો બનાવી મારા હાથમાં લાઉં-અને પછી પાક યઝદાનની પરસ્તેશ સિવાય બીજું કાંઈ કરૂં નહીં."

તેના મુબારક વઝીરે તેને કહ્યું-કે "ઓ રોશન દિલના અને રાસ્ત બોલનારા પાદશાહ!

આપણે કયદે હિંદી પાસે કોઇને મોકલ્યે-કારણકે તે દાનાઈ શોધનારો અને મદદનો કરનારો છે.

વળી તે બુલંદ આસ્માનની ગણત્રી કરી જાણે છે-અને ખુશહાલીનો દરવાઝો કે દુઃખનો માર્ગ હોય તે કહી શકે છે.

વિરોધતા વગર તમામ દુન્યાની પાદશાહી તને મળશે કે નહીં તે ફાલ જોઇને કહેશે.

તે દરેક વિગત વગર આંચકીએ તને કહેશે અને એ ફાલ જોવા માટે ૪૦૧ પાદશાહ પાસે પૈસા માંગવાનો નથી."

જ્યારે પાદશાહ અરદશીરે એ સાંભળ્યું-ત્યારે એક સારાં ખાન્દાનના અને ચાલાક બુદ્ધિના જવાનને ચુંટી કાઢયો.

અને તેને ઘણાક ઘોડા, દીનાર અને ચીનાઇ રેશમી કપડાં સાથે-હિંદુસ્તાનના દાના પાદશાહ આગળ મોકલ્યો.

તેને કહ્યું તું તે દાના રાજાની નઝદીક જા અને તેને કહે-કે "ઓ નેક સેતારેના અને સચ્ચાઈ શોધનારા મર્દ!

તું મારા ગ્રહો ઉપર નેગાહ કર કે હું લડાઈ કરવાથી-કયારે આસાયેશ મેળવીશ અને સઘળો મુલક તાબામાં લાવીશ?

અને જો એમ બનવાનુંજ ન હોય તો પછી હું મેહનત નહીં કરૂં-અને એવી રીતે ખઝાનો પણ બરબાદ કરૂં નહીં."

પેલો પાદશાહનો કાસેદ હદયા અને નેસાર લઇ કયદની નઝદીક આવ્યો.

અને શેહનશાહે જે કાંઈ કહ્યું હતું તે તેને કહ્યું-અને સઘળો છૂપો ભેદ પણ તેની આગળ ખુલ્લો કીધો.

કયદે તે કાસેદથી વિગત પૂછી અને લગાર દિલગીર થયો-અને પૂછયા પછી ગ્રહફળ શાસ્ત્ર તપાસવા અને બીજી યુક્તિઓ જોવા ગયો

તેણે ઉસ્તુરલાબ લીધું અને ગ્રહોની ચાલ તપાસી-અને હિંદી ગ્રહકુંડળી પોતાની બગલમાં પકડી.

તે બુલંદ આસ્માનની ગતિ તપાસવા લાગ્યો-સુખના અને ફાયદાના ૪૦૨ તેમજ દુઃખના અને નુકસાનના ગ્રહો તપાસ્યા.

ફેરેસ્તાદહુરા ગોફ્તુ કર્દમ શુમારૂ
કે ઇરાનો અઝ અખ્તરે શહુરૂયારૂ
ગરૂ અઝ ગઉહરે મેહુરકે નૂશઝાદ
બરૂ આમીઝદ ઈન્ તોખ્મહુ બા આન્ નેઝાદ
નેશીનદ બઆરામ બરૂ તખ્ત શાહુ
નબાયદ ફેરેસ્તાદ હરૂસૂ સેપાહુ
બેયફ્ઝાયદશ ગન્જો કાહદશ રન્જ
તો શવ્ કીનહુ બા ઇન્ દો કેશ્વરૂ મસન્જ
ગરૂ ઈન્ કરૂદ ઈરાન્ વરા ગશ્ત રાસ્ત
બેયાબદ હમી કામે દેલ હરૂચે ખાસ્ત
ફેરેસ્તાદહુરા ચીઝ બખ્શીદો ગોફ્ત
કઝીન હરૂચે ગોફ્તમ નબાયદ નેહોફ્ત
ગરૂ ઊ ઝીન્ નપીચદ સેપહુરે બલન્દ
કુનદ ઈન્ કે ગોફ્તમ બરૂ અરૂજમન્દ
ફેરેસ્તાદહુ આમદ બરે શહુરૂયારૂ
બેગોફ્ત આન્ચે બેશનીદ અઝાન્ નામદારૂ
ચુ બેશનીદ ગોફ્તારે ઊ અરૂદશીરૂ
દેલશ ગશ્ત પુરૂ દર્દો રોખ ચૂન ઝરીરૂ
૪૦૩ ફેરેસ્તાદહુરા ગોફ્ત હરૂગેઝ મબાદ
કે મન્ બીનમ અઝ તોખ્મે મેહુરકુ નેઝાદ
બખાનહુ દરૂન દુશ્મન આરમ્ કે ફૂય
શવદ બા બરો બૂમે મન્ કીનહુ જૂય
દેરીધ આન્ પરાગન્દને ગન્જે મન્
ફેરેસ્તાદને મરૂદુમો રન્જે મન્

કે મેહુરકુ યકી દોખ્તરી માન્દો બસ
કે ઊરા બદીદહુ નદીદસ્ત કસ
બેફ્રર્માયમ અકૂનૂન કે જૂયન્દ બાઝ
કે રૂમો કે ચીનો કે હેન્દો તરાઝ
બરૂ આતેશ ચુ યાબમશ બેર્યાન્ કુનમ
બરૂ ખાકરા ઝારો ગેર્યાન્ કુનમ
બજહુરોમ ફેરેસ્તાદ ચન્દી સવારૂ
યકી મર્દે જૂયન્દએ કાર્ઝારૂ
કે હરૂસૂશ જોસ્તન્ ગેરેફ્ત અરૂદશીરૂ
ખબરૂ ઝીન્ બેશુદ સૂએ બરૂનાઓ પીરૂ
ચુ આગાહુ શુદ દુખ્તે મેહુરકુ બેજસ્ત
સુએ ખાને દેહુ મેહુ બકુન્જી નેશસ્ત
ચુ બેન્શસ્ત દરૂ ખાને મેહુતરૂ બદેહુ
મરૂ ઊરા ગેરામી હમી દાશ્ત મેહુ
૪૦૪ બેબાલીદ બરૂસાને સર્વે સહી
બેરદ યાકૂત બા ઝીબો બા ફરૂરહી
મરૂ ઊરો દરાન્ બૂમ હમતા નબૂદ
બકેશ્વરૂ ચુનાન્ સર્વે બાલા નબૂદ

પછી એલચીને કહ્યું કે "મેં ઈરાનના અને પાદશાહના ગ્રહ જોયા છે.

જો નૂશઝાદના છોકરા મેહરકની ઓલાદ સાથે એ પોતાની ઓલાદને ભેળે,

તોજ પાદશાહ આરામ સાથે તખ્ત ઉપર બેસે-અને પછી તેને ચો તરફ લશ્કર પણ મોકલવું નહીં પડે.

તોજ તેનો ખઝાનોબી વધે અને દુઃખબી ઘટે માટે તું જા અને એ બેઉ મુલકો સાથની લડાઈ બંદ કર.

અગરજો એવી રીતનું બન્યું તો ઇરાન દેશ તેને તાબે થયલો સમજજે-અને ત્યારેજ તેનાં દિલની જે કાંઇ મુરાદ ચાહી હશે તે પાર પડશે."

તેણે એલચીને કેટલીક ચીઝોની બક્ષેશ આપીને કહ્યું કે "મેં આ જે કાંઇ કહ્યું છે તેમાંથી કશું પણ છુપાવતો ના.

અગરજો તે આ વાતથી ફરશે નહીં તો બુલંદ આસ્માન-જેમ મેં કહ્યું તેમ તેને સરફરાઝ બનાવશે"

એલચી પાદશાહ અર્દશીર આગળ આવ્યો-અને તે નામદારથી જે કાંઇ સાંભળ્યું હતું તે કહ્યું.

જ્યારે અર્દશીરે તેની વાત સાંભળી ત્યારે તેનું દિલ દુઃખ ભરેલું બન્યું અને તેનું મોં ઝર્દ મારી ગયું.

તેણે પેલા કાસેદને કહ્યું કે "એવું કદીબી બનતું ના-કે હું મેહરકનાં તોખ્મથી મારી અઉલાદ જોઉં.

શું હું દુશ્મનને ગલીમાંથી ઊંચકી લાવીને ઘરમાં લાઉં? એટલે તે મારાજ મુલકનો કીનો લેનારો બને.

અફસોસ! કે મારો મોટો ખઝાનો તેણે લૂટી લીધો હતો—અફસોસ! કે મેં તે બચાવવા માણસો મોકલ્યાં હતા અને મોટો રંજ મેં ઉઠાવ્યો હતો તે છતાં તે બધું ફોકટ ગયું.

મેહરકની તો બસ એક પુરી બેટીજ રહી ગઇ છે-કે જેણીને કોઇએ આંખે જોઇ પણ નથી.

હવે હું હોકમ કરીશ કે રૂમ અને ચીનમાંથી તેમજ હિંદ અને તરાઝ શેહરમાંથી કેથેથી પણ તેણીને શોધી કાઢે.

અને જ્યારે તેણી મને મળશે ત્યારે તેણીને આતશ ઉપર ભુંજાવી કાઢીશ-અને ખાકને તેણીની ઉપર રડતી કકળતી બનાવીશ."

પછી તેણે જહરોમ શેહરમાં એક લડાયક પેહલવાનને કેટલાક સવારો સાથ મોકલી આપ્યો.

અરદશીરે ચો તરફથી તેણીની શોધ ખોળ ચલાવી-જેની ખબર સઘળા જવાન અને બુઢ્ઢા શખ્સોને પડી.

જ્યારે મેહરકની બેટીને એ બાબતની ખબર પડી ત્યારે તેણી નાસીને-એક ગામના પટેલના ઘરમાં ભરાઇ બેઠી

જ્યારે તે ગામડાંના પટેલનાં ઘરમાં આવી ભરાઈ-ત્યારે પેલો પટેલ તેણીને પ્યારથી રાખવા લાગ્યો.

તેણી સીધા સરોવરની મિસાલ ઉછરી-તેણીએ ખૂબસૂરતી અને દબદબા સાથ ડહાપણ પણ મેળવ્યું.

તે લત્તામાં તેણીની બીજી કોઈ જોડી હતી નહીં-અને મુલકમાં એવું બુલંદ સરોવર બીજું નહીં હતું.

## સરગુઝશ્તે શાપૂર્ બા દોખ્તરે મેહ્રક્ વ બઝની ગેરેફ્તને ઊરા.

કુનૂન્ બેશનવ્ અઝ્ હુખ્તે મેહ્રક્ સુખન્
અઝ્બા ગોઈંદ શાપૂરે શમ્શીર્ ઝન્
ચુ લખ્તી બર્ આમદ્ બદીન્ રૂઝગાર્
ફેરૂઝન્દહ્ શુદ્ દઉલતે શહ્રૂયાર્
બનખ્ચીર્ શુદ્ શાહ્ રૂઝી પગાહ્
બેરદ્મન્દ્ શાપૂર્ બા ઊ બરાહ્
બહ્રૂસૂ સવારાન્ હમી તાખ્તન્દ્
ઝે નખ્ચીર્ દશ્તી બેપર્દાખ્તન્દ્
પદીદ્ આમદ્ અઝ્ દૂર્ જાએ ફરાખ્
પુર્ અઝ્ બાઘો મયદાનો અયવાનો કાખ્
હમી તાખ્ત શાપૂર્ તા પીશે દેહ્
ફેરૂદ્ આમદ્ અઝ્ રાહ્ દર્ ખાને મેહ્
યકી બાઘે ખુશ બૂદશ અન્દર્ સરાય
જવાન્ અન્દર્ આમદ્ બદાન્ સબ્ઝ જાય
યકી દુખ્તરી દીદ્ બરૂસાને માહ્
ફેરૂહેશ્તહ્ અઝ્ ચરૂખ દલ્વી બચાહ્
ચુ આન્ માહ્રૂખ રૂએ શાપૂર્ દીદ્
બેયામદ્ બરૂ આફ્રીન્ ગુસ્તરીદ્
કે શાદાન્ બુદી શાદો ખન્દાન્ બૂદી
હમહ્ સાલહ્ અઝ્ બી ગઝન્દાન્ બૂદી
કુનૂન્ બીગુમાન્ તેશ્નહ્ બાશદ્ સુતૂર્
બદીન્ દેહ્ બુવદ્ આબ્ એફ્રૂય શૂર્
બચાહ્ અન્દરૂન્ આબે સર્દસ્તો ખશ
બેફ્રમાંય તા મન્ બુવમ્ આબ્કશ
બદૂ ગોફ્ત શાપૂર્ કે અય માહ્રૂય
ચેરા રન્જ ગશ્તી બદીન્ ગોફ્તગૂય
કે હસ્તન્દ્ બા મન્ પરસ્તન્દહ્ મરૂદ્
કઝીન્ ચાહ્ બુન્ બર્ કશદ્ આબે સરૂદ્
કનીઝક્ ઝે બરૂના બેપીચીદ્ રૂય
બેશુદ્ દૂરો બેન્શસ્ત દર્ પીશે જૂય
પરસ્તન્દઈરા બેફર્મૂદ્ શાહ્
કે તશ્ત આવરો આબ્ બર્ કશ ઝે ચાહ્
પરસ્તન્દહ્ બેશનીદો આમદ્ દવાન્
રસન્ બૂદ્ બર્ દલ્વો ચર્ખી રવાન્
ચુ આન્ દલ્વ દર્ ચાહ્ પુર્ આબ્ ગશ્ત
પરસ્તન્દહ્રા રૂએ પુર્ તાબ્ ગશ્ત
કે દલ્વે ગેરાન્ બર્ નેયામદ્ ઝે ચાહ્
બેયામદ્ ઝકાન્ ઝૂદ્ શાપૂર્ શાહ્
પરસ્તન્દહ્રા ગોફ્ત કય નીમ ઝન્
ન ઝન્ દાશ્ત ઈન્ દલ્વો ચર્ખો રસન્
હમી બર્ કશીદ્ આબ્ ચન્દી ઝે ચાહ્
તો ગશ્તી પુર્ અઝ્ રન્જો ફર્યાદ્ ખાહ્
બેયામદ્ રસન્ બેસ્તદ્ અઝ્ પીશકાર્
શુદ્ આન્ દલ્વ દુશ્વાર્ બર્ શહ્રૂયાર્

## શાપૂરનો મેહરકની બેટી સાથનો અહવાલ અને તેણીની સાથ શાદી કરવી.

હવે તું મેહરકની બેટીનું શમ્શેર મારનાર શાપૂર સાથનું બેયાન સમજ.

જ્યારે એ ઉપર થોડોક વખત નીકળી ગયો-અને પાદશાહ અરદશીનું બખ્ત ઝળકવા લાગ્યું,

ત્યારે એક દહાડે પાદશાહ સવારે શેકારમાં ગયો તેની સાથ દાનાઇ ભરેલો શાપૂર પણ હતો.

સવારોએ ચો તરફથી હમ્લો કરવા માંડયો—અને શેકારથી જંગલ ખાલી કરી નાખ્યું.

ત્યાં દૂરથી બાગ, મયદાન, અયવાન અને મેહલોથી ભરેલી એક બોહોળી જગ્યા નઝર આવી.

જેથી શાપૂર તે ગામડાં આગળ આવ્યો ત્યાં સુધી ઘોડો હાંકયા કીધો—અને રસ્તાની થાકથી તે ગામડાંના પટેલના ઘરમાં ઉતારો લીધો.

તેના મકાનમાં એક ખુશનુમાં બાગ હતો-જેથી જવાન શાપૂર તે લીલોતરીવાળી જગ્યામાં આવ્યો.

ત્યાં તેણે એક માહતાબ મિસાલની છોકરી જોઈ-જેણીએ ક્પ્પી વાટે એક બાલદી કૂવામાં નાખેલી હતી.

જ્યારે તે માહતાબને ચેહરેનીએ શાપૂરનો ચેહરો જોયો-ત્યારે તેણી ૪૦૫
આવીને શાપૂર ઉપર દુઆ કરવા લાગી,

કે "તું ખુશહાલ, ખુશી ભરેલો અને હસ્તો રહેજે!-તું સઘળાં વર્ષ નુકસાન વગરનો રહેજે!

બેશક કે હાલ તારો ઘોડો તરસ્યો થયો હશે-અને આ ગામડાંમાં સઘળે ખારાંજ પાણી છે.

પણ આ કૂવામાંજ થંડાં અને મીઠાં પાણી છે-જો તું ફરમાવે તો હું પાણી કાઢું."

શાપૂરે તેને કહ્યું કે "ઓ માહતાબને ચેહરેની અઉરત!-તેં એવું બોલવાની શા માટે તકલીફ લીધી?

કારણકે મારી સાથ મારા નોકર માણસો છે-કે જેઓ આ ઊંડા કૂવામાંથી થંડું પાણી ખેંચશે."

તે કન્યાએ તે જવાન આગળથી મોં ફેરવ્યું-તેણી દૂર ગઈ અને એક ઝરા આગળ બેઠી.

શાહઝાદાએ એક નોકરને ફર્માવ્યું-કે "વાસણ લાવ અને કૂવામાંથી પાણી ખેંચ."

તે નોકર સાંભળતાંને વાર દોડી આવ્યો-બાલદીને દોરડું બાંધેલું હતું અને ક્પ્પી ફરતી હતી.

જ્યારે કૂવામાં તે બાલદી પાણીથી ભરાઇ—ત્યારે તેને ઉપર ખેંચી લાવતાં તે નોકરનો દમ ઉપર આવી ગયો.

કારણકે તે ભારી બાલદી કૂવામાંથી ખેંચી શકાઈ નહીં-એ જોઈ ૪૦૬
શાપૂર બડબડતો બડબડતો આવ્યો.

અને નોકરને કહ્યું કે "ઓ બાયલા!-શું આ અઉરત એજ બાલદી, એજ ક્પ્પી અને એજ દોરડું પાણી કાઢવા માટે નથી ધરાવતી?

કૂવામાંથી તેણી એને કરીને કેટલું બધું પાણી કાઢતી હતી?-અને તું તો થાકી ગયો અને ફર્યાદ કરવા લાગ્યો."

એમ કહી તેણે નોકર પાસેથી દોરડું ઝુંટવી લીધું-પણ તે બાલદી શાહઝાદા ઉપર પણ મુશ્કેલ થઇ પડી.

ઝે દલ્વે ગેશાન્ ચૂન ચુનાન્ રન્જ દીદ
બશાન્ ખૂબ્રોખ્ આફ્રીન્ ગુસ્તરીદ
કે બરૂ તાકૂત દલ્વી બરીસાન્ ગેશાન્
હમાના કે હસ્ત અઝ નેઝાદે કેયાન્
કનીઝકૂ ચુ ઊ દલ્વરા બરૂકશીદ
બેયામદ બમેહ્રૂ આફ્રીન્ ગુસ્તરીદ
કે નૂશાહ્ બેઝી તા બુવદ રૂઝગારૂ
હમાશહ્ ખેરદ બાદત આમૂઝગારૂ
ઝે નીરૂએ શાપૂરે શાહ્ અરૂદશીરૂ
શવદ બીગુમાન્ આબ્ દરૂ ચાહ્ શીરૂ
જવાન્ ગોફ્ત બા દુખ્તરે ચરૂબ્ ગૂય
ચે દાની કે શાપૂરમ અય માહ્રૂય
૪૦૭ ચુનીન્ દાદ પાસોખ કે ઈન્ દાસ્તાન્
શનીદમ બસી અઝ લબે રાસ્તાન્
કે શાપૂરૂ ગોર્દસ્ત બા ઝૂરે પીલ
બબખ્શન્દગી હમ્ચુ દર્યાએ નીલ
બબાલાએ સર્વસ્તો રૂઈન્તનસ્ત
બહરૂ ચીઝ માનન્દએ બહ્મનસ્ત
બદ્દુ ગોફ્ત શાપૂરૂ કે અય માહ્રૂય
સખુન હરૂચે પુર્સમ હમહ્ રાસ્ત ગૂય
પદીદારૂ કુન તા નેઝાદે તો કીસ્ત
કે બરૂ ચેહ્રએ તૂ નેશાને કઈસ્ત
બદ્દુ ગોફ્ત મન્ દૂખ્તે દેહ્ મેહ્તરમ
અઝીરા ચુનીન્ ખૂબો કુન્દાવરમ
બદ્દુ ગોફ્ત શાપૂરૂ હરૂગેઝ દોગ
બરે શહ્રૂયારાન્ નગીરદ ફોરૂગ
કશાવરૂઝરા દુખ્તરે માહ્રૂય
નબાશદ બરીન્ રૂયો ઈન્ રન્ગો બૂય
કનીઝકૂ બદ્દુ ગોફ્ત કય શહ્રૂયારૂ
હરાન્ગહ્ કે યાબમ બજાન્ ઝીન્હારૂ
બેગૂયમ હમહ્ પીશે તૂ અઝ નેઝાદ
ચુ યાબમ ઝે ખેશ્મે શહન્શાહ્ દાદ
૪૦૮ બદ્દુ ગોફ્ત શાપૂરૂ કઝ બૂસ્તાન્
નરૂયદ હમી કીનએ દુસ્તાન્
બેગૂયો ઝે મન્ બીમ દરૂ દેલ મદારૂ
ન અઝ નામવરૂ દાદગરૂ શહ્રૂયારૂ
કનીઝકૂ બદ્દુ ગોફ્ત કઝ રાહે દાદ
મનમ દુખ્તરે મેહ્રકે નૂશઝાદ
મરા પાર્સાઈ બેયાવરૂદ ખોરૂદ
બદીન્ પુરૂ હોનરૂ મેહ્તરે દેહ્ સેપોરૂદ
ઝન્ અઝ બીમે આન્ નામવરૂ શહ્રૂયારૂ
ચુનીન્ આબ્કશ ગશ્તમો પીશકારૂ
બેયામદ બેપર્દાખ્ત શાપૂરૂ જાય
હમી બૂદ મેહ્તરૂ બપીશશ બપાય
બદ્દુ ગોફ્ત કીન્ દુખ્તરે ખૂબ્ચેહ્રૂ
બમન્ દેહ્ ગવા કુન બરીન્ બરૂ સેપેહ્રૂ
બદ્દુ દાદ મેહ્તરૂ બફર્માને ઊય
બરૂ આઇને આતેશ પરસ્તાને ઊય

જ્યારે તે ભારી બાલદીથી એટલો બધો રંજીદા થયો–ત્યારે તુરત પેલી ખૂબસૂરત કન્યા ઉપર આફ્રીન કીધી.

કે "તેણી આવી ભારી બાલદી ખેંચી શકે છે-તો ખચીત કે તેણી શાહી ખાન્દાનની હોવી જોઇયે."

જ્યારે શાહઝાદાએ પેલી બાલદી બાહેર કાઢી-ત્યારે તે કન્યા આવી અને માયાથી આફ્રીન કરવા લાગી,

કે "જ્યાં સૂધી ઝમાનો છે ત્યાં સૂધી તું ખુશહાલ જીવતો રહેજે!- હમેશે ડહાપણ તારો સલાહકાર બનજો!

પાદશાહ અરદશીરના છોકરા શાપૂરના પ્રતાપથી-કૂવાંમાંનાં પાણી પણ દૂધ જેવાં બને છે."

જવાન શાપૂરે પેલી શીરીન ઝબાનની છોકરીને કહ્યું-કે "એ માહતાબને ચેહરેની છોકરી! તું શું જાણે કે હુંજ શાપૂર છું?"

તેણીએ જવાબ દીધો કે "આ વાત મેં રાસ્તી બોલનારા શખ્સોને મોંહેથી ઘણી વખત સાંભળી છે,

કે શાપૂર એક હાથીના જેવું કૌવત ધરાવનારો પેહલવાન છે-અને સખાવત કરવામાં નાઈલ નદીની મિસાલનો છે.

તે કદમાં સરોવર જેવો ઊંચો છે અને વળી તાંબાં જેવી દેહ ધરાવે છે તેમજ દરેક બાબતમાં બહમનનેજ મળતો આવે છે"

શાપૂરે તેને કહ્યું કે "એ માહતાબને ચેહરેની અઉરત! હું જે કાંઈ પૂછું તે તું સાચે સાચું કહેજે.

તું ઝાહેર કર કે તારી બુન્યાદ કોણથી છે? કારણકે તારા ચેહરા ઉપર પાદશાહી નિશાન દેખાય છે"

તેણીએ કહ્યું કે "હું ગામડાંના પટેલની બેટી છું-અને તેથીજ હું આવી દેખાવળી અને ઝોરાવર છું"

શાપૂરે તેણીને કહ્યું કે "પાદશાહોની નઝદીક જૂઠું બોલવું કદી પણ શોભા પકડતું નથી.

ખેડુતને ઘર આવી માહતાબને મોંની અને આવી ખૂબ ચેહર અને ઘાટ ઘટમની છોકરી કદી પણ નહીં હોય."

પેલી કુમારી છોકરીએ તેને જવાબ દીધો કે "એ શાહઝાદા!-જે વખતે કે હું મારા જાનની જોખમદારી તારીથી મેળવીશ,

અને શેહનશાહ અરદશીરના ગુસ્સાથી પનાહ મેળવીશ-ત્યારેજ હું તારી આગળ મારી બુન્યાદ માટે સઘળું કહીશ."

શાપૂરે તેણીને કહ્યું કે "પાદશાહોના બાગમાં દોસ્તોના જીવ લેવાના વેરી બુટ્ટા કદી ઉગે નહીં

માટે તું બોલ અને મારી તરફથી અથવા નામવર ઈન્સાફી પાદશાહ અરદશીર તરફથી તારાં દિલમાં કાંઈ પણ ધાસ્તી ના રાખ."

ત્યારે પેલી કુંવારિકા બોલી કે "ઇન્સાફની રાહે કહું તો હું નોશઝાદના છોકરા મેહરકની છોકરી છું.

મને નાનીનેજ એક પરહેઝગાર મર્દ અહીં લઈ આવ્યો–અને આ ગામના હુનર ભરેલા પટેલને સોંપી આપી.

હું નામવર પાદશાહ અરદશીરની ધાસ્તીથી–એવી રીતની પાણી ભરનારી અને નોકર બની છું."

હવે શાપૂર પોતાનું મથક છોડી ત્યાંજ આવ્યો-અને પેલો પટેલ તેની ખિદમતમાં આવી ઉભો.

તેને શાપૂરે કહ્યું કે "આ ખૂબસૂરત છોકરી-તું મને નેકાહમાં આપ અને આ વાત ઉપરના સાક્ષી તરીકે આસ્માનને બનાવ."

ત્યારે પટેલે તેના ફર્માવ્યા મૂજબ તેમજ આતશની બંદગી કરનારાઓની રીત રેવાજ મૂજબ તેણીને તેની સાથ પરણાવી આપી.

## ઝાદને ઊર્મોઝ્દ્ પેસરે શાપૂર્ અઝ્ દુખ્તરે મેહ્રક્.

બસી બર્ નેયામદ્ બરીન્ રૂઝ્ગાર્
કે સર્વે સહી ચૂન્ ગુલ્ આમદ્ બબાર્
ચુ નોહ્ માહ્ બુગ્ઝશ્ત્ અઝીન્ માહ્રૂય
યકી કૂદક્ આમદ્ બબાલાએ ઊય
તો ગોફ્તી કે બાઝ્ આમદ્ એસ્ફન્દેયાર્
વગર્ નામદાર્ અર્દશીરે સવાર્
વરા પાદ્શા નામ્ કર્દ્ ઊર્મોઝ્દ્
કે સર્વી બુદ્ અન્દર્ મેયાને ફુરોઝ્દ્
ચુનીન્ તા બર્ આમદ્ બરીન્ હફ્ત સાલ્
બેબૂદ્ ઊર્મોઝ્દ્ અઝ્ જહાન્ બી હમાલ્
ઝે હર્કસ્ નેહાનશ હમી દાશ્તન્દ્
બબાઈ બબાઝીશ્ નુગ્ઝાશ્તન્દ્
બનખ્ચીર્ શુદ્ હફ્ત રૂઝ્ અર્દશીર્
બેશુદ્ નીઝ્ શાપૂરે નખ્ચીર્ગીર્
નેહાન્ ઊર્મોઝ્દ્ અઝ્ મેયાને ગોરૂહ્
બેયામદ્ કઝ્ આમૂખ્તન્ શુદ્ સોતૂહ્
દવાન્ શુદ્ બમયદાને શાહ્ અર્દશીર્
કમાની બયક્ દસ્તો દીગર્ દો તીર્
અબા કૂદકો ચન્દો ચઉગાનો ગૂય
બમયદાને શાહ્ આમદ્ આન્ નામજૂય
જહાન્દાર્ હમ દર્ ઝમાન્ બા સેપાહ્
બેયામદ્ બમયદાન્ ઝે નખ્ચીર્ગાહ્
અબા મૂબેદાન્ મૂબેદે તીઝ્વીર્
ચુ નઝ્દીકે મયદાન્ રસીદ્ અર્દશીર્
બેઝદ્ કૂદકી તીઝ્ ચઉગાન્ ઝે રાહ્
બેશુદ્ ગૂય ગર્દાન્ બનઝ્દીકે શાહ્
નરફ્તન્દ્ અઝીશાન્ પસે ગૂય કસ્
બેમાન્દન્દ્ બર્ જાય નાકામો બસ્
દવાન્ ઊર્મોઝ્દ્ અઝ્ મેયાનહ્ બેરફ્ત
બપીશે જહાન્દાર્ ચૂન્ બાદ્ તફ્ત
ઝે પીશે નેયા ઝૂદ્ બર્દાશ્ત ગૂય
વઝ્ ગશ્ત લશ્કર્ પુર્ અઝ્ ગોફ્તગૂય
વઝાન્પસ્ ખોરૂશી બર્આવર્દ્ સખ્ત
કઝ્ ખીરહ્ શુદ્ શાહે પીરૂઝ્બખ્ત
કે ચઉગાનો મયદાનો મર્દી મરાસ્ત
અબા જન્ગેયાન્ હમનબર્દી મરાસ્ત
બમૂબેદ્ ચુનીન્ ગોફ્ત કીન્ પાકઝાદ્
નેગહ્ કુન્ કે તા અઝ્ કે દારદ્ નેઝાદ્
બેપુર્સીદ્ મૂબેદ્ નદાનેસ્ત કસ્
હમહ્ ખામોશી બર્ ગુઝીદન્દો બસ્
બમૂબેદ્ ચુનીન્ ગોફ્ત પસ્ શહ્રયાર્
કે બર્દારશ્ અઝ્ ખાકો નઝ્દે મન્ આર્
બેશુદ્ મૂબેદો બર્ ગેરેફ્તશ્ ઝે ગર્દ્
બેઆર્દશ્ બરે શાહે આઝાદ્ મર્દ્

## મેહરકની બેટીથી શાપૂરના બેટા હોરમઝદનું જન્મ પામવું.

એ વાત ઉપર ઘણોક વખત નહીં ગયો કે તે સીધાં સરોવર જેવી નાર ગોલાબના છોડ મિસાલ ફૂલવંતી થઇ.

જ્યારે તે માહતાબને ચેહરેની છોકરી ઉપરથી નવ માસ પસાર થઇ ગયા-ત્યારે તેનાજ જેવાં કદનો એક બેટો પયદા થયો.

તું કહે ગોયા અસ્ફંદિયારજ પાછો આવ્યો હતો-અથવા તો નામ ૪૦૯
દારી ભરેલો સવાર અર્દશીર પોતેજ હતો.

શાહઝાદાએ તેનું નામ "હોરમઝદ" પાડયું-કારણકે તે લીલોતરી વચ્ચે એક સરોવરની મિસાલનો હતો.

એ ઉપર એવી રીતે સાત વર્ષ ગુઝર્યાં-દુન્યામાં હોરમઝદ હરીફ વગરો બન્યો

તેને દરેક જણથી તેઓ છૂપો રાખતાં હતાં-અને કેથે બાહેર રમવા જવા દેતાં નહીં હતાં.

હવે પાદશાહ અર્દશીર એક અઠવાડિયું શિકાર ઉપર નીકળ્યો-તેની સાથ શિકાર કરનાર શાપૂર પણ હતો.

એવું બન્યું કે હોરમઝદ પણ શીખવાથી કંતાળી જઇને પોતાના નોકરો વચ્ચેથી ગૂપચૂપ નાસી આવ્યો

તે પાદશાહ અર્દશીરનાં શિકારનાં મયદાનમાં દોડી આવ્યો-તેના એક હાથમાં કમાન અને બીજા હાથમાં બે તીર પકડેલા હતા.

તે નામજોય હોરમઝદ કેટલાક છોકરાઓ તેમજ દડી અને ચઉગાન સાથ પાદશાહનાં મયદાનમાં આવ્યો.

તેજ વખત પાદશાહ પણ લશ્કર સાથે શિકારગાહમાંથી પેલાં મયદાનમાં આવી લાગ્યો.

જ્યારે અર્દશીર પોતાના બાહોશ મોબેદાન મોબેદ સાથ મયદાનની છેક નઝદીક આવ્યો,

ત્યારે એક છોકરાએ રસ્તા ઉપરથી ઝોરમાં ચઉગાનનો ફટકો માર્યો- ૪૧૦
જેથી પેલી દડી ગડબડતી ગડબડતી પાદશાહની નઝદીક જઇ પુગી.

તે દડીની પછાડી તેઓમાંથી કોઇ પણ દોડયું નહીં-પણ તેઓ પોતાની નામરજી સાથ બસ જગ્યાએજ ઉભા રહ્યા.

જેથી હોરમઝદ તેઓ વચ્ચેથી પવનની ઝડપે પાદશાહની નઝદીક દોડતો ગયો.

અને બપાવાની આગળથી ઝટ દડી ઉડાવી લઇ ગયો-જેથી લશ્કરમાં ભારી ચકચાર ચાલી.

ત્યાર પછી હોરમઝદે સખ્ત પોકાર માર્યો કે જેથી તે ફતેહમંદ બખ્તનો પાદશાહ અજબ થયો.

તે પોકાર એવો હતો કે "ચઉગાન, મયદાન અને જવાનમર્દી મારેજ માટે છે-તેમજ લડાયક લોકો સાથ હમનબર્દી કરવી એ પણ મારેજ માટે છે."

પાદશાહે વઝીરને એમ કહ્યું કે "તું તપાસ કર કે આ છોકરો કોણ શખ્સથી બુન્યાદ ધરાવે છે?"

વઝીરે પૂછપરછ કીધી પણ કોઇ કશું જાણતું ન હતું-જેથી સઘળાઓએ બસ ખામોશીજ એખ્તયાર કીધી.

પછી પાદશાહે તે દાના મોબેદને કહ્યું-કે "તે છોકરાને ઝમીન ઉપરથી ઊચકી મારી આગળ લઇ આવ."

પેલો વઝીર ગયો અને તેને તે જગ્યાથી બગલમાં ઊંચકીને-મોટા લોકોના પાદશાહ આગળ લઇ ગયો.

૪૧૧ બદૂ ગોફ્ત શાહ અય ગેરાન્માયહ ખોરૂદ
તોરા અઝ નેઝાદે કે બાયદ શુમોરૂદ
ચુ પુર્સીદ ફ્રૂદફૂ બઆવાઝ ગોફ્ત
કે નામો નેઝાદમ નશાયદ નેહોફ્ત
મનમ પૂરે શાપૂરૂ ફૂ પૂરે તોસ્ત
ઝે ફર્ઝન્દે મેહરકૂ નેઝાદમ દુરોસ્ત
ફેરૂમાન્દ અઝ્ શાહે ગીતી શેગેફ્ત
બેખન્દીદો અન્દીશહ અન્દરૂ ગેરેફ્ત
બેફરૂમૂદ તા તફ્ત શાપૂરૂ પીશ
બપુર્સેશ ગેરેફ્તશ ઝે અન્દાઝહ બીશ
બેતર્સીદ શાપૂરે આઝાદ મરૂદ
દેલશ ગશ્ત પુરૂ દર્દો રોખસારહ ઝરૂદ
બેખન્દીદ અઝાન્ નામવરૂ શહરૂયારૂ
બદૂ ગોફ્ત ફર્ઝન્દ પેન્હાન્ મદારૂ
પેસરૂ બાયદ અઝ હરૂકે બાશદ રવાસ્ત
કે ગૂયન્દ ફીન્ બચ્ચએ પાદશારેત
બદૂ ગોફ્ત શાપૂરૂ અનૂશહ બુદી
જહાન્રા · બદીદારૂ તૂશહ બુદી
ઝે પોશ્તે મનસ્ત ઇનો નામ ઊર્મોઝદ
દુરોફ્શન્દહ ચૂન લાલહ અન્દરૂ ફ્રોઝદ
૪૧૨ નેહાન્ દાશ્તમ ચન્દ અઝ શહરૂયારૂ
બદાન્ તા બરૂ આયદ પુરૂ અઝ મીવહદારૂ
ગેરાન્માયહ અઝ દુખ્તરે મેહરકસ્ત
ઝે પોશ્તે મનસ્ત ઈન્ મરા બીશકસ્ત
ઝે આબો ઝે ચાહ આન્ કુજા રફ્તહ બૂદ
પેસરૂ ગોફ્ત ચન્દી પેસરૂ બીશુનૂદ
ઝે ગોફ્તારે ઊ શાદ ગશ્ત અરૂદશીરૂ
બઅયવાન્ ખરામીદ ખુદ બા વઝીરૂ
ગેરેફ્તહ દેલઅફ્રૂઝરા દરૂ કેનારૂ
ઝે અયવાન્ સુએ તખ્ત શુદ શહરૂયારૂ
બેયારાસ્ત ઝરૂરીન્ યકી ઝીરૂગાહ
યકી તઉકૂ ફરૂમૂદો ઝરૂરીન્ કોલાહ
સરે ખુરૂદ ફૂદફૂ બેયારાસ્તન્દ
પસ અઝ ગન્જ ઝરૂરો ગોહરૂ ખાસ્તન્દ
હમી રીખ્ત તા શુદ સરશ નાપદીદ
તનશ પસ નેયા અઝ મેયાન્ બરૂ કશીદ
પસ આન્ ઝરૂરો ગઉહરૂ બદર્વીશ દાદ
ખેરદમન્દરા ખાસ્તહ બીશ દાદ
બદીબા બેયારાસ્ત આતેશકદહ
હમ અયવાને નવરૂઝો જશ્ને સદહ
૪૧૩ યકી બઝ્મગાહ સાખ્ત બા મેહતરાન્
નેશસ્તન્દ · હરૂજાય રામેશગરાન્
ચુનીન્ ગોફ્ત બા નામદારાને શહરૂ
હરાન્કસ કે ઊ અઝ ખેરદ દાશ્ત બહરૂ
કે અઝ ગોફ્તે દાના સેતારહ શુમરૂ
નબાયદ કે હરૂગેઝ કુનદ કસ ગુઝરૂ
ચુનીન્ ગોફ્તહ ખુદ કયદે હેન્દી કે બખ્ત
નગર્દદ તોરા શાદો ખુરૂરમ ન તખ્ત
ન કેશ્વરૂ ન અફ્સરૂ ન ગન્જો સેપાહ
ન દીહીમે શાહી ન ફરૂરો ન જાહ

પાદશાહે તેને કહ્યું કે "ઓ ઊંચી બુન્યાદના છોકરા!-મારે તને કોણુની અઓલાદનો કહેવો જોઇયે?"

જ્યારે પાદશાહે એમ પૂછ્યું ત્યારે પેલા છોકરાએ બુલંદ આવાઝે કહ્યું-કે "મારૂં નામ અને બુન્યાદ છૂપી રાખવી નહીં જોઇયે.

હું શાપૂર કે જે તારો છોકરો છે તેનો બેટો છું-અને મેહરકની છોકરીથી ખરી બુન્યાદ ધરાઉં છું."

તેના બોલવાથી દેશનો પાદશાહ અર્દશીર અજબ થયો-તે હસ્યો અને વિચાર કરવા લાગ્યો.

તેણે હોકમ કીધો જેથી શાપૂર તેની આગળ ગયો-અને તે બાબતમાં તેણે ઘણીક પૂછપરછ કીધી.

બુલંદ મરતબાનો મર્દ શાપૂર ગમરાવા લાગ્યો-તેનું દિલ દુઃખ ભરેલું બન્યું અને ચેહરો ઝર્દ થયો.

તે જોઇ નામવર પાદશાહ હસી પડયો અને બોલ્યો કે "હવે તારાં ફર્ઝંદને છૂપું ના રાખ

છોકરો હોવો જોઇયે પછી તે કોઇ પણ માને પેટે જન્મ્યો હોય તો વાજબી છે કે લોકો તેને માટે કહે કે આ પાદશાહનો છોકરો છે."

શાપૂરે તેને કહ્યું કે "પાદશાહ સદા ખુશ રહેજો!-અને તારા નૂરી ચેહરાથી જેહાન પ્રકાશતી રહેજો!

આ છોકરો મારે પેટનો છે અને એનું નામ હોરમઝદ છે-જેમ બાગમાં લાલાનાં ફૂલ ચમકે છે તેમ એ ચમકતો છે.

મારૂં ઝાડ (મારી અઓરત) ફળવંત થાય ત્યાં સૂધી મારાં લગ્નની વાત મેં પાદશાહથી કેટલોક વખત છૂપી રાખી હતી.

આ કીમતી બેટો મેહરકની બેટીથી અવતર્યો છે-અને બેશક એ મારૂં પોતાનુંજ ફર્ઝંદ છે."

પછી પેલા કૂવા આગળ જે કાંઇ બન્યું હતું તે કેટલુંક શાપૂરે કહી સંભળાવ્યું અને તેના બાપે તે સાંભળ્યું.

તેની વાતથી અર્દશીર ખુશહાલ બન્યો-અને પોતે વઝીર સાથ પાછો મેહલમાં ગયો.

તે વહાલા બેટાને બગલમાં લઇને પાદશાહ મેહલમાંથી તખ્ત તરફ આવ્યો.

ત્યાં તેણે એક સોનેરી કુરસી તેયાર કરાવી-અને એક સોનેરી સાંકળી અને સોનેરી કોલાહ મંગાવી.

અને તેનાથી તે નાના બાળકનું માથું સણગારવામાં આવ્યું પછી ખઝાનામાંથી સોનું અને ગોહરો મંગાવ્યાં.

અને તેનું સર ઢંકાઇ ગયું ત્યાં સૂધી તેની ઉપર રેડયાં કીધાં-પછી બપાવાએ ખઝાના વચ્ચેથી તેને બાહેર કાઢી લીધો.

ત્યાર બાદ તે સોનું અને ગોહરો દરવીશોને ખેરાત કીધું-દાનેશમંદ લોકોને પણ પુષ્કળ ખઝાનો ભેટ આપ્યો.

આતશકદેહોને તેમજ ઓરડાઓ કે જેમાં નઉરોઝ અને સદહના જશનો થતાં હતાં તેમાં રેશમી કપડાંનો સણગાર કરાવ્યો.

પછી તેણે પોતાના સરદારો સાથ એક ખુશહાલીની મજલેસ બનાવી-ત્યાં સઘળા ગવૈયા બેઠા.

ત્યાર બાદ પાદશાહે શેહરના નામદાર લોકોને તેમજ જે કોઈ કે ડહાપણ ધરાવતા હતા તે લોકોને એ પ્રમાણે કહ્યું,

કે "વિદ્વાન નુજૂમીના કહેલાંને કદી પણ કોઇએ તુચ્છકારી કાઢવું નહીં જોઇયે.

કયદે હિંદીએ કહ્યું હતું કે 'તારૂં બખ્ત કે રાજપાટ ખુશ ખુશહાલ નહીં રહેશે.

તેમજ તારો મુલક, તાજ, ખઝાનો, લશ્કર, પાદશાહી કોલાહ અને પાદશાહી ખોરેહ કે દબદબો પણ નહીં રહેશે,

મગર્ તોખ્મએ મેહ્રકે નૂશઝાદ
બેયામીઝદ આન્ દુદહ્ બા ઈન્ નેઝાદ
કુનૂન્ સાલેયાન્ અન્દર્ આમદ બહશ્ત
કે જોઝ્ બારુઝ્ ચરૂખ્ બર્ મા નગશ્ત
ચુ રફ્ત ઊર્મોઝ્દ અન્દર્ આરામે ખીશ
ઝે ગીતી નદીદમ્ જોઝ્ અઝ્ કામે ખીશ
ઝમીન્ હફ્ત કેશ્વર્ મરા ગશ્ત રાસ્ત
હેલમ્ યાફૂત અઝ્ બખ્ત ચીઝી કે ખાસ્ત
વઝાન્પસ હમહ્ કાર્દાનાને ઊય
શહન્શાહ્ કર્દન્દ અન્વાને ઊય

સિવાય કે નૂશઝાદના છોકરા મેહરકની બુન્યાદ અને કુટુંબ તારી અકલાદ સાથ ભેળાય,

હવે આજ આઠ વર્ષ થયાં આસ્માન આપણી મુરાદ માફક આપણી ઉપર ફરતો રહ્યો છે.

જ્યારથી હોરમઝદ પોતાની માને પેટે જન્મ લઇ પારણે સૂવા લાગ્યો-ત્યારથી મારી સર્વ મુરાદ બર આવવા લાગી.

દુન્યાના સઘળા મુલકો મારે તાબે થયા છે-અને મારાં દિલે જે કાંઈ ચાહ્યું તે નસીબે આપ્યું છે"

ત્યાર પછી અર્દશીરના વઝીરોએ તેને "શેહન્શાહ"નો ખેતાબ આપ્યો.

## દાસ્તાને ખેરદ્મન્દીએ અર્દ્શીર્ વ કાર્ નામએ ઊ દર્ બારએ બન્દોબસ્તે રેયાસત્.

—:०:—

કુનૂન્ અઝ્ ખેરદ્મન્દીએ અર્દ્શીર્
સખુન્ બેશનવો યક્બયક્ યાદ્ગીર્
બેકૂશીદો આઇને નીકૂ નેહાદ
બેગુસ્તરદ બર્ હર્ સુઈ મેહ્રો દાદ
બદર્ગાહ્ ચૂન ગશ્ત લશ્કર્ ફોઝૂન
ફેરેસ્તાદ બર્ હર્ સુઈ રહ્નમૂન
કે તા હર્કસીરા કે દારદ પેસર્
નમાનદ કે બાલા કુનદ બીહોનર્
સવારી બેયામૂઝદો રસ્મે જન્ગ્
બગોર્ઝો કમાનો બતીરે ખદન્ગ્
ચુ કૂદક્ ઝે કૂશેશ બનીરૂ શુદી
બહર્ જોસ્તની દર્ બી આહૂ શુદી
ઝે કેશ્વર્ બદર્ગાહે શાહ્ આમદી
બદાન્ નામવર્ બાર્ગાહ્ આમદી
નેવેશ્તી અરઝ્ નામ દીવાને ઊય
બેયારાસ્તી કાખો અયવાને ઊય
ચુ જન્ગ્ આમદી નવ રસીદહ્ જવાન્
બેરફ્તી ઝે દર્ગાહ્ બા પહ્લવાન્
યકી મૂબેદીરા ઝે કાર્આગહાન્
કે બૂદી ખરીદારો કારે જહાન્
અબા હર્ હઝારી યકી નામજૂય
બેરફ્તી નેગહ્દાશ્તી કામે ઊય
હરાન્કસ કે દર્ જન્ગ્ સોસ્ત આમદી
બઆવર્દ નાતન્દુરોસ્ત આમદી
શહન્શાહ્રા નામહ્ કર્દી બરાન્
હમ્ અઝ્ બદ હોનર્ હમ્ ઝે જન્ગ્આવરાન્
જહાન્દાર્ ચૂન નામહ્ બર્ ખાન્દી
ફેરેસ્તાદહ્રા પીશ બેન્શાન્દી
હોનર્મન્દરા ખેલ્અત આરાસ્તી
ઝે ગન્જ આન્ચે પુર્માયહ્ તર્ ખાસ્તી

## અર્દશીરનાં ડહાપણનું વર્ણન અને પોતાના દેશના રાજવહિવટ માટે લખેલું તેનું કરાર નામુ.

—:०:—

હવે અર્દશીરની દાનાઇની વાત સાંભળ અને બોલેબોલ યાદ રાખ. ૪૧૪

કે જેણે મેહનત કરીને સારા કાયદા સ્થાપ્યા-અને હરેક જગ્યાએ દયા અને ઈન્સાફ ફેલાવ્યો.

જ્યારે તેની દરબારમાં લશ્કર ઘણું વધી ગયું-ત્યારે તેણે રેહનુમાઇ કરનારા શખ્સોને મોકલી આપ્યા,

અને ઝાહેર કરાવ્યું કે "જે કોઇને ત્યાં છોકરો હોય-તેને હોનર વગરનો રાખીને ઉછેરવો નહીં.

પણ તેને સવારી કરતાં, તેમજ લડાઇની રીતભાત, ગોર્ઝ, કમાન અને ખદંગી તીર વાપરવાં શીખવું જોઇયે"

એવી રીતની કોશેશથી જ્યારે એક છોકરો કૌવતમંદ થતો-અને દરેક બાબતમાં પ્રવીણ બનતો,

ત્યારે તે પોતાના મુલકથી તે નામવર પાદશાહની દરબારમાં આવતો હતો.

લશ્કરનવીસ લશ્કરની નોંધનાં પુસ્તકમાં તેનું નામ લખતો-અને તેને રહેવા માટે મેહલમાં એક ઓરડો તેયાર કરવામાં આવતો હતો.

જ્યારે લડાઈ ઉભી થતી ત્યારે આ નવા ઉઘરતા જવાનો-પાદશાહની દરગાહમાંથી પેહલવાનો સાથ જતા.

વળી અનુભવી મોબેદોમાંથી એક જણ કે જે દેશની દરેક બાબતમાં અનુભવ ધરાવતો હતો,

તેવો એક ઉત્સાહી મોબેદ દરેક હઝાર નવા સેપાહો સાથ-જતો અને ૪૧૫
પાદશાહની ખાહેશ બરાબર પાર પડે છે કે નહીં તેની તપાસ રાખતો હતો.

જે કોઈ શખ્સ કે લડવામાં ના હિમ્મત અથવા તો ઘણો નબળો માલૂમ પડતો હતો,

તો તેની તેમજ લડવૈયાઓમાંથી જે કોઈ સારા હોનરો નહીં ધરાવતો તેની શેહન્શાહ અર્દશીરને કાગઝ લખી ખબર કરતો હતો.

પાદશાહ જ્યારે નામુ વાંચતો-ત્યારે કાસેદને પોતાની પાસે બેસાડતો હતો.

અને પેલા લડાઇમાં નામ કાઢનારાઓ માટે પોતાના ખઝાનામાંથી જે કોઈ ઘણો કીમતી સરોપાવ હોય તે મંગાવતો હતો.

ચુ કર્દી નેગાહ્ અન્દરાન્ બીહોનરૂ
બેબસ્તી મેયાન્ જન્ગ્રા બીશ્તરૂ
ચુનીન્ તા સેપાહ્ બદાન્જા રસીદ
કે પહ્નાએ ઈશાન્ સેતારહ્ નદીદ
અઝીશાન્ કસી કૂ બુદી રાએઝન
બરૂ અફ્રાખ્તી સરૂરારા અન્જુમન
બેગશ્તી મુનાદીગરી દરૂ સેપાહ્
કે અય નામદારાનો ગોર્દાને શાહ્
હરાનકસ કે ખુશનૂદીએ શાહ્ જોસ્ત
ઝમીનરા બખૂને દેલીરાન બેશોસ્ત
૪૧૬ બેયાબદ ઝે મન્ ખેલઅતે શહ્રૂયારૂ
બુવદ દરૂ જહાન્ નામે ઊ યાદગારૂ
બલશ્કરૂ બેયારાસ્ત ગીતી હમહ્
શબાન્ ગશ્તો પર્ખાશજૂયાન્ રમહ્
બદીવાન્રા કારૂઆગહાન્ દાશ્તી
બબીદાનેશાન્ કારૂ નુગ્ઝાશ્તી
બલાઘત નેગહ્દાશ્તન્દીઓ ખત
કસી કૂ બુદી ચીરહ્ બરૂ યકૂ નોકત
ચુ બર્દાશ્તી ઈન્ સખુન્ રહ્નમૂન્
શહનશાહ્ કર્દીશ રૂઝી ફેઝૂન્
કસીરા કે કમ્તરૂ બુદી ખત્તો વીરૂ
નરફ્તી બદરૂગાહે શાહ્ અરૂદશીરૂ
સુએ કારૂદારાન્ શુદન્દી બકારૂ
કલમઝન બેમાન્દી બરે શહ્રૂયારૂ
સેતાયન્દહ્ બુદ શહ્રૂયારૂ અરૂદશીરૂ
ચુ દીદી બદરૂગાહ્ મર્દે દબીરૂ
નવીસન્દહ્ ગોફ્તી કે ગન્જ આગનદ
હમ અઝ રાએ ઊ રન્જ બેપ્રાગનદ
બદૂ બાશદ આબાદ શહ્રો સેપાહ્
હમાન્ ઝીરૂદસ્તાને ફર્યાદખાહ્
૪૧૭ દબીરાન્ કે પયવન્દે જાને મનન્દ
હમહ્ પાદશા બરૂ નેહાને મનન્દ
ચુ રફ્તી સુએ કેશ્વરી કારૂદારૂ
બદૂ શાહ્ ગોફ્તી હેરમ ખારૂ દારૂ
નબાયદ કે મર્દુમ ફરૂશી બગન્જ
કે બરૂ કસ નમાનદ સરાએ સેપન્જ
હમહ્ રાસ્તી જૂયો ફર્ઝાનગી
ઝે તૂ દૂરૂ બાદ આઝો દીવાનગી
ઝે પયવન્દો ખીશાન્ મબરૂ હીચ કસ
સેપાહ્ આન્ કે મન્ દાદમત યારૂ બસ
હેરમ બખ્શ હરૂ માહ્ દરૂવીશરા
મદેહ્ ચીઝ મર્દે બદઅન્દીશરા
અગરૂ કેશ્વરૂ આબાદ દારી બદાદ
બેમાની તો આબાદ વઝ દાદ શાદ
વગરૂ હીચ દર્વીશ ખોરસ્પદ બબીમ
હમાન્ જાન્ ફરૂશી બઝરો બસીમ
હરાન્ કસ કે રફ્તી બદરૂગાહે શાહ્
બશાયેસ્તહ્ કારીઓ ગરૂ દાદખાહ્
શુદન્દી બરશ ઉસ્તુવારાને ઊય
બપુસાદન અઝ કારૂદારાને ઊય

જ્યારે પેલો બોથડ સિપાહ લડાયક સિપાહને સરપાવ મેળવતો જોતો-ત્યારે તેને લડવાની વધારે ઉલટ આવતી હતી.

એમ કરતાં તેનું લશ્કર એટલું તો વધી ગયું કે સેતારા પણ તેઓનો ફેલાવો જોઇ શકતા નહીં.

વળી તેઓમાંથી જે કોઇ કે ડહાપણ ભરેલો નીકળતો-તો તે અંજુમનનાં લોકોમાંથી તેનાં સરને સરફરાઝ કરતો હતો.

લશ્કરમાં એક દાંડી પીટનાર ફરતો-અને બોલતો કે "ઓ પાદશાહના નામદારો અને પેહલવાનો!

જે કોઈ કે બહાદુર લોકોનાં ખૂનથી ઝમીન ધોઈ નાખીને પાદશાહને ખુશનૂદ કરશે,

તે મારાથી પાદશાહ તરફનો સરોપાવ મેળવશે અને દુન્યામાં તેનું નામ કાયમ રહી જશે"

તે સઘળો દેશ લશ્કરે ગોઠવી મૂકયો પાદશાહ પોતે ભરવાડ બન્યો અને તેના બહાદુરો મેંઢાંનું ટોળું બન્યા.

તે પોતાની કચેરીમાં હુશ્યાર અનુભવી માણસો રાખતો હતો-અને અભણ માણસોને કશું પણ કામ નહીં સોંપતો હતો

દસ્તખત ઉપર અને એબારત પરદાઝી ઉપર ઘણું ધ્યાન આપવામાં આવતું હતું-વિચાર શક્તિમાં જે બીજા કરતાં વધારે શ્રેષ્ટ હતો,

અને જ્યારે તેનો ઉપરી શાહને એ વાતની ખબર કરતો-ત્યારે શાહ તેનો પગાર વધારી આપતો.

જે કોઇ કે લખવા વાંચવામાં તેમજ શક્તિમાં ઉતરતા હતા તેઓ શાહ અરદશીરની દરબારમાં નહીં જઈ શકતા હતા

પણ તેઓ બીજા ઉપરી અમલદારોના હાથ હેઠળ કામ કરવા માટે જતા-પાદશાહ પાસે તો બસ પ્રવીણ લોકોજ રહેતા હતા.

જ્યારે પોતાની દરબારમાં કોઈ અચ્છા લેખકને જોતો-ત્યારે શાહ અરદશીર તેની તારીફ કરતો હતો.

અને કહેતો કે "એક સારો લખનાર પાદશાહનો ખઝાનો ભરપુર કરે છે તેમજ પોતાની સલાહથી રંજને દૂર કરે છે.

તેનાથી શેહર અને લશ્કર તેમજ દાદ ચાહનારા ગરીબ લોકો આબાદ થાય છે.

લેખકો કે જેઓ મારા જાનની બરોબરીયા છે તેઓ સઘળા મારાં દિલના પાદશાહ જેવા છે."

જ્યારે એક અમલદાર કોઈ બીજા તાલુકામાં જતો-ત્યારે શાહ તેને કહેતો કે "પૈસાને તુચ્છ સમજજે.

પૈસો એકઠો કરવા માટે રૈયતને ગોલામીમાં વેચતો ના-કારણકે દઉલત દુન્યા કોઇ સાથે સદા રહેતી નથી.

તું સઘળી સચ્ચાઈ અને ડહાપણ શોધજે-લોભ અને દિવાનાપણું તારાથી દૂર રહેજો!

સગાંવહાલાંઓમાંથી કોઇને સાથે લઇ જતો ના-જે લશ્કરર કે મેં તને આપ્યું છે તેજ તારા દોસ્તો બસ છે

દર મહિને મોહતાજોને બખ્શેશ કરજે-પણ કોઈ બદઅંદેશ મર્દને કાંઇ પણ ચીઝ આપતો ના.

અગરજો તું ઈન્સાફથી મુલકને આબાદ રાખશે-તો તું પણ તે ઈન્સાફ આપવાથી આબાદ અને ખુશહાલ બનશે.

પણ જો કોઈ ગરીબ રૈયત તારાથી બીહતી સૂશે-તો એમજ જાણ કે તું દઉલતને માટે લોકોના જીવ વેચવાનો સફદો કરે છે."

જે કોઈ કે રાજ સંબંધી કામ માટે અથવા ઇન્સાફ મેળવવા માટે શાહની દરગાહમાં આવતો હતો,

તો શાહના વિશ્વાસુ નોકરો તેને ત્યાંના હાકેમ માટે પૂછપરછ કરવા માટે તેની આગળ જતા,

**કે દાદસ્ત અઝીશાન્ વગરૂ આઝ ચીઝ**
**વઝીશાન્ કે ખોરપદ બતીમારૂ નીઝ**
**હેગરૂ આન્ કે દરૂ શહરૂ દાના કે અન્દ**
**ગરૂ અઝ નીસ્તી નાતવાના કે અન્દ**
**દેગરૂ કીસ્ત કૂ અઝ દરે પાદશાસ્ત**
**જહાનદીદહ પીરસ્તો ગરૂ પારૂસાસ્ત**
**શહનશાહ ગૂયદ કે અઝ રન્જે મન્**
**મબાદા કસી શાદ વઝ રન્જે મન્**
**મગરૂ મર્દે બા દાનેશો યાદગીરૂ**
**ચે નીકૂ તરૂ અઝ મર્દે દાનાઓ પીરૂ**
**જહાન્દીદગાન્રા મનમ ખાસ્તારૂ**
**જવાને પસન્દીદહો બોરૂદબારૂ**
**જવાનાને દાનાઓ દાનેશ પઝીરૂ**
**સઝદ ગરૂ નેશીનન્દ બરૂ જાય પીરૂ**
**ચુ લશકરૂશ રફૂતી બજાઈ બજન્ગ્**
**ખેરદ યારૂ કર્દીઓ રાયો દેરન્ગ્**
**ફેરેસ્તાદઈ બરૂ ગુઝીદી દબીરૂ**
**ખેરદમન્દ બા દાનેશો યાદગીરૂ**
**પયામી બેદાદી બઆઇને ચરૂબ્**
**બદાન્ તા નબાશદ બબીદાદ હરૂબ્**
**ફેરેસ્તાદહ રફૂતી બરે દુશ્મનશ**
**કે બેશનાખ્તી રાઝે પીરામનશ**
**શનીદી સખુન ગરૂ ખેરદ દાશ્તી**
**ઘમો રન્જો બદરા બબદ દાશ્તી**
**બદાન્ યાફૂતી ખેલઅતે શહરૂયારૂ**
**હમાન્ અહ્દો મનશૂરો હમ યાદગારૂ**
**અગરૂ તાબ્ બૂદી બસરૂશ અન્દરૂન**
**બદેલ કીનો અન્દરૂ જેગરૂ જૂશે ખૂન્**
**સેપહૂરા સરાસરૂ બેદાદી દેરમ**
**બદાન્ તા નબાશન્દ યકૂ તન્ દેઝમ**
**યકી પહ્લવાન્ દાશ્તી નામજૂય**
**ખેરદમન્દો બીદારો આરામજૂય**
**દબીરી બઆઇનો બા દસ્તગાહ**
**કે દારદ ઝે બીદાદે લશકરૂ નેગાહ**
**વઝાન્પસ યકી મરૂદ બરૂ પોશ્તે પીલ**
**નેશસ્તી કે રફૂતી ખોરૂશશ દો મીલ**
**ઝદી બાન્ગ્ કય નામદારાને જન્ગ્**
**હરાન્ કસ કે દારદ બદેલ નામો નન્ગ્**
**નબાયદ કે બરૂ દીય દર્વીશ રન્જ**
**રસદ હમ બરાન્ કશ બુવદ નામો ગન્જ**
**બહરૂ મન્ઝેલી દરૂ ખુરીદો દેહીદ**
**બરાન્ ઝીરૂદસ્તાન્ સેપાસી નેહીદ**
**બચીઝી કસાન્ કસ મેયાઝીદ દસ્ત**
**હરાન્ કસ કે ઊ હસ્ત યઝૂદાન્ પરસ્ત**
**બદુશ્મન્ હરાન્ કસ કે બેન્મૂદ પોશ્ત**
**શવદ ઝાન્ સેપસ રૂઝગારશ દુરોશ્ત**
**અગરૂ દખ્મહ બાશદ બચન્ગાલે ઊય**
**વગરૂ બન્દ સાયદ બરો યાલે ઊય**
**ઝે દીવાન્ અગરૂ નામે ઊ કર્દહ પાકૂ**
**ખુરેશ ખાકો ખોફૂતશ અબરૂ તીરહ ખાકૂ**

કે "તેઓ ઇન્સાફથી વર્તે છે કે કશો લોભ કરે છે-અને તેઓના ૪૧૮
હાથથી કોઈ બીચારો દુઃખી દિલે પણ સૂવે છે કે?

બીજું એ કે તારાં શેહરમાં એવા કયા દાના શખ્સો છે કે જેઓ ગરીબાઈના સબબે લાચાર થઇ પડયા હોય?

તેમજ એવો કોણ છે કે જે પાદશાહની ખેદમત કરવાને લાયક હોય-અને તે અનુભવી બુઢ્ઢો હોય અને પરહેઝગાર હોય?"

શેહનશાહ અર્દશીર કહેતો હતો કે "મારી દઉલત અને મારા ઉઠાવેલા સાહસથી કોઇ ખુશી થશે નહીં,

સિવાય કે દાનેશમંદ અને યાદદાશ્ત શક્તિવાળાં માણસો હશે-અકલમંદ અને બુઝાર્ગ શખ્સ કરતાં વધારે સારો કોણ હોય?

હું અનુભવીઓનો તેમજ પસંદગી પામેલા અને મેહનતુ જવાનોનો તલબગાર છું.

દાનેશમંદ અને વિદ્વાન જવાનો-બુઝાર્ગોની જગ્યા ઉપર બેઠક લે તે વાજબી છે."

જ્યારે તેનું લશ્કર કેથે લડાઇ ઉપર જતું ત્યારે ડહાપણને, વિચારને અને ધીરજને પોતાનો મિત્ર બનાવતું હતું.

તે એક ડહાપણ ભરેલા, વિદ્વાન અને યાદદાશ્ત શક્તિવાળા નવીસન્દાને એલચી તરીકે ચુંટી કાઢતો હતો.

અને ઘણોજ ભલમનસાઈ ભર્યો એક પયગામ મોકલી આપતો-કે જેથી ઝુલ્માતભરી રીતે લડાઈ ઉભી થવા પામે નહીં.

પેલો કાસેદ તેના દુશ્મન આગળ જતો-અને તેની આસેપાસેની ૪૧૯
હાલત તપાસી લેતો હતો.

જો તે દુશ્મન ગમ, રન્જ અને બદીને દૂર રાખી ડહાપણ એખ્તયાર કરતો, તો તેની વાત તે સાંભળતો હતો.

અને તેથી કરીને તે પાદશાહ તરફથી સરપાવ મેળવતો-તેમજ પર્વાનો, ફર્માન અને વળી કાંઇ યાદગારીની ચીઝ પણ મેળવતો હતો.

પણ જો તેનાં માથાંમાં ધુંઇ રહેતી-અને દિલમાં કીનો અને જીગરમાં લોહી ઉછળતું હતું,

તો શાહ તમામ લશ્કરને પૈસા આપતો-કે જેથી કોઇ પણ અસન્તોષી નહીં બને.

પછી એક નામદારી શોધનારો, ડહાપણવાળો, ચાલાક અને શાન્ત સ્વભાવનો પેહલવાન મુકરર કરતો હતો.

તેમજ પોતાની રીત પ્રમાણે એક મુન્શીને સત્તા આપી મુકરર કરતો-કે જે પોતાનાં લશ્કર ઉપર પડતા ઝુલ્મની તપાસ રાખે.

ત્યાર બાદ એક મર્દ હાથીની પીઠ ઉપર-બેસ્તો કે જેનો પોકાર બે માઇલ સૂધી જતો હતો

તે મનાદી કરતો કે "એ લડાઇના નામદારો! જે કોઈ કે પોતાનાં દિલમાં નામ અને કીર્ત્તિ ધરાવતો હોય,

તેનાથી એવું નહીં બનવું જોઇયે કે કોઈ ગરીબ ઉપર તેમજ પૈસાવાળા ઉપર કોઇ પણ જાતનો ઝુલ્મ પડે.

દરેક મંઝલે તમો પોતે ખોરાક લેતા જજો અને ગરીબોને ખોરાક ૪૨૦
આપતા જજો-અને તેમ કરી તે ગરીબો ઉપર એહસાન મૂકતા જજો.

જે કોઇ કે ખોદાપરસ્ત લોકો હોય તેઓની કાંઇ પણ ચીઝને તમો હાથ લગાડતા ના.

જે કોઈ કે દુશ્મનને પીઠ દેખાડશે-તો પછી તેનો વખત ઘણોજ સખ્તાઈ ભરેલો થઇ પડશે.

અગર તેનાં મોતની જગ્યા તેનીજ ચુન્ગાલમાં આવી પડશે-અથવા તેનું બદન અને ગર્દન બેડીથી ઘસાશે.

અથવા તો દફતરમાંથી તેનું નામ કાઢી નખાશે-તેનો ખોરાક ખાક થશે અને તેનું બિછાનું પણ સીઆહ ખાકનુંજ બનશે."

બસાલારૂ ગોફતી કે સસ્તી મકુન
હમાન્ તીઝીઓ પીશદસ્તી મકુન
હમીશહ્ બપીશ અન્દરૂન્ દારૂ પીલ
તલાયહ્ પરાગન્દહ્ બરૂ ચારૂ મીલ
ચુખોસ્તીન્ યકી ગેર્દે લશ્કરૂ બેગરૂદ
ચુ પીશ આયદત્ રૂઝે નન્ગો નબરૂદ
બલશ્કરૂ ચુનીન્ ગૂય કીન્ ખુદ કે અન્દ
બરીન્ રઝમગાહ્ અન્દરૂન્ બરૂ ચે અન્દ

અઝીશાન્ સદ અસ્પઅફગન્ અઝ મા યકી
હમાન્ સદ બપીશે યકી અન્દકી
૪૨૧ શુમારા હમહ્ પાકૂ બરૂનાઓ પીરૂ
સેતાનમ યકી ખેલઅત અઝ અરૂદશીરૂ
ચુ અસ્પ અફગનદ લશ્કરે હરૂ દુ રૂય
નબાયદ કે ગોર્દાને પર્ખાશજૂય
બેયાયન્દો માનદ તેહી કલ્બગાહ્
અગરૂ ચન્દ બેસ્યારૂ બાશદ સેપાહ્
ચુનાન્ કુન્ કે બા મયમનહ્ મયસરહ્
બેકૂશન્દ જન્ગઆવરાન્ યકસરહ્
હમાન્ નીઝ બા મયસરહ્ મયમનહ્
બેકૂશન્દો હેલહા હમહ્ બરૂ બનહ્

બુવદ લશ્કરે કલ્બ બરૂ જાય ખીશ
કસ અઝ કલ્બગહ્ નુગ્સેલદ પાય ખીશ
વગરૂ કલ્બે ઈશાન્ બેજુમ્બદ ઝે જાય
તો બા લશ્કરૂ અઝ કલ્બગહ્ અન્દરૂ આય
ચુ પીરૂઝ ગર્દી ઝે તન્ ખૂન મરીઝ
કે શુદ દુશ્મને બદકુનેશ દરૂ ગુરીઝ
ચુ ખાહદ ઝે દુશ્મન્ કસી ઝીન્હારૂ
તો ઝેન્હારૂ દેહ્ બાશો કીનહ્ મદારૂ
ચુ તૂ પોશ્તે દુશ્મન્ બેબીની બતીઝ
મતાઝો મપર્દાઝ હમ જાય નીઝ
૪૨૨ નબાયદ કે ઇમન્ શવી અઝ કમીન્
સેપહ્ બાશદ આસૂદહ્ દરૂ દશ્તે કીન્
હરાન્ગહ્ કે અઝ દુશ્મન્ ઈમન્ શવી
સખુન ગોફતને કસ નેગરૂ નશનવી
ધનીમત બરૂ બખ્શ દુ જન્ગ્ જોસ્ત
બમર્દી દેહ અઝ જાને શીરીન્ બેશોસ્ત
દેગરૂ હરૂ કે ગર્દદ બદસ્તત અસીરૂ
બદીન્ બારૂગાહ્ આવરશ નાગુઝીરૂ
મન્ અઝ બહરે ઈશાન્ યકી શારૂસાન્
બરૂઆરમ બમર્દી કે બુદ ખારૂસાન્
તો ઝીન્ પન્દહા હીચગૂનહ્ મગરૂદ
ચુ ખાહી કે માની અબી રન્જો દરૂદ
બપીરૂઝી અન્દરૂ બયઝદાન્ ગેરાય
કે ઊ બાશદત બીગુમાન્ રહનુમાય
ઝે જાઈ કે આમદ ફેરેસ્તાદઈ
ઝે તુર્કો ઝે રૂમીઓ આઝાદઇ
અઝ મરૂઝબાન્ આગહી દાશ્તી
ચુનીન્ કારૂહા ખારૂ નુગ્ઝાશ્તી

વળી તે લશ્કરના સરદારને કહેતો હતો કે "હમ્લો કરવામાં સુસતી ના કરતો-તેમજ ઉતાવળ અને પહેલ પણ ના કાઢતો.

હમેશે હરોલમાં હાથીઓ રાખજે-અને ચાર માઈલ સૂધી તલાયા છોડજે.

જ્યારે તારો લડાઈ કરવાનો વખત નઝદીક આવી લાગે ત્યારે પહેલાં લશ્કરની આસપાસ એક ફેરો મારજે.

અને તારાં લશ્કરને કહેતો રહેજે કે 'આપણા દુશ્મનો કોઇ તેવા મોટા નથી (કે જેથી તમારે બીવાનું હોય)-આ મય ાનમાં તેઓ કોઇ બિસાત ધરાવતા નથી.

તેઓમાંથી સો લડાયક સવારો તો આપણામાંથી એક-તેમજ વળી તે સો સવારો પણ આપણા એક આગળ ઓછા છે.

તમો સઘળા બુઢ્ઢા કે જવાનોને હું અરદશીર પાસેથી એકેકો સરોપાવ અપાવીશ'

જ્યારે બન્ને તરફનાં લશ્કરો લડાઈ શુરૂ કરે-ત્યારે એવું નહીં બનવું જોઇયે, કે લડાયક પેહલવાનો,

અગર પોતાનું ગમે એટલું મોટું લશ્કર હોય તો પણ ધસી નહીં આવે અને કલ્બગાહ ખાલી નહીં રહે.

તું એવું કર કે દુશ્મનનાં જમણી બાજૂનાં લશ્કર સાથ આપણી ડાબી બાજૂના સઘળા લડવૈયાઓ લડાઈ કરે.

તેજ પ્રમાણે વળી એવી યુક્તિ કરજે કે દુશ્મનનાં લશ્કરની ડાબી બાજૂ સાથે તારાં લશ્કરની જમણી બાજૂ લડે પણ તેઓનું ધ્યાન લશ્કરના ખોરાક અને સામાન વગેરેના કોઠાર ઉપરથી ખસે નહીં.

લશ્કરની કલ્બગાહ પોતાની જગ્યાએજ સલામત રહે-અને ત્યાંથી એક પગલું પણ ખસે નહીં.

પણ જો દુશ્મનનું લશ્કર કલ્બગાહમાંથી આગળ ધસે તો તું પણ કલ્બગાહમાંથી લશ્કર સાથ આગળ વધ.

જ્યારે તું ફતેહ પામે ત્યારે કોઈનાં શરીરનું લોહી ના રેડતો-કારણકે બદકેરદાર દુશ્મન પોતેજ નાસી ગયો છે.

જો દુશ્મનમાંથી કોઇ તારી પનાહ માંગે તો તું જીવતદાન આપનારો થજે અને કીનો ના રાખતો.

જ્યારે તું દુશ્મનને નાસતો જોય ત્યારે તું તેઓની કોઈ પણ ચીઝ માટે દોડતો ના અને પોતાની જગ્યા પણ છોડતો ના.

એમ નહીં બનવું જોઇયે કે દુશ્મનની કમીનગાહથી તું નચિન્ત રહે-અને કીનાનાં મયદાનમાં લશ્કર આસૂદા રહેલું છે એમ સમજે.

પણ જ્યારે દુશ્મનથી તું નચિન્તજ થઈ જાય ત્યારે સંભાળજે તું કોઈની વાત સાંભળતો ના.

અને જેઓ પોતાના પ્યારા જીવથી હાથ ધોઇને બહાદુરીથી લડયા હોય, તેઓને સઘળી લૂટનો અસ્બાબ વહેંચી આપજે.

વળી જે કોઇ કે તારા હાથમાં કયદ પકડાય તેઓ સઘળાઓને ઝરૂર મારી દરગાહમાં લાવજે.

જે જગ્યા વયરાન પડી રહેલી હશે ત્યાં મારાં ઉદાર દિલથી તે કયદીઓ માટે એક શેહર વસાવીશ.

જો તું રંજ અને દુઃખ વગર રહેવા માગતો હોય-તો આ મારી નસીહતથી જરા પણ ફરતો ના.

ફતેહમંદી માટે ખોદાનોજ આભાર માનજે-કારણ તેજ સાહેબ વગર શક તારો ભોમિયો છે."

જ્યારે પણ એક તુર્કી, રૂમી કે કોઈ સ્વતંત્ર સરદાર તરફથી કે કોઈ પણ જગ્યાએથી કોઈ કાસેદ આવતો હતો,

ત્યારે સરહદ ઉપરના સરદારો તેની ખબર રાખતા હતા-અને એવાં કામને કાંઇ હલકું નહીં ગણતા હતા.

બરહ્ બરૂ ખુદી જાએ ઊ સાખ્તહ્
કેનારન્અ્ અઝાન્ કારૂ પર્દાખ્તહ્
કે પૂશીદનીહાઓ અઝ ખર્દની
નેયાઝશ નબૂદી બગુસ્તર્દની
ચુ આગહ્ શુદી ઝાન્ સખુન્ કારૂદારૂ
કે ઊ બરૂ ચે આમદ બરે શહ્‌રૂયારૂ
હયૂની સરફ્રાઝો મર્દી દબીરૂ
બેરફ્તી બનઝ્દીકે શાહ્ અર્દશીરૂ
બદાન્ તા પઝીરહ્ શુદન્દી સેપાહ્
બેયારાસ્તી તખ્ત પીરૂઝ શાહ્
કશીદી પરસ્તન્દહ્ ઊરૂ સૂ રદહ્
હમહ્ જામહા શાન્ બઝરૂ આઝદહ્
ફેરેસ્તાદહ્‌રા પીશે ખુદ ખાન્દી
બનઝ્દીકીએ તખ્ત બેન્શાન્દી
બપુર્સેશ ગેરેફ્તી હમહ્ રાઝે ઊય
ઝે નીકો બદો નામો આવાઝે ઊય
ઝે દાદો ઝે બીદાદ વઝ કેશવરી
ઝે આઇનો અઝ શાહો અઝ લશ્કરી
બઆયવાનશ બોર્દી ફેરેસ્તાદહ્ વારૂ
બેયારાસ્તી હરૂચે બૂદી બકારૂ
વઝાન્પસ બખાનો મયશ ખાન્દી
બનઝ્દીકીએ તખ્ત બેન્શાન્દી
બનખ્ચીરૂ બોર્દીશ બા ખીશતન્
શુદી લશ્કરે બીશુમારૂ અન્જુમન્
ગુસી કર્દનશરા ફેરેસ્તાદહ્ વારૂ
બેયારાસ્તી ખેલ્અતે શહ્‌રૂયારૂ
બહરૂસૂ ફેરેસ્તાદ પસ મૂબદાન્
બેયાઝારો બીદારૂ દેલ બેખ્રદાન્
કે તા હરૂ સુઈ શહ્‌રૂહા સાખ્તન્દ
બરીન્ નીઝ ગન્જી બેપર્દાખ્તન્દ
બદાન્ તા કસીરા કે બીખાનહ્ બૂદ
નબૂદશ નવા બખ્ત બીગાનહ્ બૂદ
ખુરેશ સાખ્ત બા જાયગાહે નેશસ્ત
હમાન્ તા ફેરાવાન્ શવદ ઝીરૂદસ્ત
અઝૂ નામે નીકૂ ખુવદ દરૂ જેહાન્
ચે બરૂ આશ્કારા ચે અન્દરૂ નેહાન્
ચુનૂ દરૂ જહાન્ શહ્‌રૂયારી ખુવદ
પસ અઝ મર્ગે ઊ યાદગારી ખુવદ
મનમ્ વીઝએ ઝેન્દહ્ કુન્ નામજૂય
મબાદા જોઝ અઝ નીકૂ ફર્જામે ઊય
ફેરાવાન્ સખુન્ દરૂ નેહાન્ દાશ્તી
બહરૂજાય કારૂઆગેહાન્ દાશ્તી
ચુ બી માય ગશ્તી યકી માયહ્ દારૂ
વઝાન્ આગહી યાફ્તી શહ્‌રૂયારૂ
ચુ બાયેસ્ત બરૂ સાખ્તી કારે ઊય
બેમાન્દી ચુનાન્ તીઝ બાઝારે ઊય
ઝમીને બઝ્મન્દો જાએ નેશસ્ત
પરસ્તન્દહો મરૂદુમે ઝીરૂદસ્ત
બેયારાસ્તી ચૂન્ બેબાયેસ્ત કારૂ
નગશ્તી નેહાનશ બશહ્‌રૂ આશ્કારૂ

રાહમાં તેને માટે ઉતારાનું મકાન તૈયાર રાખેલું હતું-તે કામ માટે હાકેમો મશ્ગૂલ રહેલાજ હતા.

રાહમાં ખાવા પીવા કે ઓઢવા પાંથરવાની પેલા એલચીને ઝરૂર ૪૨૩
પડવા દેતાજ નહીં.

જ્યારે પેલો અમલદાર તેની વાતથી વાકેફ થતો-કે તે પાદશાહ આગળ શા માટે આવ્યો છે?

ત્યારે એક સાંઢણી સવાર અને એક મુન્શી-પાદશાહ અરદશીરની નઝદીક જતો હતો.

જેથી લશ્કર તેને એસ્તેકબાલ જતું હતું-અને ફતેહમંદ શાહ પોતાનું તખ્ત તૈયાર કરાવતો હતો.

ગોલામો ચો તરફ સફ સમારી ઉભા રહેતા હતા-તેઓ સોનેરી કપડાંનો પોશાક પેહેરતા હતા

પાદશાહ પેલા એલચીને પોતાની આગળ બોલાવતો હતો અને તખ્તની નઝદીક બેસાડતો હતો.

તેની સાથની વાતચિત્ત દરમેયાન તેની નેકી અને બદીની, તેની નામદારી અને કીર્ત્તિની સઘળી છૂપી વાત પૂછી લેતો હતો.

તેના ઈન્સાફ અને ઝુલ્મની, તેના મુલકની-તેની રાહ રસ્મની અને તેના પાદશાહ તેમજ લશ્કરની પૂછપરછ કરતો હતો.

પછી તેને એલચીને છાજતી રીતે એક મેહલમાં લઈ જતો હતો-અને દરેક ઝરૂરી ચીઝો પુરી પાડતો હતો.

પછી તેને ખાના ઉપર તેમજ મયની મજલેસમાં બોલાવતો હતો-અને પોતાનાં તખ્ત પાસે બેસાડતો હતો.

તેને પોતાની સાથે શેકારમાં લઇ જતો હતો-જ્યાં ભારી લશ્કર ૪૨૪
એકઠું થતું હતું.

પછી તેને પાછો મોકલતી વખતે એલચીના દરજ્જાને છાજતો-એક શાહી સરોપાવ આપતો હતો.

વળી અરદશીર ચો તરફ મોબેદો, દયાળુ શખ્સો અને ચાલાક દિલના દાના લોકોને મોકલી આપતો હતો.

કે જેથી તેઓ દરેક બાજૂએ નવાં નવાં શેહરો વસાવતા હતા-અને તે કામ ઉપર મોટો ગંજ ખર્ચતા હતા.

એટલા માટેજ કે કોઇને ઘરબાર નહીં હતું, પૈસો નહીં હતો અને જેનું બખ્ત બુલંદ નહીં હતું,

તેને ખાવા પીવાનું તેમજ રહેવાનું આપતો હતો-અને તેમ કરીને ઘણાકોને તે પોતાના તાબેદાર બનાવતો હતો.

(શાએર કહે છે કે) એથીજ આજે શું ઝાહેરમાં કે શું ખાનગી રીતે તેનું નેક નામ દુન્યામાં જળવાઇ રહ્યું છે.

દુન્યામાં પાદશાહ એવા હોવા જોઇયે-કે તેઓનાં મરણ પછી તેઓની યાદગારી રહી જાય.

ખસૂસ કરીને નેકનામી શોધનારા પાદશાહોનાં નામોને સજીવન કરનારો હું છું-એવા પાદશાહોને પેલી જેહાનમાં નેક બદલો મળતો રહેજો!

અર્દશીર ઘણીક છૂપી વાતો જાણતો હતો-કારણ તે જગે જગે પોતાના છૂપા જાસૂસો રાખતો હતો.

જ્યારે કોઈ મોઅ્બાદાર શખ્સ પૈસાથી ગરીબ થઈ જતો-અને તેની ૪૨૫
ખબર પાદશાહને થતી હતી,

તો જેટલી તેને મદદ ઘટતી હોય એટલી તે કરતો હતો-અને પાછી તેની તેવીજ આબાદ હાલત લાવી મૂકતો હતો.

ફળદ્રુપ ઝમીનો અને ગરીબોના ઘરબારો-તેમજ પોતાનાં ગોલામો અને નોકરો વગેરે

સારી હાલતમાં રાખતો અને તેઓને જેટલી મદદ ઘટતી હોય તેટલી આપતો હતો-પણ તે સઘળું છૂપું કામ શેહરમાં આશ્કારા થવા દેતો હતો નહીં.

હમાન્ ફ્રુદકશરા બફ્રરૂહન્ગેયાન્
સેપોર્હી ચુ બૂદી ઝે આહન્ગેયાન્
બહર્ બરૂઝની બર્ દબસ્તાન્ બુદી
હમાન્ જાએ આતેશ પરસ્તાન્ બુદી
નમાન્દી કે બૂદી કસીરા નેયાઝ
મગર્ દાશ્તી સખ્તીએ ખીશ રાઝ
બમયદાન્ શુદી બામ્દાદે પગાહ્
બેરફ્તી કસી કુ બુદી દાદખાહ્
નજુસ્તી બદાદ અન્દર્ આઝર્મે કસ
ચે કેહતર્ ચે ફર્ઝન્દે ફર્યાદરસ
ઝે દાદશ જહાન્ યકસર્ આબાદ બૂદ
દેલે ઝીર્દસ્તાન્ અઝૂ શાદ બૂદ
૪૨૬ જહાન્દાર્ ચૂન્ ગશ્ત બા દાદ જોફ્ત
ઝમાનહ્ પયે ઊ નેયારદ નેહોફ્ત
નેગહ્ કુન્ બતદ્બીરે આન્ શાહ ગોરદ
કે ગૂઈ હમહ્ નીકુનામી બેબોરદ
ફેરેસ્તાદહ્ બૂદી બગેર્દે જહાન્
બેરદમન્દો, બીદારો કારઆગહાન્
બજાઈ કે બૂદી ઝમીની ખરાબ્
વગર્ તન્ગ્ બૂદી બરૂદ અન્દર્ આબ્
ખરાજ્. અન્દરાન્ બૂમ બર્દાશ્તી
ઝમીને કસાન્ ખાર્ નુગ્ઝાશ્તી
ગર્ અયદુન કે દેહકાન્ બુદી તન્ગદસ્ત
સુએ નીસ્તી ગશ્તહ્ કારશ ઝે હસ્ત
બેદાદી ઝે ગન્જ્ આલતો ચારપાય
નમાન્દી કે પાયશ બેરફ્તી ઝે જાય
ઝે દાના સખુન્ બેશનવ અય શહ્રયાર્
જહાન્રા બદીન્ગૂનહ્ આબાદ દાર્
ચુ ખાહી કે આઝાદ બાશી ઝે રન્જ્
બેયાઝારો આગન્દહ્ બીરન્જ્ ગન્જ્
બેયાઝારીએ ઝીર્દસ્તાન્ ગુઝીન્
કે યાબી ઝે હર્ કસ બદાદ આફ્રીન્
૪૨૭ ચુ ગીતી મર્ ઊરા હમહ્ રાસ્ત શુદ
ઝે હેમ્મત બકયવાન્ હમી ખાસ્ત શુદ
ચે અઝ્ રૂમો અઝ્ ચીનો અઝ્ તુર્કો હન્દ
જહાન્ શુદ મર્ ઊરા ચુ રૂમી પરન્દ
ઝે હર્ મર્ઝ પયવસ્તહ્ શુદ બાઝો સાવ્
કસીરા નબુદ બર્ જહાન્દાર્ તાવ્
હમહ્ મેહ્તરાન્રા ઝે ઈરાન્ બેખાન્દ
સઝાવાર્" બર્ તખ્તે શાહી નેશાન્દ
અઝાન્પસ શહન્શાહ્ બરૂપાય ખાસ્ત
બખૂબી બેયારાસ્ત ગોફ્તારે રાસ્ત
ચુનીન્ ગોફ્ત કય નામદારાને શહ્ર્
ઝે રાયો ખેરદ હર્કે દારીદ બહ્ર્
બેદાનીદ કીન્ તીઝ ગર્દાન્ સેપેહ્ર્
નતાઝદ બદાદો નેયાઝદ બમેહ્ર્
હરાન્રા કે ખાહદ બર્ આરદ બલન્દ
હમ ઊરા સેપારદ બખાકે નેઝન્દ
નમાનદ જોઝ્ અઝ્ નામે ઊ દર્ જેહાન્
હમહ્ રન્જ્ બા ઊ શવદ દર્ નેહાન્

તેમજ તેઓનાં છોકરાંઓ જો હોશયાર નીકળતાં તો તેઓને કેળવણી માટે ઉસ્તાદોના હાથમાં સોંપી આપતો હતો.

દરેક મોહલ્લે મોહલ્લે નિશાળો હતી-તેમજ આતશકદેહની જગ્યા હતી.

કોઇને પણ તે તંગીમાં રહેવા નહીં દેતો હતો-સિવાય કે જે પોતાની તંગીઓ છુપાવીજ રાખતો હતો

તે સવારના પોહોરમાં ખુલ્લા મયદાનમાં જતો હતો-જ્યાં જે કોઇને કશીએ ફર્યાદ કરવી હોય તે હાઝેર થતા હતા.

ઇન્સાફનાં કામમાં કોઇની પણ શર્મ રાખતો હતો નહીં-પછી તે રૈયત હોય કે પોતાનું ફર્ઝંદ હોય

તેના ઈન્સાફથી તમામ જેહાન આબાદ હતી અને રૈયતનાં દિલ તેનાથી ખુશહાલ હતાં.

જો એક પાદશાહ ઈન્સાફી બન્યો તો તેનાં કદમ ઝમાનો પણ છુપાવી શકતો નથી (યાને ઝમાનાઓ સુધી તેની યાદ રહી જાય છે).

આ સખી ગુનૂદ પાદશાહ કે જે સઘળી નેકનામીની દડી જીતી ગયો તેની તદબીરો ઉપર તું ધ્યાન પુગાડ

તેના ડહાપણવાળા, ચાલાક અને અનુભવી એલચીઓ દેશની આસપાસ ફરતા રહેતા હતા.

જે જગ્યાએ કે કોઇ ખરાબાની ઝમીન હોતી અથવા નદીનાં પાણીની તંગી માલૂમ પડતી હતી,

તો તે ઝમીનનું મેહસૂલ છોડી દેતો અને તેમ કરીને તે ઝમીનને ખરાબ હાલતમાં રહેવા દેતો હતો નહીં.

જો કોઇ ખેડુતનો હાથ ભીડમાં આવી જતો હતો અને તેનો સારો વખત બદલાઇ જઇને તે ગરીબાઈમાં આવી પડતો હતો,

તો તે પોતાના ખઝાનામાંથી ખેતીવાડીનાં હથિયાર તેમજ જાનવરો તેને આપતો હતો પણ તેને પોતાની જગ્યા છોડી દઈ ચાલી જવા દેતો હતો નહીં.

ઓ પાદશાહ મહમૂદ! તું આ દાના પાદશાહની વાત સાંભળી-દુન્યાને એવીજ રીતે આબાદ રાખ.

જો તું દુઃખમાંથી મોકળો રહેવા માંગતો હોય-બેગુનાહ રહેવા માંગતો હોય અને વગર રંજે ગંજ મેળવવા માંગતો હોય,

તો પોતાની રૈયતને સુખી રાખ-કારણ ઈન્સાફથીજ તું દરેક જણ તરફથી આફ્રીન પામશે.

જ્યારે તમામ દુન્યા અર્દશીરને તાબે થઈ ત્યારે તે પોતાનાં ઉદાર મનથી ગોયા શનિશ્ચર સેતારાની બુલંદીએ પહોંચી ગયો હતો.

શું રૂમ, ચીનાઇ તારતરી, તુર્કેસ્તાન અને હિંદ એ તમામ દેશો તેની આગળ રેશમ મિસાલ નર્મ થઈ ગયા (એટલે તાબે થઈ ગયા)

દરેક પ્રાંતમાંથી કર અને વેરો વખતસર મળતો ગયો-કોઇને પણ પાદશાહની સામે થવાની શક્તિ હતી નહીં.

તેણે ઈરાનમાંથી તમામ સરદારોને બોલાવ્યા-અને લાયક શખ્સોને શાહી તખ્ત ઉપર બેસાડ્યા.

ત્યાર બાદ શેહનશાહ ઉભો થયો અને ખૂબી ભરેલું વાજબી બોલવા માંડયું.

તે એ પ્રમાણે બોલ્યો કે "ઓ મુલકના નામદારી ભરેલા ગ્રહસ્થો!-તમો કે જેઓ અકલ અને ડહાપણ ધરાવો છો,

તેઓ જાણો કે આ શેતાબ ચાલનો આસમાન-ઇન્સાફ ઉપર દોડતો અને મોહબત ઉપર હાથ લમ્બાવતો નથી.

જેને તે ચાહે છે તેને ઊંચે ચઢાવે છે-અને તેનેજ પાછો સીઆહ ખાક ઉપર નાખે છે.

દુન્યામાં તે શખ્સનાં નામ સિવાય બીજું કશું રહેતું નથી-અને તેની સઘળી મેહનત તેનીજ સાથે ખાકમાં જાય છે.

બગીતી નમાનદ બજોઝ નામે નીકુ
હરાન્ કસ કે ખાહદ સરન્જામે નીકુ
તોરા ફ્રઝીએ કારો મોઝદ આન્ બુવદ
કે ખુશનૂદીએ પાકુ યઝદાન્ બુવદ
બયઝદાન્ ગેરાયો બયઝદાન્ કુશાય
કે દારન્દહુ ઊયસ્તો નીકી ફેઝાય
ઝે હર્ બદ બદાદારે ગયહાન્ પનાહુ
કે ઊરાસ્ત્ બર્ નીકો બદ દસ્તગાહુ
કુનદ બર્ તો આસાન્ હમહુ કારે સખ્ત
અઝુઈ દેલ્અફ્રૂઝો પીરુઝ બખ્ત
નુખોસ્તીન્ ઝે કારે મન્ અન્દાઝહુ ગીર્
ગુઝશ્તહુ બદો નીકે મન્ તાઝહુ ગીર્
ચુ ઓર્દમ બદાદારે ગયહાન્ પનાહુ
બદેલ્ શાદમાન્ ગશ્તમ અઝ તાજો ગાહુ
ઝમીન્ હફ્ત કેશ્વર્ બશાહી મરાસ્ત
ચુનાન્ કઝ ખુદાવન્દીએ ઊ સઝાસ્ત
હમી બાઝ્ યાબમ ઝે રૂમો ઝે હન્દ
જહાન્ શુદ મરા હમચુ રૂમી પરન્દ
સેપાસમ ઝે યઝદાન્ કે ઊ દાદ ઝૂર્
બલન્દ અખ્તરો બખ્શો કયવાનો હૂર્
સેતાયેશ કે દાનદ સઝાવારે ઊય
નેયાયેશ બઆઇને કેર્દારે ઊય
મગર્ બાશદ ઊ યારે મા બન્દગાન્
બેમાનદ બુઝોર્ગી બમા ઝન્દગાન્
કુનૂ હર્ચે ખાહીમ કર્દન્ ઝે દાદ
બેખાહદ બમા દાદગર્ બાઝ દાદ
બેકૂશીમ વઝ્ દાદ બાશીમ શાદ
નમાનીમ મર્ દાદગર્રા ઝે યાદ
ઝે દહુ યકુ મરા ચન્દ બર્ શહ્રહાસ્ત
કે દેહકાનો મૂબેદ બમન્ બર્ ગવાસ્ત
બેખાહમ બેબખ્શમ શુમારા હમહુ
હમાન્ દહુ યકે બૂમો બાઝે રમહુ
મગર્ આન્ચે આયદ શુમારા ફેઝૂન્
બેયારદ સુએ ગન્જે મા રહ્નમૂન
ઝે દહુ યકુ કે મન્ બેસ્તદમ પીશ અઝીન્
ઝે બાઝ્ આન્ચે કમ બૂદ યા બીશ અઝીન્
હમી અઝ્ પયે રન્જ ઓર્દમ બકાર્
બલશકર્ બર્ અરબાશ્તન્ બીશુમાર્
શુમારા બેજોસ્તમ અઝાન્ ઈમની
નેહાન્ દાશ્તન્ કીને અહ્રીમની
શુમા દસ્ત યક્સર્ બયઝદાન્ ઝનીદ
બેકૂશીદો પયમાને ઊ મશ્કનીદ
કે બખ્શન્દહુ ઊયસ્તો દારન્દહુ ઊય
બલન્દ આસ્માન્રા નેગારન્દહુ ઊય
સેતમદીદહ્રા ઊસ્ત ફર્યાદરસ
મનાઝીદ બા નાઝેશે ઊ બકસ
નબાયદ નેહાદન દેલ્ અન્દર્ ફેરીબ
કે પીશે ફરાઝ અન્દર્ આયદ નેશીબ
કુજા આનકે મીસૂદ તાજશ બઅબ્ર્
કુજા આનકે બૂદી શેકારશ હેઝબ્ર્

જે કોઇ કે પોતાનું શેવટ સારૂંજ ચાહે છે તે આ દુન્યામાં પોતાનાં નેકનામ સિવાય બીજું કાંઈ રાખી જતો નથી.

તારી ઝિંદગીનાં જે મેહનત તું કરે તેની રોઝી અને બદલો એટલેજ ૪૨૮
બસ થાય-કે પાક યઝદાનની ખુશ્નૂદી તેમ કરીને હાસેલ કરે.

યઝદાનનીજ ખાહેશ કર અને તેનીજ આગળ તારૂં મન ખુલ્લું કર-કારણ તેજ સાહેબ જેહાનની સંભાળ રાખનારો અને નેકીનો વધારનારો છે.

દરેક બદી સામે તે જેહાનના પયદા કરનાર સાહેબનીજ પનાહ માગજે-કારણકે નેક અને બદ ઉપર તેજ સાહેબ શક્તિમાન છે.

તેજ સાહેબ ગમે એવું મુશ્કેલ કામ તારી ઉપર આસાન કરશે-તેજ સાહેબથી દિલને ખુશહાલી અને ફતેહમંદ નસીબ મળે છે.

પહેલાં તો તું મારાંજ કામનો દાખલો લે-અને મારાં થઈ ગયલાં ભલાં ભૂંડાં કામને યાદ કર.

જ્યારે મેં દુન્યાના પયદા કરનારની પનાહ લીધી-ત્યારે હું તાજ અને તખ્તથી ખુશહાલ દિલનો બન્યો.

હફ્તકેશ્વર ઝમીન ઉપર સત્તા અને સાહેબી ચલાવવાને લાયક ઠરીને તેની પાદશાહી મને મળી છે.

હું રૂમ દેશ અને હિંદુસ્તાનમાંથી ખંડણી લઉં છું-તમામ જેહાન રૂમી રેશમી કપડાં જેવી નરમ બની મારે તાબે થઇ છે.

હું ખોદાતાલાના શુક્રાના કરૂં છું કે તેણે મને આવું કૌવત, બુલંદ નસીબ અને શનિશ્ચર સેતારા તેમજ આફતાબની મદદનો હિસ્સો બક્ષેશ કર્યો.

તે સાહેબને લાયકની સેતાયેશ કોણ કરી જાણે છે-તેનાં કામનાં પ્રમાણમાં તેની નેયાયેશ કોણ કરી શકે છે? •

સિવાય કે તે આપણ બંદાઓનો મદદગાર થાય અને આપણ ૪૨૯
જીવતાઓને આબરૂ આપે.

હવે જે ઇન્સાફ આપણ આ દુન્યામાં કરીશું-તેનો ન્યાય પર્વરદેગાર પાછો આપણી પાસેથી તે જેહાનમાં માગશે.

માટે આપણે ન્યાય કરવાનોજ યત્ન કરીશું અને તેમાંજ સંતોષ પામીશું-અને દાદગર દાવરને કદી ભૂલીશું નહીં. •

કેટલાંક શેહરો ઉપર ઝમીનનો દશાંશ કર મારો માગતો છે-જે બીના ખરી છે તેની ગવાહી રૈયત પોતે અને વઝીર આપશે.

તે ઝમીનનો દશાંશ કર અને ગાય ઢોરનો સર્વ કર-હું તમોને છોડી દઉં છું.

પણ જો તમોને મેહસૂલ ઉપરાંત ઘણું મળેલું હોય તો ખઝાનામાં લાવી આપજો.

દશાંશ કર જે મેં આગળ તમારી પાસેથી લીધો હતો તે તથા ગાય ઢોરનો વધતો ઓછો કર લીધો હતો,

તે મેં લડાઇના ખર્ચમાં વાપર્યો હતો-મોટો ભાગ લશ્કરના પગારમાં વપરાયો હતો.

અને તેમ કરીને તમોને દુશ્મનની ધાસ્તીમાંથી નચિન્ત કર્યા-અને એહરેમનની ખસ્લતના દુશ્મનનો ફેસાદ દાબી દીધો.

તમો સઘળા ખોદાતાલા તરફજ હાથ લમ્બાવો-તમો કોશેશ કરો. તે સાહેબનું ફર્માન ના તોડો. •

કારણકે તેજ સાહેબ બક્ષેશનો કરનારો અને દુન્યાની સંભાળનો ૪૩૦
કરનારો છે-તેજ બુલંદ આસ્માનનો ચીતારનારો છે.

ઝુલ્મ ખમેલાઓની ફર્યાદનો સાંભળનારો તેજ સાહેબ છે-તમો તે સાહેબનો લાડ મેળવ્યાથી કોઈ સાથ તુમાખી કરતા ના.

તમારાં દિલને ફરેબમાં ફસાવવું નહીં જોઇયે-કારણકે ચઢતી પાછળ પડતી આવી લાગે છે.

કયાં ગયો તે શખ્સ કે જેનું તાજ આસ્માન સાથ લાગતું હતું?-કયાં ગયો તે શખ્સ કે જે ચિત્તાનો શેકાર કરતો હતો?

નેહાલી હમહ્ ખાક્ દારન્દો ખેશ્ત
ખુનુક્ આન્કે જોઝ તોખ્મે નીકી નકેશ્ત
હમહ્ હરૂકે ઈદ્ અન્દરીન્ મર્ઝે મન્
હમહ્ ગૂશ દારીદ્ અન્દર્ઝે મન્
નુમાયમ શુમારા કુનૂન્ રાહ્ પન્જ
કે સૂદશ ફેઝૂન્ આયદ્ અઝ તાજો ગન્જ
બગોફ્તારે ઈન્ નામદારૂ અર્દશીરૂ
હમહ્ ગૂશ દારીદ્ બરૂનાઓ પીરૂ
હરાન્ કસ કે દાનદ્ કે દાદારૂ હસ્ત
નબાશદ્ મગરૂ પાક્ યઝદાન્ પરસ્ત
દેગરૂ આન્ કે દાનેશ નગીરી તો ખારૂ
અગરૂ ઝીરૂદસ્તી વગરૂ શહરૂયારૂ
૪૩૧ સેદીગરૂ બેદાની કે હરૂગેઝ સોખન્
નગર્દદ્ બરે મર્દે દાના કોહન્
ચહારોમ ચુનાન્ દાન્ કે બીમે ગુનાહ્
ફેઝૂન્ બાશદ્ અઝ દારો અઝ બન્દો ચાહ્
બપન્જુમ સખુન્ મરૂદુમે ચયબ્જૂય
નગીરદ્ બનઝદે કસાન્ આબ્રૂય
બગૂયમ યકી તાઝહ્ અન્દરૂઝ નીઝ
કે આન્ બરૂતરૂ અઝ દીદહો જાનો ચીઝ
ખુનુક્ આન્ કે આબાદ્ દારદ્ જેહાન્
બુવદ્ આશ્કારાએ ઊ ચૂન્ નેહાન્
દેગરૂ આન્ કે દારદ્ વય આવાઝે નરૂમ
ખેરદ્મન્દીઓ શર્મો ગોફ્તારે ગરૂમ
હઝીનહ્ મકુન્ સીમત અઝ બહરે લાફ્
બબીહૂદહ્ મગ્રાગન્ અન્દરૂ ગઝાફ્
ન મોઝદો ન દારદ્ કસી ઝૂ સેપાસ
ન બેપસન્દદ્ આન્ મર્દે યઝદાન્ શેનાસ
મેયાનહ્ ગુઝીની બેમાની બજાય
ખેરદ્મન્દ્ ખાનદ્ત પાકીઝહ્ રાય
કઝીન્ બુગ્ઝરી પન્જ રાહસ્ત પીશ
કુજા તાઝહ્ ગર્દદ્ તોરા દીનો કીશ
૪૩૨ તન્આસાનીઓ શાદી અફ્ઝાયદત
કે બા શહ્દે ઊ ઝહરૂ નુગ્ઝાયદત
યકી આન્ કે અઝ બખ્શેશે દાદ્ગરૂ
બઆઝો બફ્રૂશેશ નજૂઈ ગુઝરૂ
તવન્ગરૂ શવદ્ હરૂકે ખુર્સન્દ્ ગશ્ત
ગુલે નવ બહારશ બરૂમન્દ્ ગશ્ત
દેગરૂ બેશકની ગર્દને આઝરા
નગૂઈ બપીશે ઝનાન્ રાઝરા
સેદીગરૂ નેયાઝી બનન્ગો નબરૂદ્
કે નન્ગો નબરૂદ્ આવરદ્ રન્જો દરૂદ્
ચહારોમ કે દેલ દૂરૂ દારી ઝે ગમ
ઝે ના આમદહ્ બદ્ નબાશી દેઝમ
બપન્જુમ બકારી કે કારે તો નીસ્ત
નતાઝી બદાન્ કૂ શેકારે તો નીસ્ત
હમહ્ ગૂશ દારીદ્ પન્દે મરા
સખુન્ ગોફ્તને સૂદમન્દે મરા
બુવદ્ બરૂ દેલે હરૂ કસી અરૂજમન્દ્
કે યાબદ્ અઝૂ અયમની અઝ ગઝન્દ્

તેઓ સઘળા માટી અને ઇંટનું બિછાનું ધરાવે છે-ભાગ્યશાળી તેજ શખ્સ કે જેણે ભલાઇનાં બી વાવ્યાં હોય

તમો કે જેઓ સઘળા આ મારા મુલકમાં વસો છો:-તેઓ મારી શીખામણ ઉપર ધ્યાન આપો.

હું તમોને હમણા પાંચ માર્ગ બતાઉં છું-કે જેનો ફાયદો તાજ અને ખઝાના કરતાં વધારે થશે.

તમો સઘળા જવાન અને બુઢ્ઢાઓ નામદાર અર્દશીરની આ વાત ઉપર ધ્યાન આપો.

જે કોઇ કે એમ સમજે કે ખોદાતાલાની હસ્તી છે તે તો પાક યઝદાનની પરસ્તેશ કરનાર સિવાય બીજો કોઇ નથી.

બીજું એ કે અગર તું એક નોકર હોય કે પાદશાહ હોય તો પણ અકલને તું ખુવાર ગણતો ના.

ત્રીજું યાદ રાખજે કે દાના શખ્સની આગળ કોઈ વાત કદી પણ જૂની થતી નથી.

ચોથું તું એમ જાણ કે ગુનાહની ધાસ્તી-ફાંસીના માચડા તેમજ બેડી અને કયદખાના કરતાં પણ વધારે હોય છે.

પાંચમું એ કે ચુગલખોરની વાત કોઈ પણ શખ્શ આગળ માન પામતી નથી.

વળી એક બીજી નવી શીખામણની વાત કહું છું કે જે આપણી આંખ, જીવ અને માલ મીલકત કરતાં વધારે સારી છે.

ભલો પાદશાહ તેજ કે જે દેશને આબાદ રાખે અને પોતાના વિચારો પોતાના બોલને મળતા રાખે.

વળી તે ભલો પાદશાહ કે જે ધીરેથી બોલનારો હોય, ડહાપણ ધરાવનારો હોવ. શરમીલ હોય અને મોહબત ભરેલા શબ્દો બોલતો હોય.

તું પતરાજીને ખાતેર તારો પૈસો ના ખર્ચતો અને બેહુદાપણાથી તે ખોટે રસ્તે બરબાદ ના કરતો.

તેનાથી કાંઇ તને બદલો મળશે નહીં અને તેથી કોઇ તારો ઉપકારી પણ થશે નહીં-યઝદાનની પિછાન કરનાર શખ્સો તે પસંદ કરશે નહીં.

મધ્યમપણું એખ્તયાર કર કે તું ટકી રહેશે અને ડાહ્યો પુરૂષ તને સારા વિચાર ધરાવનાર તરીકે ઓળખશે.

અહીંથી તું આગળ વધશે તો બીજા પાંચ માર્ગ છે કે જેથી તારો દીન ધર્મ તાઝો બનશે.

જેથી તારાં તનની સુખાકારી અને દિલની ખુશી વધશે અને તેના મીડાસે કરી તને ઝેહરનો ડંખ નહીં લાગશે.

પહેલું એ કે ખોદાતાલાએ તને જે બખ્શેશ મુકરર કરી છે તેમાંથી લોભ કરીને કે બીજી કોશેશ કરીને બાહેર ના જા.

જે સંતોષી રહે છે તેજ તવંગર બને છે-તેનાજ બહારની કળી ફળ આપે છે.

બીજું લોભની ગરદન તોડજે અને ઔરતોને કદી પણ તારો ભેદ કહેતો ના.

ત્રીજું લડાઇ અને ઝગડામાં ના પડતો કારણકે લડાઇ અને ઝગડોજ દુ:ખ અને દર્દ લાવે છે.

ચોથું એ કે હંમેશે ગમથી તારાં દિલને દૂર રાખજે—અને નહીં આવેલી આફત માટે તું દિલગીર ના બનતો.

પાંચમું એ કે જેકામ કે તારૂં નહીં હોય-તેની પૂઠે ના દોડતો કારણકે તે તારો શેકાર નથી.

તમો સઘળા મારી શીખામણ અને મારી ફાયદા ભરેલી વાત સાંભળો.

તે દરેકને પ્યારી લાગશે-કારણ તેથીજ તે આફતમાંથી નચિન્તાઈ મેળવશે.

ઝમાની મેયાસાય ઝામૂખ્તન્
અગર્ જાન્ હમી ખાહી અફ્રૂખ્તન્
ચુ ફર્ઝંન્દ બાશદ બફરૂહન્ગ્ દારૂ
ઝમાનહ્ ઝે બાઝી બરૂ તન્ગ્ દારૂ
હમહ્ યાદ દારીદ ગોફ્તારે મા
કશીદન બદીન્ કારૂ તીમારે મા
હરાન્ કસ કે બા દાદો રઉશન્ દેલન્દ
ઝે આમીઝેશે યક્ દેગરૂ ગુસેલન્દ
દેલારામ ગર્દીદ બરૂ ચારૂ ચીઝ
કઝ્ ખૂબીઓ સૂદમન્દીસ્ત નીઝ
યકી બીમો આઝર્મો શરૂમ અઝ્ ખોદાય
કે તા બાશદત્ યાવરો રહ્નુમાય
દેગરૂ દાદ દાદન્ તને ખીશરા
નેગહ્દાશતન્ દામને ખીશરા
બફર્માને યઝ્દાન્ દેલ આરાસ્તન્
વરા ચૂન્ તને ખીશતન્ ખાસ્તન્
સેદીગરૂ કે પયદા કુની રાસ્તી
બદૂરૂ અફ્ગની કઝીઓ કાસ્તી
ચહારોમ્ કે અઝ્ રાએ શાહે જેહાન્
ન પીચી દેલ અઝ્ આશકારો નેહાન્
વરા ચૂન તને ખીશ દારી બમેહ્રૂ
બફર્માને ઊ તાઝહ્ ગર્દદત ચેહ્રૂ
દેલત બરસ્તહ્ દારી બપયમાને ઊય
રવાન્રા ન પીચી ઝે ફર્માને ઊય
બરૂ મેહ્રૂ દારી ચુ બરૂ જાને ખીશ
ચુ બા દાદ બીની નેગહ્બાને ખીશ
ધમે પાદ્શાહી જહાન્જૂયરાસ્ત
બગીતી ફ્રેઝૂની સેગાલેદ ન કાસ્ત
ચુ અઝ્ મરૂઝ્દારાનો અઝ્ લશ્કરશ
બેદાનદ કે રન્જસ્ત બરૂ કેશ્વરશ
નેયાઝદ બદાદ ઊ જહાન્દારૂ નીસ્ત
બરૂ તાજે શાહી સઝાવારૂ નીસ્ત
સેયહ્ કર્દહ્ મન્શૂરે શાહન્શાહી
વઝાન્ પસ નબાશદ વરા ફરૂરહી
ચુનાન્ દાન્ કે બીદાદગરૂ શહ્રૂયારૂ
બુવદ શીરે દરૂરન્દહ્ દરૂ મરૂધઝારૂ
હમાન્ ઝીરૂદસ્તી કે ફર્માને શાહ્
બરન્જો બકૂશેશ નદારદ નેગાહ્
બુવદ ઝેન્દગાનીશ બા દર્દો રન્જ
નગર્દદ કોહન્ દરૂ સરાએ સેપન્જ
અગરૂ બેહ્તરી બાયદો મેહ્તરી
નેયાબી બઝફૂતીઓ કુન્દાવરી
દેલે ઝીરૂદસ્તાને મા શાદ બાદ
હમ અઝ્ દાદે મા ગીતી આબાદ બાદ

જો તું પોતાના જીવને રોશન કરવા ચાહતો હોય-તો એલ્મ શીખવાથી જરાપણ અટકતો ના.

જો તને ફર્ઝંદ હોય તો તેને કેળવણી આપજે-અને રમત ગમત માટે ૪૩૩
તેને થોડોજ વખત આપજે.

તમો સઘળા આ મારૂં બોલવું યાદ રાખજો-અને આ કામ ઉપર મેં ખેંચેલી ઝેહમત ભૂલતા ના.

જે માણસો ઇન્સાફી અને પ્રમાણીક હોય-તેઓએ એક બીજાની સોહબત છોડવી નહીં જોઇયે.

આ ચાર ચીઝ કે જેનાથી તમોને ખૂબી અને ફાયદો મળે છે તેથી તમારાં દિલ ખુશહાલ રાખજો.

પહેલું તો એ કે ખોદાતાલાથી ડરતો રહેજે અને તેને માન આપજે-કે જેથી તે તારો મદદગાર અને રેહનુમા બને.

બીજું એ કે આપણા પોતાના જીવને (સુખ દેખાડીને) ઈન્સાફ આપવો-અને પોતાની આબરૂ ઈઝ્ઝત સંભાળવી.

ખોદાતાલાના ફર્માન ઉપર દિલ લગાડવું અને તે ફરમાનને પોતાના તનની માફક પાળવું.

ત્રીજું એ કે તું સચ્ચાઈ ઝાહેર કરજે-અને અપ્રમાણિકપણાંને તેમજ ઝવાલને દૂર કરજે.

ચોથું એ કે દેશના પાદશાહના હોકમથી-શું ઝાહેર રીતે કે છૂપી રીતે કદી ફરતો ના.

તેને તું પોતાનાં શરીરની માફકજ મોહબતમાં રાખજે-તેનું ફર્માન બજા લાવવાથીજ તારો ચેહરો ખીલી નીકળશે.

તારૂં દિલ તેની વફાદારી ઉપર બાંધેલું રાખજે તેના ફર્માનથી તારા ૪૩૪
આત્માને ફેરવતો ના.

જ્યારે તું પોતાની નેગહબાની કરનાર પાદશાહને ઇન્સાફી જોય-ત્યારે તું પોતાના જાન ઉપર જેવી મોહબત રાખે તેવી તેની ઉપર રાખજે.

દેશની સંભાળ કરનાર પાદશાહને રાજ્યની ચિન્તા રહે છે-તે પોતાના મુલકને આબાદ કરવા ચાહે છે નહીં કે ખરાબ કરવા.

જ્યારે તે જાણે કે પોતાના હાકેમોથી અને લસ્કરથી દેશ ઉપર ઝુલ્મ ગુઝરે છે,

ત્યારે જો તે ઈન્સાફ તરફ હાથ લાગ્બો નહીં કરે તો તે પાદશાહજ નહીં કહેવાય-પાદશાહી તાજ તેનાં સર ઉપર લાયકજ નથી.

તેણે તો શેહન્શાહી સત્તા સીઆહ કરી નાખેલી કહેવાય ત્યાર બાદ તેનું ખોદાઇ નૂર પણ કાયમ રહેતું નથી.

એમ સમજ કે એક ઝુલ્મગાર પાદશાહ તે જાણે જંગલમાંનો ફાડી ખાનારો સિંહ છે.

તેજ પ્રમાણે તેનો એક તાબેદાર જો પાદશાહનો હોકમ ખંત અને કોશેશથી બજા નહીં લાવે,

તો તેની ઝિંદગાની દુઃખ અને રંજ ભરેલી બને છે-અને આ મુસાફરખાનારૂપી દુન્યામાં તે લાગ્બો વખત જીવવા પામતો નથી.

જો તને ભલાઈ અને મોટાઇ જોઈતી હોય-તો તે લોભ અને અભિમાનથી મળવાની નથી.

મારા હાથ નીચેનાઓનાં દિલ ખુશહાલ રહેજો!-તેમજ મારા ૪૩૫
ઇન્સાફથી દુન્યા આબાદ હોજો!"

## સેતૂદને ખર્રાદ અર્દશીર્રા.

—:૦:—

ચુ બર્ તખ્ત બેન્શસ્ત શાહ્ અર્દશીર્
બેશુદ્ પીશે ગાહશ યકી મર્દે પીર્
કુજા નામે આન્ મર્દ્ ખર્રાદ્ બૂદ્
રવાનો ઝબાનશ પુર્ અઝ્ દાદ્ બૂદ્
ચુનીન્ ગોફ્ત બા શાહ્ કય શહર્યાર્
અનૂશાહ્ બેઝી તા બુવદ્ રૂઝગાર્
હમીશાહ્ બુવી શાદો પીરૂઝ બખ્ત
બતૂ શાદમાન્ કેશ્વરો તાજો તખ્ત
બજાઈ રસીદી કે મુર્ઘો દદહ્
જનન્દ્ અઝ્ પસો પીશે તખ્તત રદહ્
બુઝોર્ગે જહાની કરાન્ તા કરાન્
સરફ્રાઝ્ બર્ તાજ્વર્ મેહ્તરાન્
કે દાનદ્ સેફ્ત કર્દન્ અઝ્ દાદે તૂ
કે દાદો બુઝોર્ગીસ્ત બુન્યાદે તૂ
હમહ્ આફ્રીન્ હર્ ફેઝાયેશ કુનીમ
ખોદાએ જહાન્રા નેયાયેશ કુનીમ
કે મા ઝેન્દહ્ અન્દર્ ઝમાને તો ઈમ
બહર્ કાર્ નીકી ગમાને તો ઈમ
૪૩૬ ખરીદારે દીદારો ચેહ્રે તોરા
હમાન્ ખૂબ્ ગોફ્તારો મેહ્રે તોરા
તો ઈમન્ બુવી કઝ્ તો મા ઈમનીમ
મબાદા કે પયમાને તૂ બેશકનીમ
તો બસ્તી રહે બદ્સેગાલાને મા
ઝે હેન્દો ઝે ચીનો હમાલાને મા
પરાગન્દહ્ શુદ્ ઘારતો જન્ગો જૂશ
નેયાયદ્ હમી બાન્ગે દુશ્મન્ બગૂશ
બેમાની ચુનીન્ શાદ્ તા જાવેદાન્
હમીશાહ્ સરેકાર્ બા મૂબેદાન્
ન કસ ચૂન્ તો દારદ્ ઝે શાહાન્ ખરદ્
ન અન્દીશહ્ અઝ્ રાએ તૂ બુગ્ઝરદ્
બુની દર્ ફેગન્દી બઈરાન્ ઝે દાદ્
કે ફર્ઝન્દે મા બાશદ્ અઝ્ દાદ્ શાદ્
બજાઈ રસીદી હમ અન્દર્ સોખન્
કે નવ શુદ્ ઝે રાએ તો મર્દે કોહન્
બદીન્ અન્જુમન્ હર્કે દારદ્ નેઝાદ્
બતૂ શાદ્ માનન્દ્ વઝ્ દાદ્ શાદ્
ખેરદ્હા ફેઝૂન્ તર્ શુદ્ અઝ્ કારે તૂ
જહાન્ ગશ્ત રઉશન્ બદીદારે તૂ
૪૩૭ તોઈ ખેલ્અતે ઈઝદી બખ્તરા
કોલાહો ફર્ મર્ બસ્તનો તખ્તરા
બેમાનદ્ ચુનીન્ શાહ્ બા મેહ્રો દાદ્
નદારદ્ જહાન્ ચૂન્ તો ખુસ્રવ્ બયાદ્
જહાન્ ઈમન્ અઝ્ બોઝોર્ગી અઝ્ ફર્રે તોસ્ત
ખુનુક્ આન્ કે દર્ સાયએ પર્રે તોસ્ત
હમીશાહ્ સરે તખ્ત જાએ તો બાદ્
જહાન્ ઝીરે ફર્માનો રાએ તો બાદ્

## ખર્રાદે અર્દશીરની વખાણ કરવી.

—:૦:—

જ્યારે પાદશાહ અર્દશીર ઉપલું બોલી તખ્ત ઉપર બેઠો-ત્યારે તેનાં તખ્ત આગળ એક પીર મર્દ ગયો.

કે જે મર્દનું નામ ખર્રાદ હતું-તેનો જીવ અને ઝબાન ઇન્સાફથી ભરેલાં હતાં.

તેણે પાદશાહને કહ્યું કે "ઓ પાદશાહ! જ્યાં સૂધી આ ઝમાનો છે ત્યાં સૂધી તું ખુશહાલ જીવતો રહેજે!

તું હમેશે ખુશ અને ફતેહમંદ નસીબનો થજે-તારીથી આ મુલક, તાજ અને તખ્ત પણ ખુશહાલ રહેજો!

તું એવે દરજ્જે પહોંચ્યો છે કે પક્ષી અને ફાડી ખાનાર જાનવરો પણ તારાં તખ્તની આગળ પાછળ સફ સમારી ઉભાં રહે છે.

એક નાકાંથી બીજા નાકાં સૂધી દુન્યાનો મોટો માણસ તુંજ છે-તાજદાર પાદશાહો ઉપર તુંજ સરફરાઝ થયલો છે.

તારા ઇન્સાફનું વર્ણન કોણ કરી શકે છે?-કારણકે ઈન્સાફ અને બુઝોર્ગી એજ તારી બુન્યાદ છે.

અમો સઘળા વધુને વધુ જેહાનને પયદા કરનાર ખોદાતાલાની વખાણ અને નિયાયેશ કર્યે છિયે,

કે અમો તારા વખતમાં જીવ્યે છિયે-અને દરેક બાબતમાં તારા નેકખાહ છિયે.

તારા નેક દીદારના અને ચેહરાના તેમજ તારી સારી વાતના અને તારી મોહબતના ખરીદદાર છિયે.

તું નચિન્ત જીવે રહેજે કારણકે અમો તારેથી નચિન્ત રહ્યા છિયે-અમો તારી વફાદારી છોડયે, એવું કદી પણ બનતું ના.

હિંદી તેમજ ચીની દુશ્મનોને અમારી ઉપર આવતાં તેં અટકાવ્યા છે તારી સાથે સરસાઈ કરનારા તારા હરીફોને અમારી ઉપર સત્તા ચલાવતા તેં અટકાવ્યા છે.

લૂટફાટ, લડાઇ અને ગડબડ દૂર થઈ ગઈ છે-હવે દુશ્મનનો પોકાર કાને પડતો નથી.

એજ પ્રમાણે તું જાવેદાન સૂધી ખુશહાલ રહેજે હમેશે તારો કારોબાર દાનાઓ સાથેજ હોજો!

પાદશાહોમાંથી કોઈ તારા જેવું ડહાપણ ધરાવતો નથી-કોઇનો પણ વિચાર તારી અકલથી આગળ જઇ શકતો નથી.

તેં ઈરાનમાં ઈન્સાફની એક એવી જડ નાખી છે કે જે ઇન્સાફથી અમારી અઉલાદ ખુશહાલ રહેશે.

દાનાઇના સખુન બોલવામાં પણ તું એટલી હદે જઈ પુગ્યો છે કે તારી દાનાઈથી બુઢ્ઢો મર્દ પણ જવાન બની ગયો છે.

આ મજલેસમાં બેઠેલા ખાન્દાની શખ્સો-તારાથી તેમજ તારા ઈન્સાફથી ખુશહાલ બન્યા છે.

તારાં કામોથી અકલનો વધારોજ થયો છે-તારા દીદારથી દેશે રોશની પકડી છે.

દેશ ઉપર રાજ ચલાવવા માટે-નસીબની દેવીનો ખોદાઈ લેબાસ તું છે

આવો મોહબત અને ઈન્સાફ સાથનો શાહ કાયમ રહેજો!-તારા જેવો પાદશાહ થયો એમ દુન્યાને યાદ પણ નથી.

તારા દબદબા અને ખોરેહથી દુન્યા નચિન્ત છે-તેજ શખ્સ ભાગ્યશાળી કહેવાય કે જે તારી પાંખના આસરા હેઠળ હોય.

હમેશે તારી જગ્યા તખ્ત ઉપર હોજો!-અને જેહાન તારાં ફર્માન અને વિચાર હેઠળ હોજો!"

## સખુન્ દર્ બીવફાઇએ રૂઝ્ગાર્.

અલા અય ખરીદારે મધ્ઝે સોખન્
દેલત બર્ ગુસેલ્ ઝીન્ સરાએ કોહન
કે ઊ ચૂન્ મનો ચૂન્ તો બેસ્યાર્ દીદ
નખાહદ હમી બા કસી આર્મીદ
અગર્ શહૂર્યારી અગર્ પીશ્કાર્
તો અન્દર્ ગુઝારીઓ ઊ પાયદાર્
ચે બા રન્જ બાશી ચે બા તાજો તખ્ત
બેબાયદ્ત બસ્તન્ બફર્જામ રખ્ત
અગર્ ઝાહની ચરૂખ બુગ્દાઝદત
ચુ ગશ્તી કોહન બાઝ્ નન્વાઝદત
ચુ સર્વે દેલારાય ગર્દદ બખમ
ખોફ્શાન્ શવદ નર્ગેસાને દેઝમ
હમાન્ ચેહ્રએ અર્ધવાન્ ઝઅફ્રાન્
સબુક્ મર્દુમે શાહ ગર્દદ ગરાન્
નખોરેપદ રવાન્ ચૂન્ કે બાલા બેખફ્ત
તો તન્હા મમાન્ ઝાન્ કે હમરાહ્ રફ્ત
અગર્ શહ્રૂયારી અગર્ ઝીર્દસ્ત
જોઝ્ અઝ્ ખાકે તીરહ્ નેયાબી નેશસ્ત
કુજા આન્ બુઝોર્ગાને બા તાજો તખ્ત
કુજા આન્ સવારાને બીદાર્ બખ્ત
કુજા આન્ ખેરદ્મન્દો કુન્દાવરાન્
કુજા આન્ સરફ્રાઝો જન્ગી સરાન્
હમહ્ ખાક્ દારન્દ બાલીનો ખેશ્ત
ખુનુક્ આન્ કે જોઝ્ તોખ્મે નીકી નકેશ્ત
નેશાન્ બસ બુવદ શહ્રૂયાર્ અર્દશીર્
ચુ અઝ્ મન્ સખુન્ બેશ્નવી યાદ ગીર્

## દગાખોર ઝમાના વિષે બે બોલ.

લખાણના ભાવાર્થ સમજવાની ખાહેશ રાખનારા એ ઇન્સાન!–આ પુરાતન દુન્યાની મોહબત છોડી દે

કારણકે તેણે મારા અને તારા જેવા ઘણાને જોયા છે-તે કોઇ સાથે પણ નચિન્ત થઇને રહેવા માગતી નથી.

અગરજો તું એક પાદશાહ હોય યા સાધારણ નોકર હોય-તો પણ તને દુન્યા તો છોડવીજ પડવાની અને દુન્યા પોતે કાયમ રહેવાની.

તું શું દુઃખમાં દહાડા કાઢતો હોય કે શું તાજ અને તખ્તનો ધણી હોય-પણ શેવટે તો આ દુન્યાથી તને અસ્બાબ બાંધવોજ પડશે.

અગર તું લોખંડનો બનેલો હશે તો પણ આસ્માનનું ચક્કર તને પીગળાવી નાખશે-અને જ્યારે તું બુઢ્ઢો થયો કે ફરીથી તારી ઉપર બક્ષેશ કરશે નહીં.

જ્યારે દિલને સણગારનારૂં સરોવર વાંકું વળે-ત્યારે નર્ગેસ જેવી આંખો નિરાશ થઇ રડવા લાગે.

અર્ગવાન ફૂલ જેવો લાલ ચેહરો કેસર જેવો પીળો પડી જાય અને ૪૩૮
ચપળ અને તેઝ આંખોની કીકીઓ મંદ પડી જાય.

શરીર મરવા લાગે ત્યારે કાંઈ આત્મા મરે નહીં-એ આત્મા! તારો સોહબતી ચાલ્યો જાય ત્યારે તને એકલો રહેવું નહીં જોઇયે.

અગર તું પાદશાહ હો અગર નોકર હો–પણ આ સીઆહ ખાક સિવાય બીજું કાંઇ પણ રહેઠાણ મેળવવાનો નથી.

કયાં ગયા પેલા તાજ અને તખ્ત સાથના બુઝોર્ગ પાદશાહો?-કયાં ગયા પેલા બીદાર બખ્તના બહાદુર સવારો?

કયાં ગયા પેલા દાનેશમંદ શખ્સો અને પેહલવાનો?-કયાં ગયા પેલા સરફરાઝ લડાયક સરદારો?

તેઓ સઘળા ખાક અને ઇંટનુંજ બિછાનું ધરાવે છે-ભાગ્યશાળી તેજ શખ્સ કે જેણે આ દુન્યામાં નેકી સિવાય બીજાં કશાનાં બી વાવ્યાં નથી.

તે માટે પાદશાહ અર્દશીરનોજ દાખલો પુરતો છે-જ્યારે પણ તું મારી વાતો સાંભળે ત્યારે તે યાદ રાખતો રહેજે.

## અન્દર્ઝ્ કર્દને અર્દ્શીર્ શાપૂર્રા વ પયમાન્ અઝ્ ગેરેફ્તન્ વ સેપરી શુદને રૂઝ્ગારશ્.

ચુ સાલશ દર્ આમદ બહફ્તાદો હશ્ત
જહાનદારે બીદાર્ બીમાર્ ગશ્ત
બેદાનેસ્ત કામદ બનઝ્દીક્ મર્ગ
હમી ઝર્દ ખાહદ શુદન્ સબ્ઝ્ બર્ગ
બેફર્મૂદ તા રફ્ત શાપૂર્ પીશ
વરા પન્દહા દાદ અઝ્ અન્દાઝહ્ બીશ
બદૂ ગોફ્ત કીન્ અહ્દે મન્ યાદ દાર્
હમહ્ ગોફ્તે બદગૂયરા બાદ દાર્
સુખુનહાએ મન્ ચૂન્ શનીદી બેવર્ઝ્
મગર્ બાઝ્ દાની કે નાઅર્ઝ્ અર્ઝ્

## અર્દશીરે શાપૂરને વસીયત કરવી અને તેની પાસેથી વચન લેવું અને તેનો ઝમાનો આખેર થવો.

જ્યારે અર્દશીરની ઉમર ઇઠઠોતેર વર્ષની થઇ–ત્યારે બાહોશ પાદશાહ બીમાર પડયો.

તેણે જાણી લીધું કે "મોત નઝદીક આવી લાગ્યું છે-અને આ લીલાં પાંદડાં કરમાઇ જશે"

તેણે હોકમ કીધો જેથી શાપૂર તેની આગળ ગયો-અને તેને ઘણીક શીખામણો દીધી.

તે બોલ્યો કે "આ મારૂં વચન (યાને કહેવું) યાદ રાખજે-અને ૩૩૯
બૂરૂં બોલનારની વાતને દૂર કરજે.

જ્યારે તું મારી વાતો સાંભળી રહે ત્યારે તે પ્રમાણે ચાલજે-જેથી તું ના લાયક અને લાયકને પિછાની શકશે.

જહાન્ રાસ્ત કર્દમ બશમ્શીરે દાદ
નેગહ્ દાશતમ્ અર્ઝે મર્દે નેઝાદ
ચુ કારે જહાન્ મરૂ મરા ગશ્ત રાસ્ત
ફેઝૂન્ શુદ જમીન્ ઝેન્દગાની બેકાસ્ત
અઝાન્ પસ કે બોર્દીમ બેસ્યારૂ રન્જ
બેપાલૂદ ખયઓ બેયકૂઝૂદ ગન્જ
શુમારા હમહ્ રન્જ પીશસ્તો નાઝ
ઝમાની નેશીબો ઝમાની ફરાઝ
ચુનીનસ્ત કેર્દારે ગર્દાન્ સેપેહરૂ
ગહી દરૂદ પીશ આવરદ ગાહ મેહરૂ
ગહી બખ્ત ગર્દદ ચુ અસ્પે શમૂસ
બનઅમ અન્દરૂન્ ઝફૂતી આરદત બૂસ

ઝમાની યકી બારહી સાખ્તહ્
ઝે નીકી સરશરા બરૂ અફ્રાખ્તહ્
બેદાન્ અય પેસરૂ કીન્ સરાએ ફેરીબ્
નદારદ કસી શાદમાન્ બી નેહીબ્
૪૪૦ નેગહ્દારે દીન્ બાશો આને ખરદ
ચુ ખાહી કે ફ્રજત બબદ નુગ્ઝરદ
ચુ બરૂ દીન્ કુનદ શહ્રૂયારૂ આફ્રીન્
બેરાદરૂ 'શવદ પાદશાહીઓ દીન્
ચુનાન્ દીનો શાહી બયકદીગરન્દ
તો ગૂઈ કે દરૂ ઝીરે યક્ ચાદરન્દ
ન બી તખ્તે શાહી બુવદ દીન્ બજાય
ન બી દીન્ બુવદ શહ્રૂયારી બપાય
દો દીબાસ્ત યક્ દરૂ દેગરૂ બાફતહ્
બરૂ આવર્દહ્ પીશે ખેરદ યાફતહ્
ન અઝ પાદશા બીનેયાઝસ્ત દીન્
ન બી દીન્ બુવદ શાહરા આફ્રીન્
ન આન્ ઝીન્ ન ઈન્ ઝાન્ બુવદ બીનેયાઝ
દો અમ્બાઝ દીદીમ શાન્ નીકુ સાઝ
દો ગીતી હમહ્ મર્દે દીની બરદ
ચુ બાશદ ખોદાવન્દે રાયો ખરદ
ચુ દીનરા બુવદ પાદશા પાસ્બાન્
તો ઈન્ હરૂદુરા જોઝ બેરાદરૂ મખાન્
ચુ દીનદારૂ કીન્ દારદ અઝ પાદશા
નેગરૂ તા નખાની વરા પારૂસા
૪૪૧ હરાન્ કસ કે બરૂ દાદગરૂ શહ્રૂયારૂ
કુશાયદ ઝબાન્ મર્દે દીનશ મદારૂ
ચે ગોફત આન્ સખુનગૂય બા આફ્રીન્
કે ચૂન બેન્ગરી મગ્ઝે દાદસ્ત દીન્
સરે તખ્તે શાહાન્ બેપીચદ સે કારૂ
નુખુસ્તીન્ ઝે બીદાદગરૂ શહ્રૂયારૂ
દેગરૂ આન્ કે બીમાયહ્રા બરૂ કશદ
ઝે મર્દે હોનરૂમન્દ બરૂતરૂ કશદ
સેદીગરૂ કે બા ગન્જ ખીશી કુનદ
બદીનારૂ કૂશદ કે બીશી કુનદ
બબખ્શાન્દગી યાઝો દીનો ખરદ
દોરૂધ ઈચ તા બરૂ તો બરૂ નુગ્ઝરદ

મેં ઈન્સાફની તલવારથી જેહાનને આબાદ કીધી છે અને ખાન્દાની શખ્સોનો દરજ્જો જાળવી રાખ્યો છે.

જ્યારે દેશનું કામ હું સઘળુ પુરૂં કરી ચુક્યો-અને મુલકોનો વધારો થયો ત્યારે મારી ઝિંદગી ઘટી પડી.

અને તે પણ ક્યારે કે જ્યારે મેં ઘણી મેહનત કીધી, પસીનો ટીપાવ્યો અને ખઝાનો ભરપુર થયો ત્યારે.

તારે પણ સુખ અને દુઃખ બન્ને જોવાના છે થોડો વખત પડતી તો થોડો વખત ચઢતી આવશે

આ ફરતાં આસ્માનનું કામ એવુંજ છે-તે કદી આફત લાવી નાખે છે અને કદી પ્યાર કરે છે.

કોઇ વેળા તારૂં નસીબ એક હઠીલા ઘોડા મિસાલ તારી મરજીથી ઉલટું ચાલે છે-અને તારા ગમમાં ઉમેરો કરવા તારી ઉપર આફત અને સંકટ આવી પડે છે.

વળી કોઇ વખત તેજ નસીબ એક સણગારેલો ઘોડો બની જાય છે-જે ભલાઈ માટે પોતાની ગર્દન ઉઠાવેલી રાખે છે.

ઓ બેટા! તું જાણ કે આ ફરેબ ભરેલી દુન્યા-ધાસ્તી વગર કોઇ પણ શખ્સ ખુશહાલ ધરાવી શકતું નથી

જો તું બુરા દહાડાથી બચવા માંગતો હોય-તો પોતાનાં શરીરની, ઝરતોશ્તી દીનની અને તેમાં સમાયલાં ડહાપણની સંભાળ રાખતો રહેજે.

જ્યારે એક પાદશાહ પોતાની દીનની વખાણ ગાય છે ત્યારે પાદશાહી અને દીન બન્ને ભાઇ તરીકે મળી જાય છે.

તે દીન અને પાદશાહી એકમેકમાં એવાં તો ભેળાઇ જાય છે-કે તું કહે ગોયા બન્નેએ એકજ ચાદર ઓઢી છે.

પાદશાહી તખ્ત વગર દીન કાયમ રહેતી નથી-તેમજ દીન વગર પાદશાહી પણ કાયમ રહેતી નથી

એ બન્ને એક બીજા સાથે વણાયલા બે રેશમી કપડાંના તાકા છે-કે જે ડહાપણવાળા પાદશાહની આગળ લાવી મૂકવામાં આવ્યા છે.

દીનને પાદશાહની ઝરૂર છે તેમજ દીન વગર પાદશાહની તારીફ ગવાતી નથી.

તે બન્નેને એક બીજા વગર ચાલતું નથી-તેઓ બન્ને ભાગ્યા આપણે ભલુ કરનારાજ જોયા છે.

જ્યારે એક શખ્સ દાનાઈ અને ડહાપણનો સાહેબ હોય છે-ત્યારે તે દીનદાર મર્દ બન્ને જેહાન જીતી જાય છે.

જ્યારે પાદશાહ દીનનો પાસ્બાન હોય-ત્યારે આ બન્ને (દીન અને પાદશાહી)ને તું ભાઇઓ તરીકેજ ગણ

જો કોઇ દીનદાર શખ્સ પાદશાહ સાથ કીનો ધરાવે-તે ખબરદાર તેવા શખ્સને તું પરહેજગાર ના ગણતો.

જે કોઈ કે ઈન્સાફી પાદશાહની-નિન્દા કરે તેને પણ તું દીનદાર ના સમજતો.

પેલા અચ્છા લખનારે કેવું સુંદર કહેણ કહ્યું છે?-કે જો તું ધ્યાન પહોંચાડે તો ધર્મ એ ન્યાયનું તત્વ હોય છે.

ત્રણ ચીઝથી પાદશાહોનાં તખ્તને ઊંધાં વાળે છે-એક તો ઝુલ્મગાર પાદશાહથી,

બીજું એ કે હોનરમંદ મર્દો કરતાં હલકાં માણસને ચઢતો ઓહદો આપે છે તેથી,

અને ત્રીજું એ કે જે પાદશાહ પોતાના ખઝાના સાથ સગપણ કરી બેસે છે-અને ખઝાનાને વધારવાની કોશેશ કરે છે (તેથી પાદશાહી ઊંધી વળે છે).

બક્ષેશ કરવામાં, દીન અને દાનાઇનો વધારો કરવામાંજ કોશેશ કરજે-જેથી કાંઇ પણ જૂઠું તારી ઉપર પસાર થશે નહીં.

શેખે મરૂહ્રા તીરહ્ દારહ્ દોરૂધ
બલન્દીશ હરૂગેઝ નગીરહ્ ફોરૂધ
નેગરૂ તા નબાશી નેગહ્બાને ગન્જ
કે મરૂદુમ ઝે દીનારૂ યાઝહ્ બરન્જ
અગરૂ પાહ્શા આઝે ગન્જ આવરહ્
તને ઝીરૂદસ્તાન્ બરન્જ આવરહ્
કુજા ગન્જે દેહ્કાન્ બુવહ્ ગન્જે ઊસ્ત
વગરૂ ચન્દ્ બરૂ કુશેશો રન્જે ઊસ્ત
નેગહ્બાન્ બુવહ્ શાહ્ ગન્જે વરા
બબારૂ આવરહ્ શાખે રન્જે વરા
બદાન્ કુશ તા દૂરૂ બાશી ઝે ખશ્મ
બમર્દી બેખાબ્ અઝ્ ગુનહ્ગારૂ ચશ્મ
ચુ ખેશ્મ આવરી હમ પશીમાન્ શવી
બપૂઝેશ નેગહ્બાને દરૂમાન્ શવી
હરાન્ગહ્ કે ખેશ્મ આવરહ્ પાહ્શા
સબુક્ માયહ્ ખાનહ્ વરા પારૂસા
ચુ બરૂ શાહ્ અયબસ્ત બહ્ ખાસ્તન્
બેબાયહ્ બખૂબી દેલ્ આરાસ્તન્
વગરૂ બીમ દારી બદેલ્ યકઝમાન્
શવહ્ ચીરહ્ રાએ દેલે બદ્ગમાન્
ઝે બખ્શેશ મનેહ્ દેલ્ બરૂ અન્દાઝહ્ નીઝ્
મદારૂ અય પેસરૂ તા તવાન્ અર્જે ચીઝ્
ચુનાન્ દાન્ કે શાહી મરૂ ઊરા સઝાસ્ત
કે દઉરે ફ્લકરા બેબખ્શીદ્ રાસ્ત
ઝમાની ધમે પાહ્શાહી બરહ્
ખુદો મૂબેદશ રાય પીશ આવરહ્
બેપુર્સદ્ હમ અઝ્ કારે બીદાદો દાદ
કુનહ્ આન્ સખુન્ દરૂ દેલે શાહ્ યાદ
બરૂઝી કે રાએ શેકારૂ આયદત
ચુ ગીરન્દહ્ બાઝાન્ બકારૂ આયદત
દો બાઝી બહમ બરૂ નબાયહ્ ઝદન્
મયો બઝ્મો નખ્ચીરો બીરૂન્ શદન્
કે તન્ ગર્દદ્ અઝ્ જુમ્બેશે મય ગરાન્
નેગહ્દાશ્તન્દ્ ઈન્ સખુન્ મેહ્તરાન્
વગરૂ દુશ્મન્ આયદ્ ઝે જાઈ પદીદ્
અઝીન્ કારૂહા દેલ્ બેબાયદ્ કશીદ્
દેરમ્ દાદનો તીઘ પીરાસ્તન્
ઝે હરૂ પાહ્શાહી સેપહ્ ખાસ્તન્
બફર્દા મમાન કારે એમરૂઝરા
બરે તખ્ત મન્શાન્ બદ્ આમૂઝરા
મજૂ અઝ્ દેલે આમેયાન્ રાસ્તી
કે અઝ્ જુસ્તજૂ આયદત કાસ્તી
વઝીશાન્ તોરા ગરૂ બદ્ આયદ્ ખબરૂ
તો મશનવ ઝે બદ્ગૂયો અન્દુહ્ મખરૂ
ન ખુસ્રવ પરસ્તો ન યઝ્દાન્ પરસ્ત
અગરૂ પાય ગીરી સરૂ આયદ્ બદસ્ત
ચુનીન્ બાશદ્ અન્દાઝએ આમે શહ્રૂ
તોરા જાવેદાન્ અઝ્ ખેરદ્ બાદ્ બહ્રૂ
બેતરૂસ અઝ્ બદે મરૂદુમે બદ્ નેહાન્
કે બરૂ બદ્ નેહાન્ તન્ગ્ બાશદ્ જેહાન્

જૂઠું હમેશે માણસનું મોં સીઆહ રાખે છે-તેને કદી પણ મોટાઇ કે રોશની મળતીજ નથી.

સંભાળજે તું ખઝાનાની નેગહબાની કરનારો ના બનતો-કારણકે પૈસાથીજ માણસ રંજ ખેંચવા ઉપર હાથ લમ્બાવે છે.

જો પાદશાહ ખઝાનાનો લોભ કરે છે-તો તે પોતાની રૈયતનાં તનને દુઃખમાં નાખે છે.

જો કે પાદશાહને લડાઈ વગેરેનાં કામ માટે પૈસો ઘણો ઉપયોગી છે-તો પણ રૈયત પાસે પૈસા હોય તો તેનીજ પાસે છે એમ કહેવાય.

પાદશાહે તો તેના ખઝાનાની સંભાળ રાખવી જોઇયે-અને તેની ૪૪૨
મેહનતની ડાળીને ફળદ્રુપ કરવી જોઇયે.

બનતાં સૂધી ગુસ્સાથી દૂર રહેજે ઉદાર દિલે ગુનેહગારોના ગુનાહ તરફ આંખમીંચામણા કરજે.

જો તું ઉતાવળે ગુસ્સો દેખાડશે તો તું પસ્તાશે-ગુનેહગારોની આજેઝી સાંભળી તેઓને બચાવી લેજે અને વળી તેઓના કસૂરનો એલાજ કરજે.

જ્યારે કે પાદશાહ ગુસ્સો કરે છે ત્યારે પરહેઝગારો તેને છાલકાં મગઝનો સમજે છે.

બૂરાઇ કરવી એ જ્યારે પાદશાહ ઉપર એક અયબ સમાન છે ત્યારે તેણે તો પોતાનું દિલ ભલાઇથીજ સણગારવું જોઇયે.

જો તું જરા પણ તારા દિલમાં ધાસ્તી રાખશે-તો તારા દુશ્મનનાં દિલનો વિચાર તારી ઉપર ફાવી જશે.

બક્ષેશ કરવામાં અંદાઝો પકડતોજ ના ઓ પેસર! બની શકે ત્યાં સૂધી કોઈ પણ ચીઝની કીમત ગણતોજ ના.

જાણજે કે પાદશાહીને લાયક તેજ શખ્સ છે-કે જે ઝમાનાની ગર્દેશ મૂજબ નિયમિત બક્ષેશ કરતો રહે.

રાજ્ય અમલની મોટી કાળજી રાખે-અને પોતે તેમજ વઝીર એક બીજા સાથ મસ્લેહત ચલાવે.

તેનો વઝીર ન્યાય અને અન્યાયની પૂછપરછ કરે અને તે વાત પાદશાહને યાદ દેવાડતો જાય.

જે દહાડે કે તને શેકાર કરવાનો વિચાર થાય અને જ્યારે શિકાર ૪૪૩
પકડનારાં બાઝ પક્ષીઓને તું ઉપયોગમાં લાવવા માગે,

ત્યારે બન્ને રમત ગમતને ભેળી ના નાખતો-એક મયનૂશી અને ખુશીની મજલેસ અને બીજી શેકારની મઝાહ અને તે માટે બાહેર નીકળવું.

કારણકે મયની અસરથી આંગ ભારી થાય છે આ વાત ઉપર સર્વે સરદારો ધ્યાન પુગાડતા આવ્યા છે.

વળી જો કોઇ દુશ્મન કેથેથી ચઢી આવે-તો આવાં મોજમઝાહનાં સઘળાંજ કામો તારે છોડી દેવાં.

તેવી વખતે સલ્તનતના દરેક ભાગમાંથી લશ્કર બોલાવવું-તેઓને પગાર આપવો અને હથિયાર સજવાં.

આજનું કામ કાલ ઉપર ના રાખતો-બૂરી સલાહ આપનારને તારાં તખ્ત આગળ ના બેસાડતો.

આમ લોકોનાં દિલમાંથી સચ્ચાઇ ના શોધતો-કારણકે એવી જોસ્તજોથી તને નુકસાનજ પુગશે.

તેઓ તરફથી જો તને કદી બૂરી ખબર મળે-તો તે ગીબતખોરની વાત સાંભળતો ના અને ગમગીન બનતો ના.

જો તેને તું મૂળમાંથીજ પકડશે તો તેનું માથું તારા હાથમાં આવશે-તે ગીબતખોરો નહીં પાદશાહના નોકર કે નહીં યઝદાનપરસ્ત માણસ કહેવાય.

શેહરનાં આમ લોકોનો અંદાઝો એવીજ રીતનો હોય છે તને હમેશે દાનાઇનોજ હિસ્સો હોજો!

બદઝાદ માણસોની બૂરાઈથી તું ડરતો રહેજે-કારણકે બદઝાદ માણસો ૪૪૪
ઉપર જેહાન તંગ બને છે.

સખુન્ હીચ મસાય બા રાઝદારૂ
કે ઊરા બુવદ્ નીઝ્ હમસાગો યારૂ
સખુનશ તો બરૂ કન્દહુ દાની હમી
બગીતી પરાગન્દહુ ખાની હમી
ચુ રાઝત્ બશહ્રૂ આશ્કારા શવદ્
દેલે બેખ્રદત્ બીમોદારા શવદ્
બરૂ આશૂબીઓ સરૂ સબુકૂ ખાનદત્
ખેરદમન્દ કઝ્ જૂઇ બેન્શાનદત્
તો અયબે કસાન્ હીચગૂનહુ મજૂય
કે અયબ્ આવરદ્ બરૂ તો બરૂ અયબ્ ગૂય
વગરૂ ચીરહુ ગર્દદ્ હવા બરૂ ખરદ્
ખેરદમન્દત્ અઝ્ મર્દુમાન્ નશ્મરદ્
ખેરદમન્દ બાયદ્ જહાનદારૂ શાહુ
કુલ્ત હરૂ કસીરા બુવદ્ નીકુખાહુ
કસી કુ બુવદ્ તીઝો બરૂતરૂ મનેશ
બેપીચદ્ ઝે પયધારહો સર્ઝનેશ
મબાદા કે ગીરદ્ બનઝદ્ તો જાય
ચુનીન્ મરૂદ્ અગરૂ બાશદત્ રહનુમાય
૪૪૫ ચુ ખાહી કે બેસ્તાયદત્ પારૂસા
બેનહુ ખેશ્મો કીન્ ચૂન્ બુવી પાદશા
હરાન્ કસ કે બરૂ તખ્તે હશ્મત નેશસ્ત
બેબાયદ ખેરદમન્દો યઝ્દાન્ પરસ્ત
નબાયદ્ કે બાશી ફેરાવાન્ સખુન્
બરૂએ કસાન્ પારૂસાઈ મકુન્
સખુન્ બેશનવો બેહ્તરીન્ યાદ્ ગીરૂ
નેગરૂ તા કુદામ આયદત્ દેલપઝીરૂ
સખુન્ પીશે ફરૂહન્ગેયાન્ સોખ્તહુ ગૂય
બહરૂ કસ નવાઝન્દહો તાઝહુ રૂય
મકુન્ ખારૂ ખાહન્દહુ દર્વીશરા
બરે તખ્ત મન્શાન્ બદ્અન્દીશરા
હરાન્ કશ કે પૂઝેશ કુનદ બરૂ ગુનાહુ
તો બેપઝીરો કીને ગુઝશ્તહુ મખાહુ
હમહુ દાદ દેહુ બાશો પર્વર્દેગારૂ
ખુજુફ્ મર્દ બખ્શન્દહો બોરૂદબારૂ
ચુ દુશ્મન્ બેતર્સદ્ શવદ્ ચાપલૂસ
તો લશ્કરૂ બેયારાયો બરૂ બન્દ્ કૂસ
બજન્ગ્ આનગહી શવ કે દુશ્મન ઝે જન્ગ્
બેપરૂહીઝદો સોસ્ત ગર્દદ્શ ચન્ગ્
૪૪૬ વગરૂ આશ્તી જૂયદો રાસ્તી
નબીની બદેલશ અન્દરૂન્ કાસ્તી
અઝૂ બાઝ્ બેસ્તાનો કીનહુ મજૂય
નેગહદારૂ ઊરા હમી આબ્રૂય
બેયારાએ દેલ્રા બદાનેશ કે અરૂઝ
બદાનેશ બુવદ્ ચૂન્ બેદાની બેવરૂઝ
ચુ બખ્શન્દહુ બાશી ગેરામી શવી
બદાનાઇઓ દાદ્ નામી શવી
તો અહૂદે પેદરૂ બા રવાનત્ બેદારૂ
બફર્ઝન્દે માન્ હમચુનીન્ યાદ્ગારૂ
ચુ મન્ હક્કે ફર્ઝન્દ બુગ્ઝારદમ
કસીરા બગીતી નેયાઝારદમ

તુ તારો ભેદ જાળવી રાખનારને પણુ કાંઇ વાત કહેતો ના-કારણ તેના પણુ બીજા વિશ્વાસુ અને દોસ્તો હશે.

એટલે તારી વાત ઉઘાડી પડેલી જાણુજે-અને જેહાનમાં સઘળે ફેલાઇ ગયલીજ સમજજે.

પછી જ્યારે તારી ખાનગી વાતો શેહરમાં આશ્કારા થશે-ત્યારે તારૂં ડહાપણ ભરેલું દિલ તોફાની બનશે.

તેથી તને રંજ મળશે અને અકલમંદ માણુસ તને નાદાન ગણુશે અને [illegible] તું ના હિમ્મત થઇ જશે

તું કદી પણુ કોઈની અયબ કાઢનો ના કારણુકે તેથી ગીબતખોરો તારી પોતાનીજ અયબ ઉઘાડી પાડશે.

જો તારો હવસ તારી અકલ ઉપર ફાવી જશે તો દાનેશમંદ શખ્સ તને ઇન્સાન તરીકે ગણુશે નહીં.

દેશની સંભાળ રાખનાર પાદશાહ દાનેશમંદ હોવો જોઇયે-કે જેથી તે દરેક શખ્સનો નેકખાહ થાય.

જો કોઈ માણુસ ચપળ અને મોટા મનનો હશે તો તેને તારા ઠપકાનું દુઃખ લાગશે.

અને તેવો માણુસ જો તારો સલાહકારી હોય તો રખે તે તારો માનિતો થાય.

જો તું ચાહતો હોય કે પહરેઝગાર લોકો તારી વખાણુ ગાય-તો જેવો તું રાજગાદીએ આવે તેવોજ ગુસ્સો અને કીનો છોડી દેજે.

જે કોઇ કે દબદબાવાળાં તખ્ત ઉપર બિરાજ્યો-તેણે તો દાનેશમંદ અને ખોદાપરસ્ત બનવું જોઇયે

તું ઘણું બોલનારો ના થતો અને લોકો સામે પરહેઝગારીનું ડોલ ના ઘાલતો

લોકો જે કહે તે સાંભળજે અને તેમાંનું સઉથી સરસ હોય તે યાદ રાખજે-તું તપાસજે કે તને કયું દિલપસંદ લાગે છે?

અકલમંદ માણુસોની આગળ વિચારીને બોલજે-દરેક માણુસને નવાઝનારો થજે અને તેની સાથ હસતે ચેહરે વાત કરજે.

ભીખ માગનારા દરવેશોને તુચ્છકારી ના કાઢતો-બુરા વિચારના શખ્સોને તારાં તખ્ત આગળ બેસવા દેતો ના.

જે કોઇ કે ગુનાહ માટે માફી ચાહે-તે તું કબૂલ કરજે અને થઈ ગયલી વાતનું વેર ના લેતો.

સઘળાઓને ઇન્સાફ આપનારો અને સઘળાનો પાળનારો થજે-ભાગ્યશાળી તેજ કે જે બક્ષેશ કરનારો અને સહનશીલ હોય છે.

જ્યારે દુશ્મન તારાથી બીહશે ત્યારે તે તારી ખુશામદ કરનાર બનશે-તે વખતે તું લશ્કર તૈયાર રાખજે અને નગારાં બાંધજે.

જે વખતે કે દુશ્મન લડાઈ કરવાથી અટકી પડે અને તેના હાથ સુસ્ત થઈ જાય તે વખતે તું લડાઇમાં ઝીપલાવજે.

પણ જો તે સલાહ કરવા માંગતો હોય અને સચ્ચાઈ શોધતો હોય-અને તું જોય કે તેનાં દિલમાં કશું કપટ નથી,

તો તેની પાસે ચોથાઈની માગણી કરજે અને કીનો ના રાખતો-તેમજ તેની આબરૂને ખરાબ થવા ના દેતો.

તું પોતાનાં દિલને દાનાઇથી સણુગારજે કારણુકે ઇન્સાનની કીમત દાનાઈથીજ થાય છે જ્યારે તું એમ જાણે ત્યારે તે એખ્તેયાર કર.

જ્યારે તું બક્ષેશ કરનારો થશે ત્યારેજ તું રૈયતનો પ્યારો બનશે-અને દાનાઈ તેમજ ઇન્સાફથી તું મશહૂર થશે.

તું બાપના કોલને જીવની પખે જાળવજે-અને આપણાં ફર્ઝંદો ઉપર પણ એજ પ્રમાણે યાદગાર રખાવજે.

જ્યારે હું મારાં ફર્ઝંદ તરફની ફર્ઝ બજા લાઉં છું-અને દુન્યામાં મેં કોઇને દુઃખ દીધું નથી,

**શુમા હમ બરીન્ અહ્દે મન્ ખુગ્ઝરીદ્**
**નફ્સ દાસ્તાન્હા બબદ્ નશ્મરીદ્**
**બરીન્ ખુગ્ઝરદ્ સાલેયાન્ પાન્સદ્**
**ખુઝોર્ગી શુમારા બપાયાન્ રસદ્**
**બેપીચદ્ સરૂ અઝ્ અહ્દ ફર્ઝન્દે તૂ**
**હરાન્ કસ કે બાશદ્ ઝે પયવન્દે તૂ**
**ઝે રાયો ઝે દાનેશ બયકુસૂ શવન્દ્**
**હમાન્ પન્દે દાનન્દગાન્ નશ્નવન્દ્**
**બેગર્દન્દ્ ચકુસરૂ ઝે અહ્દો વફા**
**બબીદાદ્ યાઝન્દો જઉરો જફા**
**જહાન્ તન્ગ્ દારન્દ્ બરૂ ઝીરૂદસ્ત**
**બરીશાન્ શવદ્ ખારૂ યઝ્દાન્ પરસ્ત**
**બેપૂશન્દ્ પીરાહને બદ્ તની**
**બેબાલન્દ્ બા કીશે અહ્રીમની**
**કુશાદહ્ શવદ્ હરૂચે મા બસ્તહ્ ઈમ્**
**બેયાલાયદ્ ઈન્ દીન્ કે મા શસ્તહ્ ઈમ્**
**તબહ્ ગર્દદ્ ઈન્ પન્દો અન્દર્ઝે મન્**
**બવયરાની આરદ્ રેખ ઇન્ મર્ઝે મન્**
**હમી ખાહમ અઝ્ કેર્દેગારે જેહાન્**
**શેનાસન્દએ આશકારો નેહાન્**
**કે બાશદ ઝે હરૂ બદ્ નેગહ્દારૂ તાન્**
**હમહ્ નીકુનામી બુવદ્ કારૂ તાન્**
**ઝે યઝ્દાનો અઝ્ મા બરાન્ કસ દોરૂદ્**
**કે તારશ ખેરદ્ બાશદો દાદ્ પૂદ્**

**નેયારદ્ શેકસ્ત અન્દરીન્ અહ્દે મન્**
**નકૂશદ્ કે હન્ઝલ્ કુનદ્ શહ્દે મન્**

**બરૂઆમદ્ ચેહલ્ સાલો બરૂ સરૂ દો માહ્**
**કે તા; બરૂ નેહાદમ બશાહી કોલાહ્**
**બગીતી મરા શારૂસાનસ્ત શશ**
**હવા ખુશગુવારો પુરૂ અઝ્ આબ્ કશ**
**યકી ખાન્દમ ખુરૂરએ અરૂદશીરૂ**
**હવા મુશ્કબૂયો બજૂય આબ્ શીરૂ**
**ચુ રામ અરૂદશીરસ્ત શહ્રી દેગરૂ**
**કઝૂ બરૂ સુએ પારુસ કર્દેમ ગુઝરૂ**
**દેગરૂ શારૂસાન્ ઊર્મોઝદ અરૂદશીરૂ**
**કે ગર્દદ્ ઝે બાદશ જવાન્ મર્દે પીરૂ**
**કઝૂ તાઝહ્ શુદ્ કેશ્વરે ખૂઝેયાન્**
**પુરૂ અઝ્ મરૂદુમો આબો સૂદો ઝેયાન્**
**દેગરૂ શારૂસાન્ બરૂકએ અરૂદશીરૂ**
**પુરૂ અઝ્ બાઘો પુરૂ ગુલશનો આબ્ગીરૂ**
**દો દરૂ બૂમે બઘદાદો આબે ફોરાત**
**પુરૂ અઝ્ ચશ્મહો ચારૂપાયો નબાત**
**કે ખાની બેના પાદ્શા અરૂદશીરૂ**
**ચુ અઝ્ મન સખુન્ બેશ્નવી યાદ્ગીરૂ**
**કુનૂન્ દખ્મહ્રા બરૂ નેહાદીમ રખ્ત**
**તો બેસ્પારૂ તાબૂતો બરૂદારૂ તખ્ત**
**બસી રન્જહા બોર્દેમ અન્દરૂ જેહાન**
**ચે દરૂ આશ્કારા ચે અન્દરૂ નેહાન્**

તો પછી મારી નસીહત પ્રમાણે તમો પણ ચાલજો-અને મારી વાતને બૂરી ના માનતા.

એ પાદશાહી ઉપર જ્યારે પાનસો વર્ષ પસાર થઈ જશે-ત્યારે તમો લોકોની બુઝોર્ગીનો અંત આવશે.

તારા વંશના ફર્ઝંદો તેમજ જે કોઇ કે તારા ખેશીઓ હશે તે આ મારા કોલથી સર ફેરવશે.

તેઓ ડહાપણથી અને દાનાઈથી વેગળા જશે-તેમજ દાના લોકોની નસીહત સાંભળશે નહીં.

તેઓ મારી વસીયત અને વફાદારીથી સદંતર ફરી બેસશે-અને ગયર ૪૪૭
ઇન્સાફ, ઝુલ્મ અને જફા ઉપર હાથ લમ્બાવશે.

તેઓ રૈયત ઉપર ઝુલ્મ પાડશે-તેઓની નઝરમાં યઝદાનપરસ્ત લોકો કમીના લાગશે.

તેઓ બૂરાઇનો લેબાસ ધારણ કરશે-અને એહરેમનની દીનમાંજ મોટા થશે.

જે કાંઇ ભેદ ભરમો અમોએ જાળવી રાખ્યા છે તે ખુલ્લા પડી જશે-અને આ દીન કે જે અમોએ પવિત્ર બનાવી છે તે અપવિત્ર થઇ જશે

આ મારી શીખામણ અને નસીહત નાશ પામશે-અને આ મારો મુલક વયરાન કરશે.

દુન્યાને પયદા કરનાર સાહેબ કે જે ઝાહેર અને છૂપી વાતોનો જાણનાર છે તેનાથી એવું માંગું છું,

કે તે સાહેબ તમોને દરેક બદીથી સંભાળી રાખે-અને તમો લોકોનાં સઘળાં કામ નેકનામી ભરેલાં બને.

પાક યઝદાન તરફથી અને મારી તરફથી તે શખ્સ ઉપર દુઆ હોજો !-કે જેનું ડહાપણ તાણો હોય અને જેનો ઈન્સાફ વાણો હોય (યાને દાનેશમંદ અને ઈન્સાફી હોય).

તેમજ જે મારા કોલને તોડે નહીં-અને મારા મધ જેવા મીઠા રાજઅમલને કડવો ઝેહર જેવો બનાવવાની કોશેશ કરે નહીં (તે ઉપર દોઆ હોજો !)

આજ ચાળીસ વર્ષ અને બે મહિના થયા-મેં પાદશાહી તાજ મારાં સર ઉપર મૂકયું છે.

મારા દેશમાં મેં છ શેહર વસાવ્યાં છે-જ્યાંની ખાબો હવા સુંદર ૪૪૮
છે અને વળી પાણીથી આબાદ છે.

જેમાંના એકનું નામ મેં "ખુરેહ અર્દશીર" રાખ્યું છે-જ્યાંની હવા કસ્તુરીની સુગંધવાળી અને નદીઓમાં પાણી દૂધ જેવાં છે.

જ્યારે બીજાનું નામ "રામ અર્દશીર" છે-જ્યાંથી પાર્સ શેહર તરફ હું જઈ પુગ્યો હતો (આ શેહરને "કવાશીર" પણ કહેતા હતા).

વળી બીજાં એક શેહરનું નામ "હોરમઝદ અર્દશીર" છે-જેની હવાથી બુઢ્ઢો મર્દ પણ જવાન બને છે (આ શેહર હાલનું "અહવાઝ" છે).

જે શેહરથી ખૂઝેયાનનો મુલક તાઝગી ભર્યો બન્યો છે-અને જે શેહર માણસોથી હવા પાણીથી અને વેપારવણજથી ભરપુર છે.

બીજું શેહર "બર્કએ અર્દશીર" છે-કે જે ગોલાબનાં ખેતરો અને બગીચા તથા તળાવોથી ભરેલું છે.

બીજાં બે બગદાદની સરઝમીનમાં ફોરાત નદી આંગળ આવેલાં છે-જે પાણીના ઝરા, ગાય ઢોર અને ઘાસ ચારાથી ભરપુર છે.

જ્યારે તું મારી વાત સાંભળી લે છે તો તું યાદ રાખજે-કે તે બન્ને શેહરો (મારાં) અર્દશીરનાંજ બાંધેલાં છે.

હવે મેં દખ્મામાં જવાની તૈયારી કીધેલી છે-તું મારાં શરીરને શબપેટીમાં મેલીને તખ્ત ઊંચકી લે.

આ દુન્યામાં શું ઝાહેર રીતે કે શું છૂપી રીતે મેં ઘણી મેહનત ખેંડી છે.

૪૪૯ રવાને મરા શાહ ગર્દાન બદાહ
કે પીરૂઝ બાદી તો બર્ તખ્તો શાહ
બેગોફ્ત ઇનો તારીક શુદ્ બખ્તે ઊય
હેરીઘ આન્ સરો અફ્સરો તખ્તે ઊય

ચુનીનસ્ત આઇને ખુર્રમ જેહાન્
નખાહદ ફ્રશાદન્ બમા બર્ નેહાન્
અનૂશાહ્ કસી કૂ બુઝોર્ગી નદીદ
નબાયેસ્તશ અઝ તખ્ત શુદ નાપદીદ
બકૂશીઓ વર્ઝી ઝે હર્ગૂનહ્ ચીઝ
ન મર્દુમ ન આન્ ચીઝ માનદ બનીઝ
સરન્જામ બા ખાક્ બાશીમ જોફ્ત
દો રોખશ બચાદર્ બેબાયદ નેહોફ્ત
બેયા તા હમહ્ દસ્તે નીકી બરીમ
જહાને જહાનરા બબદ નસ્પરીમ
ખુનુક આન્ કે જામી બેગીરદ બદસ્ત
ખુરદ યાદે શાહાને યઝદાન્ પરસ્ત
ચુ જામો નબીદશ દમાદમ શવદ
બેખોસ્પદ બદાન્ગહ્ કે ખુર્રમ શવદ

તું ઈન્સાફ પાથરી મારાં રવાનને ખુશ્નૂદ કરજે કારણકે તેથી તું ફતેહ મંદી ભરેલો અને ખુશહાલ તખ્ત ઉપર બિરાજશે."

તે એટલું બોલ્યો અને તેનું બખ્ત સીઆહ બન્યું (યાને મરણ પામ્યો)-અફસોસ! તેનાં તે જાહોજલાલી ભરેલાં સરનો તેમજ તેનાં તખ્તો તાજનો અફસોસ!

આ ખુશી ભરેલી જેહાનની રીતભાત એવીજ છે તે પોતાનો ભેદ આપણી ઉપર ખુલ્લો કરનારજ નથી.

ભાગ્યશાળી તેજ શખ્સ છે કે જેણે મોટાઈ તેહજ નહીં હોય અને તેને તખ્ત ઉપરથી દૂર થવું પડયુંજ નહીં હોય

તું મેહનત કરે છે અને દરેક રીતે દોલત ભેગી કરે છે-પણ એક ઇન્સાન કે તેની ભેગી કરેલી ચીજ કાંઇ પણ રહેનાર નથી.

શેવટે તો આપણે સઘળા ખાકનાજ સાથ બનાશું-અને આપણાં મોં ચાદરમાંજ છૂપાવવાં પડશે

ચાલો ત્યારે આપણ સઘળા નેકીજ કર્યે અને આ ફરતી દુન્યામાં બદનામી મેલી જઇયે નહીં.

ભાગ્યશાળી તેજ ગણાય કે જે શરાબની જામ હાથમાં પકડી-પાક યઝદાનની પરસ્તેશ કરનાર પાદશાહોની યાદમાં નોશ કરે

કારણ જ્યારે તે ઉપસાપરી જામ નોશ કરતો રહેશે-ત્યારે જે વખતે તે ખુશહાલ બનશે તે વખતે તે પુરતી ઊંઘમાં પડશે.

## નેયાયેશે આફ્રીનન્દહ્ વ સેતાયેશે સુલ્તાન્ મહ્મૂદ્.

બરાન્ આફ્રીન્ કાફ્રીન્ આફ્રીદ
મકાનો ઝમાનો ઝમીન્ આફ્રીદ
૪૫૦ હમ આરામ અઝૂયસ્ત હમકામ અઝૂય
હમ આધાઝ અઝૂયસ્તો ફર્જામ અઝૂય
સેપહ્રો ઝમીનો ઝમાન્ કર્દહસ્ત
કમો બીશે ગીતી બર્ આવર્દહસ્ત
ઝે ખાશાકે નાચીઝ તા અર્શે રાસ્ત
સરાસર્ બહસ્તીએ યઝ્દાન્ ગવાસ્ત
જોઝ ઊરા મખાન્ કેર્દેગારે જેહાન્
શેનાસન્દએ આશકારો નેહાન્
વઝ્ બર્ રવાને મોહમ્મદ દોરૂદ
બયારાનશ બર્ હર્ યકી બર્ ફેઝૂદ
હમહ્ પાક્ બૂદન્દો પર્હીઝગાર્
સુખુનહાએ શાન્ બર્ ગુઝશ્ત અઝ શુમાર્
કુનૂન બર્ સુખુનહા ફેઝાયેશ કુનીમ
જહાન્ આફ્રીનશ નેયાયેશ કુનીમ
સેતાઈમ તાજે શહન્શાહ્ રા
કે તખ્તશ દેરફ્શાન્ કુનદ માહ્રા
જહાનદાર્ મહ્મૂદ બા ફર્રો જૂદ
કઝ્ બખ્શેશો જૂદ શુદ દર્ વોજૂદ
દેલીરસ્તો બા બખ્શેશો ફર્રો દાદ
ઝમાનહ્ ઝે ફર્માને ઊ ગશ્ત શાદ

## ખોદાતાલાની નેયાયેશ અને સુલ્તાન મહમૂદની વખાણ.

તે સાહેબ ઉપર દોઆ હોજો! કે જેણે ઈન્સાનનાં મોં ઉપર તારીફના શબ્દો પયદા કીધા-તેમજ જે સાહેબે જગ્યા ઝમાનો અને દુન્યા પયદા કીધી.

તે સાહેબથીજ આરામ મળે છે અને તેનાથી ઈન્સાનની ખાહેશ બર આવે છે-દરેક કામની શુરૂઆત તેમજ શેવટ તેનાથીજ છે.

તેણે આસ્માન, ઝમીન અને ઝમાનો પયદા કીધો છે-આ દુન્યાની નાની મોટી દરેક ચીઝો તે સાહેબે બનાવી છે.

એક નાચીઝ ઘાસનાં તણખલાંથી તે બુલંદ નવમાં આસ્માન સુધીની-દરેક ચીઝો તે સાહેબની હસ્તીની ગવાહી આપે છે.

તેના સિવાય બીજા કોઇને તું જેહાનનો પયદા કરનાર ગણતો ના-તેજ સાહેબ ઝાહેર અને છૂપાં કામનો પિછાનનારો છે.

તે સાહેબ તરફથી મોહમ્મદ નબીના રવાન ઉપર અને તેના દરેક દોસ્તો ઉપર વધારેને વધારે દુઆ હોજો!

તેઓ સઘળા પાક અને પરહેઝગાર હતા-તેઓના સખુનો હદથી ઝયાદા બોલાયલા છે.

હવે આપણે આપણા સખુનોનો વધારો કરી-જેહાનના પયદા કરનાર સાહેબની નેયાયેશ કર્યે

અને શેહનશાહ મહમૂદ કે જેનું તખ્ત માહતાબને પણ પ્રકાશતો બનાવે છે, તેનાં તાજની વખાણ ગાઇયે

દેશની સંભાળ કરનાર દબદબા અને બક્ષેશ સાથનો શાહ મહમૂદ-કે જેનાથી બક્ષેશ અને સખાવત ઝાહેરમાં આવી છે,

તે બહાદુર, સખી, ઝળકાટમંદ અને ઇન્સાફી છે-તેનાં ફર્માનથી ઝમાનો પણ ખુશહાલ બન્યો છે.

ખોદાવન્દે ગૂપાલો શમ્શીરો રન્જ
ખોદાવન્દે આસાનીઓ તાજો ગન્જ
જહાનદારૂ બા ફરૂરો નીકી શેનાસ
કે અઝ તાજ દારદ ઝે યઝદાન સેપાશ
ખેરદમન્દો ઝીબાઓ ચીરહ્ સોખન
જવાનહ્ બસાલો બદાનેશ કોહન
હમી મુશતરી બારદ અઝ ફરૂરે ઊય
બેનાઝીમ દરૂ સાયએ પરૂરે ઊય
બરઝમ આસ્માન્રા ખોરૂશાન કુનદ
ચુ બઝ્મ આયદશ ગઉહરૂ અફ્રૂશાન કુનદ
ચુ ખેશ્મ આવરદ ફૂહ્ રીઝાન શવદ
સેપહ્રૂ અઝ બરે ખાકૂ લર્ઝાન શવદ
પેદરૂ બરૂ પેદરૂ શહ્રૂયારાસ્તો શાહ્
બેનાઝદ બદૂ ગુમ્બદે હૂરો માહ્
બેમાનાદ તા જાવેદાન નામે ઊય
હમહ્ બેહ્તરી બાદ ફર્જામે ઊય
સરે નામહ્ કર્દમ સનાએ વરા
ખુઝેર્ગીઓ આઇનો રાએ વરા
અઝ દીદમ અન્દરૂ જહાન નામે નીકૂ
ઝે ગીતી વરા બાદ ફર્જામે નીકૂ
ઝે દીદારે ઊ તાજ રઉશન શુદહ્સ્ત
ઝે બદહા વરા બખ્ત જઉશન શુદહ્સ્ત
બેનાઝદ બરૂ મરૂદુમે પારૂસા
હમ આન કસ કે શુદ બરૂ ઝમીન પાદશા
હવા રઉશન અઝ માયહ્વરૂ બખ્તે ઊસ્ત
ઝમીન પાયએ નામવર તખ્તે ઊસ્ત
બરઝમ અન્દરૂન ઝન્દહ્ પીલે બલાસ્ત
બબઝ્મ અન્દરૂન આસ્માને વફાસ્ત

ચુ દરૂ બઝ્મ રખ્શાન શવદ રાએ ઊય
હમહ્ મઉજ ખીઝદ ઝે દર્યાએ ઊય
બનખ્ચીરૂ શાહાન શેકારે વય અન્દ
દદો દામ દરૂ ઝીન્હારે વય અન્દ
અઝ આવાઝે ગોર્ઝશ હમી રૂઝે જન્ગ
બેદરૂરદ દેલે શીરો ચર્મે પલન્ગ
સરશ સબ્ઝ બાદા દેલશ પુરૂ ઝે દાદ
જહાન બી સરો અફ્સરે ઊ મબાદ

તે ગોર્ઝ, તલવાર અને લડાઇની રંજનો સાહેબ છે-તેમજ સુખ, ૪૫૧
તાજો તખ્ત અને ખઝાનાનો માલેક છે.

નેકીની કદર બુજનારો નૂરમંદ ચેહરાનો તે દેશપતિ છે-છતાં તે પોતાનાં રાજપાટ માટે ખોદાના શુક્રાના ગુઝારે છે.

તે ડહાપણવાળો છે, ઝેબાયેશ પામેલો છે અને અચ્છો વક્તા છે તે ઉમરે જવાન છે અને દાનાઈમાં બુઢ્ઢો છે.

તેના દબદબાથી બૃહસ્પતિ સેતારો વરસાદ વરસાવે છે-તેનીજ પાંખના છાયામાં આપણ લાડ કર્યે છિયે

તે લડાઈની વખતે આસ્માનને પણ પોકારતો કરે છે અને જ્યારે તે ખુશીની મજલેસ ભરે છે ત્યારે ત્યાં ગોહરો વેરી દીયે છે.

જયારે તે ગુસ્સામાં આવે છે ત્યારે પહાડ પણ ખખડી પડે છે અને ઝમીન ઉપર આસ્માન ધુજવા લાગે છે.

તે બાપેદાદેથી પાદશાહ અને પાદશાહજ છે તેનાથી આફતાબ અને માહતાબનો ગુમ્બઝ પણ લાડ કરે છે.

તેનું નામ જાવેદાન સૂધી કાયમ રહેજો! તેનું શેવટ સઘળું સારૂંજ આવજો!

આ નામાની શુરૂઆત મેં તેનીજ વખાણ સાથ તેમજ તેની બુઝેર્ગી, રાહ રસ્મ અને તેના ડહાપણની વખાણ સાથ કીધી છે.

દુન્યામાં મધળે મેં તેનીજ નેકનામી જોઈ છે-અને આ દુન્યામાંથી તેનું શેવટ પણ નેકજ હોજો!

તેનું તાજ તેના દીદારથીજ ઝળકી રહેલું છે સઘળી બદીઓ સામે ૪૫૨
તેનું નસીબ બખ્તર મિસાલ બનેલું છે.

પરહેઝગાર મર્દો તેમજ આ ઝમીન ઉપર બીજા જે કોઇ પાદશાહો થયલા છે તેઓ તેનીજ ઉપર લાડ કરે છે.

તેનાં બુલંદ નસીબે કરી હવા પણ રોશન રહે છે-ઝમીન તે નામવર પાદશાહનાં તખ્તનો પાયો છે.

લડાઈમાં એક આફત ભરેલો મસ્ત હાથી છે-અને ખુશહાલીની મજલેસમાં તે વફાદારીનું વાદળ છે (યાને જેમ વાદળી વરસાદ વરસાવે તેમ તે ત્યાં બક્ષેશ કરે છે).

જ્યારે ખુશહાલીની મજલેસમાં તેનો જીવ ખુશીમાં આવી જાય છે-ત્યારે તેનાં દર્યા જેવાં દિલમાં સખાવતના મઉજા ઉછળે છે.

શેકારગાહમાં પાદશાહોજ તેના શેકાર બને છે-શું ફાડી ખાનારાં જાનવરો કે શું પશુ પખીઓ તેનીજ પનાહમાં રહે છે

લડાઇને દહાડે તેના ભારી ગોર્ઝના આવાઝથી સિંહોનાં દિલ તેમજ ચિત્તાઓનાં ચામડાં ફાટી જાય છે.

તેનું સર આબાદ રહેજો અને તેનું દિલ ઈન્સાફથી ભરપુર રહેજો!-જેહાન તેના સર વગર અને તેનાં તાજ વગર હોતીજ ના!

# શાપૂર્*

## પાદ્શાહીએ શાપૂર્ બેને અર્દ્શીર્ સી સાલ્ વ દૂ માહ્ બૂદ્ બર્ તખ્ત્ નેશસ્તને શાપૂર્ વ અન્દર્ઝ્ કર્દન્ બસર્દારાન્.

—:૦:—

ફુનૂન પાદ્શાહીએ શાપૂર્ ગૂય
ઝબાન્ બર્ કુશા વઝ્ મયો સૂર્ ગૂય
ચુ શાપૂર્ બેન્શસ્ત બર્ તખ્તે દાદ્
કોલાહે હેલ્અફ્રૂઝ બર્ સર્ નેહાદ્
૪૫૩ શુદન્દ અન્જુમન્ પીશે ઊ બેખ્રદાન્
બુઝોર્ગાનો ફર્ઝાનહો મૂબદાન
ચુનીન ગોફ્ત બા નામવર્ અન્જુમન્
બુઝોર્ગાને પુર્ દાનેશો રાયઝન્
મનમ પાક્ ફર્ઝન્દે શાહ્ અર્દશીર્
સરાયન્દએ દાનેશો યાદ્ગીર્
હમહ્ ગૂશ દારીદ્ ફર્માને મન્
મગર્દીદ્ યક્સર્ ઝે પયમાને મન્
વઝીન્ હર્ચે ગૂયમ્ પેઝૂહેશ કુનીદ્
અગર્ ખામ બાશદ્ નેકૂહેશ કુનીદ્
ચુ મન્ દીદમ્ અફ્નૂન્ બસૂદો ઝેયાન્
દો બખ્શેશ નેહાદહ્ શુદ્ અન્દર્ મેયાન્
યકી પાદ્શા પાસ્બાને જેહાન્
નેગહ્બાને ગન્જે કેહાનો મેહાન્
અગર્ શાહ્ બા દાદો ફર્રૂખ પયસ્ત
ખેરદ્ બીગુમાન્ પાસ્બાને વયસ્ત
ખેરદ્ પાસ્બાન્ બાશદો નીક્ખાહ્
સરશ બર્ ગુઝારદ્ ઝે અબ્રે સેયાહ્
હમહ્ જુસ્તનશ દાદો દાનેશ બુવદ્
ઝે દાનેશ રવાનશ બરામેશ બુવદ્
૪૫૪ દેગર્ આન્ કે ઊ ઝાઝ્મૂને ખરદ્
બેકૂશદ્ બમર્દીઓ ગેરૂદ્ આવરદ્

## અર્દશીરના બેટા શાપૂરની પાદશાહી ત્રીસ વર્ષ અને બે મહિના હતી. શાપૂરનું તખ્ત ઉપર બેસવું અને સરદારોને નસીહત કરવી.

—:૦:—

હવે તું શાપૂરની પાદશાહીનું બેયાન કર તારી ઝબાન ખોલ અને મય તેમજ રંગરાગનું વર્ણન કર.

જ્યારે શાપૂર ઈન્સાફી તખ્ત ઉપર બેઠો અને દિલને રોશન કરનારૂં તાજ સર ઉપર મેલ્યું,

ત્યારે દાનેશમંદો, બુઝોર્ગો, વિદ્વાનો અને મોબેદો તેની આગળ ભેગા થયા.

તેણે તે નામવર અંજુમનને, ડહાપણ ભરેલા બુઝોર્ગો અને સલાહ કારોને એ પ્રમાણે કહ્યું,

કે "હું પાદશાહ અર્દશીરનો દાનાઇને વખાણનારો અને યાદદાશ્ત શક્તિવાળો હકદાર બેટો છું.

તમો સઘળા મારૂં ફરમાન ધ્યાનમાં રાખજો અને સઘળાઓ મારા કોલથી ફરતા ના.

હું જે કાંઇ કહું તેની તમો તપાસ કરજો અગરજો તેમાં ભૂલ હોય તો મને ડપકો આપજો.

ભલાઇ અને ભૂંડાઈ વચ્ચે ખોદાતાલા તરફથી બે બક્ષેશ હું મેલાયલી જોઉં છું.

એક તો દેશની પાસ્બાની કરનાર અને અદના તેમજ આલાના માલ ખઝાનાની સંભાળ રાખનાર પાદશાહ.

અગરજો પાદશાહ ઈન્સાફી અને સબકતે પગલેનો હોય છે તો બેશક કે ડહાપણ તેનો સંભાળ રાખનાર બને છે.

દાનાઈ તેની મદદગાર અને નેકખાહ થઈ રહે છે-અને તે તેનું સર સીઆહ વાદળ કરતાં પણ વધુ ઊંચુ ચઢાવે છે

તેની સઘળી શોધ ઇન્સાફ અને દાનાઇજ હોય છે ડપાપણથીજ તેનો જીવ ખુશહાલીમાં રહે છે.

બીજો તે શખ્સ છે કે જે અકલની આઝમાયેશ માટે કોશેશ કરે અને મર્દાનગીથી તે હાથ કરે.

---

* અર્દશીરનો છોકરો અને અર્દવાનની છોકરીનો છોકરો. આ પાદશાહ બાપનાજ જેવો બહાદુર અને હિમ્મતવાન હતો. એણે નાની વયે ઘણીક લડાઇયોમાં ઝીપલાવ્યું હતું. જેમાં મુખ્ય લડાઈ રોમનો સાથ હતી. ફિર્દોસી પ્રમાણે રોમનોનો સરદાર "બઝાનૂશ" નામનો ઘણો બહાદુર હતો તે શાપૂરના હાથમાં કયદ પકડાયો. આ બઝાનૂશને તવારીખનવેસો "વેલેર્યન"ને નામે રોમના ખુદ શેહન્શાહ તરીકે ઓળખાવે છે, જેણે કારૂન નદી ઉપર એક પુલ પોતાની કળાથી બંધાવ્યો હતો જે આજે પણ "બદે કયસર"ને નામે ઓળખાય છે. આ પાદશાહ શાપૂરે પણ કેટલાંક નવાં શેહરો વસાવ્યાં હતાં તેમજ આતશકદેહોની તેમજ ઝરતોશ્તી દીનની જાળવણી કરી હતી ઘણીક નવી શોધો કરી હતી. એ પાદશાહના વખતમાં એક "માની" નામના ચીતારાએ એક નવોજ ધર્મ ચાલુ કરવા માંડ્યો પણ શાપૂરે તેને ટુંકમાંથીજ અટકાવી દેશ નીકાલ કાઢયો અને ઝરતોશ્તી દીનની જાળવણી કીધી, આ પાદશાહે ઈ. સ. ૨૪૦ થી ૨૭૧ સૂધી રાજ્ય કર્યું.

બદાનેશ્ કે યઝ્દાન્ શેનાસદ્ સેપાસ
ખુનુક્ મર્દે દાનાએ યઝ્દાન્ શેનાસ
બશાહી ખેરદ્મન્દ્ બાશદ્ સઝા
બજાએ ખેરદ્ ઝરૂ શવદ્ બીબહા
તવન્ગરૂ શવદ્ હરૂકે ખુશ્નૂદ્ ગશ્ત
દેલે આઝ્વરૂ ખાનએ દૂદ્ ગશ્ત
કેરા આરૂઝૂ બીશ્ તીમારૂ બીશ્
બેકૂશો મનેહુ મીવએ આઝ્ પીશ્

બઆસાયેશો નીકૂનામી ગેરાય
ગુરીઝાન્ શવ્ અઝ્ મર્દે નાપાક્ રાય
બચીઝે કસાન્ દસ્ત્ યાઝદ્ કસી
કે બહુરહુ નદારદ્ ઝે દાનેશ્ બસી
મરા બા શુમા ઝાન્ ફેઝૂનસ્ત્ મેહુરૂ
કે અખ્તરૂ નુમાયદ્ હમી બરૂ સેપેહુરૂ
હમાન્ રસ્મે શાહે બલન્દ્ અરૂદશીરૂ
બજાય આવરમ્ બા શુમા નાગુઝીરૂ
ઝે દેહૂકાન્ નખાહમ્ જોઝ્ અઝ્ સી યકી
દેરમ્ તા બલશ્કરૂ દેહમ્ અન્દકી
મરા ખૂબીઓ ગન્જે આબાદ્ હસ્ત્
દેલીરીઓ મર્દીઓ બુન્યાદ્ હસ્ત
ઝે ચીઝે કસાન્ બી નેયાઝીમ્ નીઝ્
કે દુશ્મન્ શવદ્ દૂસ્ત અઝ્ બહુરે ચીઝ્
બરે મા શુમારા કુશાદહુસ્ત્ રાહુ
બમેહુરીમ્ બા મરૂદુમે દાદ્ખાહુ
બહરૂસૂ ફેરેસ્તીમ્ કારૂઆગહાન્
બેજૂઈમ્ બીદારૂ કારે જહાન્
નખાહીમ્ હરૂગેઝ્ જોઝ્ અઝ્ આફ્રીન્
કે બરૂ મા કુનન્દ્ અઝ્ જહાન્ આફ્રીન્
મેહાનો કેહાન્ પાક્ બરૂખાસ્તન્દ્
ઝબાનહા બખૂબી બેયારાસ્તન્દ્
બશાપૂરૂ બરૂ આફ્રીન્ ખાન્દન્દ્
ઝબરૂજદ્ બતાજશ્ બરૂ અફૂશાન્દન્દ્
હમાન્ તાઝહુ શુદ્ રસ્મે શાહુ અરૂદશીરૂ
બદ્ શાદ્ ગશ્તન્દ્ બરૂનાઓ પીરૂ

અને અકલથીજ ખોદાતાલાના શુક્રાના કરે-ખોદાની પિછાન કરનાર દાના મર્દજ ભાગ્યશાળી હોય છે.

દાનેશમંદ શખ્સજ પાદશાહીને લાયક હોય છે-ડહાપણની જગ્યાએ સોનું રૂપું હોય તો તે નકામુંજ થઈ પડે છે.

જે કોઇ શખ્સ કે સન્તોષી બન્યો તેજ તવંગર બને છે-એક લોભિયા શખ્સનું દિલ સીઆહ ધૂમાડાનું રહેઠાણ બની રહે છે.

જેને વધુ મેળવવાની ખાહેશ હોય છે તેને ગમ અને ચિન્તા પણ વધુ હોય છે-માટે બનતાં સૂધી તું કોશેશ કર અને લોભનાં નુકસાનકારક ફળ તારી આગળ ના મેલ.

તું શાન્તિ અને નેકનામી તરફનીજ ખાહેશ કર-અને નાપાક વિચારના શખ્સથી દૂર થા.

પારકાના માલ ઉપર તેજ શખ્સ હાથ લામ્બો કરે છે-કે જે દાનાઇનો હિસ્સો વધુ ધરાવતો નથી.

સેતારાઓ આસ્માન ઉપર જેટલી મોહબત દેખડાવે છે-તે કરતાં વધુ મોહબત મને તમારી ઉપર આવે છે.

બુલંદ પાદશાહ અર્દશીરની સઘળી રાહ રસ્મ તમો સઘળાઓની મદદ સાથ હું ઝરૂર બજા લાવીશ.

ખેડુતો પાસેથી મારાં લશ્કરને કાંઈક આપવા માટે તેઓની આવકમાંથી ત્રીસે એક દેરમના કર સિવાય કાંઇ વધુ લઇશ નહીં.

કેમકે મને સઘળું સુખ છે અને મારો ખઝાનો ભરેલો છે-તેમજ ૪૫૫
મારામાં બહાદુરી, મર્દાનગી અને ઊંચી બુન્યાદ છે.

વળી કોઇની ચીઝની મને કશી હાજત નથી-કારણકે એવી કાંઇક ચીઝો મેળવવાથી આપણો દોસ્ત દુશ્મન બની જાય છે.

મારી નઝદીક દાદ ચાહવા આવવાનો માર્ગ તમો માટે ખુલ્લો છે-ઈન્સાફ ચાહનાર માણસ તરફ અમો માયાળુ છિયે.

અમો ચો તરફ અનુભવી શખ્સોને મોકલીશું-અને દેશનો કારોબાર અચ્છી રીતે તપાસીશું.

અને લોકો પાસેથી ભલી દોઆ સિવાય અમો બીજું કદી કાંઇ માંગીશું નહીં કે જે દોઆ તેઓ ખોદાતાલા પાસથી અમારે માટે માંગે."

એ સાંભળી સઘળા મોટા અને નાના ઉભા થયા-અને પોતાની ઝબાનો ખૂબી સાથ સણગારી.

સઘળાઓએ શાપૂર ઉપર દુઆ કીધી-તેનાં તાજ ઉપર પોખરાજનો વધાવો કર્યો.

તેમજ પાદશાહ અર્દશીરની સઘળી રાહ રસ્મ પાછી તાઝી થઇ-તે પાદશાહથી સઘળા જવાન અને બુઢ્ઢાઓ ખુશહાલ થયા.

## રઝ્મે શાપૂર્ બા રૂમેયાન્ વ ગેરેફ્તાર્ શુદને બઝાનૂશ્ સર્દારે લશ્કરે રૂમ્ વ આશ્તી કર્દને કયસર્ બા શાપૂર્.

## રૂમીઓ સાથની શાપૂરની લડાઈ અને રૂમનાં લશ્કરના સરદાર બઝાનૂશનું પકડાઈ જવું અને કયસરે શાપૂર સાથે સુલેહ કરવી.

વઝાન્ પસ્ પરાગન્દહુ ગશ્ત્ આગહી
કે બીકારૂ શુદ્ તખ્તે શાહનશાહી
બેમોરૂદ્ અરૂદશીરૂ આન્ ખેરદ્મન્દ્ શાહુ
બશાપૂરૂ બેસ્પોરૂદ્ તખ્તો કોલાહુ

ત્યાર બાદ સઘળે ખબર ફેલાઈ કે "શેહનશાહી તખ્ત ખાલી પડ્યું છે.

પેલો દાનાઇ ભરેલો પાદશાહ અર્દશીર મરણ પામ્યો છે-અને તેણે તખ્તો તાજ શાપૂરને સોંપ્યું છે."

૪૫૬ ખોરૂશી બરૂ આમદ્ઽ કે હરૂ મર્ઝો બૂમ
કે કયદાફ્હુ બરૂ ગશતહુ શુદ્ઽ તા બરૂમ
ચુ આગાહી આમદ્ઽ બશાપૂરૂ શાહુ
બેયારાસ્તે કૂસો દેરફૂશો સેપાહુ
હમી રાન્દ્ઽ તા પીશે પાલૂનેયહુ
સેપાહી સઝુરૂ બીનેયાઝો બુનહુ

સેપાહી ઝે કયદાફ્હુ આમદ્ઽ બેરૂન
કે અઝ ગરૂદ્ઽ ખુરૂશીદ્ઽ શુદ્ઽ તીરહુ ગૂન
ઝે પાલૂનેયહુ હમચુનીન્ લશકરી
બેયામદ્ઽ સેપહ્દારૂ શાન્ મેહતરી
બઝાનૂશ બુદ્ઽ નામે આન્ પહ્લવાન્
સવારી સરફ્રાઝો રઉશન્ રવાન્
કે બૂદી બરે કયસરૂ આન્ અરૂજમન્દ્ઽ
કમન્દ્ઽ અફૂગનો નામદારી બલન્દ્ઽ
ચુ બરૂખાસ્ત આવાઝે કૂસ અઝ દો રૂય
ઝે કલ્બ્ અન્દરૂ આમદ્ઽ ગવે નામજૂય
વઝીન્ સૂ બેશુદ્ઽ નામદારી દેલીરૂ
કુજા નામે 'ઊ બૂદ્ઽ ગર્શાસ્પ્ શીરૂ
દેલાવરૂ સવારી કે ગાહે નબરૂદ્ઽ
ચે હમફૂરે ઊ જન્દહુ પીલો ચે મરૂદ્ઽ
૪૫૭ બઆવરૂદ્ઽ હરૂદુ બરૂ આવીખ્તન્દ્ઽ
હમી ખાક બરૂ અખ્તરાન્ રીખ્તન્દ્ઽ
ફેરાવાન્ ઝે હરૂગૂનહુ જોસ્તન્દ્ઽ કીન
ન ઈન્ ઝાન્ તબહુ શુદ્ઽ ન નીઝ આન્ અઝીન્
સરન્જામ લશકરૂ હમહુ હમગોરૂહુ
બહમ બરૂ શેકસ્તન્દ્ઽ ચૂન કૂહુ કૂહુ
બરૂ આમદ્ઽ ઝે હરૂદુ સેપહુ કૂસો ધવ
બેજુમ્બીદ્ઽ દરૂ કલ્બ્ શાપૂરે ગવ
ઝે બસ નાલએ બૂકો હેન્દી દરાય
સેપહરૂ અન્દરૂ આમદ્ઽ તો ગોફ્તી ઝે જાય
તબીરહુ બેબસ્તન્દ્ઽ બરૂ પોશ્તે પીલ
હમી બરૂશુદ્ઽ આવાઝે અસ્પાન્ દો મીલ
ઝમીન્ જુમ્બ્ જુમ્બાન્ હવા પુરૂ ઝે ગરૂદ્ઽ
ચુ આતેશ દુરોખ્શાન્ સનાને નબરૂદ્ઽ
ઝબાની કુજા બા ખેરદ્ઽ બૂદ્ઽ જોફૂત
બજોઝ નામદારાને યઝદાન્ ન ગોફ્ત
બઝાનૂશે જન્ગી બકલ્બ્ અન્દરૂન
ગેરેફતારૂ શુદ્ઽ બા દેલી પુરૂ ઝે ખૂન
વઝાન્ રૂમેયાન્ કોશતહુ શુદ્ઽ દહુ હઝારૂ
બપાલૂનહુ અન્દરૂ સફે કાર્ઝારૂ
૪૫૮ હઝારો દો સીસદ્ઽ ગેરેફતારૂ શુદ્ઽ
દેલે જન્ગેયાન્ પુરૂ ઝે તીમારૂ શુદ્ઽ
ફેરેસ્તાદ્ઽ કયસરૂ યકી યાદ્ઽગીરૂ
બનઝદીકે શાપૂરે શાહુ અરૂદ્ઽશીરૂ

કયદાફહથી§ તે રૂમ સુધીના દરેક પ્રાંતે ઈરાનની સર્વોપરી સત્તાનો અનાદર કરી લડાઈ જગાડી.

જ્યારે પાદશાહ શાપૂરને એ વાતની ખબર પડી-ત્યારે તેણે નગારાં, ઝુંડા અને લશ્કર તૈયાર કીધું.

કયદાફહથી નીકળીને રૂમની પાલૂનિયહ નામની જગ્યા આગળ તે હલકાં હથિયારથી સજ્જ થયલું ઘોડેસવાર લશ્કર પોતા સાથે અસ્બાબ લીધા વગર ચાલી આવ્યું.

કયદાફહથી એક લશ્કર બાહેર પડયું-જેની ધૂળથી ખુરશીદ પણ ઢંકાઇ ગયો.

તેવીજ રીતે પાલૂનિયહથી પણ એક લશ્કર ચાલ્યું-જેઓનો સેપહ-સાલાર એક મોટો સરદાર હતો.

તે પેહલવાનનું નામ "બઝાનૂશ" હતું-તે એક બાહોશ સરફરાઝ સવાર હતો,

કે જે કયસરની નઝદીક ઇઝ્ઝત પામેલો હતો-તે કમંદ ફેંકનારો અને મોટો નામદાર હતો.

જ્યારે બન્ને તરફથી નગારાંના આવાઝ નીકળ્યા-ત્યારે કલ્બગાહમાંથી એક નામચીન પેહલવાન બાહેર આવ્યો.

આ તરફથી પણ એક નામદારી ભરેલો દિલાવર બાહેર પડયો-કે જેનું નામ સિંહની હિમ્મતનો કેરશાસ્પ હતું.

તે એક બહાદુર સવાર હતો કે જેની સામે લડાઇને વખતે શું એક છેડાયલો હાથી કે શું એક સાધારણ મર્દ બન્ને સરખાજ હતા.

તે બન્ને જણ લડાઈ કરવા માટે વળગ્યા-અને સેતારા સુધી ધૂળ ઉડાડવા લાગ્યા.

તેઓએ દરેક રીતના દાવપેચ અઝમાવી જોયા-પણ આ તેનાથી કે તે એનાથી નીચે પડયો નહીં.

આખેરે સઘળાં લશ્કરો ટોળાબંધ જેમ એક પહાડ બીજા પહાડ ઉપર પડે તેમ એક બીજાં ઉપર જઈ પડયાં.

બન્ને લશ્કરમાંથી નગારાંના આવાઝ અને ઘોંઘાટ નીકળ્યા-લશ્કરની કલ્બગાહમાંથી બહાદુર શાપૂર જોશમાં આવ્યો.

કરનાય અને હિંદી ઘંટના પુષ્કળ આવાઝે કરી-તું કહે ગોયા આસ્માન હીલી ગયો હતો.

તેઓએ હાથીની પીઠ ઉપર નગારાં બાંધ્યાં-તેઓના ઘોડાના ખંખાર બે માઈલ સુધી જતા હતા.

ઝમીન ધ્રુજવા લાગી અને હવા ધૂળથી ભરાઇ ગઇ-લડાઇના ભાલા આતશની માફક ઝળકવા લાગ્યા.

આ લડાઇ એવી હતી કે તેનું બેયાન અકલની સમજની બરાબર ઉતરે નહીં-તે લડાયકો ખોદાનાં નામ સિવાય બીજાું કાંઈ બોલી શકતા ન હતા

લડાયક બઝાનૂશ લોહીથી ઝઝરતાં દિલ સાથ કલ્બગાહમાં પકડાઈ ગયો.

પાલૂનિયહની લડાઇનાં મયદાનમાં રૂમીઓમાંથી દશ હઝાર માર્યા ગયા.

એક હઝાર અને છસો કયદ પકડાયા-જેથી લડાયકોનાં દિલ ગમ ભરેલાં બન્યાં.

કયસરે પાદશાહ અર્દશીરના બેટા શાપૂર નઝદીક એક હુશ્યાર એલચી મોકલી કહેવાડિયું,

---

§ ઉત્તર આફ્રીકામાં આવેલા એક પ્રાન્તનું નામ. આ કયદાફહ નામ અન્દોલોસ (Andulusia) જે આગળા વખતમાં સ્પેન દેશના દક્ષિણ ભાગમા આવેલા એક પ્રાન્તનું નામ હતું ત્યાંની રાણીનાં નામ ઉપરથી પડયું હતું. આ રાણીની મુલાકાતે સેંકદર ગયો હતો.

કે ચન્દીન્ તો અઝ બહરે દીનારુ ખૂન
બેરીઝી તો બા દાવરે રહનમૂન
ચેગૂઈ કે પુર્સંદત રૂઝે શુમારૂ
ચે પૂઝેશ કુની પીશે પર્વર્દેગારૂ
ફેરેસ્તીમ ચન્દાન્ ચુનાન્ હમ કે બૂદ
બરીન્ નીઝ દર્દી નબાયદ ફેઝૂદ
હમાન્ નીઝ બા બાઝ ફર્માન્ કુનમ
ઝે ખીશાન્ ફેરાવાન્ ગેરઉગાન્ કુનમ
ઝે પાલૂનેયહ બાઝ ગર્દી રવાસ્ત
ફેરેસ્તીમ બા બાઝ હરૂચત હવાસ્ત
હમી બૂદ શાપૂરૂ તા બાઝો સાવ
ફેરેસ્તાદ કયસરૂ દહ અમ્બાને ગાંવ
પુરૂ અઝ ઝરૂરો દીનારૂહા કયસરી
ફેઝૂદહ બરૂ ચીઝહા બરૂતરી
ધોલામો પરસ્તારે રૂમી હઝારૂ
ગેરાન્માયહ દીબા ન અન્દરૂ શુમારૂ
બપાલૂનહ અન્દરૂ બેબુદ રૂઝ હફૂત
ઝે રૂમ અન્દરૂ આમદ બઅહવાઝ રફૂત
યકી શારૂસાન્ નામ શાપૂરગેરૂદ
બરૂ આવહોં પરૂદુખ્ત અઝ રૂઝે એરૂદ
હમી બોરૂદ યકુ સાલ અઝાન્ શહરૂ રન્જ
બેપર્દાખ્ત બેસ્યારૂ બા રન્જ ગન્જ
યકી શારૂસાન્ કરૂદ આબાદ બૂમ
બરૂ આવરૂદ બહરે અસીરાને રૂમ
દરે ખૂઝેયાન્ દારદ આન્ બૂમો બરૂ
કે દારન્દ હરૂ કસ બરૂ બરૂ ગુઝરૂ
બપારૂસ અન્દરૂન્ શારૂસાને બલન્દ
બરૂ આવરૂદ પાકીઝહો સૂદમન્દ
કોહનદેઝ બશહરે નેશાપૂરૂ કરૂદ
કે ગૂયન્દ બા દાદ શાપૂરૂ કરૂદ

હમી બોરૂદ હરૂસૂ બઝાનૂશરા
બદૂ દાશ્તી દરૂ સખુન ગૂશરા
યકી રૂદ બુદ પહન દરૂ શૂશ્તરૂ
કે માહી નકર્દી બરૂ બરૂ ગુઝરૂ
બઝાનૂશરા ગોફ્ત અગરૂ હેન્દસી
પુલી સાઝી ઈનરા ચુનાન્ ચૂન્ રસી
કે મા બાઝ ગર્દીમો ઈન્ પુલ બજાય
બેમાનદ બદાનાઇએ રહનુમાય
બરશ કુર્દેહ બાલાએ ઈન્ પુલ હઝારૂ
બેખાહી ઝે ગન્જ આન્ ચે આયદ બકારૂ
તો અઝ દાનેશે ફીલ્સૂફાને રૂમ
બકારૂ આરૂ ચન્દી દરીન્ મર્ઝો બૂમ
ચુ ઈન્ પુલ બરૂ આયદ સુએ ખાને ખીશ
બેરવ તા ઝઈ બાશ મેહમાને ખીશ
અબા શાદમાનીઓ બા ઈમની
ઝે બદ દૂરૂ વઝ દસ્તે અહરીમની
બકારૂ અન્દરૂ આમદ બઝાનૂશ મરૂદ
બસેહ સાલ આન્ પુલ તમામી બેકરૂદ

કે "તું પૈસાને ખાતેર કેટલાં બધાં ખૂન રેડે છે? તું તે રેહનુમા ઈન્સાફી સાહેબને.

જ્યારે કે તે તને કયામતને દહાડે પૂછશે ત્યારે તું શું જવાબ દેશે?- અને પરવરદેગારની નઝદીક કેમ માફી ચાહશે?

આ અમારાં દુઃખમાં તારે હવે વધારો નહીં કરવો જોઇયે-અમો જેટલી ખંડણી કે આગળ આપ્યા જતા હતા, તેટલી અમો મોકલ્યા જઈશું.

તેમજ ખંડણી સાથે હોકમ પણ બજા લાવીશ અને તે માટે મારા ખેશીઓમાંથી ઘણાકોને ગિરવી મૂકીશ

હવે તું પાલૂનિયામાંથી પાછો ફરે તો લાયક છે ખંડણી સાથ જે કાંઈ તું માગશે તે મોકલીશું."

પછી કયસરે દશ ગાયનાં ચામડાં ભરીને ખંડણી અને ચોથાઈ મોકલી આપી ત્યાં સૂધી શાપૂર ત્યાં થોભ્યો.

તે કોથળા સોનાથી તેમજ કયસરના છાપવાળા દીનારથી ભરેલા હતા- વળી તે ઉપરાંત બીજી ઘણીક નામીચી ચીઝોનો વધારો કર્યો હતો.

એક હઝાર રૂમી ગોલામો અને બાંદીઓ મોકલી-અને ભારી કીમતનાં રેશમી કપડાંનો તો કશો શુમારજ નહીં હતો.

શાપૂર પાલૂનિયહમાં એક હફ્તો રહ્યો ત્યાર બાદ રૂમ છોડીને અહવાઝ તરફ ગયો.

જ્યાં "શાપૂર ગેર્દ" નામનું એક શેહર વસાવ્યું જેનું કામ અશીરવંગ રોઝે પુરૂં થયું.

તે શેહર વસાવવા પાછળ તેણે એક વર્ષ સૂધી મેહનત લીધી-તે મેહનત સાથ તેણે પુષ્કળ પૈસો પણ ખર્ચ કીધો.

"આબાદ બૂમ" નામની જગ્યા નઝદીક એક શેહર રૂમી કયદીઓને વસાવવા માટે બાંધ્યું.

તે જગ્યા ખૂઝેયાન ઉપર જવાનો દરવાઝો હતો-જ્યાંથી દરેક મુસાફેર પસાર થાય છે

પાર્સમાં પણ તેણે એક મોટું, સુંદર અને અગત્યનું શેહર બાંધ્યું.

શેહરે નિશાપૂર આગળ "કોહન દેઝ" (જૂનો કિલ્લો) નામની જગ્યા આબાદ કીધી-જેને વાજબી રીતે "શાપૂર ગેર્દ"નું નામ આપવામાં આવ્યું હતું.

શાપૂર દરેક ઠેકાણે બઝાનૂશને સાથે લઈ જતો હતો-અને તેની વાતમાં ધ્યાન આપતો હતો.

ખુઝેસ્તાનના ઇલાકામાં આવેલાં "શૂશ્તર" નામનાં શેહરમાં એક બોહોળી નદી વેહેતી હતી કે જેની ઉપર મછલી પણ તરી શકતી હતી નહીં.

તેણે બઝાનૂશને કહ્યું કે "જો તારામાં કારીગરી હોય તો એ નદી ઉપર એક દોરડાં મિસાલનો ઝૂલતો પુલ બનાવ

કારણકે આપણે તો પાછા ફરીશું (યાને મરી જઈશું) અને આ પુલ તો પોતાના કારીગરની કારીગરી દેખાડતો ઉભો રહેશે.

આ પુલની લમ્બાઈ એક હઝાર "રશ"ની રાખવી-અને તેને માટે જેટલો જોઇયે એટલો પૈસો ખઝાનામાંથી લેજે.

તું રૂમના ફીલ્સૂફોની દાનાઇને-થોડીક આ મુલકમાં કામે લગાડ.

અને જ્યારે આ પુલ પુરો થાય ત્યારે તું પોતાને ઘર-જજે અને જીવે ત્યાં સૂધી મઝાહ ભોગવ્યા કરજે.

અને ખુશહાલી તેમજ નચિન્તાઈથી રહેજે દરેક બદીથી તેમજ એહરેમનના હાથથી દૂર રહેજે."

આ ઉપરથી બહાદુર બઝાનૂશ પોતાનાં કામ ઉપર મંડી ગયો-અને ત્રણ વર્ષમાં તે પુલ તમામ કીધો.

ચુ શુદ પુલ્ તમામ્ ઊ ઝે શુશતર્ બેરૂન
સુએ ખાને ખુદ રૂય બેન્હાદ તફ્ત

જ્યારે તે પુલ તમામ થયો થયો ત્યારે બઝાનુશ શુસ્તર રોહસ્થી-પોતાનાં ઘર તરફ શેતાબ ચાલ્યો.

## અન્દર્ઝ્ કર્દને શાપૂર્ ઊર્મોઝદ્રા વ સેપરી શુદને રૂઝ્ગારશ્.

હમી બૂદ શાપૂરૂ બા દાદો રાય
બલન્દ અખ્તરો તખ્તે શાહી બજાય
ચુ સી સાલ્ બુગ્ઝશ્ત બરૂ સરૂ દુ માહ
પરાગન્દહ શુદ ફરૂરો અવરન્દે શાહ
બેફરૂમૂદ તા રફ્ત પીશ ઊર્મોઝદ
બદૂ ગોફત શુદ ઝરૂદ રૂય કુરોઝદ
૪૬૧ તો બીદારૂ બાશો જહાનદારૂ બાશ
અબરૂ દાદ હમવારહ સાલારૂ બાશ
નેગરૂ તા બશાહી નદારી ઊમીદ
બેખાન્ ઝીઓ શબ્ દફતરે જમ્મશીદ
બજોઝ દાદો ખૂબી મકુન દર જેહાન્
પનાહે કેહાન્ બાશો ફરૂરે મેહાન્
બદીનારૂ કમ નાઝો બખ્શન્દહ બાશ
હમાન્ દાદ દેહ બાશો ફરૂખન્દહ બાશ
મઝન્ બરૂ કમ આઝારૂ બાન્ગે બલન્દ
ચુ ખાહી કે બખ્તત બુવદ યારૂમન્દ
હમહ પન્દે મન્ સરૂબસરૂ યાદ ગીરૂ
ચુનાનહમ કે મન્ દારમ અઝ અરૂદશીરૂ
બેગોફ્તીનો રન્ગે રોખશ ઝરૂદ ગશ્ત
દેલે મર્દે દાના પુરૂ અઝ દરૂદ ગશ્ત
ચે સાઝી હમી ઝીન્ સરાએ સેપન્જ
ચે નાઝી બનામો ચે યાઝી બગન્જ
તોરા તન્ગ્ તાબૂત બહરૂસ્તો બસ
ખુરદ રન્જે તૂ નાસઝાવારૂ કસ
નગીરદ ઝે તૂ યાદ ફર્ઝન્દે તૂ
ન ખીશાનો નઝદીકો પયવન્દે તૂ
૪૬૨ ઝે મીરાસ દુશનામ યાબી તો બહરૂ
હમાન્ ઝહરૂ શુદ પાસોખે પાવઝહરૂ
બયઝદાન ગેરાયો સખુન્ ઝૂ ફેઝાય
કે ઊયસ્ત રૂઝી દહો રહનુમાય
દોરૂદી ફેરેસ્તી બપયઘમ્બરશ
કે સલવાત તાજસ્ત બરૂ મેમ્બરશ

## શાપૂરે હોરમઝદને વસીયત કરવી અને તેના ઝમાનાનું આખેર થવું.

શાપૂર ઈન્સાફ અને નેક વિચાર સાથ રાજ્ય કરવા લાગ્યો-તેનો સેતારો બુલંદ હતો અને તેની પાદશાહી કાયમ હતી.

જ્યારે તેનાં સર ઉપર ત્રીસ વર્ષ અને બે મહિના પસાર થયા-ત્યારે તે પાદશાહનું ખોરેહ અને દબદબો ગુમ થયો.

તેણે ફર્માવ્યું જેથી હોરમઝદ તેની આગળ ગયો-અને બોલ્યો કે "આ મારો ઝળકતો ચેહરો કરમાઇ ચાલ્યો.

તું હોશયાર રહેજે અને દેશની સંભાળ કરનારો બનજે-અને ઈન્સાફ ઉપરજ હમેશે સરદારી કરજે.

સંભાળજે તું તારી પાદશાહી ઉપર કાંઈ પણ ભરોસો ના રાખતો-અને રાત દહાડો જમશીદનુંજ દફતર વાંચજે (યાને તેની ચઢતી પડતી યાદ રાખજે).

આ જેહાનમાં તું ઈન્સાફ અને ભલાઇ સિવાય બીજું કશું કરતો ના-ગરીબ રૈયતનો રક્ષક થજે અને મોટાઓની કીર્ત્તિ થઈ રહેજે.

તું તારી દઉલત ઉપર ઘણો લાડ ના કરતો અને ઉદાર દિલનો થજે-તેમજ ઇન્સાફી અને કીર્ત્તિમાન થજે.

જો તું ચાહતો હોય કે તારૂં નસીબ તને મદદ આપે-તો નિર્દોષ લોકોને સતાવતો ના.

જે પ્રમાણે કે મેં પાદશાહ અર્દશીરની નસીહત યાદ રાખી-તેમ તું આ મારી સઘળી નસીહત યાદ રાખજે."

તે એટલું બોલ્યો અને તેના ચેહરાનો રંગ ફિક્કો પડી ગયો-તે દાના મર્દનું દિલ દર્દ ભરેલું થયું.

આ ત્રણપાંચ દિવસની દુન્યામાં તું શું કરે છે?-શા માટે તું તારી કીર્ત્તિ ઉપર લાડ કરે છે અને ખઝાના ઉપર શા માટે હાથ લમ્બાવે છે?

તારે હિસ્સે તો બસ એક સાંકડી શબપેટીજ છે-આ દુન્યાની તારી ઝેહમતનું ફળ કોઇ બીજો નાલાયક શખ્સજ ચાખવાનો.

તારાં ફર્ઝંદો અને તારાં નઝદીકનાં ખેશ કુટુંબીઓ પણ તને યાદ કરવાના નથી.

જે વારસો તું આપી જશે તેને બદલે તારા નસીબે ગાળો સાંભળવી પડશે-તું ઝેહરનો ઉતાર આપશે ત્યારે તને તેને બદલે ઝેહર મળશે.

માટે તું યઝદાન તરફનીજ ખાહેશ કર અને તે સાહેબની સેતાયેશનો વધારો કર-કારણકે તેજ રોઝીનો આપનારો અને રેહનુમાઇનો કરનારો છે.

તેના મોકલાવેલા પયગમ્બર ઉપર ભલી દોઆ કરજે-કારણકે તેનાં આસન ઉપર દોઆનું તાજ ટાંગેલું છે.

# હોરમઝદ*

## પાદ્શાહીએ ઊર્મોઝ્દ્ યક્ સાલ્ વ દૂ માહ્ બૂદ્.

—:o:—

કુનૂન ગાહો દીહીમે શાહ્ ઊર્મોઝ્દ
બેયારાયમ અફૂનૂન ચુ માહ્ ઊર્મોઝ્દ
ઝે શાહી બરૂ હીચ તાવાન્ નબૂદ
બદ આન્ બુદ કે અહુદશ્ ફેરાવાન્ નબૂદ
ચુ બેન્શસ્તે શાહ્ ઊર્મોઝ્દે બુઝોરૂગ્
બઆબેશખુરૂ આમદ હમી મીશો ગોરૂગ્
ચુનીન્ ગોફૂત બા નામવરૂ બેખ્રદાન્
જહાનદીદહો કારૂ કર્દહ્ રદાન્
બેફૂશીમ તા નીકી આરીમો દાદ
બુનુફ આન્ કે પન્દે પેદરૂ કરૂદ યાદ
ચુ યઝદાને નીકી દેહેશ્ નીકવી
બમા દાદો તાજે સરે બુસ્રવી
બનીકી કુનમ્ વીઝહ્ અમ્બાઝ્ તાન્
નખાહમ્ કે બી મન્ બુવદ રાઝ્ તાન્
બેદાનીદ કાન્ કસ કે સરૂકશ્ બુવદ
બરે મેહ્તરાન્ સખ્ત્ નાખશ્ બુવદ
સેતીઝહ્ બુવદ મરૂદરા પીશરવ
બેમાનદ નેયાઝશ્ હમહ્ સાલહ્ નવ
હમાન્ રશ્ક શમ્શીરે નાદાન્ બુવદ
હમીશહ્ બરૂ બખ્ત્ ખન્દાન્ બુવદ
દેગરૂ હરૂકે દારદ ઝે હરૂ કારૂ નન્ગ્
બુવદ ઝેન્દગાનીઓ રૂઝીશ્ તન્ગ્
દરે આઝ્ બાશદ દેલે સેફૂલહ્ મરદ
બરે સેફૂલગાન્ તા તવાની મગરૂદ
હરાન્ કસ કે દાનેશ નેયાબી બરશ્
મકુન્ રહ્ગુઝરૂ તા ઝેઈ બરૂ દરશ્
બઅર્દે ખેરદમન્દો ફર્હન્ગો રાય
બુવદ જાવેદાન્ તખ્તે શાહી બજાય
દેલત ઝેન્દહ્ બાદા બફરૂહન્ગો હુશ્
બબદ તા તવાની બગીતી મકૂશ્
ખેરદ હમચુ આબસ્તો દાનેશ ઝમીન્
બેદાન્ કીન્ જુદા વાન્ જુદા નીસ્ત ઝીન્

## હોરમઝદની પાદશાહી એક વર્ષ અને બે મહિના હતી.

—:o:—

હવે પાદશાહ હોરમઝદનું તાજ અને તખ્તનું-ચંદ્ર અને બ્રુહસ્પતિ સેતારા સમાન ચળકતું વર્ણન આપ્યે.

રાજપાત ચલાવવામાં તેની કાંઈ કસૂર નહીં હતી-દિલગીરીની વાત એટલીજ હતી કે તેનો રાજઅમલ ટુંકો હતો.

જ્યારે બુઝોર્ગી ભરેલો પાદશાહ હોરમઝદ તખ્ત ઉપર બેઠો-ત્યારે મેંહું અને વરૂ સાથે પાણી પીવા લાગ્યાં.

તેણે નામદારી ભરેલા ડાહ્યા પુરૂષો અને જેહાન જોયલા સરદારોને એ પ્રમાણે કહ્યું,

કે "હું ભલાઇ અને ઇન્સાફ કરવાનીજ કોશેશ કરીશ-ભાગ્યશાળી તેજ શખ્શ કે જેણે પોતાના બાપની શીખામણ યાદ રાખી.

જ્યારે નેકીની બક્ષેશ કરનારા યઝદાને મને નેકી તેમજ પાદશાહોને માથે મૂકવાનું તાજ આપ્યું,

ત્યારે ખસૂસ કરીને ભલાઇનેજ તમારો સાથી બનાવીશ-માટે હું નથી ઈચ્છતો કે તમારો ભેદ મારાથી છૂપો રહે.

યાદ રાખજો કે જે શખ્સ મગરૂર હોય છે-તેને સરદારો ઘણોજ ૪૬૩
ધિક્કારે છે.

તેવા માણસનો ભોમિયો તે લડાઈ કજીયોજ હોય છે-અને તેની તમામ ઝિંદગી ગરજાઉ હાલતમાંજ રહે છે.

તેમજ અદેખાઇ એ નાદાન માણસની તલવાર છે-હમેશે નસીબ તેના ઠઠ્ઠા મશ્કરી કરે છે.

બીજું જે કોઈ કે કાંઇ પણ કામ ધંધાથી શરમાય છે-તેની ઝિંદગાની અને રોઝી બતંગ બને છે.

કમીના મર્દનું દિલ લોભનો દરવાઝો હોય છે-માટે બને ત્યાં સૂધી તું કમીનાઓની આસપાસ ના ભટક.

જે શખ્સમાં તું દાનાઈ નહીં જોય-તેના દરવાઝા ઉપર તું જીવે ત્યાં સૂધી કદી પણ જતો ના.

અકલમંદ, બાહોશ અને વિચારવંત શખ્સથીજ-પાદશાહી તખ્ત જાવેદાન સૂધી કાયમ રહે છે.

તારૂં દિલ અકલ અને હુશ્યારી સાથેજ જીવતું રહેજો!-બને ત્યાં સૂધી તું દુન્યામાં બદીની કોશેશ ના કરતો.

અકલ એ પાણી મિસાલ છે અને જ્ઞાન એ ઝમીન માફક છે-તું જાણ કે આ બન્ને એકમેકથી જુદાં છેજ નહીં.

* શાપૂરનો છોકરો અને મેહરકે નૂશઝાદની છોકરીનો છોકરો. આ પાદશાહે પોતાના બાપ શાપૂરની સાથ ઘણીક લડાઇઓમાં ભાગ લીધો હતો. આ પાદશાહ ઘણો ઝોરાવર હતો તેમજ બાહોશ હતો પણ કમભાગ્યે લામ્બો વખત રાજઅમલ ભોગવવા પામ્યો નહીં. આ પાદશાહ ફકટ ઈ. સ. ૨૭૧ થી ૨૭૨ સૂધી ટુંક અમલ ચલાવી મરણ પામ્યો.

દેલે શાહ કઝ મેહ્રૂ દૂરી ગેરેફ્ત
અગર્ તીરહ્ ગર્દદ નબાશદ શેગેફ્ત
૪૬૪ હરાન્ કસ કે બાશદ મરા ઝીરૂદસ્ત
હમહ્ શાદમાન્ બાદો યઝદાન્ પરસ્ત
બખુશનૂદીએ કેર્દેગારે જેહાન્
બેરદ યાર્ બાદ આશકારો નેહાન્
બેરદમન્દ બા મર્દુમે પારૂસા
ચુ જાઈ સખુન્ રાનદ અઝ પાદશા
હમહ્ સખ્તહ્ બાયદ કે રાનદ સોખન્
કે ગોફ્તારે નીક્ નગર્દદ કોહન્
નબાયદ કે ગૂઈ જોઝ અઝ નીકવી
વગર્ બદ સરાયદ કસી નશનવી
બેબીનદ દેલે પાદશા રાઝે તૂ
હમાન્ બેશનવદ ગૂશશ આવાઝે તૂ
ચે ગોફ્ત આન્ સખુન્ ગૂય પાસોખ નેયૂશ
કે દીવાર્ દારદ બગોફ્તાર્ ગૂશ
હમહ્ અન્જુમન્ ખાન્દન્દ આફ્રીન્
બરાન્ શાહે બીના દેલો પાક્ દીન્
પરાગન્દહ્ ગશ્ત આન્ બુઝોર્ગ્ અન્જુમન્
હમહ્ શાદ ઝાન્ સર્વ સાયહ્ ફેગન્
હમાન્ રસ્મે શાપૂરે શાહ્ અર્દશીર્
હમી દાશ્ત આન્ શાહે દાનેશ પઝીર્
૪૬૫ જહાની સરાસર્ બદ્ ગશ્ત શાદ
ચે નીક્ બુવદ શાહ્ બા બખ્શો દાદ
હમી રાન્દ બા શર્મો બા દાદ કાર્
ચુનીન્ તા બર્ આમદ બરીન્ રૂઝગાર્
બેગુસ્તરૂદ કાફૂર્ બર્ જાએ મુશ્ક
ગુલે અર્ઘવાન શુદ બપાલીઝ ખુશ્ક

જે પાદશાહનું દિલ કે દયાથી દૂર થયું તે જો કાળું પડી જાય તો તેમાં કશું અજાયબ જેવું નથી.

મારી સઘળી રૈયત ખુશહાલ અને ખોદાની પરસ્તેશ કરનારી હોજો!

અને જેહાનના પયદા કરનાર સાહેબની ખુશનૂદીમાં મશગૂલ રહેજો!-જાહેર કે છૂપી રીતે ડહાપણ તમારો મદદગાર બનજો!

એક ડહાપણવાળો શખ્સ કોઇ પરહેઝગાર માણસની સાથે-જ્યારે પાદશાહ માટે કોઇ ડેકાણે કાંઇ વાત કરે,

ત્યારે તેને ઘટે છે કે સઘળા સખુનો વિચારીને બોલે-કારણકે સારી વાતો કદી પણ જૂની થતી નથી.

સારા સખુનો સિવાય તારે કશું બોલવું નહીં જોઇયે અને જો કોઇ શખ્સ કશું જૂઠું બોલે તો તે તારે સાંભળવુંજ નહીં જોઇયે.

પાદશાહનું દિલ તારી છૂપી વાત જાણી લેશે તેમજ તેના કાન તારો આવાઝ સાંભળશે

ગેલા સખુન કહેનાર અને તેનો જવાબ સાંભળનાર દાના શખ્સે શું કહ્યું છે?-કે "એક દીવારને પણ વાત સાંભળવા માટે કાન હોય છે"

તમામ અંજુમને તે દાના દિલના અને પાક દીનના પાદશાહ ઉપર દુઆ કીધી.

પછી તે મોટી મજલેસ વીખરાઈ ગઇ-સઘળાઓ તે સાયો પાંથરનાર સરોવરથી ખુશહાલ બન્યા.

તે અકલમંદ પાદશાહ શાહ અર્દશીરના બેટા શાપૂરની સઘળી રાહ રીતી ચાલુ રાખવા લાગ્યો.

સઘળો દેશ તેનાથી ખુશહાલ થયો-બક્ષેશ કરનાર અને ઇન્સાફી પાદશાહ કેવો ભલો હોય છે?

તેણે વિવેક અને ઈન્સાફ સાથે રાજ્ય ચલાવવા માંડયું-અને એ ઉપર કેટલોક વખત નીકળી ગયો.

હવે કસ્તુરીની જગ્યાએ કપૂર પથરાયો-અને અર્ઘવાનનું ફૂલ બાગમાં સૂકાવા લાગ્યું (યાને પાદશાહનો અંત નઝદીક આવ્યો)

## સેપોર્દને ઊર્મોઝ્દ્ પાદ્શાહીરા બબહ્રામ્ વ અન્દર્ઝ્ કર્દન્ વ મોર્દન્.

ચુ દાનસ્ત કઝ મર્ગ્ નત્વાન્ ગુરીખ્ત
બસી આબ્ ખૂનીન્ ઝે નર્ગેસ બેરીખ્ત
પેસર્ બુદ મરૂરા યકી ખીશ કામ
બેરદમન્દ ખાન્દીશ બહ્રામ્ નામ
બેગુસ્તરૂદ ફર્શી અન્દર્ અયવાને ખીશ
બેફર્મૂદ બહ્રામશ આમદ બપીશ
બદ્ ગોફ્ત કય પાકઝાદહ્ પેસર્
બમર્દીઓ દાનેશ બર્ આવર્દહ્ સર્
બમન્ નાતવાની નેહાદહ્ સ્ત રૂય
કે રન્ગે રોખમ કર્દ હમરન્ગ્ મૂય
ખમ આવર્દ બાલાએ સર્વે સેહી
ગુલે સોર્ખ બેગ્રેફ્ત રન્ગે બેહી

## હોરમઝદે બેહરામને રાજ્ય સોંપવું. તેણે વસીયત કરવી અને મરણ પામવું.

જ્યારે તે પાદશાહે જાણ્યું કે મોતથી છૂટકારો થવાનો નથી-ત્યારે તેણે પોતાની આંખમાંથી ઘણાંક લોહીનાં આંસુ વરસાવ્યાં

તે પાદશાહનો એક પોતાની મરજી પ્રમાણે ચાલનારો છોકરો હતો-જેને તે દાનેશમંદ પાદશાહ બેહરામને નામે બોલાવતો હતો.

હોરમઝદે પોતાના ઓરડામાં ગલીચો પથરાવ્યો-અને હોકમ કીધો-જેથી બેહરામ તેની પાસે આવ્યો.

પાદશાહે તેને કહ્યું કે "ઓ મર્દાનગી અને દાનાઈમાં સર ઉઠાવેલા મારા પાકઝાદ બેટા!

નબળાઇએ મારી ઉપર ગલ્બો કર્યો છે કે જેણે મારા ચેહરાનો રંગ બાલ જેવો સફેદ કરી નાખ્યો છે.

સીધાં સરોવર જેવું કદ વાંકું વળી ગયું છે અને મારા રાતા ગોલાબે બેહીફળના જેવો ફિકો રંગ પકડયો છે.

**ચુ રૂઝે તો આયદ જહાનદારૂ બાશ**
**ખેરદમન્દ બાશો બીઆઝારૂ બાશ**
**નેગર્ તા ન પીચી સરૂ અઝ દાદખાહ**
**નબખ્શી સેતમગારગાનરા ગુનાહ**
**ઝબાનરા મગર્દાન્ બગેર્દે દોરૂઘ**
**ચુ ખાહી કે તાજ અઝ્ તો ગીરદ ફેરૂઘ**
**રવાનત ખેરદ બાદો દસ્તૂરૂ શરૂમ**
**સખુન્ ગોફ્તનત ચર્બો આવાઝ નરમ**
**ખોદાવન્દે પીરૂઝ યારે તો બાદ**
**દેલે ઝીર્દસ્તાન્ શેકારે તો બાદ**
**બેનેહ કીનહો દૂરૂ બાશ અઝ હવા**
**મબાદા હવા બરૂ તો ફર્માન્ રવા**
**સખુન્ચીનો બીદાનેશો ચારહગરૂ**
**નબાયદ કે યાબન્દ પીશત ગુઝરૂ**
**ઝે નાદાન્ નેયાબી જોઝ અઝ્ બહતરી**
**નેગરૂ સૂએ બીદાનેશાન્ નન્ગરી**
**ચુનાન્ દાન્ કે બી શર્મો બેસ્યાર ગૂય**
**નબીનદ બનઝદે કસી આબ્રૂય**
**ખેરદરા મેહો ખેશ્મરા બન્દહ દારૂ**
**મશવ્ તીઝ બા મર્દે પરહીઝગારૂ**
**નેગર્ તા નગર્દદ બગેર્દે તો આઝ્**
**કે આઝ આવરદ ખેશ્મો બીમો નેયાઝ્**
**હમહ બોર્દબારી કુનો રાસ્તી**
**જુદા કુન્ દેલ્ અઝ કઝીઓ કાસ્તી**
**બેપરહીઝ્ તા બદ નગર્દદત નામ્**
**કે બદ નામ્ ગીતી નબીનદ બકામ્**
**ઝે રાહે ખેરદ હીચગુનહ મતાબ્**
**પશીમાની આરદ દેલતરા શતાબ્**
**દેરન્ગ્ આવરદ રાસ્તીહા પદીદ**
**ઝે રાહે હોનરૂ સરૂ નબાયદ કશીદ**
**સરે બોર્દબારાન્ નેયાયદ બખશ્મ**
**ઝે નાબૂદનીહા બેખાબન્દ ચશ્મ**
**વગરૂ બોર્દબારી ઝે હદ બુગ્ઝરદ**
**દેલાવરૂ ગુમાની બસુસ્તી બરદ**
**હરાન્ કસ કે બાશદ ખોદાવન્દે ગાહ**
**મેયાનજી ખેરદરા કુનદ બરૂ દો રાહ**
**ન તીઝી ન સુસ્તી બકારૂ અન્દરૂન્**
**ખેરદ બાદ જાને તોરા રહનમૂન્**
**નેગહ્દારૂ તા મર્દુમે અયબ્ જૂય**
**નજૂયદ બનઝદીકે શાહ આબ્રૂય**
**ઝે દુશ્મન્ મકુનૂ દૂસ્તી ખાસ્તારૂ**
**વગરૂ ચન્દ ખાનદ તોરા શહરયારૂ**
**દેરખ્તી બુવદ સબ્રો બારશ કબસ્ત**
**વગરૂ પાય ગીરી સરૂ આયદ બદસ્ત**
**અગરૂ બરૂ ફરાઝીઓ ગરૂ દરૂ નેશીબ્**
**નબાયદ નેહાદન્ સરૂ અન્દરૂ ફેરીબ્**
**બદેલ્ અન્દરૂ અન્દીશએ બદ મદારૂ**
**બદ અન્દીશરા બદ બુવદ રૂઝગારૂ**
**સેપહબુદ કુજા ગશ્ત પયમાન્ શેકન્**
**બેખન્દદ બરૂ નામદારૂ અન્જુમન્**

જ્યારે તારો વખત આવે ત્યારે તું દેશની સંભાળ કરનારો બનજે-ડહાપણવાળો થજે અને કોઇને દુઃખ દેનારો ના બનતો.

સંભાળજે ઈન્સાફ માંગનારાઓથી તું તારૂં સર ના ફેરવતો-તેમજ ૪૬૬
ઝુલ્મ કરનારાઓનો ગુનાહ માફ ના કરતો.

જો તારાં તાજને ઝળકાટ આપવા માગતો હોય-તો તું કદી પણ જૂઠું ના બોલતો.

ડહાપણ તારો આત્મા બનજો અને વિવેક તારો સલાહકાર થઈ રહેજો! તું મીઠાસથી અને નર્મ આવાઝે વાત કરનારો બનજે.

ફતેહમંદ સાહેબ તારો મદદગાર હોજો!-અને રૈયતનાં દિલ તારાં તાબામાં રહેજો!

કીનો છોડી દેજે અને લોભથી દૂર રહેજે-લોભ તારી ઉપર હોકમ ચલાવનાર બને એમ ના બનતું.

ચુગલખોર, બેવુકુફ અને ફરેબબાઝ લોકોને-તારી આગળ આવવાજ ના દેતો.

નાદાન માણસોથી તને ખરાબી સિવાય બીજું કશું મળવાનું નથી-માટે સંભાળજે તેવા બેઅકલીઓ ઉપર તું ધ્યાન ના આપતો.

તું એમ જાણજે કે એક બેશર્મ માણસ તેમજ બકબક કરનારો શખ્સ-કોઇનીબી આગળ આબરૂ મેળવતો નથી

તું ડહાપણને મોટાઈ આપજે અને ગુસ્સાને તાબામાં રાખજે-પરહેઝગાર લોકો સાથ ઉછાછલો ના બનતો.

સંભાળજે લોભને તારી આસપાસ ભટકવા દેતો ના-કારણકે લોભજ ગુસ્સો, ભય, અને હાજત લાવે છે.

તું સઘળી ધીરજ અને રાસ્તીજ એખ્તેયાર કરજે-તારાં દિલમાંથી ૪૬૭
નારાસ્તી અને જૂઠાઈ દૂર કરજે.

તારૂં નામ ભૂંડું નહીં થાય તેની સંભાળ રાખજે-કારણકે ભૂંડાં નામવાળો શખ્સ પોતાની મુરાદ પાર પાડી શકતો નથી.

તું કોઇ પણ રીતે ડહાપણથી ફરતો ના-ઉતાવળ તને પસ્તાવો કરાવશે.

ધીરજ રાસ્તીજ ઝાહેર લાવશે-હોનર ભરેલી રાહથી કદી પણ સર ફેરવવું જોઇયે નહીં.

ધીરજવંત શખ્સોનાં સર કદી ગુસ્સામાં આવતાં નથી-જે કામ અસંભવિત હોય તે તરફ તેઓ નઝર નહીં કરે.

પણ જો વળી ધીરજ હદથી બેહદ દેખાડે-તો દિલાવર માણસો તેને કમઝોર છે એમ સમજે.

જે કોઈ કે તખ્તનો સાહેબ હોય છે-તે તો ઉપલી બન્ને રાહ ઉપર ડહાપણને વચ્ચે રાખે છે.

તે કોઇ પણ કામમાં ઘણીજ ઉતાવળ કે ઘણીજ ધીરજ રાખતો નથી-ડહાપણ તારા જીવનો રેહનુમા બનજો!

નિન્દાખોર શખ્સ પાદશાહની નઝદીક માનપાન નહીં મેળવે તેની સાવચેતી રાખજે.

એક દુશ્મન અગરજો તને ગમે એટલો પાદશાહ કહીને માન આપે તો પણ તું તેનાથી દોસ્તીની ખાહેશ ના કરતો.

સબૂરી એવું એક ઝાડ છે કે જેનાં ફળ પણ કડવાંજ હોય છે-પણ ૪૬૮
જો તું તેને શુરૂઆતમાંજ પકડે તો દુશ્મનનું માથું તારા હાથમાં આવશે.

અગર તું ચઢતીમાં હોય કે પડતીમાં હોય-તોયે કદી પણ દગો ના કરતો.

તું તારા દિલમાં બૂરો વિચાર રાખતોજ ના-કારણકે બૂરા વિચારવાળા શખ્સનો વખત પણ બૂરોજ આવે છે.

જે પાદશાહ કે વચન તોડનારો બન્યો-તો નામદાર અંજુમનનાં લોકો તેની હસી કરે છે.

ખેરદ ગીરૂ કારાયરી જાન્ ખુવદ
નેગહ્દારે ગોફ્તારો પયમાન્ ખુવદ
હમ આરાયેશી તાજો ગન્જો સેપાહ્
નુમાયન્દએ ગર્દેશે હુરો માહ્
નેગરૂ તા નસાઝી તો બા નાઝો ગન્જ
કે બરૂ તૂ સરૂ આયદ સરાએ સેપન્જ
મઝન્ રાય જોઝ બા ખેરદમન્દ મરૂદ
જે આઈને શાહાને પીશીન્ મગરૂદ
બલશકરૂ બેતર્સાન બદઅન્દીશરા
બઝર્ફી નેગહ્ કુન્ પસો પીશરા
સેતાયન્દઈ ફ જે બહુરે હવા
સેતાયદ કસીરા હમી નાસઝા
૪૬૯ શેકસ્તે તો જૂયદ હમી ઝાન્ સોખન્
મમાન્ તા બપીશે તો ગર્દદ કોહન્
કસી કશ સેતાયેશ નેયાયદ બકારૂ
તો ઊરા બગીતી બમરૂદુમ મદારૂ
કે યઝદાન્ સેતાયેશ નખાહદ હમી
નેકૂહીદહ્રા દેલ બેકાહદ હમી
હરાન્ કસ કે ઊ અઝ ગુનહ્ગારૂ ચશ્મ
બેખાબીહો આસાન્ ફોરૂખુરદ ખશ્મ
ફોઝૂનીશ હરૂ રૂઝ અફૂઝૂન શવદ
બતાબ્ આવરદ દેલ પુરૂ અઝ ખૂન શવદ
હરાન્ કસ કે બા આબ્ દર્યા નબરૂદ
બેજૂયદ નબાશદ ખેરદમન્દ મરૂદ
કમાન્ દારૂ દેલરા ઝબાનત ચુ તીરૂ
તો ઈન્ દાસ્તાને મન્ આસાન્ મગીરૂ

ફુશાદહ્ બરત બાશહો દસ્ત રાસ્ત
નેશાનહ્ બેનેહ્ ઝાન્ નેશાન્ કત હવાસ્ત
ઝબાનો દેલત બા ખેરદ રાસ્ત કુન
હમી રાન્ અઝાન સાન્ કે ખાહી સખુન
હરાન્ કસ કે અન્દરૂ સરશ મઘઝ નીસ્ત
હમહ્ રાયો ગોફ્તારે ઊ નઘઝ નીસ્ત
૪૭૦ હરાન્ ગહ્ કે બાશી તો બા રાએઝન
સુખુનહા બેયારાય બી અન્જુમન
ગરત રાય બા અઝમાયેશ બુવદ
હમહ્ રૂઝત અન્દરૂ ફેઝાયેશ બુવદ
શવદ જાનત અઝ દુશ્મન આઝીરૂ તરૂ
દેલો મઘઝો રાયત જહાન્ગીરૂ તરૂ
કસીરા કુજા પીશરવ શુદ હવા
ચુનાન્ દાન્ કે કારશ નગીરદ નવા
અગરૂ દૂસ્ત યાબદ તોરા તાઝહ્ રૂય
બેયફૂઝાયદશ નાઝોશો રન્ગો બૂય
તો બા દુશ્મનત રોખ પુરૂ આઝન્ગ્ દારૂ
બદઅન્દીશરા ચેહ્રહ્ બી રન્ગ્ દારૂ
બઅર્ઝાનેયાન્ બખ્શ હરૂચત હવાસ્ત
કે ગન્જે તો અર્ઝાનેયાનરા સઝાસ્ત
બેકશ જાનો દેલ તા તવાની જે રશ્ક
કે રશ્ક આવરદ ગરૂમ ખૂનીન્ સેરશ્ક

તું ડહાપણ પકડ કારણકે ડહાપણજ તારા આત્માનો સણગાર છે-ડહાપણજ તારાં બોલવાને અને વચનને સંભાળશે.

તેજ તારાં તાજ, ખઝાના, અને લશ્કરનો સણગાર બનશે-તેજ તને આફતાબ અને માહતાબની ગર્દેશ દેખાડશે.

સંભાળજે મોજમઝાહ અને ખઝાના ઉપર લાડ ના કરતો-કારણકે આ ત્રણપાંચ દિવસની દુન્યા તારી ઉપર પુરી થઇ જશે.

દાનેશમંદ શખ્સ સિવાય બીજા કોઈની સલાહ ના લેતો-અને આગળા પાદશાહોની રાહ રીતીથી ના ફરતો.

દુશ્મનને લશ્કરથી ડરાવતો રહેજે-આગળ પાછળનો ઊંડો વિચાર કરજે.

કોઇ એક બાકાં ફુકનારો કે જે પોતાની મતલબને ખાતેર-કોઇ નાલાયકની તારીફ કરે છે,

તો તેવી જુઠી તારીફથી તે તારી પડતી શોધે છે-માટે તેવાને તું તારી પાસ ઉભાં રહેવા દેતોજ ના.

જે માણુસની તારીફ નકામી હોય-તે માણુસને તું માણસ તરીકે ના ગણતો.

કારણકે એવી ખોટી સેતાયેશ ખોદાને ગમતી નથી-બૂરાં માણસનું દિલ સદા નિરાશ હોય છે.

જે કોઇ ગુનેહગારો તરફ દયા દેખાડે અને પોતાના ગુસ્સાને સેહલથી ખાઇ જાય,

તેની આબાદી દરરોઝ વધતી જાય છે પણ જો તે ઉતાવળો બને છે તો તેનું દિલ ખૂન ભરેલું બને છે.

જે કોઈ શખ્સ કે દર્યાનાં પાણી સાથ લડાઇ શોધે છે તે દાનેશમંદ શખ્સ કહેવાતો નથી.

તું તારૂં દિલ કમાન જેવું વાંકું રાખજે (યાને નમનતાઇ વાપડજે) અને તારી ઝબાન તીર જેવી સીધી રાખજે (યાને સાચુંજ બોલજે)-તું આ મારી વાતને તુચ્છકારી ના કાઢતો.

જો તારો સીનો ફરાખ હોય અને તારા હાથ સીધા હોય-તો પછી તું જ્યાં ચાહે ત્યાં નિશાન માર.

તારી ઝબાનને અને તારાં દિલને દાનાઇ સાથ સીધું રાખજે-તું બોલવા માગતો હોય તે બોલજે.

જે કોઇનાં માથામાં કે ભેજું નથી હોતું-તેના સઘળા વિચાર અને વાતચિત્ત બેવકૂફી ભરેલી હોય છે.

જે વખતે કે તું મસ્લહત કરવા બેસે-તે વખતે ખાનગીમાંજ વાતચિત્ત કરજે.

અગરજો તારા વિચાર અનુભવ સાથના હશે-તો તારા સઘળા દિવસો આબાદીમાંજ પસાર થશે.

અને તારો જીવ દુશ્મન કરતાં વધુ ચાલાક બનશે-તારૂં દિલ, મગઝ અને વિચાર વધુ ઝોરાવર થશે.

જે કોઇ શખ્સનો સલાહકાર લોભ બન્યો-તો તું જાણ કે તેનું કામ કદી પાર પડતુંજ નથી.

અગર તારો દોસ્ત તને ખુશહાલ ચેહરાનો જોશે-તો તેના લાડ અને મોજમઝાહમાં વધારોજ થશે.

તું તારા દુશ્મન સાથ કરડો ચેહરો રાખજે-અને દુશ્મનનું મોઢું ફિક્કું બનાવજે.

હાજતમંદોને તું તારી મરજી પ્રમાણે બક્ષેશ કરજે-કારણકે તારો ખઝાનો તેવા હાજતમંદોનેજ લાયકનો છે.

તારીથી બને ત્યાં સૂધી તારા જાન અને દિલને અદેખાઇથી મોકળું રાખજે-કારણકે અદેખાઇજ ગર્મ લોહીનાં આંસુ ટપકાવે છે.

હરાનગહુ કે રશ્કુ આવરદ્ પાદ્શા
નેકૂહેશ કુનદ્ મર્દુમે પારસા
યકી સાલો દૂ માહ્ બર્ તખ્ત બીશ
નબૂદમ નદાનેસ્તમ ઈન્ રાઝ પીશ
ગુમાનમ ચુનાન્ બુદ્ કે તા સાલેયાન્
બેમાનદ્ બમન્ તાજો તખ્તે કેયાન્
કુનૂન રૂઝગારે મન્ આમદ્ બસર્
તોરા બસ્ત બાયદ્ બશાહી કમર્
ચુ અન્દર્ઝ બેન્વેશ્ત ફર્રૂખ દબીર્
બેયાવર્દ બેન્હાદ્ પીશશ વઝીર્
જહાનદાર્ બર્ઝદ્ યકી બાદે સર્દ્
શુદ્ આન્ લઅલ્ રોખસારહ્ ચૂન્ બર્ગે ઝર્દ્
ચુ રન્ગીન્ રોખે શાહ્ ઝર્ફામ ગશ્ત
અઝાન્ દર્દ હમ બહ્રે બહ્રામ ગશ્ત
ચેહલ રૂઝ બુદ્ સૂગ્વારો નેઝન્દ્
પુર્ અઝ દર્દ બીકાર્ તખ્તે બલન્દ્
ચુનીન બૂદ્ તા બૂદ્ ગર્દાન સેપેહ્ર્
ગહી પુર્ ઝે દર્દ ગહી પુર્ ઝે મેહ્ર્
શબે ઊર્મોઝદ્ આમદ્ અઝ માહે દય
ઝે ગોફ્તન્ બેયાસાયો બર્દાર્ મય
કુનૂન કારે દીહીમે બહ્રામ સાઝ
કે દર્ પાદ્શાહી નમાન્દ્ ઊ દરાઝ

જો પાદશાહ અદેખાઈ કરે છે-તો પરહેઝગારો તેને ધિક્કારે છે.

હું એક વર્ષ અને બે મહિનાથી વધારે તખ્ત ઉપર-બેઠો નથી અને
આ ભેદ મેં પહેલાંથી જાણ્યો નહીં
હું તો એમજ ધારતો હતો કે વર્ષો સૂધી આ કયાની તાજ અને ૪૭૧
તખ્ત મારીજ પાસે રહેશે.
પણ હવે મારો વખત પુરો થવા આવ્યો છે-અને તને પાદશાહી
તખ્તે બેસવા કમર બાંધવી જોઇશે."

જ્યારે મુબારક નવીસંદાએ તે સઘળી નસીહત લખી-અને વઝીરે તે લાવી તેની આગળ મૂકી,

ત્યારે પાદશાહે એક સર્દ હાય મારી-તેનો ચેહરો ફિક્કાં પાંદડાં જેવો થઈ ગયો.

જ્યારે પાદશાહનો રાતો ચેહરો સોનેરી રંગનો થયો-ત્યારે તે દુઃખ અને ગમનો હિસ્સો બેહરામને મળ્યો.

તે ચાળીસ દહાડા સોગમાં રહી દિલગીર બન્યો-અને બુલંદ તખ્ત ખાલી પડયું.

આ ફરતો આસ્માન છે ત્યાં સૂધી એમજ ચાલ્યા કરશે-ઘડીકમાં તે દુઃખથી ભરેલો અને ઘડીકમાં સુખથી ભરેલો હોય છે.

દય મહિનો અને હોરમઝદ રોઝની રાત આજે છે (યાને આજથી શિયાળો શુરૂ થાય છે)-માટે જરા લખવાનું બંધ કર અને મયની જામ નોશ કર.

હવે તું બેહરામની પાદશાહીનું બેયાન કર-કે જેણે લાંબો વખત રાજ્ય ભોગવ્યું નહીં.

# બેહરામ*

## પાદ્શાહીએ બહ્રામે ઊર્મોઝદ્ સે સાલો સે માહ્ વ સે રૂઝ્ બૂદ્ બર્ તખ્ત્ નેશસ્તને બહ્રામ્ વ અન્દર્ઝ્ કર્દન્ બસર્દારાન્ વ સેપરી શુદને રૂઝ્ગારશ્.

——:૦:——

## હોરમઝદના બેટા બેહરામની પાદશાહી ત્રણ વર્ષ, ત્રણ મહિના અને ત્રણ દિવસ હતી. બેહરામનું તખ્ત ઉપર બેસવું અને સરદારોને નસીહત કરવી અને તેના ઝમાનાનું પુરૂં થવું.

——:૦:——

ચુ બહ્રામ બેન્શસ્ત બર્ તખ્તે ઝર્
દેલો મગ્ઝ જૂશાન્ ઝે મર્ગે પેદર્
હમહ્ નામદારાને ઈરાનેયાન્
બેરફ્તન્દ્ ગેર્યાન્ કમર્ બર્ મેયાન્

જ્યારે બેહરામ પોતાના બાપનાં મરણથી ઉકળતાં દિલે અને તપેલાં મગઝે તખ્ત ઉપર બેઠો,
ત્યારે ઇરાનના તમામ નામદારો-કમર ઉપર કમરબંદ બાંધીને રડતા ૪૭૨
તેની આગળ ગયા.

* હોરમઝદનો છોકરો. આ પાદશાહ ઘણો નબળાં મનનો હોવાથી રાજ્ય કારોબાર બરાબર ચલાવી શકયો નહીં. એણે પોતાના બપાવા પાદશાહ શાપૂરે માની નામના ચીતારાને દેશનીકાલ કર્યો હતો, તેને ઝરતોશ્તી ધર્મને હાનિ પુગવાની ધાસ્તીને લીધે ફાંસી દીધો હતો. આ પાદશાહનો રાજઅમલ પણ ટુંકો છે. ઈ. સ. ૨૭૨ થી ૨૭૫ સૂધી રાજ્ય ચલાવી તે મરણ પામ્યો હતો.

બરૂ ઊ ખાન્દન્દ આફ્રીને ખોદાય
કે તા જાય બાશદ તો બાશી બજાય
કે તાજે કઈ તારકતરા સઝારેત
પેદરૂ બરૂ પેદરૂ પાદશાહી તોરાસ્ત
દોએ બદસેગાલાને તૂ ઝરૂદ બાદ
વઝાન્ રફ્તહ્ જાને તો બીદરૂદ બાદ
ચુનીન્ દાદ પાસોખ્ કે અય મેહ્તરાન્
સવારાને જન્ગીઓ કુન્દાવરાન્
ઝે દેહ્કાનો અઝ્ મર્દે ખુસ્રવપરસ્ત
બગીતી ઝુએ બદ મેયાઝીદ દસ્ત
બેબીનીદ કીન્ ચર્ખે નાપાયદારૂ
ન પર્વર્દહ્ દાનદ ન પર્વર્દેગારૂ
સરાસરૂ બેબન્દીદ દસ્તે હવા
હવારા મદારીદ ફર્માન્ રવા
કસી કૂ બેપરૂહીઝદ અઝ્ બદ કનશ
નેયાલાયદ અન્દરૂ બદીહા તનશ
બદીન્ ગીતીઅશ રૂઝ્ ખુરૂરમ બુવદ
ગહે રફ્તન્ આયદશ બીઘમ બુવદ
૪૭૩ પનાહી બુવદ ગન્જરા પાદશા
નવાઝન્દએ મર્દુમે પારૂસા
તને શાહ્ દીન્રા પનાહી બુવદ
કે દીન્ બરૂ સરે ઊ કોલાહી બુવદ
ખુનુક્ આન્ કે દરૂ ખેશ્મ હુશ્યારૂ તરૂ
હમાન્ બરૂ ઝમીન્ ઊ બેયાઝારૂ તરૂ
ગહે તન્ગ્દસ્તી દેલશ રાદો શાદ
જહાન્ બી તને મર્દે દાના મબાદ
ચુ બરૂ દુશ્મની બરૂ તવાના બુવદ
બપય નસ્પરદ વીઝહ્ દાના બુવદ
રોતીઝહ્ ન ખૂબ્ આયદ અઝ્ નામજૂય
બેપરૂહીઝો ગેર્દે સેતીઝહ્ મપૂય
સેપાહીઓ દેહ્કાનો પયકારે શાહ્
ચુનાન્ દાન્ કે હરૂ સેહ્ નદારન્દ રાહ્

બખાબ્ અન્દરસ્ત આન્ કે બીકારૂ ગશ્ત
પશીમાન્ શવદ ચૂન્ કે બીદારૂ ગશ્ત
ઝે ગોફ્તારે નીકૂયો કેર્દારે ઝેશ્ત
સેતાયેશ નેયાબી ન ખુરૂરમ બેહેશ્ત
હમહ્ નામ જૂઇદો નીકી કુનીદ
દેલે નીકૂપય મરૂદુમાન્ મશ્કનીદ
૪૭૪ મરા ગન્જો દીનારૂ બેસ્યારૂ હસ્ત
ખુઝોર્ગીઓ શાહીઓ નીરૂએ દસ્ત
ખુરીદ આન્ ચે દારીદો આન્રા કે નીસ્ત
બેદાનીદ કઝ્ ગન્જદારાન્ યકીસ્ત
સરે બદરએ મા કુશાદસ્ત બાઝ્
નબાયદ કે માનદ કસ અન્દરૂ નેયાઝ્
બશ્ નીઝ્ નુગ્ઝશ્ત રૂઝે દરાઝ્
સરે તાજદારૂ અન્દરૂ આમદ બકાઝ્
યકી પૂરૂ બૂદશ દેલારામ બૂદ
વરા નામ બહ્રામે બહ્રામ બૂદ

તેઓએ તેની ઉપર ખોદાના આશીર્વાદ ચાહ્યા-કે "જ્યાં સુધી આ ઝમીન કાયમ રહે ત્યાં સુધી તું પણ કાયમ રહેજે!

કારણકે આ પાદશાહી તાજ તારાંજ સરને લાયકનું છે-બાપદાદેથી પાદશાહી તનેજ ઉતરતી આવી છે

તારા દુશ્મનોના ચેહરા ફિક્કા પડજો!-અને ગુઝર પામેલા પાદશાહની માતમથી તારો જીવ મોકળો થજો!"

પાદશાહે તેઓને એવો જવાબ દીધો કે "ઓ મારા સરદારો, જંગી સવારો અને બહાદુરો!

ખેડુતોથી તે રાજભક્તો સુધી કોઇ પણ માણસે-દુન્યામાં બદી તરફ હાથ લમ્બાવવો નહીં.

તમો જુઓ કે આ નાપાયદાર આસ્માન-નહીં પાળેલાંને કે નહીં પાળનારને પિછાનતો.

તમો સઘળા લોભના હાથને બાંધી રાખજો લોભને તમો હોકમ ચલાવનાર બનવા દેતા ના.

જે કોઇ કે બુરાં કામથી પરહેઝ રહેશે અને પોતાનાં તનને બદીમાં નહીં ખરડશે,

તેના દિવસો આ જેહાનમાં ઘણા ખુશહાલીથી પસાર થશે-અને જ્યારે તેનો મરવાનો વખત આવશે ત્યારે ગમ વગરનો રહેશે

પાદશાહ સરકારી ખઝાનાનો રક્ષક કહેવાય છે-અને પરહેઝગારોને મદદ કરનારો હોય છે.

પાદશાહે પોતે દીનની નિગાહબાની કરવી જોઇયે કારણકે દીન એ તેનાં માથાં ઉપરનું એક તાજ છે.

ભાગ્યશાળી તેજ શખ્સ કહેવાય છે કે જે ગુસ્સાના વખતમાં વધારે સાવચેત રહે છે તેમજ આ જેહાનમાં તે કોઇને દુઃખ દેતો નથી.

મુફલેસીને વખતે પણ તેનું દિલ ઉદાર અને ખુશહાલ રહે છે-દાનેશમંદ મર્દ વગરની આ દુન્યાજ ના હોતી.

જ્યારે માણુસ પોતાના દુશ્મન ઉપર ફતેહ મેળવે-ત્યારે તેને પાયમાલ નહીં કરે તે ખરેખરો ડાહ્યો કહેવાય

કીર્ત્તિ શોધનાર શખ્સ તરફથી લડાઈ કઝીયો ઠીક કહેવાય નહીં-તેથી તું દૂર રહેજે અને લડાઇ કઝીયાની આસપાસ ભટકતોજ ના.

પાદશાહની ખેતીકાર રૈયત, પાદશાહનો સિપાહી અને દરબારનો બીજો માણુસ કામ કરવાની આળસ કરે તો તે ત્રણેને માટે એમજ સમજવું કે તેઓને પોતાને ખરો માર્ગ સૂઝતો નથી.

જે કોઈ શખ્સ કે આળસુ બન્યો તે ઊંઘમાં ઊંઘાય છે-જ્યારે તે ઊંઘમાંથી બીદાર થાય છે ત્યારે પસ્તાય છે.

સારૂં સારૂં બોલીને બૂરાં કામો કરવાથી તું કોઇની પણ વખાણ મેળવી શકશે નહીં તેમજ તને ખુશહાલી ભરેલું બેહેશ્ત પણ મળશે નહીં.

તમો સઘળા કીર્ત્તિ શોધો અને નેકીજ કરતા રહો-નેકીની રાહે ચાલનાર શખ્સોનાં દિલ ના તોડતા.

મારી પાસ ગંજ ખઝાનો પુષ્કળ છે તેમજ મોટાઇ, બોહોળી શેહનશાહત અને બાઝૂનું કૌવત ઘણું છે.

તમારી પાસ જે કાંઈ હોય તે ખાઓ પીઓ અને જેની પાસે કાંઈ નહીં હોય તેને પણ તમો પૈસાદારમાંનો એક સમજજો.

કારણ તેને માટે મારા ખઝાનાની કોથળીનું મોં ખુલ્લું છે-કોઇ પણ શખ્સ હાજતમંદ રહે એમ બનવું નહીં જોઇયે."

એ બાબત ઉપર પણ ઘણોક વખત પસાર નહીં થયો-કે તે તાજદાર પાદશાહનું સર મોતની પકડમાં આવ્યું.

તે પાદશાહનો એક દિલને રાહત આપનારો છોકરો હતો-તેનું નામ "બેહરામે બેહરામ" હતું.

**બેચાવરેં બેન્શાન્દશ ઝીરે તખ્ત**
**બદૂ ગોફ્‌ત કય સબ્ઝ શાખે દેરખ્ત**
**નબૂદમ ફેરાવાન્ મન્ અઝ્ તાજ શાદ**
**હમહ્ રૂઝ્ગારે તો ફરૂખુન્દહ્ બાદ**
**સરાયન્દહ્ બાશો ફેઝાયન્દહ્ બાશ**
**શબો રૂઝ્ બા રામેશો ખન્દહ્ બાશ**
**ચુનાન્ રવ કે પુરૂસદ્દત રૂઝે શુમારૂ**
**ન પીચી સર્ અઝ્ શરૂમે પર્વર્દેગારૂ**
**બદાદો દેહેશ ગીતી આબાદ દારૂ**
**દેલે ઝીરૂદસ્તાને ખુદ શાદ દારૂ**
**કે બર્ કસ નમાનદ્ જહાન્ જાવેદાન્**
**ચે બર્ તાજદારો ચે બર્ મૂબેદાન્**
**બસેહ્ સાલો સેહ્ માહો બર્ સર્ સે રૂઝ્**
**તેહી ગશ્ત અઝૂ તખ્તે ગીતી ફેરૂઝ્**
**ચુ બહ્‌રામ ગીતી બબહ્‌રામ દાદ**
**પેસર્ મર્ વરા દખ્મહ્ આરામ દાદ**
**તો અઝ્ ચર્ખે ગર્દાન્ મદાન્ ઈન્ સેતમ**
**જોઝ્ અઝ્ બાદ ચીઝી નદારદ બદમ**
**ચુનીન્ બૂદ તા બૂદ ચર્ખે રવાન્**
**બઅન્દીશહ્ રન્જહ્ ચે દારી રવાન્**
**ચે જૂઇ ચે ગૂઈ ચે શાયદ બદન્**
**બરીન્ દાસ્તાની નશાયદ ઝદન્**
**રવાનત ગર્ અઝ્ આઝ્ ફરૂતૂત નીસ્ત**
**નેશસ્તે તો જોઝ્ તન્ગ્ તાબૂત નીસ્ત**
**અગર્ મર્ગ્ દારદ ચુનીન્ તબ્અ ગોરૂગ્**
**પુર્ અઝ્ મય યકી જામ ખાહમ બુઝોરૂગ્**
**યકી સર્વ કદ્દીઓ સીમીન્ બદન્**
**દેલારામો ખુશ ખૂયો શીરીન્ સુખન્**
**સમન્ બૂયો ઝીબા રોખો માહ્‌રૂય**
**ચુ ખુરૂશીદ દીદારો મૂન સુશ્ક બૂય**

**ચુ બહ્‌રામ દર્ સૂગે બહ્‌રામ શાહ્**
**ચેહલ રૂઝ્ નન્હાદ બર્ સર્ કોલાહ્**
**બેરફ્‌તન્દ ગોર્દાને બેસ્યારૂ હુશ**
**પુર્ અઝ્ દર્દો બા નાલહો બા ખોરૂશ**
**નેશસ્તન્દ બા ઊ બહાન્ સૂગો દરૂદ**
**દો રોખ્ ઝર્દો લબ્હા શુદહ્ લાજવરૂદ**
**વઝાન્ પસ બેશુદ મૂબેદે પાક્ રાય**
**કે ગીરદ મગર્ શાહ્ બર્ તખ્ત જાય**
**યકી હફ્તહ્ બા ઊ બેકૂશીદ સખ્ત**
**હમી બૂદ તા બર્ નેશસ્ત ઊ બતખ્ત**

તેને બોલાવી તખ્ત આગળ બેસાડયો-અને કહ્યું કે "ઓ મારાં ફળવંત ઝાડની લીલી ડાળી!

હું પાદશાહી તાજથી ઘણોક વખત ખુશહાલ રહ્યો નથી-પણ તારો સઘળો વખત મુબારક બનજો!

ખોદાની તારીફ ગાતો રહેજે અને આબાદ રહેજે-રાત અને દિવસ ખુશખુશહાલ અને હસતો રહેજે.

તું એ પ્રમાણે ચાલજે કે જ્યારે કયામતને દહાડે તને પૂછવામાં આવે-ત્યારે પર્વર્દેગારની શર્મથી તને સર ફેરવવું પડે નહીં.

ઈન્સાફ અને સખાવતથી દુન્યા આબાદ રાખજે-અને પોતાની રૈયતનું દિલ ખુશહાલ રાખજે.

કારણકે આ જેહાન શું તાજદાર પાદશાહો કે વઝીરો કે કોઇ પણ ૪૭૫
શખ્સો ઉપર જાવેદાન સૂધી રહેતી નથી."

ત્રણ વર્ષ, ત્રણ મહિના અને ત્રણ દહાડામાં-દુન્યાને રોશન કરનારૂં તખ્ત તેના વગર ખાલી પડયું.

જ્યારે પાદશાહ બેહરામે આ ફાની દુન્યા પોતાના બેટા બેહરામને સોંપી (યાને મરણ પામ્યો)-ત્યારે બેટાએ તેને દખ્મામાં આરામ કરાવ્યો.

આવી રીતનો ઝુલ્મ આ ફરતાં આસ્માનથી ગુઝરે છે એમ તું ના સમજતો-તે તો પોતાનાં દમમાં ખાલી પવન સિવાય બીજું કશું ધરાવતો નથી.

જ્યારથી આસ્માનનું ચક્ર ફરવા લાગ્યું છે ત્યારથી એજ રીત ચાલતી આવી છે-નકામી ચિન્તા કરીને તું કાં જીવને દુઃખી કરે છે?

હવે કેમ થશે? એમ ના પૂછ અને એમ ના બોલ-આ બાબત ઉપર કાંઇ પણ કહેવું વાજબી નથી.

અગરજો લોભથી તારો જીવ ધરાયો નહીં હોય-તો તું જાણ કે સાંકડી શબપેટી સિવાય તારી બીજી કોઈ જગ્યાજ નથી.

અગરજો મોત આવી વરૂની ખાસીયત ધરાવતું હશે-તો પછી મારે એક મયથી ભરેલી મોટી જામ મંગાવવી પડશે.

તે સાથે વળી એક સરોવર જેવાં કદવાળી, રૂપેરી બદનવાળી, દિલમાં રાહત બક્ષનારી, ખુશ મિજાઝવાળી, મીઠાસથી વાત કરનારી,

ચમ્પેલી જેવી પમરતી, સુંદર રૂપની, માહતાબના ચેહરાની, ખુરશીદ જેવા દીદારની અને કસ્તુરીના સુગંધવાળી નાર મારા સોહબતી તરીકે રાખવી જોઇયે (એટલે મોત કોઇને છોડતું નથી ત્યારે બનતાં સૂધી મઝેહ કરી લેવી જોઇયે).

જ્યારે બેહરામે પાદશાહ બેહરામના સોગમાં-ચાળીસ દિવસ સૂધી ૪૭૬
પોતાનાં સર ઉપર તાજ મેલ્યું નહીં,

ત્યારે દાનેશમંદ પેહલવાનો દર્દ ભરેલા પોકાર અને શોર કરતા તેની પાસે આવ્યા.

તેઓ પણ તેની સાથ તેના સોગ અને દુઃખમાં બેઠા-તેઓના બન્ને ગાલો ફિક્કા અને હોઠો બલુ રંગના બનેલા હતા.

ત્યાર બાદ એક પાક વિચારનો વઝીર પાદશાહ આગળ ગયો-કે કદાચ હવે પાદશાહ તખ્ત ઉપર પોતાની જગ્યા લે.

તેણે તેની સાથે એક હફતા સૂધી સખ્ત કોશેશ કીધી-અને જ્યાં સૂધી તે તખ્ત ઉપર નહીં બેઠો ત્યાં સૂધી તેણે કોશેશ ચાલુજ રાખી.

બઝાન્ ગોફ્તૂ ચન્દાન્ દેહશ નાનો આબ્
કે અઝ્ તન્ નગીરદ્ રવાનશ શેતાબ્
અગર્ ઝેન્દહ્ માનદ્ બયક્ ચન્દ ગાહ્
બેદાનદ્ મગર્ અર્ઝે તખ્તો કોલાહ્
હમાન્ તખ્તે કયસર્ નેયાયદશ યાદ્
કસીરા કુજા નીસ્ત કયસર્ નેઝાદ્
ઝને કયસર્ આન્ ખાનહરા દર્ બેબસ્ત
બઆયવાન્ દેગર્ જાય બૂદશ નેશસ્ત
યકી માહરોખ બૂદ ગન્જૂરે ઊય
ગુઝીદહ્ બહર્ કાર્ દસ્તૂરે ઊય
કઝ્ ઈરાનેયાન્ દાશ્તી ઊ નેઝાદ્
પેદર્ બર્ પેદર્ બર્ હમી દાશ્ત યાદ્
કલીદે દરે ખાનહ્ ઊરા સેપોરદ્
બચર્મ અન્દરૂન્ બસ્તહ્ શાપૂરે ગોરદ્
હમાન્ રૂઝ્ અઝાન્ મર્ઝ્ લશ્કર્ બેરાન્દ્
વરા બસ્તહ્ દર્ પૂસ્ત આન્જા બેમાન્દ્
ચુ કયસર્ બનઝ્દીકે ઈરાન્ રસીદ્
સેપાહશ હમહ્ તીઘે કીન્ બર્ કશીદ્
અઝ્ ઈરાન્ હમી બોરદ્ રૂમી અસીર્
નબૂદ્ આન્ યલાન્રા કસી દસ્તગીર્
બઈરાન્ ઝનો મર્દો ફરઝન્દ નમાન્દ્
હમાન્ ચીઝ્ બેસ્યારો અન્દક્ નમાન્દ્
નબૂદ્ આગહી દર્ મેયાને સેપાહ્
ન મોર્દહ્ ન ઝેન્દહ્ ઝે શાપૂર્ શાહ્
ગુરીઝાન્ હમહ્ શહરે ઈરાન્ ઝે રૂમ
ઝે મરદુમ તેહી શુદ્ હમહ્ મર્ઝો બૂમ
અઝ્ ઈરાન્ બી અન્દાઝહ્ તર્સા શુદન્દ્
યકાયક્ બપીશે સેકૂબા શુદન્દ્

કયસરની રાણીને કહેવામાં આવ્યું હતું કે "તેનો આત્મા શરીર ૫૦૫
માંથી નીકળી નહીં જાય તેટલોજ અન્ન પાણીનો ખોરાક તેને આપવો.

અગરજો એ થોડોક વખત જીવતો રહેશે-તો કદાચ તખ્ત તાજની કદર એ પિછાનશે.

તેમજ જે કોઈ કે કયસરની બુન્યાદનો નથી-તે કયસરનાં તખ્તની યાદ પણ નહીં કરશે."

કયસરની રાણીએ તે ઓરડાનો દરવાજો બંધ કીધો-તેણીનો રહેવાનો ઓરડો બીજી જગ્યાએ હતો.

તે રાણીની એક માહતાબને ચેહરેની અઉરત કોઠાર રાખનારી હતી-જે દરેક કામમાં વિશ્વાસું અને તેણીની સલાહકાર હતી.

તેણી ઈરાનીઓ તરફથી બુન્યાદ ધરાવતી હતી-અને પોતાની પેઢી દર પેઢીનાં નામ યાદ રાખતી હતી.

કયસરની રાણીએ તે અઉરતને પેલા ઓરડાના બારણાની ચાવી આપી હતી-બીચારો બહાદુર શાપૂર ગધેડાંનાં ચામડાંમાં બંધાયલો પડેલો હતો.

શાપૂરને ચામડાંમાં બાંધેલો ત્યાંજ રાખીને કયસરે તેજ દિવસે પોતાના મુલકમાંથી લશ્કર આગળ ચલાવ્યું.

જ્યારે કયસર ઈરાનની નઝદીક પહોંચ્યો ત્યારે તેનાં લશ્કરે કીનાની તલવાર ખેંચી.

રૂમીઓ ઈરાનીઓને કયદ પકડવા લાગ્યા તે બહાદુરોનો કોઈ મદદગાર રહ્યો નહીં.

ઈરાનમાં ઓરત, મર્દ કે બચ્ચાં કશું રહ્યું નહીં તેમજ નાની મોટી ૫૦૬
ચીઝો પણ રહી નહીં.

ઈરાની લશ્કરને શાહ શાપૂર મરી ગયો છે કે જીવતો છે તેની કાંઈજ ખબર પડી નહીં.

આખું ઈરાન શેહર રૂમીઓ આગળથી નાસી ગયું અને સઘળો મુલક માણસોથી ખાલી થઇ ગયો.

ઇરાનીઓમાંથી પુષ્કળ ખ્રીસ્તી થઈ ગયા તેઓ સઘળા પાદરી આગળ ગયા.

## ચારહ્ નમૂદને કનીઝકી દર્ બારએ રહાઇએ શાપૂર્ વ ગુરીખ્તને ઊ અઝ્ રૂમ્ બા કનીઝક્.

શુનીન્ તા બર્ આમદ્ બરીન્ ચન્દ ગાહ્
અઝ્ ઈરાન્ પરાગન્દહ્ શુદ્ આન્ સેપાહ્
બરૂમ આન્ કે શાપૂર્રા દાશ્તી
શબો રૂઝ્ તન્હાશ નુગ્ઝાશ્તી
કનીઝક્ નબૂદી ઝે શાપૂર્ શાદ્
અઝાન્ કશ ઝે ઈરાનેયાન્ બુદ્ નેઝાદ્
શબો રૂઝ્ અઝાન્ ચરૂમ ગેર્યાન્ બુદી
દેલે ઊ ઝે શાપૂર્ બેર્યાન્ બુદી
બદ્ ગોફ્ત રૂઝી કે અય ખૂબ્રૂય
ચે મર્દી મતરસ ઈચ્ બા મન્ બેગૂય
કે દર્ ચર્મે ખર્ નાઝુક્ અન્દામે તૂ
હમી બુગ્સેલદ્ ખાબો આરામે તૂ

## શાપૂરના છૂટકારા માટે એક કુંવારિકાએ ચારો કરવો અને તે છોકરી સાથ રૂમથી તેનું નાસી જવું.

એ વાતપર કેટલોક વખત નીકળી ગયો-અને ઇરાનમાંથી રૂમી લશ્કર વીખરાઇ ગયું.

રૂમની અંદર પેલી ચોકીબાન ઔરત કે જે શાપૂર ઉપર નેગાહ રાખતી હતી-તે તેને રાત દહાડો એકલો મૂકતી હતી નહીં.

પેલી કુમારિકા શાપૂરની હાલત જોઈ દિલગીર થતી હતી કારણકે તેણી ઇરાનીઓની અઉલાદથી ઉતરેલી હતી.

તેને ચામડાંમાં સકડાયલો જોઇ તેણી રાત દહાડો રડતી હતી-શાપૂરને માટે તેણીનું દિલ બળતું હતું.

એક દહાડો તેણીએ શાપૂરને કહ્યું કે "ઓ ખૂબસૂરત જવાન!-તું કશી વાતે ડર ના અને મને કહે કે તું કોણ છે?

કારણ આ ગધેડાનાં ચામડાંમાં તારાં નાઝુક શરીરને આરામ કે ખાબ કશું મળતું નથી.

૫૦૭ ચુ સર્વી ખુદી બરૂ સરૂશ ગેરૂદ માહ
બરાન્ માહ ગીસૂ ચુ મુશ્કે સેયાહ
કુનૂન્ ચમ્બરી ગશ્ત બાલાએ સરૂવ
તને પીલવારત બકેર્દારે ધરૂવ
દેલે મન્ હમી બરૂ તો બેર્યાન્ શવદ
દો ચશ્મમ્ શબો રૂઝ ગેર્યાન્ શવદ
રવાનમ હમી બરૂ તો મેહ્રૂ આવરૂદ
હમી આબે શર્મમ બચેહ્રૂ આવરૂદ
બદીન્ સખ્તી અન્દરૂ ચે જૂઈ હમી
ચેરા રાઝ બા મન્ નગૂઈ હમી
બદ્દ ગોફ્ત શાપૂરૂ કે અય ખૂબ્ચેહ્રૂ
ગશ્ત હીચ બરૂ મન્ બેજુમ્બીદ મેહ્રૂ
બસઉગન્દ પયમાનત ખાહમ ચકી
કઝાન્ નુગ્ઝરી જાવેદાન્ અન્દકી
નગૂઈ બબદ્ખાહ રાઝે મરા
કુની યાદ દર્દો ગુદાઝે મરા
બેગૂયમ તોરા આન્ચે દરૂ ખાસ્તી
બગોફ્તારૂ પયદા કુનમ રાસ્તી
કનીઝક બદાદાર સઉગન્દ ખોરૂદ
બઝુન્નારો શમ્મારો રોહ્બાને ગોરૂદ
૫૦૮ બજાને મસીહાઓ સૂગે સલીબ્
બદારાય . ઈરાનો મેહ્રો નેહીબ્

કે રાઝે તો બા કસ નગૂયમ્ ઝે બુન
નજૂયમ હમી બરૂતરી ઝીન્ સખુન
હમહ્ રાઝ શાપૂરૂ બા ઊ બેગોફ્ત
નમાન્દ આન્ સખુન્ નીકો બદ દરૂ નેહોફ્ત
, બદ્દ ગોફ્ત અકૂનૂન્ ચુ ફર્માન્ કુની
બદીન્ રાઝે મન્ દેલ ગેરઉગાન્ કુની
સરૂ અઝ બાનુઆન્ બરૂતરૂ આયદ તોરા
જહાન્ ઝીરે પય અન્દરૂ આયદ તોરા
બહન્ગામે નાન્ શીરે ગરૂમ આવરી
બદાન્ શીરૂ ઈન્ ચરૂમ નરૂમ આવરી
બશીરૂ અન્દરૂ આધારી ઇન્ ચરૂમે ખરૂ
કે ઈન્ ચરૂમ ગર્દદ બગીતી સમરૂ
પસે મન્ હમી સાલેયાન્ બુગ્ઝરદ
બેગૂયદ હમી હરૂ કે દારદ ખરદ
કનીઝક હમી ખાસ્તી શીરે ગરૂમ
નેહાની ઝે હરૂ કસ બઆવાઝે નરૂમ
ચુ ગશ્તી ચકી જામ બર્દાશ્તી
અબરૂ આતેશી તીઝ બુગ્ઝાશ્તી
૫૦૯ બનઝદીકે · શાપૂરૂ બોર્દી નેહાન્
નગોફ્તી સખુન્ બા કસ અન્દરૂ જેહાન્
દો હફ્તહ સેપંહ્રૂ અન્દરીન્ ગશ્તહ શુદ
બફર્જામ ચરૂમે ખરૂ આઘશ્તહ શુદ
ચુ શાપૂરૂ અઝાન્ પુસ્ત આમદ બેરૂન્
હમહ તન્ પુરૂ અઝ દર્દો દેલ પુરૂ ઝે ખૂન
ચુનીન્ ગોફ્ત પસ બા કનીઝક બરાઝ
કે અય પાકો બીનાદેલો નીકુસાઝ

તારૂં કદ સરોવર જેવું હતું અને પૂનમના ચાંદ જેવો ચેહરો હતો-તે માહતાબ જેવા ચેહરા ઉપર કસ્તુરી જેવા કાળા બાલના ગુચ્છા હતા.

પણ હમણા તે સર્વનું કદ વાંકું વળી ગયું છે-અને તારૂં હાથી જેવું શરીર બરૂ જેવું પાતળું બની ગયું છે.

મારૂં દિલ તારી ઉપર બળે છે-મારી બન્ને આંખો રાત અને દહાડો રડતી રહે છે.

મારો જીવ તારી ઉપર પ્યાર લાવે છે અને શર્મિન્દગીનાં આંસુ મોં ઉપર વરસાવે છે.

આવી આફતમાં હવે તું શું કરવા માગે છે શા માટે તું મને તારો પોતાનો ભેદ કહેતો નથી?"

શાપૂરે તેને કહ્યું કે "ઓ ખૂબસૂરત ચેહરાની અઉરત!-જો તને મારી ઉપર જરાબી દયા આવતી હોય,

તો હું તારી પાસેથી સઉગન્દ સાથનું વચન માગું છું કે જેથી તું જાવેદાન સૂધી તે સઉગન્દથી જરાબી ફરે નહીં

તું મારો ભેદ દુશ્મનને નહીં કહે-અને મારાં દુઃખનોજ વિચાર કરે,

તો જે કાંઇ તેં પૂછ્યું તે હું તને કહું-અને તે વાત સઘળી સચ્ચાઇ ભરેલીજ ઝાહેર કરૂં."

પેલી છોકરીએ પાક દાદારના સઉગંદ ખાધા તેમજ ક્રોસના, વડા પાદરીના, ખ્રીસ્તી સાધુના,

ઈસુ ખ્રીસ્તના આત્માના, તેને ફાંસી દઈ મારી નાખ્યો તેની માતમના, ઈરાનના રાજકર્ત્તાના, પ્યારના અને પોતાનાં જીવના જોખમના કસમ ખાધા,

કે "હું તારો ભેદ કોઇને જરાપણ કહીશ નહીં અને તેવી વાત કરીને કાંઇ પણ ફાયદો મેળવીશ નહીં."

ત્યારે શાપૂરે તેને તમામ ભેદ કહ્યો તેણે સારી કે માઠી કાંઇ પણ વાત છૂપી રાખી નહીં.

પછી તેણીને કહ્યું કે "હવે જો તું મારૂં કહ્યું કરશે અને આ મારો ભેદ છૂપો રાખવા ઉપર પોતાનું દિલ ગિરવી મૂકશે,

તો બધી બાનૂઓમાં તું સરફરાઝ થશે અને તમામ જેહાન તારા પગ નીચે આવશે.

તું ખાણાંની વખતે ગરમ કીધેલું દૂધ લાવજે તે દૂધથી તું આ ચામડાંને નરમ કરી શકશે.

આ ગધેડાંના ચામડાંને દૂધમાં ભિંજવજે-કારણકે એ ચામડું દુન્યામાં પ્રખ્યાત થશે.

મારી ઝિંદગી બાદ ઘણાક વર્ષો સૂધી જે કોઈ ડહાપણ ધરાવનાર શખ્સ હશે તે આ વાત કર્યા કરશે."

તે દાસી દરેક જણ પાસેથી ગુપચુપ છૂપી રીતે ગરમ દૂધ માગી લાવતી.

પછી એક જામમાં તે દૂધ નાખીને આતશનાં બળતાં ઉપર તેને ગર્મ કરતી હતી.

અને છૂપી રીતે શાપૂર પાસે લઈ જતી હતી-અને જેહાનમાં કોઇને પણ તે વાતની ખબર કરતી હતી નહીં.

એમ કરતાં બે અઠવાડિયાં તે કામમાં નીકળી ગયાં-અને આખેરે પેલું ગધેડાંનું ચામડું ભિંજવાઇને નર્મ થઈ ગયું.

જ્યારે શાપૂર પેલાં ચામડાંમાંથી બાહેર નીકળ્યો-ત્યારે તેનું સઘળું બદન દુઃખ ભરેલું અને લોહીથી ભરેલું થયલું હતું.

પછી શાપૂરે પેલી કન્યાને આરૂસે કહ્યું કે "ઓ પવિત્ર, હુશયાર, અને ભલાં કામ કરનારી અઉરત!

ચકી ચારહ્ બાયદ્ કુનૂન્ સાખ્તન્
ઝે હુરૂનહ્ રાય અન્દર્ અન્દાખ્તન્
કે મારા ગુઝર્ બાશદ્ અઝ્ શહ્રે રૂમ
મબાદ્ આફ્રીન્ બર્ ચુનીન્ મર્ઝો બૂમ
કનીઝક્ બદ્ ગોફ્ત ફર્દા પગાહ્
શવન્દ્ ઈન્ બુઝોર્ગાન્ સુએ જશ્નગાહ્
ચકી જશ્ન્ બાશદ્ બરૂમ્ અન્દરૂન્
કે મર્દો ઝનો કૂદક્ આયદ્ બરૂન્
ચુ કદ્બાનૂ અઝ્ શહ્ર્ બીરૂન્ શવદ્
સુએ જશ્ને ખુર્રમ્ બહામૂન્ શવદ્
શવદ્ જાય ખાલીઓ મન્ ચારઈ
બેસાઝમ્ ન તર્સમ્ ઝે પત્યારઈ
દો અસ્પો દો ગૂપાલો તીરો કમાન્
બપીશે તો આરમ્ બરઉશાન્ રવાન્
ચુ બેશ્નીદ્ શાપૂર્ કર્દ્ આફ્રીન્
બરાન્ પુર્ હોનર્ દોખ્તરે પીશબીન્
બઅન્દીશહ્ દેલરા બજાય આવરીદ્
ખેરદ્રા બરીન્ રહ્નુમાય આવરીદ્
ચુ અઝ્ બાખ્તર્ ચશ્મહ્ અન્દર્ કશીદ્
શબ્ આન્ ચાદરે કીર્ બર્ સર્ કશીદ્
પુર્ અન્દીશહ્ શુદ જાને શાપૂર્ શાહ્
કે ફર્દા ચે સાઝદ્ કનીઝક્ પગાહ્
ચુ બર્ ઝદ્ સર્ અઝ્ બુર્જે શીર્ આફ્તાબ્
બેબાલીદ્ રૂઝો બેપાલૂદ્ ખાબ્
બજશ્ન્ આમદ્ આન્ કસ્ કે બૂદ્ ઊ બશહ્ર્
બુઝોર્ગ્ આન્ કે બર્ દારદ્ અઝ્ જશ્ન્ બહ્ર્
કનીઝક્ સુએ ચારહ્ બેન્મૂદ્ રૂય
ચુનાન્ ચૂન્ બુવદ્ મર્દુમે ચારહ્ જૂય
ચુ અયવાને ખાલી બચન્ગ્ આમદશ્
દેલે શીરો ચન્ગે પલન્ગ્ આમદશ્
દો અસ્પે ગેરાન્માયહ્ ઝાખુર્ બેબોર્દ્
ગુઝીદહ્ સેલીહે સવારાને ગોર્દ્
ઝે દીનાર્ ચન્દાન્ કે બાયેસ્ત નીઝ્
ઝે ખુશાબો યાકૂતો હર્ ગૂનહ્ ચીઝ્
ચુ આમદ્ હમહ્ સાઝે રફ્તન્ બજાય
શબ્ આમદ્ દો તન્ રાસ્ત કર્દન્દ્ રાય
સુએ શહ્રે ઈરાન્ નેહાદન્દ્ રૂય
દો ખુર્રમ નેહાન્ શાદો આરામ્જૂય
શબો રૂઝ્ યક્સાન્ હમી તાખ્તન્દ્
બખાબો બખુર્દન્ નપર્દાખ્તન્દ્
બદીન્ગૂનહ્ અઝ્ શહ્રે પુર્ ખારૂસાન્
હમી રાન્દ્ તા કેશ્વરે શારૂસાન્
ચુ અસ્પો તન્ અઝ્ તાખ્તન્ ગશ્ત સોસ્ત
ફેરૂદ્ આમદન્રા હમી જાય જોસ્ત
દેહી ખોર્રમ્ આમદ્ બપીશશ્ બરાહ્
પુર્ અઝ્ બાઘો મયદાનો પુર્ જશ્નગાહ્
તન્ અઝ્ રન્જ ખસ્તહ્ ગુરીઝાન્ ઝે બદ્
બેયામદ્ દરે બાઘબાની બેઝદ્
બેયામદ્ દમાન્ મર્દે પાલીઝ્બાન્
કે હમ નીકદેલ્ બૂદો હમ મીઝ્બાન્

હવે કાંઇક તદબીર કરવી જોઇયે-અને દરેક રીતનો વિચાર કામે લગાડવો જોઇયે.

કે જેથી આપણે રૂમમાંથી છટકી જઇયે-એવી સર ઝમીન ઉપર લઆનત પડજો!"

પેલી છોકરીએ તેને કહ્યું કે "આવતી કાલે સવારે-આ રૂમના બુઝોર્ગ લોકો જશ્નગાહ તરફ જવાના છે.

રૂમમાં એક મોટું જશ્ન થવાનું છે-જેમાં ભાગ લેવા માટે સઘળા મર્દો, અઉરતો અને છોકરાંઓ બાહેર પડશે.

જ્યારે રાણી શેહરની બાહેર જશે-અને ખુશહાલી ભરેલાં જશ્ન તરફ તે મયદાનમાં જશે,

ત્યારે આ જગ્યા ખાલી થશે અને હું એ વાતનો ચારો-કરીશ. કોઈ પણ આફતથી બીહ જઈશ નહીં.

હું ખુશહાલ જીવે બે ઘોડા, બે ગોર્ઝ અને તીર કમાન તારી આગળ ૫૧૦
લાવીશ"

જ્યારે શાપૂરે એવું સાંભળ્યું ત્યારે તે હુનર ભરેલી હોશ્યાર છોકરી ઉપર દુઆ કીધી.

વિચાર કરીને તેણે પોતાનો જીવ ઠેરવ્યો-અને અકલને એ કામમાં પોતાનો રાહબાન બનાવ્યો.

જ્યારે સૂર્યનાં કિરણનો ઝરો પશ્ચિમ તરફ વહેવા લાગ્યો-અને રાતે કાળી ચાદર માથાં ઉપર લીધી,

ત્યારે પાદશાહ શાપૂરનો જીવ અંદેશા ભરેલો થયો કે "આવતી કાલે સવારે પેલી છોકરી શું કરશે?"

જ્યારે સિંહના બુર્જમાંથી આફતાબે પોતાનું સર બાહેર કાઢયું-દિવસ ઉગ્યો અને ઊંઘ દૂર થઈ,

ત્યારે જે કોઈ કે શેહરમાં હતા તે પેલાં જશ્નમાં ગયા-ભાગ્યશાળી તેજ કે જે જશ્નમાં ભાગ લીયે.

હવે પેલી કુમારિકાએ એક ચારો શોધનારા મર્દની માફક યુક્તિ કરવા ઉપર ધ્યાન લગાડયું.

જ્યારે ખાલી મેહલ તેણીના કબ્જામાં આવ્યો-ત્યારે ગોયા સિંહની ૫૧૧
હિમ્મત અને ચિત્તાની ચુંગાલ તેનામાં આવી.

તબેલામાંથી તેણી બે ઊંચી બુન્યાદના ઘોડા લઈ આવી-અને બહાદુર સવારોને લાયકનાં હથિયાર પસંદ કીધાં.

દીનાર, મોતી, યાકૂત અને દરેક બીજી ચીઝોમાંથી જેટલી કે લેવા ઘટતી હતી એટલી લીધી.

જ્યારે સફરનો સઘળો અસ્બાબ તૈયાર થયો-અને રાત પડી ત્યારે બન્નેએ જવાનો નક્કી વિચાર કીધો.

બન્ને જણાં છૂપી રીતે ખુશ ખુશહાલ અને નચિન્તાઇ શોધતાં ઇરાન તરફ રવાના થયાં.

રાત અને દહાડો તેઓ એક સરખાં દોડવા લાગ્યાં-ખાબ કરવામાં કે ખાવા પીવામાં મશ્ગૂલ રહ્યાં નહીં

આ રીતે તે બન્ને વયરાન જગ્યાવાળા મુલકમાંથી આબાદ શેહરો-વાળા મુલક તરફ કુચ કરતાં હતાં.

જ્યારે તેઓના ઘોડા અને તેઓનાં શરીર દોડતાં દોડતાં થાકી ગયાં-ત્યારે કેથે ઉતારાની જગ્યા શોધવા લાગ્યાં.

રસ્તે જતાં એક રળિયામણું ગામડું દેખાયું-જે બાગબગીચા, લીલોતરી-વાળાં મયદાન અને જશ્નગાહ (મોજમઝાહ કરવાની જગ્યા)થી ભરપુર હતું.

તેઓ રંજથી થાકેલાં શરીરે અને આફતથી નાસ્તાં-આવીને એક બાગબાનનું બારણું ઠોક્યું.

પેલો બાગબાન મર્દ દોડી આવ્યો કારણકે તે નેક દિલનો અને પરોણાગત કરનારો હતો.

હો તન્ દીદ્ બા નીઝહો દરૂએો ખૂદ
બેપુર્સીદ્ શાહ્ુરા કે હસ્ત ઈન્ ગ્રુરૂદ
૫૧૨ બદીન્ બી ગહી અઝ કુજા ખાસ્તી
ચુનીન્ તાખ્તન્રા બેયારાસ્તી
બદ્ ગોફ્ત શાપૂર્ કે અય નીકુખાહ્
સખુન્ ચન્દ્ પુર્સી કે ગુમ કર્દહ્ રાહ્
યકી મર્દે ઈરાની અમ રાહ્જૂય
ગુરીઝાન્ નેહાદહ્ બરીન્ મર્ઝ રૂય
પુર્ અઝ દર્દમ અઝ કયસરો લશ્કરશ
મબાદા કે બીનમ સરો અફ્સરશ
ગર્ એમશબ્ મરા મીઝ્બાની કુની
હુશીઆરીઓ મર્ઝબાની કુની
બરૂઆનમ કે રૂઝી બકાર્ આયદત
દેરખ્તી કે કારી બબાર્ આયદત
બદ્ બાઘ્બાન્ ગોફ્ત ઈન્ ખાને તોરસ્ત
તને બાઘ્બાન્ નીઝ મેહ્માને તોરસ્ત
બદાન્ ચીઝ કાયદ્ મરા દસ્તરસ
બેકૂશમ બેયારમ નગૂયમ બકસ
ફેરૂદ્ આમદ્ અઝ અસ્પ શાપૂર્ શાહ્
કનીઝક્ હમી રફ્ત બા ઊ બરાહ્
ખુરેશ સાખ્ત ચન્દી ઝને બાઘ્બાન્
કે હર્ ગૂનહ્ ચન્દાન્ કે બૂદશ તવાન્
૫૧૩ ચુ નાન્ ખુર્દહ્ શુદ્ કારે મય સાખ્તન્દ
સખુન્ માયહ્ જાઈ બેપર્દાખ્તન્દ
મય આવર્દો બેન્હાદ્ બર્દાશ્ત જામ
કે મેહ્માન્ શુદહ્ ખુર્રમો શાદ્કામ
સખુન્ બાઘ્બાન્ મય બશાપૂર્ દાદ્
કે બર્દાર્ અઝાન્ કસ કત આયદ્ બયાદ્
બદ્ ગોફ્ત શાપૂર્ કય મીઝ્બાન્
સખુન્ગૂયો પુર્માયહ્ પાલીઝ્બાન્
કસી કુ મય આરદ્ નુખોસ્ત ઊ ખરદ્
ચુ પીશશ બુવદ્ સાલેયાનો ખરદ્
તો અઝ મન્ બસાલ્ અન્દકી બર્તરી
તો બાયદ્ કે ચૂન્ મય દેહી મય ખરી
બદ્ બાઘ્બાન્ ગોફ્ત કય પુર્ હોનર્
નુખોસ્ત ઊ ખુરદ્ મય કે બા ઝીબો ફર્
તો બાયદ્ કે બાશી બરીન્ પીશરવ
કે પીરી બફર્હન્ગો દર્ સાલ્ નવ
હમી બૂએ તાજ આયદ્ અઝ મૂએ તૂ
બખુર્શીદ્ માનદ્ હમી રૂએ તૂ
બેખન્દીદ્ શાપૂરો બેસ્તદ્ નબીદ્
યકી બાદ્ સર્દ્ અઝ જેગર્ બર્ કશીદ્
૫૧૪ બપાલીઝ્બાન્ ગોફ્ત કય પાક્ દીન્
ચે આગાહી અસ્તત કે ઈરાન્ ઝમીન્
ચુનીન્ દાદ્ પાસોખ કે અય કય મનેશ
કે તૂ દૂર્ બાદા બદે બદ્ કુનેશ
બબદ્ખાહે મા બાદ્ ચન્દાન્ ઝેયાન્
કે અઝ કયસર્ આમદ્ બઇરાનેયાન્
કે ઈરાન્ પરાગન્દહ્ શુદ્ હર્ કે બૂદ્
નમાન્દ્ અન્દરાન્ બૂમ કેશ્તો દેરૂદ્

તેણે બે જણાને બખ્તર, લડાઇની કેલાહ અને નેઝા સાથ જોયા—જે ઉપરથી તેણે શાપૂરશાહને પૂછ્યું, કે "અત્રે કોણની પધરામણી થવાની છે?

આવા કવખતે કયાંથી આવ્યા છો કે આટલી બધી દેડધામ કરી રહ્યા છો?"

શાપૂરે તેને કહ્યું કે "એ નેકખાહ શખ્સ! એક રાહ ભૂલેલા મર્દને તું કેટલા સવાલ પૂછે છે?

હું એક ઈરાની મુસાફેર છું અને નાસતો ભાગતો આ તરફ આવ્યો છું.

રૂમના કયસર અને તેનાં લશ્કરથી હું દર્દ ભરેલો બન્યો છું-એવું ના બનતું કે ફરી હું તેનું સર અને તાજ જોઉં.

જો આજની રાત તું મારો મેઝબાન થાય અને દૂરઅંદેશી વાપરી સરદારપણું દેખાડે,

તો હું ધારૂં છું કે આજની તારી ભલાઈ એક દહાડો તને કામ લાગશે-અને જે ઝાડ કે તું રોપશે તેને ફળ લાગશે."

પેલા બાગબાને તેને કહ્યું કે "આ ઘર તારૂંજ છે અને બાગબાન પોતે પણ તારોજ મેહમાન છે.

મારાથી જે બની શકશે તે હું સઘળું કરીશ અને કોઇને કશું કહીશ નહીં."

આથી પાદશાહ શાપૂર ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને પેલી કુંવારિકા તેની સાથ ચાલવા લાગી.

બાગબાનની ઓરતે પોતાથી બન્યું તેવું હરેક તરેહનું ખાવાનું તૈયાર કીધું.

જ્યારે ખાણું ખાઇ રહ્યાં ત્યારે મય પીવાની તૈયારી કીધી-તેમજ તેઓની સગવડ માટે પોતાનાં ઘરમાં થોડીક જગ્યા ફાલતું પાડી.

તેણે મય લાવી મૂક્યો અને જામ ઉઠાવી-પોતાના મેહમાનથી તે ઘણોજ ખુશ ખુશહાલ થયો હતો.

પછી બાગબાને શાપૂરને તુરત એક મયની જામ આપી-અને કહ્યું કે "તને ગમે તેની યાદમાં આ જામ ઉઠાવ."

શાપૂરે તેને કહ્યું કે "એ મેહમાનગીરી કરનાર, શીરીન સખુન બોલનાર આબરૂદાર બાગબાન!

જ્યારે કોઇ કે મય પીવા લાવે ત્યારે જે કોઈ ઉમરમાં તેમજ ડહાપણમાં વડો હોય તેણેજ પહેલાં પીવો જોઇયે.

તું મારાં કરતાં ઉમરમાં જરા વધારે છે-અને જ્યારે તુંજ મને મય પાય છે તો તારેજ પહેલાં પીવો જોઇયે."

તેને બાગબાને જવાબ દીધો કે "એ હુનરમંદ!-પહેલાં મય તેજ શખ્સ પીએ કે જે ઝેબ આપનારો અને દબદબા ભરેલો હોય.

માટે તનેજ ઘટે છે કે તું હરોલમાં ચાલે-કારણકે તું ઉમરે જવાન છે પણ દાનાઈમાં બુઢ્ઢો છે.

તારાં સર ઉપરના બાલમાં તાજની ખુશબો આવે છે-તારો ચેહરો ખોરશીદ જેવો દેખાય છે."

શાપૂર હસ્યો અને શરાબ લીધો-પણ તેણે છૂપી રીતે પોતાનાં જેગરમાંથી એક સર્દ આહ ખેંચી.

પછી બાગબાનને પૂછ્યું કે "એ પાક દીનના શખ્સ! ઇરાન ઝમીનની તું શું ખબર ધરાવે છે?"

બાગબાને જવાબ દીધો કે "એ પાદશાહી મનના મર્દ!-દુશ્મનની બદી તારીથી દૂર હોજો!

જેટલી આફત કે કયસરથી ઇરાનીઓ ઉપર પડી છે તેટલીજ આફત આપણા દુશ્મનો ઉપર પડજો!

ઈરાનીઓમાંના જે કોઇ કે હતા તેઓ સઘળા પરાગન્દે થઈ ગયા-અને તે મુલકમાં તેની ખેતીવાડી જેવું પણ કાંઈ રહ્યું નથી.

કે બસ ધારતો કુશ્તને મહીં અન
પરાગન્દહુ ગસ્ત આન્ ખુઝોરૂગ્ અન્જુમન
વઝીરાન્ બસી નીઝ તર્સા શુદન્દ
બઝુન્નારૂ પીશે સોકૂબા શુદન્દ
બસી જાસલીકી બસરૂ બરૂ કોલાહુ
બેરૂન અઝ બરો બુમો આરામગાહુ
બદૂ ગોફ્ત શાપૂરે શાહુ ઊર્મેઝદ
કે રખ્શાન્ બુદી ઊ ચુ માહુ ઊર્મેઝદ
કુજા શુદ કે કયસરૂ ચુનીન ચીરહુ શુદ
ઝે બખ્ત આબે ઈરાનેયાન તીરહુ શુદ
બદૂ બાઘબાન્ ગોફ્ત કય સરૂફરાઝ
તોરા જાવેદાન મેહૂતરી બાદો નાઝ
અઝૂ મોર્દહો ઝેન્દહુ જાઇ નશાન
નેયામદ બઇરાન બઇન સરૂકશાન
હરાન્ કસ કે બૂદ અન્દરૂ આબાદ બૂમ
અસીરન્દ સરૂ તા સરૂ અકૂનૂન બરૂમ
બદીન ઝારૂ બગ્રીસ્ત પાલીઝબાન
કે બૂદ આનઝમાન્ શાહુરા મીઝબાન
ચુ શાપૂરૂ દીદ આન્ ચુનાન્ મેહુરે ઊય
હમાન્ ઝારીઓ નાઝુકી ચેહુરે ઊય
બદૂ ગોફ્ત મગ્રી કે યઝદાને પાક
રહાનદ તોરા અઝ ઘમો દર્દે પાક
મન્ અકૂનૂન ચુ દીદમ ચુનીન્ રાઝે ઊય
શનીદમ હમાન્ નીઝ આવાઝે ઊય
હમ્ અમશબ્ અઝ ઈદરૂ શવમ બાઝ શહુરૂ
બેયાબમ મન્ અઝ નીકુઈહાશ બહુરૂ
બદૂ મીઝબાન્ ગોફ્ત કીદરૂ સે રૂઝ
બેબાશી શવદ ખાનહુ ગીતી ફેરૂઝ
કે દાના ઝદ ઇન્ દાસ્તાન્ અઝ નુખોસ્ત
કે હરૂ કસ કે આઝરૂમે મેહુમાન્ નજોસ્ત
નબાશદ ખેરદ હીચ્ નઝદીકે ઊય
નેયાઝ આવરદ બખ્તે તારીકે ઊય
બેબાશો બેયાસાયો મય ખુરૂ બજામ
ચુ ગર્દદ દેલત શાદ બરૂગૂય નામ
બદૂ ગોફ્ત શાપૂરૂ કારી રવાસ્ત
બમા બરૂ કુનૂન્ મીઝબાન્ પાદશાસ્ત
બગૂયમ તોરા હરૂ ચે પુર્સી રવાસ્ત
સખુન્ પુરૂસ તા મરૂ તોરા કીન્ હવાસ્ત
નેગરૂ તા નદારી સખુન્ જોઝ બરાઝ
દેલતરા મબરૂ જોઝ બનીકી ફરાઝ
મરા નામ શાપૂરૂ શાહુ ઊર્મેઝદ
કે ચૂન્ લાલહુ રખ્શાન્ બુદમ દરૂ ફુરેઝદ
ચુ બેશ્નીદ પાલીઝબાન્ જુમ્લહુ રાઝ
સબુક્ બોરૂદ પીશશ બશાદી નમાઝ
બગોફ્તા કે સઉગન્દે મન્ ગશ્ત રાસ્ત
રસીદમ અઝીન્ મન્ બદાન્ કમ હવાસ્ત
નમૂદ આનગહી ફરૂરએ ઈઝદી
ઝે રાએ હુશીવારો અઝ બેખ્રદી
બેબૂદ આન્ શબો ખુર્દો ગોફ્તો શનીદ
સપીદહુ ચુ અઝ કૂહુસરૂ બરૂ કશીદ

પુષ્કળ લૂટફાટ તેમજ મર્દ અને અઉરતોની કતલને લીધે-ત્યાંની ભારી વસ્તી વીખરાઈ ગઈ છે.

વળી તેઓમાંથી પુષ્કળ ખ્રિસ્તી થઇ ગયા છે-અને ગળામાં ક્રૉસવાળી સાંકળી પેહેરવા માટે પાદરી આગળ ગયા છે.

ઘણાક મોટા મોટા ખ્રિસ્તીઓ માથે ઉભી ટોપીઓ મૂકીને-પોતાનાં વતન છોડી અત્રે આવ્યા છે."

તે પરોણાએ કહ્યું કે "શાહ હોરમઝદનો છોકરો શાપૂર-કે જે ચંદ્ર અને બૃહસ્પતિ સેતારા મિસાલ પ્રકાશતો હતો,

તે કયાં ગયો કે કયસર એવી રીતે ગાલેબ આવ્યો?-અને નસીબ સંજોગે ઈરાનીઓનો પ્રકાશ ઝાંખો પડી ગયો?"

બાગબાને તેને કહ્યું કે "ઓ સરફરાઝ મર્દ!-સરદારી અને નાઝ નખરાં હમેશે તનેજ લાયક હોજો!

ઈરાની સરદારોને તે મૂવો છે કે જીવતો તેની કશીએ ખબર પડી નથી. ૫૧૫

આ આબાદી ભરેલા મુલકમાં જે કોઈ હતા તે સઘળા હાલ રૂમમાં કયદી થઈ પડયા છે."

પેલો બાગબાન જે તે વેળા પાદશાહનો મેઝબાન થયલો હતો તે ફોકેફોક રડી પડયો.

જ્યારે શાપૂરે તેની વફાદારી આટલી બધી જોઇ-અને તેનો રડતો અને ઝાંખો પડતો ચેહરો જોયો,

ત્યારે તે બોલ્યો કે "તું રડ ના કારણકે પાક યઝદાન-તને આ તારાં સઘળાં દુઃખમાંથી છોડવશે

હાલ જ્યારે આ સઘળી ભેદી વાતો મેં જોઇ છે-અને વળી એને લગતી હકીકત પણ મેં સાંભળી છે,

ત્યારે આજ રાતેજ હું શેહર તરફ જઇશ-અને તેની ભલાઇનો હું લાભ લઈશ"

પેલા મેઝબાને પાદશાહને કહ્યું કે "જો તું અત્રે ત્રણેક દિવસ-રહે તો આ મારૂં મકાન આફતાબ મિસાલ રોશન થશે.

કારણકે આગળા દાનાઓએ આ વાત કહેલી છે કે 'જે કોઇ શખ્સ કે પોતાના મેહમાનની ખાતેરદારી નથી કરતો,

તેનામાં જરાએ અકલ હોતી નથી-અને તેનું સીઆહ નસીબ તેને તંગીમાં લાવી નાખે છે.'

માટે તું અહીં રહે, આરામ લે અને મયની જામ ઉડાવ-અને જ્યારે ૫૧૬
તારૂં દિલ ખુશહાલ થાય ત્યારે તારૂં નામ મને કહે."

શાપૂર બોલ્યો કે "હા વાજબી છે-કેમકે હાલ તો અમારો મેઝબાન અમારી ઉપર પાદશાહ તરીકે છે.

માટે જે સવાલ પૂછશે તેનો જવાબ હું આપીશ-તને જે ગમે તે મને પૂછી લે.

પણ સંભાળજે આ વાત છૂપીજ રાખજે-તારાં દિલમાં ભલા વિચાર સિવાય બીજો વિચાર લાવતો ના.

મારૂં નામ હોરમઝદનો છોકરો શાપૂરશાહ છે-બાગમાં લાલાનાં ફૂલની મિસાલનો હું હતો."

જ્યારે બાગબાને આ ભેદ ખુલ્લો થયલો જોયો-ત્યારે હસ્તે મોંઢે તેની આગળ નમસ્કાર કર્યો.

તે બોલ્યો કે "મેં જે સઉગન્દ ખાધા છે તે હું ખરેખર પાળીશ-મને મારી ખાહેશ મૂજબનીજ વાત મળી ગઈ."

પાદશાહનાં ડહાપણ ભરેલા વિચાર અને અકલ સાથ-હવે તેનું ઇઝદી ખોરેહ દેખાવા લાગ્યું.

પછી પાદશાહ તે રાત ત્યાં થોભ્યો, ખાધું, પીધું, અને વાતચિત્ત ચલાવી-જ્યારે સવારની સફેદીએ પહાડ ઉપરથી પોતાનું સર ઉઠાવ્યું,

ચુ બરૂરીન્ દેરફૂશી બરૂ આમદ ગે શાઘ
બરે મીહુમાન્ શુદ ખોદાવન્દે બાઘ
૫૧૭ બદૂ ગોફ્ત કએ તો ફર્ખન્દહ બાદ
સરત બરૂ તરૂ અઝ અબ્રે બારન્દહ બાદ
સઝાએ તો ઈમ જાયગાહી નબૂદ
બઆરામ શાયેસ્તહ ગાહી નબૂદ
ચુ મેહુમાને દર્વીશ બાશી ખુરેશ
નેયાબી કે નૂશીદનો પર્વરેશ
બદૂ ગોફ્ત શાપૂર કય નીકુબખ્ત
મન્ ઈન્ ખાનહ બુગ્ઝીદમ અઝ તાજો તખ્ત
યકી ઝન્દોઅસ્ત આરૂ બા બરૂસમત
બઝમઝમ યકી પાસોખી પરૂસમત

બયાવરૂદ હરૂચશ બેફરૂમૂદ શાહ
બયારાસ્તહ બર્સમો બાઝ ગાહ
બઝમઝમ બદૂ ગોફ્ત બરૂ ગૂય રાસ્ત
કે તા મૂબેદાન્ મૂબેદ અકૂનૂન કુજાસ્ત
ચુનીન્ દાદ પાસોખ વરા મીઝબાન્
કે અય પાકદેલ મરૂદે શીરીન્ ઝબાન્
દુ ચશમમ ગે જાઇ કે દારમ નેશસ્ત
બરાન્ ખાનએ મૂબેદાન્ મૂબદસ્ત
નેહાની બપાલીઝબાન્ ગોફ્ત શાહ
કે અઝ મેહતરે દેહ ગેલે મોહરૂ ખાહ
૫૧૮ ચુ બેશનીદ અઝ ઇન્ સખુન બાઘબાન્
ગેલે મોહરૂ આવર્દો આમદ દવાન્
જહાનદારૂ બેન્હાદ બરૂ ગેલ નેગીન
બદાન્ બાઘબાન્ દાદો કરૂદ આફ્રીન
બદૂ ગોફ્ત કીન ગેલ બમૂબેદ સુપારૂ
નેગરૂ તા ચે ગૂયદ હમહ ગૂશ દારૂ
સપીદહ દમાન્ મરૂદ બા મોહરે શાહ
બરે મૂબેદાન્ મૂબેદ આમદ પગાહ
ચુ નઝદીકે દરૂગાહે મૂબેદ રસીદ
પરાગન્દહ ગોર્દાનો દરૂ બસ્તહ દીદ
બઆવાઝ અઝાન્ બારૂગહ બારૂ ખાસ્ત
ચુ બુકુશાદ દરૂ બાઘબાન્ રફ્ત રાસ્ત
ચુ આમદ બનઝદીકે મૂબેદ ફરાઝ
બદૂ મોહરૂ બેન્મૂદો બોર્દશ નમાઝ
ચુ મૂબેદ નેગહ કરૂદ આન્ મોહરૂ દીદ
ગે શાદી દેલે રાયઝન્ બરૂ દમીદ
વઝાન પસ બરાન્ નામ ચન્દી ગેરીસ્ત
બદાન્ બાઘબાન્ ગોફ્ત કીન્ મરૂદ કીસ્ત
ચુનીન્ દાદ પાસોખ કે અય નામદારૂ
નેશસ્તહ બખાને મનસ્ત ઇન્ સવારૂ
૫૧૯ દુરોસ્તસ્ત કૂ નીસ્ત જોઝ શહરૂયારૂ
તો ઈન્ કારૂરા બરૂ ગુમાની મદારૂ
યકી માહ બા ઊ ચુ સર્વે સહી
ખેરદમન્દો બા ઝીબો બા ફરૂરહી
બદૂ ગોફ્ત મૂબેદ કે આન્ નામજૂય
નેશાને કે દારદ બબાલાઓ રૂય

અને જ્યારે પહાડની કઢણમાંથી સોનેરી ઝુંડો બાહેર આવ્યો-ત્યારે બાગનો સાહેબ પેલા મેહમાનની નઝદીક ગયો.

અને પાદશાહને કહ્યું કે "તારો દહાડો મુબારક બનજો તારૂં સર વરસાદનાં વાદળ કરતાં વધારે ચઢિયાતું હોજો!

આ મારૂં મુકામ તારા ઉતારાને લાયકનું નહીં હતું-તને આરામ લેવાની લાયક જગ્યા આ નહીં હતી

તું એક ગરીબ માણસનો પરોણો થયો છે માટે તને ખાવા પીવાનું મન ગમતું મળે નહીં."

શાપૂરે તેને કહ્યું કે "ઓ નેકબખ્ત માણસ!-આ ઘરને મારાં રાજ-પાટ કરતાં વધારે સારૂં ગણું છું.

એક ઝંદ અવરસ્તાની કેતાબ બર્સમ સાથ લઇ આવ હું અવસ્તાના કલામોના ગણગણતા આવાઝના સઉગન્દ આપી તને એક સવાલ પૂછી તેનો જવાબ માંગીશ."

જે ચીઝો પાદશાહે મંગાવી તે બાગબાન લઇ આવ્યો-અને બર્સમ બાજની જગ્યા તૈયાર કીધી.

પછી અવસ્તાનાં ભણતરના સઉગન્દ આપીને પાદશાહે પૂછ્યું કે "ખરૂં કહે કે વડો વઝીર હાલ કયાં છે?"

પેલા મેઝબાને તેને એવો જવાબ આપ્યો-કે "ઓ શીરીન ઝબાનના પાકદિલ મદ!

હું જ્યાં બેઠો છું ત્યાંથી મારી બન્ને આંખો તે વડા વઝીરનાં ઘર ઉપર નઝર કરે છે"

આથી પાદશાહે તે બાગબાનને હરૂસેથી કહ્યું કે "ગામના પટેલ પાસેથી થોડીક લાખ માગી લાવ."

જ્યારે પેલા બાગબાને પાદશાહથી આ સખુન સાંભળ્યા ત્યારે તે લાખ લઇને દોડતો પાછો આવ્યો.

પાદશાહે તે લાખ ઉપર પોતાની મોહર દાબી-અને પેલા બાગબાનને આપી તેનો ઉપકાર માન્યો.

અને તેને કહ્યું કે "આ સીલ કીધેલી લાખ વઝીરને આપજે અને ધ્યાન રાખજે તે શું કહે છે તે તું બરાબર સાંભળજે."

સવારના પોહોરમાં પાદશાહની મોહર લઇને પેલો શખ્સ-વડા વઝીર પાસે આવ્યો.

જ્યારે તે વઝીરની દરગાહ પાસે જઈ પહોંચ્યો-ત્યારે તેની આસ-પાસ પેહલવાનોને ફરતા જોયા અને દરબારનો દરવાઝો બંદ જોયો.

તેણે આવાઝ મારી દરબારમાં દાખેલ થવાની પર્વાનગી માગી-જ્યારે દરવાઝો ખુલ્યો ત્યારે તે બાગબાન સીધો વઝીર આગળ ગયો.

જ્યારે તે વઝીરની છેક નઝદીક આવ્યો-ત્યારે પેલી પાદશાહવાળી મોહર તેને દેખાડી અને નમન કર્યું

જ્યારે વઝીરે નેગાહ કરીને પેલી મોહર જોઈ ત્યારે તે સલાહકાર શખ્સનું દિલ ખુશીથી ખીલ્યું

ત્યાર બાદ તે પેલી મોહર ઉપરનાં નામ માટે ઘણોક રડયો-અને તે બાગબાનને પૂછયું કે "આ માણસ કોણ છે?"

તેણે એવો જવાબ આપ્યો કે "ઓ નામદાર!-આ નામીચો સવાર મારાજ ઘરમાં ઉતરેલો છે.

ખરીજ વાત છે કે તે પાદશાહ સિવાય બીજો કોઇજ નથી-તું આ વાતને શક ભરેલી ના ગણ.

તેની સાથ એક ડહાપણ ભરેલો, ઝેબાયેશ પામેલો અને દબદબા સાથનો સીધાં સરોવરનાં ઝાડ જેવો માહતાબ પણ છે."

વઝીરે તેને કહ્યું કે "તે નામજોય-કદમાં અને ચેહરામાં કેવી રીતનો છે?"

બદૂ બાગ્બાન્ ગોફ્તઃ હર્ કે બહાર્
નદીદહસ્ત્ સરવ્ અઝ્ લબે જૂયબાર્
બબાલાઓ રોખસારે ઊ બેન્ગરદ્
હમી દેલ્ ઝે દીદનશ રામેશ બરદ્
દો બાઝૂ બકેર્દારે રાને હયૂન્
બરશ ચૂન્ બરે શીરો ચેહ્રશ ચુ ખૂન્
હમી રન્ગે શરૂમ્ આયદ્ અઝ્ મેહ્રે ઊય
હમી ઝીબે તાજ્ આયદ્ અઝ્ ચેહ્રે ઊય

બાગબાને તેને કહ્યું કે "જે કોઇએ કે ખીલેલો બહાર-અને નદીના કિનારા ઉપરનું સીધું સરોવર જોયું નહીં હોય,

તે તેનું કદ અને ચેહરો જોય અને તેને જોવાથી પોતાનું દિલ ખુશહાલ બનાવે.

તેની બન્ને બાઝૂ ઊંટની રાન જેવી મઝબૂત છે-તેની છાતી સિંહની છાતી મિસાલ છે અને તેનો ચેહરો લોહીના જેવો રાતો બનેલો છે.

તેની ઉપરની આપણી મોહબતથી લાજ મર્યાદાનો રંગ દેખાઈ આવે છે-તેના ચેહરા ઉપરથી તાજનો સણગાર નઝર આવે છે."

## આગાહી યાફ્તને મૂબેદ્ વ પહ્લ-વાનાન્ અઝ્ આમદને શાપૂર્ વ રફ્તને ઇશાન્ બા સેપાહ્ બનઝ્દે ઊ.

ચુ પાલીઝબાન્ ગોફ્તો મૂબેદ્ શનીદ્
બરઉશન્ રવાન્ મરૂદ્ દાના બેદીદ્
કે આન્ શીરૂદેલ્ મરૂદ્ જોઝ્ શાહ્ નીસ્ત્
હમાન્ ચેહ્રહ્ જોઝ્ દરૂખરે ગાહ્ નીસ્ત્
ફેરેસ્તાદઈ જોસ્ત્ રઉશન્ રવાન્
ફેરેસ્તાદ્ મૂબેદ્ બરે પહ્લવાન્
કે પયદા શુદ્ આન્ ફરૂરે શાપૂર્ શાહ્
તો અઝ્ હર્ સુઈ અન્જુમન્ કુન્ સેપાહ્
ફેરેસ્તાદએ મૂબેદ્ આમદ્ દવાન્
ઝે જાઈ કે બુદ્ તા દરે પહ્લવાન્
સેપહ્બુદ્ ઝે ગોફ્તારે ઊ ગશ્ત્ શાદ્
હમાનગહ્ દો રોખ બર્ ઝમીન્ બર્ નેહાદ્
બદાદાર્ ગોફ્ત અય જહાનદાર્ રાસ્ત્
પરસ્તેશ બજોઝ્ મર્ તોરા નાસઝાસ્ત્
કે દાનેસ્ત્ હરગેઝ્ કે શાપૂર્ શાહ્
બબીનદ્ સેપહ્રાઓ ઊરા સેપાહ્
સેપાસ્ અઝ્ તો અય દાદગર્ યક્ ખોદાય
જહાનદારો બર્ નીકુઈ રહ્નુમાય
ચુ શબ્ બર્ કશીદ્ આન્ દેરફ્શે સેયાહ્
સેતારહ્ પદીદ્ આમદહ્ ગેર્દે માહ્
ફરાઝ્ આમદ્ અઝ્ હર્ સુઈ લશ્કરી
ઝે જાઇ કે બુદ્ દર્ જહાન્ મેહ્તરી
સુએ શારૂસાન્ સર્ બરઅફ્રાખ્તન્દ્
યગાનો દુગાન્ સુએ ઊ તાખ્તન્દ્
બદરગાહે પાલીઝબાન્ આમદન્દ્
બશાદી બરે મીઝબાન્ આમદન્દ્
ચુ લશ્કર્ શુદ્ અન્બૂહ્ બર્ દર્ સરાય
બનઝ્દીકે શાહ્ આમદ્ આન્ નીકરાય
બેફ્રમૂદ્ તા બર્ કુશાદન્દ્ રાહ્
અગર્ ચેહ્ ફેરૂમાયહ્ બુદ્ બારગાહ્

## વઝીર અને પેહલવાનોનું શાપૂરના આવવાથી વાકેફ થવું અને તેઓનું લશકર લઈ તેની નઝદીક જવું.

જ્યારે પેલો બાગબાન એ પ્રમાણે બોલ્યો અને વઝીરે તે સાંભળ્યું-ત્યારે તે રોશન જીવના દાના મર્દે જોયું,

કે "તે સિંહની હિમ્મતનો મર્દ પાદશાહ સિવાય બીજો કોઇજ નથી-તેજ ચેહરો તખ્તને લાયકના સિવાય બીજો કોઈ નથી."

પછી તે વઝીરે એક ચાલાક કાસેદ શોધી કાઢી લશકરના વડા સરદાર આગળ મોકલ્યો.

પ૨૦ અને કહેવાડિયું કે "પાદશાહ શાપૂરનું ખોરેહ પાછું ઝાહેરમાં આવ્યું છે-માટે તું ચો તરફથી લશકર એકઠું કર"

પેલા વઝીરનો કાસેદ પોતાનાં ઠેકાણાં ઉપરથી સેપહસાલારને ત્યાં દોડતો કે આવ્યો.

સેપહસાલાર તેની વાતથી ખુશહાલ થયો-અને તુરત પોતાનું મોં ઝમીન ઉપર મેલી,

ખોદાતાલાની સેતાયેશ કરવા લાગ્યો કે "ઓ દુન્યાના નેગહબાન ઈન્સાફી સાહેબ!-તારા સિવાય બીજા કોઇની પરસ્તેશ કરવી રવા નથી.

કોણ જાણતું હતું કે હવે પછી શાહ શાપૂર કદી પણ પોતાનાં લશકરને જોશે અને લશકર પાદશાહને જોશે?

તે માટે ઓ જેહાનના નેગહબાન, નેકીનો માર્ગ દેખાડનાર અને ઈન્સાફના ખાવંદ એકલા એક ખોદા! હું તારી શુક્ર ગુઝારી કરૂં છું."

જ્યારે રાતે પોતાનો સીઆહ ઝુંડો ઉઠાવ્યો-અને માહતાબની આસ પાસ સેતારા રોશન થયા,

ત્યારે ચો તરફથી લશકર ભેગું થયું-અને દેશમાં જ્યાં કેથે કે સરદારો હતા,

તેઓએ શેહર તરફ જવા માટે સર ઉઠાવ્યાં-અને એકેક બબ્બે જણ પાદશાહ તરફ આવવા લાગ્યા.

એમ કરતાં તેઓ ખુશહાલી સાથ પેલા મેઝબાન બાગબાનનાં ઘર આગળ આવી લાગ્યા.

પ૨૧ જ્યારે લશકર ઘરના દરવાઝા ઉપર એકઠું થયું-ત્યારે પેલો નેક અકલનો વઝીર પાદશાહની નઝદીક આવ્યો.

જો કે તે દરબાર ભરવાની જગ્યા ઘણીજ નાની હતી-છતાં પાદશાહે ફર્માવ્યું જેથી સર્વ દાખેલ થયા.

ચુ રફ્તન્દ નઝદીકે આન્ નામજૂગ
ચકાયદ્ નેહાદન્દ બર્ ખાક્ રૂય
મેહાન્રા હમહ્ શાહ્ દર્ બર્ ગેરેફ્ત
કે બદ્હા ખોરૂશીદન્ અન્દર્ ગેરેફ્ત
બેગોફ્ત આન્ચે અઝ ચર્મે ખર્ દીદહ્ બૂદ
સુખુનહા કે કયસર્ કે બેશ્નીદહ્ બૂદ
હમ આઝાદએ બર્દએ ખૂબ્ચેહર્
બેગોફ્ત આન્ચે ઊ કરૂદ પયદા કે મેહર્
કઝુ યાફ્તમ જાનો અઝ કેર્દેગાર્
કે ફર્ખોન્દહ્ બાદા બર્ રૂઝગાર્
અગર્ શાહ્રૂયારીઓ ફર્ખન્દઈ
શવદ બન્દઈ પુર્ હોનર્ બન્દઈ
મનમ બન્દહ્ ઈન મેહ્રૂબાન્ બન્દહ્રા
ફુશાદહ્ દેલો રાઝ દારન્દહ્રા
બહર્ સૂ કે અફ્નૂન્ સેપાહે મનસ્ત
વગર્ પાદ્શાહીઓ રાહે મનસ્ત
૫૨૨ હમહ્ કસ ફેરેસ્તીદો આગહ્ કુનીદ
તલાયહ્ પરાગન્દહ્ બર્ રહ્ કુનીદ
બેબન્દીદ વીઝહ્ રહે તયસફૂન્
નબાયદ કે આગાહી આયદ બેરૂન્
ચુ કયસર્ બેયાબદ કે મા આગહી
કે પયદા શુદ આન્ ફર્રે શાહન્શાહી
બેયાયદ સેપાહે મરા બર્ કનદ
દેલો પોશ્તે ઈરાનેયાન્ બેશ્કનદ
કુનૂન્ મા નદારીમ પાયાબે ઊ
નતાબીમ બા બખ્તે શાદાબે ઊ
ચુ મૂબેદ બેયાયદ બેયારદ સેપાહ્
બેબન્દીમ બર્ મૂરો બર્ પશ્શહ્ રાહ્
બેસાઝીમો આરાયેશે નવ કુનીમ
નેહાની મગર્ બાદ બીખવ કુનીમ
બેબાયદ બહર્ ગૂશઈ દીદહ્બાન્
તલાયહ્ બરૂઝો બશબ્ પાસબાન્
અઝાન્ પસ નમાનમ કે અઝ રૂમેયાન્
કસી ખોસ્પદ ઈમન્ ફુશાદહ્ મેયાન્

જ્યારે તેઓ તે નામદાર પાદશાહની નઝદીક ગયા-ત્યારે સઘળાઓએ ખાક ઉપર પોતાનાં મોં મૂકયાં.

પાદશાહે સઘળા સરદારો સાથ બગલગીરી કીધી અને પોતાની ઉપર પડેલી આફતો માટે પોકાર કરવા લાગ્યો.

તેણે જે કાંઇ પેલાં ગધેડાનાં ચામડાંથી ખમવું પડયું હતું તે તેમજ કયસરના કહેલા સખુનો જે તેણે સાંભળ્યા હતા તે સર્વ કહ્યું.

તેમજ પેલી ખૂબસૂરત ઈરાની દાસીએ પોતા તરફના પ્યારને લીધે જે કાંઈ બજાવી દેખાડયું હતું તે માટે બોલ્યો,

કે "મેં એની મારફતે ખોદાની મદદથી મારી હયાતી પાછી મેળવી છે-માટે એની ઉપર ઝમાનો મુબારક બનજો !

જો કોઈ શાહઝાદો કે કોઇ બુઝોર્ગ માણસ એક ગુણવંતી દાસીનો ગોલામ બન્યો હોય,

તો તે હુંજ આ મેહરબાન દાસીનો ગોલામ બનેલો છું-ઉમંગી અને વિશ્વાસુ દાસીનો ગોલામ હું બન્યો છું.

હવે જ્યાં કેથે કે મારૂં લશ્કર વીખરાઇ ગયલું હોય-અને જ્યાં મારી સલ્તનત અને સત્તા ચાલતી હોય,

ત્યાં સઘળે ઠેકાણે માણસો મોકલો અને ખબર કરો અને સઘળા રસ્તા ઉપર તલાયા લશ્કરને છોડી મૂકી તે બંધ કરી લેઓ.

તેમાં ખાસ કરીને તયસફૂનનો માર્ગ બંધ કરો-એવું નહીં બનવું જોઇયે કે આ ખબર બાહેર જાય

જો કયસરને આપણી ખબર પડશે કે શેહન્શાહી ઝળકાટ પાછો ઝાહેર થયો છે,

તો તે આવી મારા લશ્કરને ઉખેડી નાખશે-અને ઈરાનીઓની હિમ્મત અને પીઠ તોડી નાખશે.

તેની સામે થવાની હમણા આપણામાં શક્તિ નથી-અને તેનાં ખીલતાં નસીબ સાથ આપણ પાયદારી કરી શકીશું નહીં.

પણ જ્યારે વઝીર આવશે અને લશ્કર લાવશે ત્યારે આપણે કીડી અને મચ્છરનો જવાનો રસ્તો રોકી દઇશું.

આપણે તૈયારી કરીશું અને દેશને નવો સણગાર આપીશું-ચુપચુપ બાગમાંથી જંગલી ઘાસને ઉખેડી નાખીશું.

દરેક ખૂણે ખૂણે જાસૂસો મોકલવા જોઇયે અને રાત દહાડો તલાય અને ચોકીદારો રાખવા જોઇયે

હવે પછીથી હું રૂમીઓમાંથી કોઇને પણ ખુલ્લી કમરે નચિન્ત સૂવા દઇશ નહીં."

## શબીખૂન્ ઝદને શાપૂર્ વ ગેરેફ્તાર્ શુદને કયસર્.

:o:

બસી બર્ નેયામદ બરીન્ રૂઝગાર્
કે શુદ મર્દુમે લશ્કરશ શશ હઝાર્
૫૨૩ ફેરેસ્તાદ શાપૂર્ કારૂઆગેહાન્
સુએ તયસફૂન્ કારૂદીદહ્ મેહાન્
બદાન્ તા કે કયસર્ દેહન્દ આગહી
બદીન્ બર્ કે દરગાહે બા ફર્રહી
બેરફ્તન્દ કારૂઆગહાન્ નાગહાન્
નેહોફ્તહ્ બેજુસ્તન્દ કારે જહાન્

## શાપૂરનું શબીખૂન મારવું અને કયસરનું પકડાવું.

:o:

આ વાત ઉપર ઘણોક વખત નહીં ગયો-એટલામાં તેનું છ હઝાર માણસનું લશ્કર એકઠું થયું.

શાપૂરે કસાયલા યોદ્ધાઓને તયસફૂન તરફ મોકલ્યા.

કે જેથી તેઓ કયસરની અને તેની દબદબાભરી દરબારની ખબર લાવે.

તુરતજ પેલા અનુભવીઓ ગયા-અને છૂપી રીતે તે દેશના વહિવટની તપાસ કરવા લાગ્યા.

ચુ દીદન્દ હરૂચૂનહુ બાઝ આમદન્દ
બરે શાહે ગર્દનફરાઝ આમદન્દ
કે કયસરૂ ઝે મય ખુર્દનો અઝ શેકારૂ
હમી હીચ નન્દીશદ અઝ રૂઝગારૂ
સેપાહશ પરાગન્દહુ બરૂ હરૂ સુઈ
બતારાજ કર્દન બહરૂ પહુલુઈ
ન રૂઝશ તલાયહુ ન શબ્ પાસબાન
સેપાહસ્ત હમચૂન રમહુ બી શબાન
નબીનદ હમી દુશ્મન અઝ હીચ સૂય
પસન્દશ ખુવદ ઝીસ્તન બારૂઝૂય
ચુ બેશ્નીદ શાપૂરૂ અઝાન્ શાદ ગશ્ત
હમહુ રંજહા પીશે ઊ બાદ ગશ્ત
ગુઝીન કરૂદ અઝ ઈરાનેયાન્ સેહુ હઝારૂ
ઝેરેહુદારો બર્ગુસ્તુવાનવરૂ સવારૂ
શબે તીરહુ જઉશન બબરૂ દરૂ કશીદ
સેપહુરા સુએ તયસફૂન્ બરૂ કશીદ
બતીરહુ શબાન તીઝ બેશતાફૂતી
ચુ રઉશન શુદી રૂય બરૂતાફૂતી
હમી રાન્દી દરૂ બેયાબાનો કૂહુ
બદાન્ રાહો બીરાહુ ખુદ બા ગોરૂહુ
ફેઝુન અઝ દો ફર્સંન્ગ પીશે સેપાહુ
હમી દીદહુબાન્ બૂદ બીરાહો રાહુ
ચુનીન્ તા બનઝદીકીએ તયસફૂન્
તલાયહુ હમી રાન્દ પીશ અન્દરૂન્
બલશ્કરૂગહુ આમદ ગુઝશ્તહુ દો પાસ
ઝે કયસરૂ નબૂદશ બદેલ દરૂ હેરાસ
અઝાન્ મરૂઝ નશ્નીદ આવાઝે કસ
ઘવે પાસબાનાનો બાન્ગે જરસ
પુરૂ અઝ ખીમહુ યકૂ દશ્તો ખરૂગાહુ બૂદ
અઝાન્ તાખ્તન્ ખુદ કે આગાહુ બૂદ
ઝે મય મસ્ત કયસરૂ બપર્દહુ સરાય
ઝે લશ્કરૂ નબૂદ અન્દરાન્ મરૂઝ જાય
ચુ ગીતી ચુનાન્ દીદ શાપૂરે ગોરૂદ
એનાને કઈ બારગીરા સેપોરૂદ
સેપહુરા બલશ્કરૂગહુ અન્દરૂ કશીદ
બેઝદ દસ્તો ગુર્ઝે ગેરાન્ બરૂ કશીદ
બઅબ્રૂ અન્દરૂ આમદ દમે કરૂરનાય
ચેરંગીદને ગુર્ઝો હેન્દી દરાય
દેહાદેહુ બરૂ આમદ ઝે હરૂ પહુલુઈ
ચકાચાકૂ બરૂખાસ્ત અઝ હરૂ સુઈ
તો ગોફૂતી મગરૂ આસ્માન્ બેત્રકદ
ઝે ખુરૂશીદ ખૂન બરૂ હવા બરૂ ચકદ
દુરોખ્શીદને કાવેયાની દેરફૂશ
શબે તીરહો તીગહાએ બનફૂશ
તો ગોફૂતી હવા તીઘ બારદ હમી
જહાન્ ચકૂસરહુ મીઘ દારદ હમી
ઝે ગર્દે સેપહુ ચરૂખ શુદ નાપદીદ
સેતારહુ હમી દામન્ અન્દરૂ કશીદ
સરાપર્દહએ કયસરે બી હોનરૂ
હમી કરૂદ શાપૂરૂ ઝીરો ઝબરૂ

જ્યારે દરેક વાત જોઇ લીધી ત્યારે તેઓ પાછા ફર્યા અને ગરદન ફરાઝ પાદશાહની હુઝૂર આવ્યા.

અને બોલ્યા કે "કયસર મય પીવા અને શેકાર કરવા સિવાય-ઝમાનાની ચાલ માટેનો કાંઇ પણ અંદેશો કરતો નથી.

તેનું લશ્કર ચો તરફ સરહદ ઉપરના ગામો તારાજ કરવા માટે વીખરાઇ ગયું છે

દિવસે નથી તેના તલાયા કે નથી રાતે તેના ચોકીબાનો તેનું લશ્કર ગોવાળિયા વગરનાં મેંઢાંનાં ટોળાં જેવું થઈ પડયું છે.

તેને કેથે પણ કોઈ દુશ્મન જણાતો નથી-તેથી તે પોતાની મરજી પ્રમાણે ઝિંદગી ગુઝારવાનું પસંદ કરે છે"

જ્યારે શાપૂરે એ સાંભળ્યું ત્યારે તે ખુશહાલ થયો-તેનું તમામ દુઃખ ઉડી ગયું.

તેણે ઈરાનીઓમાંથી બખ્તર પેહેરનારા અને ઘોડાઓને પણ બખ્તર પેહેરાવનારા ત્રણ હઝાર સવાર ચુંટી કાઢયા.

અને પોતે બખ્તર પેહેરી અંધારી રાતે તયસફૂન ઉપર ચઢાઈ કીધી. ૫૨૪

તે અંધારી રાતે દોતાળી કરતો જતો હતો પણ જ્યારે દિવસ ઉગતો ત્યારે ભરાઈ બેસતો હતો.

એ પ્રમાણે લશ્કર સાથ પોતે જંગલ અને પહાડમાં રસ્તે અને કરસ્તે ચાલવા લાગ્યો.

લશ્કરની બે ફર્સંગથી પણ વધારે આગળ રાહે કે ઉગતુ રાહે ચોકીબાનો ચાલતા હતા.

એ પ્રમાણે તયસફૂનની નઝદીક જઈ પહોંચ્યો ત્યાં સૂધી તલાયા લોકોને આગળ આગળ ચલાવ્યા કરતો હતો.

બે પોહોર રાત ગુઝરી ત્યારે તે કયસરની છાવણીમાં પુગ્યો તેને કયસરની જરાએ ધાસ્તી ન હતી.

ત્યાં કોઇનો આવાઝ કે ચોકીદારનો પોકાર કે ઘંટનો ઘોઘાટ કશું સાંભળ્યું નહીં.

સઘળું મયદાન તમ્બુ અને શામિયાનાથી ભરેલું હતું-આ આવતા હુમ્લાથી તે પોતે કયાં ખબરદાર હતો?

કયસર પોતે તે મયથી મસ્ત બની મેહલમાં પડેલો હતો તે તરફ લશ્કરની છાવણી નહીં હતી.

જ્યારે બહાદુર શાપૂરે એવી હાલત જોઇ-ત્યારે તેણે પોતાની પાદશાહી લગામ ઘોડાને સોંપી દીધી.

તેણે લશ્કરને છાવણીમાં ઘુસાડિયું અને પોતાનો હાથ ભારી ગોર્ઝ ૫૨૫
ઉપર મારી તે ઉઠાવ્યો.

કરનાયના પોકાર અને ગોર્ઝ તેમજ હિંદી ઘંટના આવાઝ વાદળ સૂધી ગયા.

દરેક ઠેકાણેથી ધરપકડના આવાઝ નીકળ્યા-અને ચો તરફથી હથિયારોના ચમકાટ ઉઠી રહ્યા.

એવું માલૂમ પડતું હતું કે જાણે આસ્માન ફાટી ગયો છે-અને ખુરશીદમાંથી હવા ઉપર લોહી ટીપાય છે.

કાવેયાની ઝુંડાના ઝળકાટે-અંધારી રાતે અને આસ્માની રંગની તલવારે કરી,

એવું લાગતું હતું કે ગોયા હવા તલવારોનો વરસાદ વરસાવે છે-અને તમામ જેહાને વાદળ ફરી વળ્યું છે.

લશ્કરની ગર્દથી આસ્માન અને સેતારાઓ ઢંકાઈ ગયા હતા.

તે આળસુ કયસરની છાવણી-શાપૂરે ઝીરોઝબર કરી નાખી.

બીઅન્દાઝહ્ કોશતન્દ રૂમી સવારૂ
ફોઝૂન્ અઝ્ દહો દૂ હઝારાન્ શુમારૂ
બહરૂ ગૂશઈ આતેશ અન્દરૂ ઝદન્દ
હમી આસ્માન્ બરૂ ઝમીન્ બરૂ ઝદન્દ
૫૨૬ સરન્જામ્ કયસરૂ ગેરેફ્તારૂ શુદ
વઝૂ અખ્તરે નીકૂ બીઝારૂ શુદ
વઝાન્ ખીમહા નામદારાને ઊય
દેલીરો ગુઝીદહ્ સવારાને ઊય
ગેરેફ્તન્દ બેસ્યારો કર્દન્દ બન્દ
ચુનીનસ્ત્ કેર્દારે ચર્ખે બલન્દ
ગહી ઝૂ ફરાઝ્ આયદો ગહ્ નેશીબ્
ગહી શાદમાનીઓ ગાહી નેહીબ્
બા આઝારીઓ મરૂદુમી બેહતરસ્ત
કેરા કેર્દગારે જહાન્ યાવરસ્ત
ચુ શુદ રૂઓ શબ્ દામન્ અન્દરૂ કશીદ
દેરફ્શે ખુરૂ આમદ ઝે બાલા પદીદ
બેફરૂમૂદ શાપૂરૂ તા શુદ દબીરૂ
કલમ ખાસ્તો કેર્તાસો મુશ્કો અબીરૂ
નબેશ્તન્દ નામહ્ બહરૂ કેશ્વરી
બહરૂ પાદશાહીઓ હરૂ મેહ્તરી
સરે નામહ્ કરૂદ આફ્રીને નેહાન્
ઝે મા બાદ બરૂ કેર્દગારે જેહાન્
કે ઊરાસ્ત બરૂ નીકુઈ દસ્તરસ
બનીરૂ નેયાઝશ નેયાયદ બકસ
૫૨૭ હમ ઊ આફ્રીનન્દએ રૂઝગારૂ
બનીકી હમ ઊ બાશદ આમૂઝગારૂ
ચુ કયસરૂ કે ફર્માને યઝદાન્ બેહેશ્ત
બઈરાન્ બજોઝ્ તોખ્મે ઝફ્તી નકેશ્ત
બઝારી હમી બન્દ સાયદ કુનૂન
ચુ જાન્રા નબૂદશ ખેરદ રહ્નમૂન
હમી તાજે શાહી બમા બરૂ સેપોરૂદ
બગીતી બજોઝ્ નામે ઝેશ્તી નબોરૂદ
ગુસસ્તહ્ શુદ આન્ લશ્કરો બારૂગાહ્
બનીરૂએ યઝદાન્ કે બેન્મૂદ રાહ્
હરાન્ કસ કે યાબીદ રૂમી બશહ્રૂ
ઝે શમ્શીરૂ બાયદ કે યાબન્દ બહ્રૂ
હમહ્ દાદ જૂઇદો ફર્માન્ કુનીદ
બનવ્વી ઝે સરૂ બાઝ પયમાન્ કુનીદ
હયૂની બેયામદ ઝે હરૂસૂ દવાન્
અબા નામએ શાહે રઉશન્ રવાન્
ઝે લશ્કરૂગહ્ આમદ સુએ તયસફૂન
બેયાઝારૂ બેન્શસ્ત બા રહ્નમૂન
ચુ તાજે બુઝોર્ગાન્ બસરૂ બરૂ નેહાદ
ઝે દાદારે નીકી દેહેશ કરૂદ યાદ
૫૨૮ યકી ખેલઅત અઝ્ બહ્રે પાલીઝબાન્
બેયારાસ્તો ઝાન્ શાદ કર્દશ રવાન્
બેફરૂમૂદ તા શુદ બઝેન્દાન્ દબીરૂ
બકેર્તાસ બેન્વેશ્ત નામે અસીરૂ
હઝારો સદો દૂ તન્ આમદ શુમારૂ
બુઝોર્ગાને રૂમ આન્ કે બુદ નામદારૂ

બે હિસાબ રૂમી સવારોને કાપી નાખ્યા-જેની ગણત્રી બાર હઝારથી વધુની થઈ.

ખૂણે ખૂણે આગ લગાડી દીધી-ગોયા તેઓ આસ્માનને પણ ઝમીન ઉપર નાખવા લાગ્યા.

શેવટે કયસર પકડાઇ ગયો-અને તેનો નેક સેતારો તેનાથી બેઝાર થયો.

તે તમ્બુઓમાંથી તેના નામદારો-તેના દિલાવરો અને પસંદ કીધેલા સવારોમાંના,

ઘણાકોને પકડયા અને કયદ કીધા-બુલંદ આસ્માનનાં કામ એવીજ રીતનાં છે.

તેનાથી કોઇ વખત ચઢતી તો કોઇ વખત પડતી આવે છે કોઇ વખત ખુશાહાલી તો કોઈ વખત ધાસ્તી આવે છે.

દુન્યાને પયદા કરનાર સાહેબ જેનો મદદગાર થયો હોય-તેને માટે તો નિર્દોષપણું અને ઈન્સાનીઅતપણુંજ બેહતર છે.

જ્યારે રાતે પોતાની દામન ખેંચી લીધી અને દિવસ ઉગ્યો-અને ખુરશીદનો ઝુંડો ઊંચો દેખાવા લાગ્યો,

ત્યારે શાપૂરે હોકમ કર્યો જેથી મુન્શી ત્યાં હાઝેર થયો-તેણે કાગઝ, કલમ, કસ્તુરી અને અબીર માગી

તેણે દરેક મુલકમાં દરેક પાદશાહો અને સરદારો ઉપર નામા લખ્યાં.

નામાની શુરૂઆતમાં એમ લખ્યું કે "જેહાનના પયદા કરનાર સાહેબ આગળ ખરાં અંતઃકરણથી શુકાના કરૂં છું,

કે ભલાઇ ઉપર તેનો હાથ હમેશ લમ્બાયલો છે-તેને બળ માટે કોઇની મદદ લેવાની ઝરૂર પડતી નથી.

ઝમાનાનો પયદા કરનાર તેજ છે નેકીનો શીખવનારો પણ તેજ સાહેબ હોય છે.

જ્યારે કયસરે પાક યઝદાનનું ફરમાન છોડી દીધું-અને ઈરાનમાં બુરાઇનાં બીજ સિવાય બીજું કાંઈ રોપ્યું નહીં,

જ્યારે ડહાપણ તેના જીવનો રેહનુમા નહીં બન્યો-ત્યારે હવે તે ખુવારી સાથ કયદમાં સબડે છે.

તેણે પોતાનું પાદશાહી તાજ અમોને સોંપી દીધું છે-દુન્યામાં તે બુરાં નામ સિવાય બીજું કાંઈ લઈ ગયો નથી

પાક યઝદાન કે જે સાહેબે આપણને નેકીનો માર્ગ દેખડાવ્યો છે તે સાહેબની બરક્તથી તેનું લશ્કર અને દરબાર શિકસ્ત પામ્યા છે.

જે રૂમીઓને કે તમો પોતાના શેહરોમાં પકડો-તેઓને તલવારથીજ તેઓનો હિસ્સો આપજો.

તમો સઘળા ઈન્સાફ શોધજો અને મારો હોકમ બજા લાવજો-અને મારી સાથ નવેસરથી ફરી કોલકરાર કરજો."

એ મુજબનાં રોશન જીવના પાદશાહ શાપૂરનાં નામા સાથ-સાંઢણી સવારો ચો તરફ દોડતા આવ્યા.

હવે શાપૂર પોતે તે છાવણી છોડી તયસફૂન તરફ આવ્યો-અને પોતાના સલાહકારો સાથે નિરાંતે મસ્લહત ચલાવી.

જ્યારે તેણે પોતાના નેયાગાનોનું તાજ સર ઉપર મેલ્યું-ત્યારે નેકીના પહોંચાડનાર ખોદાતાલાને યાદ કીધો.

પેલા બાગબાન માટે એક સરપાવ તૈયાર કીધો અને તેનેથી તેનો જીવ ખુશહાલ કર્યો.

પછી તેણે હોકમ કર્યો જેથી મુન્શી બંદીખાનામાં ગયો-અને કાગઝ ઉપર કયદીઓનાં નામ લખ્યાં.

જેથી રૂમના બુઝોર્ગો કે જે નામદારી ભરેલા હતા તેઓની એક હઝાર એકસો બેની ગણત્રી થઇ.

હમહ્ ખીશો પયવન્હે કયસર્ બુદન્દ
બરૂમ અન્દરૂન્ વીઝહ્ મેહ્તર્ બુદન્દ
જહાનદાર્ બુબ્રીદ શાન્ દસ્તો પાય
હરાન્રા કે બુદ બર્ બદી રહ્નુમાય
બેફર્મૂદ તા કયસરે રૂમ્રા
બેયારન્દ સાલારે આન્ બૂમ્રા
બેશુદ રૂઝબાન્ દસ્તે કયસર્ કશાન્
ઝે ઝેન્દાન્ બેયાવર્દ ચૂન્ બીહશાન્
જફાપીશહ્ ચૂન્ તાજે શાપૂર્ દીદ
સેરેશ્કશ ઝે દીદહ્ બરોખ બર્ ચકીદ
બેમાલીદ રન્ગીન્ રોખશ બર્ ઝમીન્
હમી ખાન્દ બર્ તાજો તખ્ત આફ્રીન્
ઝમીન્રા સરાસર્ બમેશ્ગાન્ બેરોફ્ત
બરીશો બતન્ ગશ્ત બા ખાક્ જોફ્ત
બદ્ શાહ્ ગોફ્ત અય સેરેશ્તે બદી
કે તર્સાઇઓ દુશ્મને યઝદી
પેસર્ ગૂઈ આન્રા કે અમ્બાઝ નીસ્ત
ઝે ગીતીશ ફર્ઝન્દો આઘાઝ નીસ્ત

ફ્રેરીબન્દઇ સખ્તો દીવાનઈ
બદી બદ નેઝાદી ન ફર્ઝાનઈ
નદાની તો ગોફ્તન્ સખુન્ જોઝ દોરૂઘ
દોરૂઘ આતેશી બદ્ બુવદ બી ફોરૂઘ
અગર્ કયસરી શર્મો રાયત્ કુજાસ્ત
બખૂબી દેલે રહ્નુમાયત્ કુજાસ્ત
ચેરા બન્દમ્ અઝ્ ખામે ખર્ સાખ્તી
બુઝોર્ગી બખાક્ અન્દર્ અન્દાખ્તી
ચુ બાઝાર્ગાનાન્ બબઝ્મ આમદમ્
ન બા કૂસો લશ્કર્ બરઝ્મ આમદમ્
તો મેહ્માન્ બખામે ખર્ અન્દર્ કશી
બઈરાન્ ગેરાઇઓ લશ્કર્ કશી
બેબીની કુનૂન્ જન્ગે મર્દાને મર્દ
કઝાન્ પસ નજૂઈ બઈરાન્ નબર્દ
બદ્ ગોફ્ત કયસર્ કે અય શહ્રયાર્
ઝે ફર્માને યઝ્દાન્ કે યાબદ ગુઝાર્
ઝે મન્ તખ્તે શાહી ખેરદ દૂર્ કર્દ
રવાનમ્ બરે દીવ્ મોઝ્દૂર્ કર્દ
મુકાફાતે બદ ગર્ કુની નીકવી
બગીતી દરૂન્ દાસ્તાની શવી
કે હર્ગેઝ્ નગર્દદ કોહન્ નામે તૂ
બમર્દી બર્ આયદ હમહ્ કામે તૂ
અગર્ યાબમ્ અઝ્ તૂ બજાન્ ઝીન્હાર્
બચશ્મમ શવદ ગન્જો દીનાર્ ખાર્
યકી બન્દહ્ બાશમ્ બદર્ગાહે તૂ
નજૂયમ્ જોઝ આરાયેશે ગાહે તૂ
બદ્ ગોફ્ત શાહ્ અય બદે બદ હોનર્
ચેરા કર્દી ઈન્ બૂમ ઝીરો ઝબર્
અગર્ ખાસ્તહ્ હર્ચે બોર્દી બરૂમ
મબાદા કે બીની તો આન્ શૂમ બૂમ

જેઓ સઘળા કયસરના ખેશી અને કુટુંબી હતા-અને રૂમનાં મોઅ્ભાદાર સરદાર હતા.

તેઓમાંથી જે કોઇ કે ઇરાનમાં બૂરાઈ કરવા ઉપર આગેવાન હતા-તેઓના હાથ અને પગ પાદશાહે કપાવી નાખ્યા.

પછી તેણે હોકમ કીધો કે "તે મુલકના સરદાર કયસર રૂમીને લાવે."

ચોકીબાન ગયો અને બંદીખાનામાંથી કયસરને બેહોશ થયલા શખ્સની માફક ઘસડતો ઘસડતો લઈ આવ્યો.

પેલા ઝુલ્મગારે જ્યારે શાપૂરનું તાજ જોયું-ત્યારે તેનાં મોં ઉપર આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં

તેણે શર્મથી લાલ થયલો પોતાનો ચેહરો ઝમીન ઉપર મસળ્યો-અને પાદશાહનાં તાજ અને તખ્ત ઉપર દુઆ કરવા લાગ્યો.

તેણે ત્યાંની સઘળી ઝમીન પોતાનાં પાપાણે કરી સાફ કીધી-જેથી તેની દાઢી અને શરીર ખાકે ભરાઇ ગયું.

પાદશાહ શાપૂરે તેને કહ્યું કે "ઓ બૂરાઇના ખમીરવાળા!-તું ખ્રિસ્ટી ૫૨૯
છે અને વળી ખોદાનો દુશ્મન છે.

જે ખોદાનો કોઇ જોડિયો નથી તેની નિસ્બતી તું એમ કહે છે કે તારો પયગમ્બર તેનો (ખોદાનો) છોકરો થાય છે-ખોદાની હસ્તીની શુરૂઆત પણ નથી અને છેડો પણ નથી.

તું તદ્દન ઠગારો અને દીવાનો શખ્સ છે-તું બૂરો છે, બુરી અઉલાદનો છે અને મૂર્ખો છે.

તું જૂઠું બોલવા સિવાય કાંઈ બીજું જાણતોજ નથી•જૂઠું-બોલવું એ રોશની વગરનો એક ખરાબ આતશ છે.

જો તું કયસરજ છે તો તારી શર્મ અને ડહાપણ કયાં છે-ભલાઇનો રસ્તો દેખાડનારૂં તારૂં દિલ કયાં છે?

તેં મને ગધેડાંનાં ચામડાંમાં શા માટે બંદ કીધો-અને તારી બુઝોર્ગીને ધૂળમાં કેમ નાંખી?

હું તો વેપારી બનીને તારે ત્યાં ખાણી પીણી માટે આવ્યો હતો-કાંઇ નગારાં અને લશ્કર લઇને લડવા તો નહીં આવ્યો હતો,

કે તું તારા મેહમાનને ગધેડાંનાં લીલાં ચામડાંમાં બાંધે-અને તું ઈરાન ઉપર ચઢાઇ લઈ જાય.

હવે તું મર્દાને મર્દની લડાઇ જોશે-કે ત્યાર બાદ ફરી તું ઈરાન ઉપર લડાઈ લઈ જવાની ખાહેશ કરશેજ નહીં."

કયસરે તેને જવાબ દીધો કે "ઓ પાદશાહ! ખોદાતાલાના હોકમથી કોણ બચી શકે છે?

પાદશાહી તખ્તે મારામાંથી ડહાપણને દૂર કરી નાખ્યું-અને મારો ૫૩૦
જીવ દેવનો શાગેર્દ બન્યો.

જો તું બદીનો બદલો નેકીથી વાળે-તો દુન્યામાં તું એવો પ્રખ્યાત થઇ જશે,

કે કદી પણ તારૂં નામ જૂનું થશે નહીં-અને મર્દાનગી સાથ સઘળી તારી ખાહેશ બર આવશે.

અગરજો હું તારીથી જીવતદાન મેળવું-તો ખઝાનો અને દીનાર મારી આંખોમાં તુચ્છ થઇ પડે.

હું તારી દરગાહમાં એક ગોલામ થઈ રહીશ-અને તારાં તખ્તની મોટાઇ વધે તેવાં કામ સિવાય બીજું કાંઈ કરીશ નહીં."

પાદશાહે તેને કહ્યું કે "ઓ બદ હુનરના બૂરા શખ્સ!-તેં આ મારો મુલક શા માટે નાશ કરી નાખ્યો?

અગરજો તું જે કાંઇ મારો ખઝાનો રૂમના મુલકમાં કે જે નેહેસ્ત મુલક ફરી તું જોય એવું કદી ના બનતું ત્યાં લઇ ગયો છે,

હમહ્‌ યકૂસર્‌ અઝ ખાનહ્‌ બાઝ્‌ આવરી
બદીન્‌ લશ્કરે સર્‌ફરાઝ આવરી
અઝ ઈરાન્‌ દેગર્‌ હર્‌ચે વીરાન્‌ શુદસ્ત
કેનામે પલન્ગાનો શીરાન્‌ શુદસ્ત
સરાસર્‌ બર્‌આરી બદીનારે ખીશ
બેયાબી મુકાફાતે કેર્દારે ખીશ
૫૩૧ દેગર્‌ હર્‌ચે કોશ્તી ઝે ઈરાનેયાન્‌
બેજૂઈ બરૂમ અઝ નેઝાદે કેયાન્‌
બયકૂ તન્‌ દહ્‌ અઝ રૂમ તાવાન્‌ દેહી
રવાન્‌રા બરે મન્‌ ગેરઉગાન્‌ દેહી
નખાહમ બજોઝ મર્દ કયસર્‌ નેઝાદ
કે બાશન્દ બા મા દરીન્‌ બૂમે શાદ
દેગર્‌ હર્‌ચે ઝીરાન્‌ બુરીદી દેરખ્ત
નબુરદ દેરખ્તે કસાન્‌ નીકૂબખ્ત
બેકારીઓ દીવારહા બર્‌ કુની
ઝે દેલહા મગર્‌ ખેશ્મ કમતર્‌ કુની
કુનૂન્‌ મન્‌ બબન્દી ન બન્દમ તોરા
બચર્મે ખરાન્‌ કય પસન્દમ તોરા
ગર્‌ ઈન્‌ હર્‌ચે ગોફતમ નેયારી બજાય
બેદરન્દ ચર્મત ઝે સર્‌ તા બપાય
વઝાન્‌ પસ કે ઈન્‌ યકૂબયકૂ બર્‌ શુમોરદ
જહાન્‌ગીરે. શાપૂર્‌ બા દસ્તબોરદ
દુ ગૂશશ બખન્જર્‌ બદુ શાખ કરદ
બયકૂ જાય બીનીશ સૂરાખ કરદ
મહારી બબીનીએ ઊ બર્‌ નેહાદ
ચુ શાપૂર્‌ અઝાન્‌ ખામે ખર્‌ કરદ યાદ
૫૩૨ દો બન્દે ગેરાન્‌ બર્‌ નેહાદશ બપાય
બેઓર્દશ હમાન્‌ રૂઝબાન બાઝ જાય
અરઝ ગાહો દીવાન્‌ બેયારાસ્તન્દ
કલીદે દરે ગન્જહા ખાસ્તન્દ
સેપાહ્‌ અન્જુમન કરદ રૂઝી બેદાદ
સરશ પુર્‌ ઝે કીન્‌ બૂદો દેલ પુર્‌ ઝે દાદ
અઝ ઈરાન્‌ હમી રાન્દ તા મર્ઝે રૂમ
હરાન્‌ કસ કે બૂદ અન્દરાન્‌ દશ્તો બૂમ
બેકોશ્તન્દો ખાનશ હમી સૂખ્તન્દ
જહાની ઝે આતેશ બર્‌ અફૂખ્તન્દ
ચુ આગાહી આમદ અઝ ઈરાન્‌ બરૂમ
કે વયરાન્‌ શુદ આન્‌ મર્ઝે આબાદ બૂમ
ગેરેફતાર્‌ શુદ કયસરે નામદાર્‌
શબે તીરહ્‌ અન્દર્‌ સફે કાર્ઝાર્‌
સરાસર્‌ હમહ્‌ રૂમ ગેર્યાન્‌ શુદન્દ
વઝ આવાઝે શાપૂર્‌ બેર્યાન્‌ શુદન્દ
હમી ગોફ્તે હર્‌ કસ કે ઈન્‌ બદ કે કરદ
મગર્‌ કયસર્‌ આન્‌ ના જવાનમરદ મરદ

તે સઘળો ત્યાંથી આ સરફરાઝ લશ્કરની નઝદીક પાછો લાવે;

તેમજ ઈરાનમાંથી જે જે ચીઝો વયરાન થઈ છે-અને તે જગ્યા ચિત્તા અને સિંહોનું રહેઠાણ બની છે,

તે સઘળું તું પોતાના પૈસાથી દુરોસ્ત કરે તોજ તું પોતાનાં કીધેલાં બૂરાં કામનો બદલો મેળવશે.

બીજું ઈરાનીઓમાંથી જેઓને તેં કતલ કીધા છે-તેના બદલામાં રૂમના પાદશાહી ખાન્દાનમાંથી તું શોધી કાઢ,

અને એક ઇરાનીના ખૂનને માટે દંડ તરીકે તારે દશ રૂમીઓના જીવ આપવા પડશે-અને તારો જીવ મારી પાસે ગિરવી મેલવો પડશે.

હું કયસરનાં ખાન્દાન સિવાયના બીજા મર્દોને માગતો નથી કે જેઓ મારી સાથે આ ખુશહાલ મુલકમાં રહેશે.

બીજું તેં ઇરાનમાંથી જેટલાં ઝાડો કાપી નાંખ્યાં છે જો કે કોઈ નેકબખ્ત માણસ કોઈનાં ઝાડ કદી કાપતો નથી,

તે સઘળાં પાછાં રોપી આપે અને સઘળી દીવારો પાછી બાંધી આપે-અને એમ કરીને તું અમારા લોકોનાં દિલમાંનો ગુસ્સો ઓછો કરે.

તારાં બૂરાં કામોને માટે તારા હાથે પગે બેડી નથી નાખતો અથવા તને ગધેડાંનાં ચામડાંમાં બાંધવાનું પણ મને ગમતું નથી

અગરજો આ મારૂં સઘળું કહેલું તું બજા નહીં લાવશે તો મારાં માણસો તારાં માથાંથી તે પગ સુધીનું ચામડું ચીરી નાખશે"

આ સઘળું એકેક પછી કહી રહ્યા બાદ તે દેશ જીતનાર ફતેહમંદી ભરેલા શાપૂરે,

તેના બન્ને કાનો ખંજરે કરી ચીરી નાંખ્યા-અને તેનાં નાખમાં એક વેહ પાડયો

એક રસી તે વેહમાં પોઈ અને તેમ કરીને શાપૂરે ગધેડાંનાં લીલાં ચામડાંમાં પોતે બંધાયો હતો તે વખતનું દુઃખ યાદ કીધું.

તેના પગમાં બે ભારી બેડી થોકી અને પેલોજ ચોકીબાન તેને પાછો પેહેરામાં લઈ ગયો.

લશ્કરની કવાએતની જગ્યા અને દફતરખાના તૈયાર કરાવ્યાં-અને ખઝાનાની કૂંચી મંગાવી.

તેણે લશ્કર એકઠું કીધું અને પગાર આપ્યો તેનું સર લડાઈથી ભરેલું અને દિલ ઇન્સાફથી ભરેલું હતું.

તે ઇરાનથી રૂમના મુલક તરફ ચાલવા લાગ્યો-તે સર ઝમીનમાં જે લોકો હતા,

તેઓને કતલ કરવા માંડયાં અને તેઓનાં ઘરબાર સળગાવવા માંડયાં-આખો દેશ આગથી સળગાવી દીધો.

જ્યારે ઈરાનીઓનાં કામથી રૂમમાં ખબર મળી-કે "તે આબાદ મુલક વયરાન થયો છે.

અને સીઆહ રાતે લડાઇની સફમાં-નામદાર કયસર પકડાઇ ગયો છે,"

ત્યારે તમામ રૂમ દેશ રડતો બન્યો-અને શાપૂરની ધાસ્તીથી ભુંજાવા લાગ્યો.

દરેક જણ બોલતો હતો કે "આ બૂરાઈ આપણી ઉપર કોણે કીધી ?-પેલા ઉછાછલા કયસર સિવાય બીજા કોઇયે નહીં."

## રફ્તને શાપૂર્ બરૂમ્ વ રઝ્મે ઊ બા યાનુસ્ બેરાદરે કયસર્.

જે કયસર્ યકી કેહ્ બેરાદર્શ બૂદ
પેદર્ મોર્દેહો ઝેન્દહ્ માદર્શ બૂદ
જવાની કુજા યાનુસશ બૂદ નામ
જહાનજૂયો બખ્શન્દહો શાદકામ
શુદન્દ અન્જુમન્ લશ્કરી બર્ દરશ
દેરમ દાદ પર્ખાશખર્ માદરશ
બદ્ ગોફ્ત કીને બેરાદર્ બેખાહ્
ન બીની કે આમદ જે ઈરાન્ સેપાહ્
ચુ બેશ્નીદ યાનુસ બેજૂશીદો ગોફ્ત
કે કીને બેરાદર્ નશાયદ નેહોફ્ત
બેઝદ કૂસો આવર્દ બીરૂન સલીબ્
સલીબી બુઝોર્ગો સેપાહી મુહીબ્
સેપહ્રા ચુ રૂય અન્દર્ આમદ બરૂય
બીઆરામ શુદ મર્દુમે જન્ગ્જૂય
રદહ્ બર્ કશીદન્દો બર્ખાસ્ત ઘવ
બેયામદ દવાન્ યાનુસે પીશરવ
બર્આમદ યકી અબ્રો ગર્દી સેયાહ્
કઝાન તીરગી દીદહ્ ગુમ કર્દ રાહ્
સેપહ્રા બયફૂરૂય બર્ કૂહ્ બૂદ
દેગર્ આબ્ અઝાન સૂ કે અમ્બૂહ્ બૂદ
બર્આમદ ખોરૂશીદને દારો ગીર્
હમાન્ આતેશે ખન્જરો ગોર્ઝો તીર્
જે ગર્દે સવારાન્ હવા શુદ બેનફ્શ
દેરખ્શાન્ સનાનો દેરફ્શાન્ દેરફ્શ
સેતારહ્ બરાન્ જન્ગ્ નઝ્ઝારહ્ બૂદ
કે હમ કીનો હમ ગાહે બીદારહ્ બૂદ
બેબસ્તન્દ ગોર્દાને રૂમી મેયાન્
બરાન્ જન્ગ્ ચફ્સર્ ચુ શીરે ઝેયાન્
ઝમીન્ આહનીન્ શુદ હવા લાજવર્દ
બઅબ્ર્ અન્દર્ આમદ સરે તીરહ્ ગર્દ
તો ગોફ્તી હવા અબ્ર્ દારદ હમી
વઝાન્ અબ્ર્ અલ્માસ બારદ હમી
હમાન્ લશ્કરે શાહે ઈરાનેયાન્
બેબસ્તન્દ ખૂન્ રીખ્તનરા મેયાન્
બદીનગૂનહ્ તા ગશ્ત ખુર્શીદ ઝર્દ
જે હર્સૂ હમી ગશ્ત બાદે નબર્દ
બેકોશ્તન્દ ચન્દાન્ કે રૂએ ઝમીન્
શુદ અઝ્ જઉશને કોશ્તગાન્ આહનીન્
ચુ અઝ્ કલ્બ્ શાપૂર્ લશ્કર્ બેરાન્દ
ચપો રાસ્તશ્ વીઝગાન્રા બેખાન્દ
ચુ બા મેહ્તરાન્ ગર્મ કર્દ અસ્પ્ શાહ્
ઝમીન્ ગશ્ત જુમ્બાનો પીચાન્ સેપાહ્
સુએ લશ્કરે રૂમેયાન્ હમ્લહ્ બોર્દ
બુઝોર્ગશ યકી બૂદ બા મર્દે ખોર્દ

## શાપૂરનું રૂમના મુલકમાં જવું અને તેની કયસરના ભાઈ યાનુસ સાથની લડાઈ.

કયસર કરતાં નાનો તેનો એક ભાઈ હતો-જો કે બાપ મરી ગયો હતો તો પણ તેની મા જીવતી હતી.

તે એક જવાન શખ્સ હતો અને તેનું નામ યાનુસ હતું-જે દેશ ૫૩૩
જીતનારો, બક્ષેશ કરનારો અને ઉમંગી હતો.

તેના દરવાઝા ઉપર એક લશ્કર એકઠું થયું-પોતાના બેટાને તેની લડાયક માએ લશ્કર માટે પૈસા આપ્યા

અને તેને કહ્યું કે "તું ભાઇનો કીનો લે તું જોતો નથી કે ઈરાનથી લશ્કર આવી લાગ્યું છે?"

જ્યારે યાનુસે એવું સાંભળ્યું ત્યારે તે ઉશ્કેરાઇ જઇને બોલ્યો કે "ભાઇનો કીનો છુપાવી દેવો જોઇતો નથી"

તેણે નગારાં થોકાવ્યાં અને ક્રોસ બાહેર લાવ્યો મોટો ક્રોસ અને ખૂનખાર લશ્કર બાહેર કાઢયાં.

જ્યારે લશ્કર એકેકની સામે થયાં ત્યારે લડાયક શખ્સો નાસબર બન્યા.

તેઓએ સફ સમારી, પોકાર ઉડાવ્યા-સરદાર યાનુસ દોડતો બાહેર પડયો.

તેવામાં એક વાદળી ચઢી આવી અને સીઆહ ગર્દ ઉઠી-તે અંધારાંને લીધે કોઇને કશું દેખાતું ન હતું.

રૂમી લશ્કરની એક તરફ પહાડ હતો-અને બીજી તરફ કે જ્યાં લશ્કર ભેગું થયું હતું ત્યાં પાણી હતું

હવે ધરપકડના આવાઝ નીકળ્યા તેમજ ખંજર, ગુર્ઝ અને તીરનો આતશ રોશન થયો.

સવારોની ધૂળથી હવા કાળી પડી ગઈ-ભાલા ચળકવા લાગ્યા અને ૫૩૪
ઝુંડા ઝળકવા લાગ્યા.

સેતારાઓ પણ આ લડાઈ દૂરથી જોઇ રહ્યા હતા કારણકે આ કીનો લેવાનો અને વેરભાવ દેખાડવાનો વખત હતો.

સઘળા રૂમી પેહલવાનોએ તે લડાઈ ઉપર મસ્ત સિંહની મિસાલ પોતાની કમર બાંધી.

ગોયા ઝમીન લોઢાંની બની અને હવા બલુ રંગની થઈ ગઇ-સીઆહ ધૂળનો છેડો વાદળ સુધી પુગ્યો.

તું કહે ગોયા હવા વાદળથી ભરાઈ ગઇ છે અને તે વાદળમાંથી તલવારો વરસાવે છે.

તેવીજ રીતે ઇરાનીઓના પાદશાહ શાપૂરનાં લશ્કરે-લોહી રેડવા માટે પોતાની કમર બાંધી.

એ પ્રમાણે ખુરશીદ અસ્ત પામ્યો ત્યાં સુધી દરેક બાજુથી લડાઇનો પવન ફુંકાવા લાગ્યો.

તેઓએ એટલા બધા સવારોને મારી નાખ્યા કે મૂએલાઓનાં બખ્તરથી ઝમીનની સપાટી લોઢાંની બની ગઈ.

જ્યારે શાપૂરે કલ્બગાહમાંથી લશ્કર આગળ ચલાવ્યું-ત્યારે તેણે ડાબી જમણી તરફના સરદારોને બોલાવ્યા.

જ્યારે પાદશાહે પેલા સરદારો સાથ પોતાનો ઘોડા તેઝ કીધો-ત્યારે ગોયા ઝમીન પણ હીલતી થઇ અને સામું લશ્કર ગભરાવા લાગ્યું.

તેણે રૂમીઓનાં લશ્કર ઉપર હમ્લો કીધો-તે લશ્કરનો વડો તેના ૫૩૫
રસાલા સાથે એકજ માણસ હતો.

બેદાનેસ્ત યાનુસ કે પાયાએ શાહ
નદારદ ગુરીઝાન્ બેશુદ બા સેપાહ
પસ અન્દર્ હમી તાખ્ત શાપૂર્ ગોરૂદ
બગેરૂદ અઝ હવા રઉશનાઈ બેઓરૂદ
બહર્ જાયગહ બર્ યકી તૂદહ કરૂદ
ઝમીનહા બમગ્ઝે સર્ આલુદહ કરૂદ
અઝાન્ લશ્કરે રૂમ ચન્દાન્ બેકોશ્ત
કે યક્ દશ્ત સર્ બૂદ બાપાયો પોશ્ત
બહામૂન સેપાહો ચલીપા નમાન્દ
બકેબ્લહા સલીબો સોકૂબા નમાન્દ
ઝે હર્જાય ચન્દાન્ ધનીમત ગેરેફ્ત
કે લશ્કર્ હમી માન્દ અન્દર્ શેગેફ્ત
બેબખ્શીદ યક્સર્ હમહ બર્ સેપાહ
જોઝ અઝ કુન્જે કયસર્ નબુદ બહરે શાહ

કે ઊ દીદ રન્જી અઝાન્ કન્જે ઊય
ન હમ ફ્રશાકો ગન્જ બુદ રન્જે ઊય
હમહ લશ્કરે રૂમ ગેરૂદ આમદન્દ
ઝે કયસર્ હમહ દાસ્તાનહા ઝદન્દ
૫૩૬ કે મારા ચુનૂ નીઝ મેહતર્ મબાદ
બરૂમ અન્દરૂન્ નામે કયસર્ મબાદ
ચુ ઝુન્નાર્ કેશ્સીસ શુદ સૂખ્તહ
ચલીપાએ મેત્રાન બર્ અફ્રૂખ્તહ
કુનૂન રૂમો કન્નૂજ મારા યકીસ્ત
ચુ આવાઝે કીશે મસીહ અન્દકીસ્ત

યાનુસે જાણ્યું કે તે પાદશાહની સામે ઉભા રહેવાની તાકત-નથી ધરાવતો તેથી તે પોતાનાં લશ્કર સાથ નાસવા લાગ્યો.

બહાદુર શાપૂર તેની પછાડી દોડવા લાગ્યો-તેની ધૂળથી હવામાંની રોશની પણ જતી રહી.

જગે જગે તેણે દુશ્મનોના ઢગલા વાળ્યા-અને ઝમીન સવારોનાં સરમાંનાં ભેજાંએ કરી ભરી નાખી

તે રૂમનાં લશ્કરમાંથી એટલા તો માર્યા ગયા-કે આખું મયદાન કપાઇ ગયલાઓનાં માથાં, પગ અને ધડથી ભરાઈ ગયું હતું.

લડાઈનાં મયદાનમાં નહીં લશ્કર કે નહીં ક્રોસ સાથના વાવટા રહેવા પામ્યા-કિલ્લામાં પણ ક્રોસ કે પાદરીઓ રહેવા પામ્યા નહીં.

દરેક જગ્યાએથી તેણે એટલી લૂટ મેળવી કે તે જોઈ લશ્કર પણ અજબ રહેવા લાગ્યું.

તે સઘળી લૂટ લશ્કરને બક્ષી દીધી માત્ર કયસરના મેહલના એક ઓરડા સાથ શાપૂરશાહને કામ હતું (કે જ્યાં ગધેડાંનાં લીલાં ચામડાંમાં તેને બાંધ્યો હતો).

કે તે જે ઓરડામાં તેણે દુઃખ જોયું હતું કયસરના મેહલ કે તેના ખઝાનામાં તેણે દુઃખ જોયું નહીં હતું

રૂમના તમામ લશ્કરીઓ એકઠા મળી-કયસરની પોતાના મેહમાન તરફ ચલાવેલી નાલાયક ચાલની વાતો કરવા લાગ્યા.

કે "એના જેવો આપણો કોઈ સરદાર હોતોજ ના-રૂમમાં કયસરનું નામ પણ ના હોતું!

જ્યારે પાદરીઓની કમરે લપેટવાની દોરી-તથા આર્ચબીશપના હાથમાં રાખવાની ક્રોસનાં માથાંવાળી લાકડી બળી ગઈ છે.

ત્યારે હવે રૂમ અને કનોજ આપણે મનસે સરખાંજ છે-કારણકે ઈસાની દીનનો આવાઝ ઘટી ગયો છે"

## નેશાનીદને રૂમેયાન્ બઝાનૂશ્રા બર્ તખ્તે કયસર્ વ નામએ ઊ બશાપૂર્ વ પાસોખે આન્.

:o:

યકી મર્દ બૂદ અઝ નેઝાદે સરાન્
હમ અઝ તોખ્મએ નામવર્ કયસરાન્
બઝાનૂશ મર્દે ખેરદમન્દ બૂદ
ઝબાનો રવાનશ પુર્ અઝ પન્દ બૂદ
બદૂ ગેફ્તન્ લશ્કર્ કે કયસર્ તો બાશ
બરીન્ લશ્કર્ એ મરૂમ મેહતર્ તો બાશ
બગોફ્તારે તુ ગૂશ દારદ સેપાહ
બેયફ્રૂઝ તાજો બેયારાએ ગાહ
બેયારાસ્તન્દ અઝ બરશ તખ્તે આજ
બઝાનૂશ બેન્શસ્ત બા ફ્રૂરે તાજ
બજાએ બુઝોર્ગીશ બેન્શાન્દન્દ
હમહ રૂમેયાન્ કયસરશ ખાન્દન્દ
બઝાનૂશ બેન્શસ્તો અન્દીશહ કરૂદ
ઝે રઝ્મો ઝે આવર્દગાહે નબરૂદ
૫૩૭ બેદાનેસ્ત ફ્રૂરા ઝે શાહે બલન્દ
ઝે રઝ્મો ઝે આવીઝેશ આયદ ગઝન્દ

## રૂમીઓનું બઝાનૂશને કયસરનાં તખ્ત ઉપર બેસાડવું અને શાપૂર ઉપર તેનું સુલેહનું નામુ અને તેનો જવાબ.

:o:

અમીરી બુન્યાદનો તેમજ નામવર કયસરોનાં તોખ્મનો એક માણસ હતો

તે અકલમંદનું નામ બઝાનૂશ હતું-તેની ઝબાન અને આત્મા બન્ને નસીહતથી ભરપુર હતાં

તેને રૂમી લશ્કરે કહ્યું કે "હવે તુંજ રૂમનો કયસર બન-આજથી તુંજ આ લશ્કરનો સરદાર થા

હવેથી લશ્કર તારોજ હોકમ બજા લાવશે તું તાજ રોશન કર અને તખ્તને સણગાર"

તેઓએ તેને માટે હાથીદાંતનું તખ્ત સણગાર્યું અને બઝાનૂશ દબદબા સાથ તાજ પેહેરીને તખ્ત ઉપર બેઠો.

તેને તેઓએ બુઝોર્ગી ભરેલી જગ્યાએ બેસાડયો અને સઘળા રૂમીએ તેને "કયસર" બનાવ્યો.

બઝાનૂશ તખ્ત ઉપર બેઠો અને તેણે લડાઈ તેમજ લડાઈનાં મયદાન માટે સઘળો વિચાર કીધો.

તેણે જાણી લીધું કે "બુલંદ મરતબાના પાદશાહ સાથ-લડાઇ અને ઝપાઝપી કરવાથી નુકસાનજ થશે.

